



# ગુણસુંદરી

સચિત્ર સ્ત્રી માસિક

આદ્યતંત્રી અને સ્થાપક સ્વ. જયકૃષ્ણ ના. વર્મા

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર ★ જુલાઈ '૪૭ ★ વર્ષ ૨૪ મું પુસ્તક ૪૮ મું

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

સંપાદક :
બકુલ જોષીપુરા
રતનનિવાસ, કોચરબ રોડ,
પાલડી, અમદાવાદ

# ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર
સુહાણમિત્ર પ્રેસ,
વડોદરા

પુ. ૪૮ મું. ] જુલાઈ : ૧૯૪૭ [ અંક ૫



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૫-૦-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છુટક નકલ બાર આના

ગૃહસુંદરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૪૮ ∴ જુલાઇ : ૧૯૪૭ ∴ અંક ૫

# 'હરખે'

***

દૂરે દિગંતમાં ચાંદલીયો ચમકે,
હરખું હાં હૈડું હેલાય
જોને સખી આનંદે અંતર ઉભરાય.....દૂરે

થાતું, ન માતું મને પુછું કાંઈ વાતડી
વ્યોમવાળો તે વાત કળી જાય....જોને.

નભના તે નીલ નીર માંહે તે નાચતા
ત ર વૈ યા તા ર લી યા ન્હા ય....જોને.

રૂડા રતનશી એ રૂપાળી ચાંદની
સા થે સં ગા થે સો હા ય....જોને.

છાની છુપાવતી પુછું હું ઘેલડી
પ્રિતમની પ્યાસ ક્યાં છીપાય !....જોને.

શ્રી બકુલ જ. જોષીપુરા

# રણવાટ

આસો માસો શરદ પૂનેમની રાત જો
તોરણીયાં બાંધ્યાં તે સખી આજ શૌર્યનાં હો રાજ.

ઘેરા નાદે ઢોલીડાં ધબકાય જો
રણ શીંગડાં વાગ્યાં છે સખી આજ મારા ચોકમાં હો રાજ.

ઝીણી ઝીણી નોબતો કંઇ વાય જો,
રણ તેડાં આવ્યાં રે સખી મારા વીરને હો રાજ.

લીધાં લીધાં થનગનતાં કંઇ ઘોડલાં જો,
હાથીની હારો તે લીધી વીરે સામટી હો રાજ.

લીધા લીધા જોબનવંતા જોધ જો,
અસિઓને ચળકાટે વીર રણે રાચતો હો રાજ.

થાતા થાતા ધનુર તણા ટંકાર જો,
ભાથાં ને ભાલાઓ ભરીયાં સૂમટાં હો રાજ.

છાંટો છાંટો કેસરીયાં કાંઇ છાંટજો,
રણકેસરી જાતો જો રણને ન્હોતરે હો રાજ.

ઘોળો ઘોળો રાતુડા કુમકુમ જો,
રાતુડા કુમકુમ કરો આજ વીરને હો રાજ.

વીર મારાં સતને સંગે રાખી જો.
વાયુની વેગે ને વસમા ખેલજો હો રાજ.

વીરા મારા રિપુને સંહારી જો,
પૂણ્યવંતા પગલે તે પાછા આવજો હો રાજ.

વીરા મારા મૃત્યુ રણે ભલે માણો જો.
પાછાં હઠતાં કુખ લજવાશે માતની હો રાજ.

વીરા મારા વિજય વરી વહેલા આવજો. .
ઓવારૂં હેતે તે વિજયી વીરને હો રાજ.

શ્રી. સદ્ભુતિ

# સ્ત્રી અને ગૃહ

લેખક :
યોગીન્દ્ર જ. ત્રિપાઠી,
એમ. એ.

આધુનિક યુગની કહેવાતી 'પ્રગતિ'એ સ્ત્રીને વધુ ને વધુ છૂટ આપવા માંડી છે અને પરિણામે એ ગૃહજીવનથી વધુ ને વધુ વિમુખ બનતી જાય છે. સ્ત્રીનું સામ્રાજ્ય ગૃહમાં છે–ગૃહજીવનમાં છે. ગૃહની પ્રત્યેક પ્રત્યેક વસ્તુમાં સ્ત્રીના હૃદયની–એની સુકોમળતાની–એની મૃદુતાની આવશ્યકતા છે. સ્ત્રીના જીવનનું ઉતમ અને પવિત્ર કાર્ય એની મૃદુતાદ્વારા અને સ્નેહદ્વારા પુરુષનું અને બાળકોનું જીવન મધુર અને આનંદી બનાવવાનું છે; અને સ્ત્રી પોતે પોતાના એ કાર્યક્ષેત્રમાં સ્વતંત્ર સામ્રાજ્ઞી છે.

પ્રકૃતિએ કરીને જ પુરુષ સુદૃઢ છે, સશક્ત છે અને તાપ, ઠંડી વગેરે સહન કરીને નાણું કમાઇ શકે એમ છે અને એટલા માટે જ એ ગૃહની બહારનાં કાર્યો માટે યોગ્ય છે; જ્યારે સ્ત્રી તો પ્રકૃતિએ કરીને તેમ જ સ્વભાવે કરીને–બન્ને રીતે મૃદુ છે. અને આમ એ ગૃહજીવન સંભાળવાને માટે જ યોગ્ય ગણી શકાય.

પુરુષને અને બાળકને માટે રસોઇ તૈયાર કરવી, એમને ભોજન આપવું, એમનાં કપડાં લત્તાં વગેરેની સંભાળ રાખવી, માંદા પડે તો એમની માવજત કરવી–આ બધું સ્ત્રીનું કાર્ય છે અને એ કાર્ય સ્ત્રી જેટલી સરળતાથી અને સફળતાથી બજાવી શકે તેટલી સફળતાથી પુરુષ ભાગ્યે જ બજાવી શકે.

ગૃહજીવનને સુંદર અને સ્વર્ગીય બનાવવું એ સ્ત્રીનું કાર્ય છે. સારા યે દિવસના શ્રમ અને બોજા પછી પુરુષને આકર્ષણનું સ્થાન પોતાનું ગૃહ જ હોય–નહીં કે ક્લબ વા મિત્ર મંડળી. એવું આકર્ષક ગૃહજીવન બને એ જોવાનું અને ટકાવી રાખવાનું કાર્ય સ્ત્રી દેવીનું છે.

પરંતુ ગૃહરાજ્ઞી તરીકેનું સ્ત્રીનું કર્તવ્યક્ષેત્ર આટલેથી જ અટકી જતું નથી. એની મર્યાદાઓ હજી મોટી છે. સ્ત્રી એટલે શીલમૂર્તિ, ઓજસ્મૂર્તિ, સત્યમૂર્તિ. પુરુષના ચારિત્ર્યનું બલ સ્ત્રી છે. સ્ત્રી જો સત્યને, સૌંદર્યને અને પ્રભુતાને ચ્હાતી હશે તો પુરુષ પણ સત્યનો અને પ્રભુતાનો જ ઉપાસક બની રહેશે. સ્ત્રીમાં જો દુષ્ટતાનો અંશ હશે તો એ ગૃહને દુષ્ટ અને ઝેરી વાતાવરણવાળું બનાવી મૂકશે અને આખરે પોતાનો અને પોતાના ગૃહનો વિનાશ નોતરશે.

સ્ત્રીના ગૃહજીવનનું હજી યે વધુ અગત્યનું એક કાર્ય છે અને તે માતા તરીકેનું; જેમાં સ્ત્રીમાં જે કંઇ સર્વોત્તમ છે તેના આવિષ્કરણનું પૂરેપૂરું સાફલ્ય થાય છે. જેવી માતા તેવાં બાળકો અને જેવાં બાળકો તેવી પ્રજા માતા સારી અને સંસ્કારી હશે તો બાળકો પણ સારાં અને સંસ્કારી થશે અને સત્યના આચરણમાં માતા જેટલી ચોકસાઇ રાખશે તેટલા પ્રમાણમાં એનાં બાળકો સત્યાગ્રહી અને સંસ્કારી નીવડશે.

બાળકના જીવનમાં–એના ચારિત્ર્યના ઘડતરમાં માત્ર એનાં પ્રકૃતિતત્વો જ કારણભૂત નથી. આ પ્રકૃતિતત્વો ઉપરાંત જે વાતાવરણમાં–જે સંસ્કારોમાં બાળક ઉછરે તે વાતાવરણ અને તે સંસ્કારો અતિ મહત્વનો ભાગ ભજવે છે અને આટલા માટે જ ગૃહનું વાતાવરણ સારા સંસ્કારોવાળું અને પ્રગતિકર હોવું જોઇએ અને એ વાતાવરણની વિધાતા માતા છે.

આમ, ગૃહજીવનમાં પત્ની તરીકે, માતા તરીકે તેમ જ ભવિષ્યની પ્રજાની નિર્માતા તરીકે માતાનું સ્થાન અતિ ઉચ્ચ અને અદ્વિતીય છે અને જગતની ગમે તેટલી પ્રગતિ થશે તો પણ સ્ત્રી એના આ ઉચ્ચ સ્થાનમાંથી કદિ પણ ચ્યુત થઇ શકશે નહીં. પશ્ચિમની સુધરેલી પ્રજાને બહુ મોડે મોડે પણ આ વાત સમજાવા લાગી છે અને યુરોપના કેટલાક મુલકોમાં તો એ નિર્વિવાદ સ્વીકારાયું છે કે સ્ત્રીને ગૃહરાજ્યનું કાર્ય જ સોંપાવું જોઇએ. પરંતુ, પશ્ચિમની ઘણી બાબતોમાં ખોટી નકલ કરનાર પૂર્વના દેશોમાં આ સત્ય હજી સમજાયું નથી, એ શોચનીય છે.

આપણે આશા રાખીએ કે આપણે આ સત્ય સમજીએ અને આંધળા વિદેશી અનુકરણમાંથી પાછા ફરીએ.

---

## મને જે ગમે તે કરૂં છું

હું દિનરાત તારી યાદે મરૂં છું,
બરબાદી મારી સંપૂર્ણ કરૂં છું;
એ યાદ ભૂલવા તવાયફ-શરાબો-
ના ધામોમાં હરદમ રમણ કરું છું.

છતાં રૂપ ને યાદ તારી જો આવે,
તો રડું છું, ઝુરૂં છું, બળું છું, મરૂં છું,
છતાં સ્વપ્નમાં તું આપે શીખામણ!
તને શું! મને જે ગમે તે કરૂં છું.

ત્યાં તો પ્રિયાનો સંદેશ આવે-
કે, મૂર્ખ બરબાદી શાને કરૂં છું,
અરે! બેવફા, બેકદર સનમ ઓ—
તને શું! મને જે ગમે તે કરૂં છું.

શ્રી બાબુભાઇ શાહ

# નોંધપોથીમાંથી—

લેખક
શ્રી. મહેન્દ્રકુમાર ઓ. દેસાઇ બી. એ.

## બંધારણ

" Indian Law Review "માં, " The Constituent Assembly " એ મથાળા નીચે સુંદર અભ્યાસપૂર્ણ લેખમાળા, " The Independent India "ના વિદ્વાન તંત્રી શ્રી. માનવેન્દ્ર રોય, લખે છે. એ લેખમાળાના બીજા વિભાગમાં, New Constitution નવા બંધારણમાં અનિવાર્યપણે સમાવેશ થવા પાત્ર સિદ્ધાન્તોની શ્રીયુત રોયે પોતાની દૃષ્ટિથી, સુંદર સમાલોચના કરી છે. તેમાંથી કેટલાક વિચારોનો સંક્ષિપ્ત સારભાગ અત્રે રજુ કરવામાં આવે છે.

વર્તમાન બંધારણ ઘડનારી સભાનું સ્વરૂપ રાજકિય (political) અને ધારાકિય (legal) દૃષ્ટિએ કેવું છે, તે તથા તેના ભાવિ વિષે ઠીક ઠીક તટસ્થ ચર્ચા કરી, વિદ્વાન લેખક કોઇ પણ બંધારણનું ઐતિહાસિક મહત્વ સમજાવે છે. અને પછી રાજ્યતંત્ર State વિષે વિવેચન કરતાં, તેઓ જણાવે છે કે, રાજતંત્ર અને સમાજને બહુ જ સીધો સંબંધ છે. સમાજની બદલાતી પરિસ્થિતિ અથવા ઉત્ક્રાન્તિ અનુસાર, જરૂરિયાત પ્રમાણે, પ્રજાના આંતરિક સામાજિક સંબંધો (Internal Social relations) ઉપર અંકુશ રાખી શાસન ચલાવવા (એટલે કે સુવ્યવસ્થા રાખવા) સંસ્થાપિત કરેલો સિદ્ધાન્તોનો સમૂહ અમર કાયદો—તેને રાજ્યતંત્રનું બંધારણ ( Constitution of State ) કહેવામાં આવે છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં, નવિન સમાજરચના નવિન બંધારણની અપેક્ષા અવશ્ય કરે છે. કારણ સમાજનો રાજકિય વહિવટ કે વ્યવસ્થા ( Political Organization ) તે જ રાજ્યતંત્ર ( State ) છે. એટલે કે, રાજ્યતંત્રને—તેથી તેના બંધારણને—સમાજ સામું દૃષ્ટિ રાખ્યા શિવાય છૂટકો જ નથી.

નવિન રાજ્યબંધારણ ઘડવાનો પ્રસંગ, માત્ર કાયદાની વિધિનો ( legal formalities ) જ પ્રશ્ન નથી. પરંતુ ઐતિહાસિક, સામાજિક અને ( તેથી ) રાજકિય ક્રાન્તિનો પણ તે પ્રશ્ન થઇ પડે છે. કારણ કે સામાજિક સંબંધોના વહિવટ સારૂં, રાજ્યતંત્ર સર્વોત્તમ સાધન બને છે. તાત્પર્ય કે, નવા બંધારણની રચના એ માત્ર રાજકિય ક્ષેત્રનો જ ફેરફાર નથી પરંતુ સામાજિક ક્રાન્તિનો પણ પ્રસંગ છે. તેથી, નવિન રાજતંત્રનો પાયો, સમાજ અને કાયદાની દૃષ્ટિએ પણ સદર અને મજબૂત અને, એ—જાળવવાનું મુખ્ય કર્તવ્ય, બંધારણ ઘડનારી સભાનું થઇ પડે છે.

પ્રજાતંત્રવાદના પાયા પર રચાયેલું ( Democratic Constitution ) તદન નિર્બન્ધ એટલે કે સ્વતંત્ર, સમૃદ્ધ અને પ્રગતિશીલ ( free, prosperous and progressive ) ધોરણો ઉપર થવું જોઇએ. આ બાબતમાં, શ્રીયુત રોય પોતે, બંધારણિય રીતે નાગરિકતાના હક્કો સ્થાપન કરનારી યુરોપિય પદ્ધતિની તરફેણ કરે છે. નાગરિકતાના હક્કોનો ( The rights of citizenship ) મૂર્ત રીતે પ્રજા સારી રીતે ઉપભોગ કરી શકે તે માટેની અનુકૂળ જોગવાઇ, નવિન બંધારણથી સ્થપાતા રાજ્યતંત્રના કાર્યક્રમ કે ફરજોમાં ચોક્કસપણે

થવી જોઇએ. વિશેષમાં, શ્રી રોય ભારપૂર્વક જણાવે છે કે, આ હકોની જાહેરાત જ બંધારણનું સ્વરૂપ નક્કી કરી દે-તેમ છે. બાકીનો બધો ફકરખત આપોઆપ ધારાબદ્ધ થતાં મુશ્કેલી નડે તેમ નથી. તેમનું જ વાક્ય અત્રે આપીએ કે,

" The declaration of rights sets the tone of the constitution, the rest of the document follows logically. "

પ્રજાતંત્રવાદી ( લોકશાહી ) બંધારણના અતિમહત્વના મુદ્દાઓ પૈકી ૭ સિદ્ધાન્તો, શ્રી. રોયે રજુ કરેલા છે તે નીચે પ્રમાણે છે.

૧ સર્વોત્કૃષ્ટ સાર્વભૌમ સત્તાની અધિકારી સંપૂર્ણતઃ પ્રજા છે અને આ અધિકાર, રાજ્યતંત્રના ધારા-કાનૂન, કારોબાર અને કાર્યવાહીની પદ્ધત્તિઓ ઉપર પ્રજાના પ્રતિનિધિઓના સીધા અંકુશ દ્વારા જ અમલમાં આણવો જોઇએ.

૨ સમાજની રાજકિય વ્યવસ્થામાં સુધારો કે ફેરફાર કરવાનો પ્રજાને અબાધિત અધિકાર હોવો જોઇએ.

૩ જ્યાં સા જુલમ અને દમન પ્રવર્તતાં હોય ત્યાં તે વિરુદ્ધ પ્રતિકાર કે બળવો કરવાનો હક્ક પવિત્ર મનાવો જોઇએ.

૪ રાજ્યતંત્ર અથવા રાજ્ય ( State ) એ સમાજની રાજકિય વ્યવસ્થાનું વહીવટી તંત્ર ( Organization ) હોઇ, એકેએક બાબતમાં તેની (રાજ્યની) સમસ્ત જનતા ( પ્રજા ) સાથે અભિન્નતા હોવી-સ્વીકારવી જોઇએ.

૫ જમીન ( Land ) અને તેની અંતર્ગત સમૃદ્ધિઓ - વગેરે સામાન્ય પ્રજાની સાર્વજનિક મિલ્કત ગણવી જોઇએ.

૬ કાયદાથી નક્કી કરેલો એક સમાન ધોરણનો ( Unitary ) જમીનધારો ભરવા સિવાય, જમીનના ખેડનાર ખેડૂતને જમીન ધારણ કરવા માટેની બીજી કોઇ પણ પાત્રતાની આવશ્યકતા ન હોવી જોઇએ.

૭ વાણી અને લેખન-પ્રકાશનના સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે નિશ્ચિત બાંહેધરી હોવી જોઇએ.

---

## કર્મ કરતા

: પંક્તિ :

પ્રાચીનયુગનાં કર્મો તપાસો ને—,
તપાસો વેદ પુરાણ ગ્રંથો;
અમરત્વ પામ્યાં સ્ત્રી-પુરુષો,
તે સર્વે સૌ સત્કર્મ કરતા.
અને આજે?—
વેર, ઝેર કોમવાદે અગડતા,
મદ થકી માનવી કંઇક ફરતા;
તેથી જ પામો કષ્ટ, શયતાનીઓ—
અટકો હવે કુડાં-કર્મ કરતા.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

# સ્વ. સૌ. પ્રભાવતી ન. ઠક્કર



જેમનું ગઈ તા. ૨૬ મે '૪૭ ના રોજ દુ:ખદ અવસાન નીપજ્યુ છે.

"ગુણસુન્દરી" ના વ્યવસ્થાપક શ્રી. નટવરલાલ ઠક્કરના પત્ની સૌ. પ્રભાવતીનાં ૨૨ વર્ષ જેટલી ભરયુવાન વયે ગઈ તા. ૨૬ મે '૪૭ના રોજ અકાળે થયેલા દુઃખદ અવસાનની નોંધ લેતા અમે અત્યંત ખેદ અનુભવીએ છીએ.

એમના અકાળ અવસાનથી શ્રી. નટવરલાલ પર જે અણધાર્યું દુઃખ આવી પડયું છે તે સહન કરવાનુ પ્રભુ તેમને બળ આપો.

હજી તો તેમના લગ્ન થયાને માત્ર બાર માસ જ વીત્યા હતા. લગ્નજીવનના પ્રથમ પગથીએ તેમનો સુખી સંસાર ચાલતો હતો ત્યાં કુદરતે તેમના પર આ અણધારી આફત ઉતારી મૂકીને એમને એકાકી વિલાપ કરતા મૂકી ગયાં છે.

સ્વ. સૌ. પ્રભાવતીનો જન્મ સુરત જીલ્લાના અમલસાડ ગામે ત્યાંના જાણીતા વેપારી અને પ્રતિષ્ઠિત નાગરિક શ્રી. મગનલાલ નરોતમદાસ ઠક્કરને ત્યા થયો હતો. બાલ-

પણમાં સુખી માતા પિતાના સ્નેહવાત્સલ્યમાં ઉછરેલાં સૌ. પ્રભાવતીએ વર્નાક્યુલર ફાઇનલ સુધીનો અભ્યાસ કર્યો હતો. અને સાહિત્ય-કળામાં ઊંડો રસ ધરાવતાં હતાં. આમ વાચન-વિચારના પરિણામે તેમનામાં ધાર્મિક ભાવના પણ સારી કેળવાયેલી હતી. બે ભાઈઓ વચ્ચેની આ એક બહેન તેમનાં માતા પિતા અને ભાઇઓનાં લાડકવાયાં હતાં. છતાં ગૃહકાર્યમાં પણ એટલાં જ કુશળ હતાં. અને તે એટલે સુધી કે, શ્રી. નટવરલાલનાં માતુશ્રી સ્વ. ડાહીબેનના અવસાન બાદ જાણે તેમની ખોટ એમના ઘરમાં એમણે પૂરી દીધી હતી. અવારનવાર–લગભગ નિત્ય આવતા મહેમાનોનો સત્કાર અમાઉની માફક તેમના આ ગૃહમાં આવ્યા પછી કોઇ જાતની ઉણપ રહિતપણે તેઓ કરતાં હતાં. અને તેમનો સદા હસતો ચહેરો એમને ત્યાં આવતાં સૌ કોઇને માટે આગતાસ્વાગતાનું આદર્શ સૂચક હતો. તેમને કયારે ય પણ જોનારે તેમનો ચહેરો " ઊતરી ગયેલો " કદી ય જોયો નહોતો. એ હસમુખી બાઇ સૌને માટે સ્નેહદર્શક હતાં. આમ બાળપણથી કિશોરાવસ્થામાં તેમણે આપણી આર્ય કન્યાને મળતું જોઇતુ સઘળું શિક્ષણ તેમનાં માતા પિતા અને ભાઇઓ દ્વારા પ્રાપ્ત કર્યું હતું. '

મપા વર્ષમાં મે માસમાં "ગુણસુંદરી" ના વ્યવસ્થાપક શ્રી નટવરલાલ ઠક્કર સાથે તેમનાં લગ્ન થયાં. એક ખાનદાન કુટુંબનો બીજા તેવાજ કુટુંબ સાથે પરસ્પર સંબંધ બંધાયો અને સૌ. પ્રભાવતી અને ભાઇ નટવરલાલનું સુખી જીવન આમ નિર્વહન થતું હતું.

સાસરે આવીને સૌ. પ્રભાવતીએ પોતાના પતિ શ્રી. નટવરલાલ ઠક્કર સાથે "ગુણસુંદરી" ના સર્જનમાં પણ ઉત્સાહ દાખવવા માંડયો. એમાં આવતા વિષયો, એના ઉઠાવ અને રૂપ રંગ તેમજ પ્રચારને લગતી બાબતોમાં પણ તેમણે તેમના પતિની સાથમાં સારો રસ લેવા માંડયો. અને, ભાઈ નટવરલાલ ઠક્કરના જણાવવા મુજબ તો " ગુણસુંદરી "ની ઉત્તરોતર વધતી જતી ગ્રાહકસંખ્યા અને એમાં આવતી વાચન સામગ્રીથી તે અત્યંત આનંદ પામતાં હતાં.

આમ એ યુગલ આનંદકલ્લોલ કરતું સાહિત્ય-રસોલ્લાસ માણતું હતું. બીજી તો કોઈ વાતની તેમને કમીના નહોતી એટલે સૌ વાતે તેઓ સુખી હતાં.

પરંતુ કુદરતને એમનો આ સુખવૈભવ ન ગમ્યો. એને માત્ર એક જ વરસના એમના આ સુખી ગૃહજીવનની " નજર લાગી " અને એણે એનો સોટો ઉઠાવ્યો. કરાળ કાળ દ્વારા અણધારી ઘડીએ કુદરતે એને ભાઈ નટવરલાલ પાસેથી ઉપાડી લીધી–કેમ જાણે અદ્દર જ ઉપાડી લીધી. કલાક–બે–કલાક પહેલાં નહોતી ખબર કે થોડાક કલાકોમાં એ સન્નારીનો જીવનદીપ આમ અકાળે અણધાર્યો બુઝાઇ જશે. હજી તો એ એની સૌમ્ય તેજસ્વિતાએ પ્રકાશતો હતો, એના પ્રકાશના અંબારે ભાઇ નટવરલાલની ગૃહકુંજમાં અનેક આશાઓ અને ભાવી યોજનાઓ અજવાળાતી હતી. પરંતુ માત્ર બે જ કલાકના ટુંકા ગાળામાં એ સન્નારીનો જીવનદીપ બુઝાઇ ગયો, અને ભાઇ નટવરલાલને પોતાનો વસમો વિયોગ સોંપી એ ચાલી ગઈ. ભાઈ નટવરલાલને એનું જીવન, એનો સહવાસ, એનો પરિણય બધું જ જાણે સ્વપ્નવત્ બનાવી ગઇ; અને કેમ જાણે કહેતી ગઇ: "'મારો ને તારો આટલો ઋણાનુબંધ; તે પૂરો કરીને જાઉં છું."

સાચે જ, ઋણાનુબંધે સૌ સૌને આવી મળે છે! કોણ કોનું કેટલા વખત માટે! મિત્ર, પુત્ર કલત્ર સૌ સૌનો ઋણાનુબંધ ચૂકવી રસ્તે પડે છે,

અને એટલે જ, અમે કહીએ છીએ કે ભાઈ નટવરલાલ ને સ્વ. સૌ પ્રભાવતી સાથેનો લગ્નસંબંધ ઋણાનુબંધી હતો. વખત પૂરો થયો, એ ચાલ્યાં ગયાં. અફસોસ નકામો છે! આ પ્રસંગે તેમના પર કુદરતનો કુઠારાઘાત આવી પડયો છે, છતાં ધૈર્ય ધારણ કરી આવી પડેલી પરિસ્થિતિને સહન કરી બરદાસ્ત કરી લેવાનું પરમનિયંતા પરમાત્મા તેમને બળ-પ્રેરણા અર્પે. એજ એ મહાન વિભુ પ્રત્યે પ્રાર્થી સદ્દગત સૌ. પ્રભાવતીના આત્માને પ્રભુ ચિરશાંતિ અર્પો એ અભ્યર્થનાપૂર્વક વિરમીએ છીએ.

પામર માનવી! કુદરત આગળ કોનું ચાલે છે! બસ, લાચારી ! ૐ ૐ ૐ શાંતિઃ

---

# સ્વપ્નલોક

સૂતી હતી હું ભર નીંદમાં
મને લાધ્યું ત્યાં સોણલું અગમ્ય રે;
વિહરૂં અજાણ સ્વપ્નલોકમાં ! ટેક.

રહી રચાઇ આત્મા પ રે,
મારા પ્રતિમા એક સુરમ્ય રેઃ
વિહરૂં અજાણ સ્વપ્નલોકમાં !

કોઇ અદીઠ નવજવાન ત્યાં,
હતો વીણા બજાવતો મધુર રેઃ
વિહરી રહી સ્વપ્નલોકમાં !

સરિતા તરંગ સમા હતા,
એના ઉઠતા સંગીતના સૂર રેઃ
વિહરી રહી સ્વપ્નલોકમાં !

વીણા અદીઠ હતી વાગતી,
હતા ઝણઝણતા સાતે તાર રેઃ
વિહરી રહી સ્વપ્નલોકમાં !

સ્વપ્નતરંગે હતી રાચતી,
ત્યાં આવ્યો અંતરમાં વિચાર રેઃ
આવ્યું એ કોણ સ્વપ્નલોકમાં !

જોતી હતી હું ઉત્સાહથી,
જે દિનની કેદાડની વાટ રે:
વિહરી રહી સ્વપ્નલોકમાં !

આખર ઊગ્યો ઉષ્માભર્યો,
ભાળ્યા પ્રીતમ સ્વપ્નને ઘાટ રેઃ
વિહરી રહી સ્વપ્નલોકમાં !

શ્રી જનાર્દન પ્રભાસ્કર.

# સ્વ. મોતીલાલ રવિશંકર ઘોડાનું પુણ્યસ્મરણ

વેદાન્તિ સ્વ. મોતીલાલના નામથી ગુજરાતના સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓ અજાણ્યા નથી જ. હમણાં હમણાં ગુજરાતમાં સાહિત્યને કુદરત તરફથી અનેક ફટકાઓ પડવા લાગ્યા છે અને તેમાં પૂ. મોતીલાલના અવસાનનો ઉમેરો થતા આપણને વધારે આઘાત થાય છે. તા. ૧૩-૫-૪૭ ના રોજ જુનાગઢ મધ્યે પૂ. મોતીલાલનું ઓંતેર વર્ષની પાકી ઉમ્મરે અવસાન થયું છે એની આપણે સખેદ નોંધ લઈએ છીએ.

આજથી ઓંતેર વર્ષ પહેલાં સ્વ. મોતીલાલનો જન્મ જુનાગઢ મુકામે થયો ત્યારબાદ ક્રમે ક્રમે સ્વ. મોતીલાલનો બાલ્યકાળ વિતતો ગયો. મોતીલાલના પિતા એક ધાર્મિક વ્યક્તિ હતા અને તેથી તેમનાં ઘરનું વાતાવરણ હંમેશા ધર્મની ભાવનાથી ભર્યું ભર્યું રહેતું એટલે બચપણમાંથી જ સ્વ. મોતીલાલ ઉપર ધર્મની છાપ પડેલી અને ધર્મસંસ્કારનાં બીજ તેમનામાં ઉંડે ઉતરેલા. તેઓ તેમના મિત્રમંડળમાં ઘણા જ પ્રિય હતા. બાલ્યકાળમાં જરા તોફાની અને બેદરકાર જણાતા. તે મોટી વયે પ્રખર વેદાન્તિ થશે એ વાત કોના ખ્યાલમાં હોય. તેઓને પાઠ્યપુસ્તકો શીવાયનાં અન્ય કોઇ પુસ્તકો વાંચવા વિચારવાની ટેવ નહોતી એ વાત ખાસ લક્ષમાં લેવા સમાન છે. શાળા અભ્યાસક્રમ પુરો કરી તેઓએ સને ૧૮૯૨માં મુંબઇની વિલ્સન કોલેજમાં અભ્યાસ શરૂ કર્યો અને સને ૧૮૯૫માં બી. એ. ની પદવી મેળવી. ત્યારબાદ તેઓ ૧૮૯૭માં એલ. એલ. બી. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. કોલેજ જીવન દરમ્યાન નોંધવા લાયક હકિકત તે ફક્ત તેમની સ્મરણશક્તિ વિષેની છે. તેઓની સ્મરણશક્તિ કોઇ વેદકાળના ઋષિમુનીઓ સમાન હતી. કાયદા જેવાં પુસ્તકો માત્ર તેઓને એક જ વાર વાંચવા પડતાં અને તે સમયે કરેલા પુસ્તકોનું વાચન અક્ષરસઃ તેઓને ઓંતેર વર્ષની વયે પણ યાદ હતું. હું નથી માનતો કે આવી શક્તિ સાધારણ મનુષ્યને હોઇ શકે. અસાધારણ વ્યક્તિને જ અદભૂત સ્મરણશક્તિ વરે.

વકીલ સાહેબ બન્યા બાદ તેઓના જીવનનો બીજો હપ્તો શરૂ થયો. ત્યારબાદ તેઓએ જુનાગઢની નોકરી લીધી અને જુનાગઢ રાજ્યના ન્યાયખાતામાં તેઓ થોડા વર્ષ માટે રહ્યા. તે સમયે પણ તેઓએ તેઓનું વ્યક્તિત્વ જાળવી રાખ્યું હતું. વગવસીલાથી દૂર નાસી જઇ તેઓએ ન્યાયખાતાને કીર્તિ છોગું ચઢાવી પૂર્ણ ન્યાય આપેલો. અમુક રાજકીય સંજોગોને વશ થઈ તેઓએ જુનાગઢ રાજ્યની નોકરી છોડી અને ત્યારબાદ તેઓ અમદાવાદ જઇ વકીલાત કરવા લાગ્યા. તે વિષે અત્રે ઉલ્લેખ કરવો ઘટે છે કે તેઓની વકીલાત શુદ્ધ અને પરોપકારી હતી. તેઓ ફોજદારી વકીલ હતા તે જાણી લેવું જોઇએ. તેઓએ વકીલાતના ધંધા દરમ્યાન કોઇપણ દિવસ પૈસા તરફ વધારે દૃષ્ટિ રાખી હોય એવું સાંભળવામાં નથી. વકીલાત દરમ્યાન તેઓની સ્મરણશક્તિ વકીલોમાં વખણાતી. તેઓ એવા એક જ વકીલ હતા કે જે પોતાના કેસના કાગળીયાં બનાવતા નહોતા. પચાસ પચાસ સાક્ષીઓની જુબાની તેઓ સ્મરણમાં જ રાખતા.

તેઓની ચાલીસ વર્ષની ઉંમર સુધી તેઓ સાહિત્યના ક્ષેત્રમાં પડયા ન હોતા. અગર તો તેઓએ સંસ્કૃત ગુજરાતી વિષયોનો પૂર્ણ અભ્યાસ કરેલો નહી. ત્યારબાદ અમુક

મિત્રોના સમાગમથી તેઓને સંસ્કૃતનો શોખ લાગ્યો અને પછીથી તે ઉત્તરોત્તર વિકસતો ગયો. સ્વભાવથી જ મહેનતુ અને ઉદ્યમી હોઇ તેઓએ તેઓના આ અભ્યાસમાં તુરત જ પ્રવિણતા મેળવી. ત્યારબાદ તેઓનું મન ધીમે ધીમે વકીલાત પ્રતિ વિમુખ થતું ગયું. આ ઉંડા અભ્યાસના ફળ રૂપે તેઓએ તેઓનું પહેલું પુસ્તક શ્રી. શંકરાનંદી ગીતાનો અનુવાદ ૧૯૨૬માં બહાર પાડયો. આ અનુવાદ શ્રી સયાજી સાહિત્યમાળામાં ત્રણ પુસ્તકોમાં છપાયો છે અને તે લખવા બદલ તેઓને પારીતોષીક તરીકે વડોદરા રાજ્ય તરફથી રૂ. ૪૦૦૦) મળેલા. આ અનુવાદ વિદ્વાન મંડળોમાં વખણાયેલો. આ કાળ દરમ્યાન એક વસ્તુ નોંધવા જેવી છે અને તે એ કે તેઓ આ સમયમાં પ્રવચનો પણ કરતા. તેઓનાં ધાર્મિક પ્રવચનો તે સમયે ઠીકઠીક વખણાયાં હતાં. ત્યારબાદ ઉત્તરોત્તર તેઓની પ્રગતિ થતી ગઇ અને તેઓએ અનેક પુસ્તકો લખ્યાં. તેઓએ મહાકઠીન એવા ચાર વેદોનું ભાષાંતર કર્યું. રૂગ્વેદ, અથર્વવેદ, સ્યામવેદ, યજુર્વેદ. વેદોનું ભાષાંતર કરવું એ સહેલ નથી એ આપણે સમજીયે છીએ. આપણામાંના હાલના ઘણાએ તો વેદો કદાપી જોયા પણ નહીં હોય. ત્યારબાદ તેઓએ ઇશોપનિષદ વીગેરે પુસ્તકો લખ્યાં. તેઓએ શાંખાયન ગૃહ્યસૂત્ર પણ રચેલું છે. ભક્તિરસાયન નામક પુસ્તક સારૂં પ્રસિદ્ધિ પામેલું. તેઓના જીવનના અંતકાળ દરમ્યાન તેઓએ ચરકસંહિતાનો પણ અનુવાદ કરેલો છે. સ્વ. મોતીલાલ 'અખા'ના પણ પૂર્ણ અભ્યાસી હતા. જે વાતનો ઉલ્લેખ શ્રી. ઉમાશંકર જોષીએ તેઓના અખાનો પુસ્તકમાં કર્યો છે. આ રીતે સ્વ. મોતીલાલે અમુલ્ય સાહિત્યસેવા કરી. આ સાહિત્ય-સેવાની કદર રૂપે ૧૯૩૭ની સાલમાં તેઓને માનપત્ર આપી વેદવેદાન્તવારિધીની ઉચ્ચ પદ્દી પણ અપાયેલી. ગુજરાતમાં આવા વિદ્વાન ઘણા જ થોડા છે.

સ્વ. મોતીલાલને આપણા ગુજરાતી સાહિ-ત્ય પ્રેમીઓએ છેલ્લે છેલ્લે રાજકોટ ભરાયેલી સાહિત્ય પરીષદમાં જોયા હશે. તે પ્રસંગે તેઓએ પરિષદમાં પોતાનો ' નાથભવાન ' ઉપરનો વિદ્દતાપૂર્ણ લેખ વાંચેલો. જે સાહિત્ય પરિ-ષદના પુસ્તકમાં છપાવાનું નક્કી થયું છે. ' નાથભવાન ' એ તેઓના આદી ગુરૂ હતા અને તેમનાં કાવ્યો તથા જીવનનું સ્વ. મોતીભાઇએ સંશોધન કર્યું છે. તેઓને ' નાથભવાન 'નું જીવનચરિત્ર લખવાની ઘણી જ ઉત્કંઠા હતી પણ તે અધૂરી રહી છે જે ગુજરાતમાં કોઇ પુરી કરાવશે જ.

કોઇપણ બીમારી ભોગવ્યા શીવાય પૂ. મોતીલાલ ગુજરી ગયા એ પણ પ્રભુની તેઓના ઉપર કૃપા જ ગણાય. ગુજરાતમાં આવા પં-ડિતો ઓછા હતા અને ઓછા થશે. ગુજરાત-માંથી વિદ્દતા ધીમે ધીમે ઓછી થતી જાય છે અને બધાનું વલણ માત્ર રસિકતા પ્રત્યે છે તેવા સમયે આ મોતીલાલ ભાઇનો દાખલો બધાને માર્ગદર્શન કરશે કે માનવથી પંડિત અને રસિક રાસ ગાનારો થવાય છે. હાલમાં તેમના પુત્રો અમદાવાદ નિવાસ કરે છે. તેઓને તથા તેઓના અન્ય સ્વજનોને આ-શ્વાસન આપીએ છીએ અને કહીયે છીએ કે ' તમારા મોતીલાલ ગુજરાતની ભૂમિ ઉપર અમર દેહે અમર જ છે ' અંતમાં એ વેદા-ન્તિના આત્માને શાંતિ અર્પિ વિરમીયે છીએ.

---

# સારી નજરે

*લેખિકા*
સૌ. ધનબાળા છ. દેસાઇ

આજે નવયુગની નોબત વાગી રહી છે. સમાજના પ્રત્યેક ક્ષેત્રમાં તેનો અવાજ માજી રહ્યો છે. અને પ્રગતિનાં પુર વહી રહ્યાં છે. એ નૌકા કઇ બાજુ જશે અને કયાં જઇને અટકશે તેની કોઇને પણ સમજ પડતી નથી. યુવકો તેમના ભાવિ જીવનનો વિચાર કરતા નથી. ખરેખર તે માર્ગભૂલ્યા મુસાફર જેવા છે, તે તો માત્ર આ પ્રગતિના વમળમાં ઘસડાઇ જાય છે. પ્રગતિ શેમાં છે ને નથી તેનો પ્રશ્ન અસ્થાને લાગે છે. કારણ કે સમસ્ત જગત સંક્રાન્તિ કાળમાંથી પસાર થઇ રહ્યું છે, એટલે આજ સમયમાં ધર્માચાર્યોએ અને રાજનિતિજ્ઞ તેમ જ સમાજનિતિજ્ઞ વિદ્વાનોએ આ સંક્રાન્તિ કાળને ધ્યાનમાં લઇને કેવી રીતે ભાવિ પ્રજાનો વિકાસ કરવો ને વર્તમાન જીવનને યોગ્ય બનાવવું તેનો વિચાર કરવા એકત્રિત થયા.

રાજકિય ઉથલપાથલની સાથે સમસ્ત જગતની નજર આજે ભારતવર્ષ ઉપર પડી છે. કારણ કે રાજકિય ઉથલપાથલની અસર સમાજના પ્રત્યેક ક્ષેત્રમાં થવાની. આ સંક્રાન્તિકાળમાં વિદ્વાન આચાર્યો અને ધર્મ-ધૂરંધરો શાંત બેસી રહ્યા નથી. આ વમળમાં પ્રજા ઉંધે રસ્તે ઘસડાઇ ન જાય અને તેની ઉચ્ચ સંસ્કારિતાનો તેમ જ તેની ભવ્ય ભાવનાઓના ભુક્કા ન થઇ જાય તે માટે જ વિદ્વાનો ગયા મહિનાના છેલ્લા અઠવાડીયામાં ગુજરાતના પાટનગરને આંગણે એકત્રિત થયા. આ પ્રસંગ હતો સર્વધર્મ પરિષદનો. તેનો પ્રચાર ઘણા મોટા પ્રમાણમાં કરવામાં આવ્યો હતો. એટલે નિયત કરેલા દિવસોએ દેશવિદેશના વિદ્વાન મહેમાનો ને આચાર્યોએ આ પરિષદમાં આવી તેમના જ્ઞાનનો લાભ આપ્યો.

આજે ઘણાંને નવાઇ લાગશે અને ઘડીભર વિચાર પણ આવશે કે આવા ઔદ્યોગિક નગરમાં કે જ્યાં ઘડીની ફુરસદ નથી; માત્ર પૈસો કેવી રીતે પેદા કરવો તેનો અહરનીશ વિચાર કરનારી નગરની પ્રજાને ધર્મપરિષદનો ખ્યાલ કયાંથી આવ્યો? પણ આપણે પ્રાચીન યુગને ભૂલવો ન જોઇએ. ભારતવર્ષ એ એક જ એવો દેશ છે કે જેણે જીવનની અનેક લીલી સુકી જોઇ છે અને ગમે તેવાં આક્રમણો સામે તે દેશ ટકી રહ્યો છે તેનું મુખ્ય કારણ તે તેની ઉચ્ચ સંસ્કારિતા અને ધર્મની ભાવના. એક પ્રખ્યાત અંગ્રેજ વક્તાએ કહ્યું હતું કે " હિન્દ હજી પણ સમૃદ્ધ રહી શકયો છે તેનું મુખ્ય કારણ તેની ધર્મભાવના છે.

ધર્મપરિષદનો મુખ્ય ઉદ્દેશ સર્વધર્મનો સમન્વય કરવાનો હતો. વળી ધર્મનો નાશ ન થઇ જાય; આજે તેનો અનર્થ થઇ રહ્યો છે અને પ્રજામાં નાસ્તિકતા પ્રવેશી છે તે બધાને દૂર કરવા અને સાચા ધર્મનો અર્થ સમજાવવા વિદ્વાનો એકત્રિત થયા. આપણી કલ્પનામાં પણ ન આવે તેવા રાજકિય ક્ષેત્રમાં આગળ પડેલા વિદ્વાનોએ ભાગ લીધો. ચાર દિવસ પરિષદ ચાલી. તેમાં જુદાજુદા પ્રમુખો હતા. બિહાર, મધ્યપ્રાંત વગેરે સ્થળોથી વિદ્વાનો આવ્યા. અરે છેક પોંડીચેરીનાં અરવિંદ ઘોષના આશ્રમમાંથી પણ પુરાણી જેવા પ્રખ્યાત વ્યાયામવીર પણ આવ્યા. રાજનગરના અનેક આબાલવૃદ્ધોએ આ પરિષદમાં ભાગ લીધો.

ધર્મ એટલે શું ? તેનો સમન્વય એટલે

શું તે કેવી રીતે પાળવો ? કે જેથી જીવન ધન્ય બનાવી શકાય.

ધર્મ એ શબ્દ મૂળ ધૃ ધાતુ ઉપરથી આવેલો અને ધૃ એટલે ધારણ કરવું. કંઈક કરવાથી જીવનનો હેતુ પાર પડે એ ધર્મ. કયા પ્રકારના આચાર કે નિયમથી આપણે એક જ ઇશ્વરની સૃષ્ટિમાં માનવતાના પાયા ઉપર રહી પ્રગતિ સાધી શકીએ, તેની શોધખોળ કે વિચાર કરીએ તે સાચો ધર્મ છે. ધર્મ એ હૃદયની ચીજ છે. દરેક વ્યક્તિમાં કઇ ને કંઇ અંશે ધર્મ ભાવના રહેલી જ હોય છે. તેને ધીમે ધીમે વિકસિત કરી શકાય છે. પોતપોતાના ધર્મ અને કાર્યમાં રચ્યા રહેશો તો ઇશ્વર તમારી પાસે આવશે. સાચા ધર્મમાં વિરોધ સંભવી ન જ શકે. સત્ય, અહિંસા, પ્રેમ અને દયા એ બધા જ ધર્મના મૂળભૂત સિદ્ધાન્તો છે. હિન્દુ. જૈન. બુદ્ધ, પારસી ઇસ્લામ બધામાં પરમેશ્વરની જ સ્તુતિ છે. પરમેશ્વર આપણી અંદર પણ છે ને બહાર પણ છે; તેને જોવાની ઉત્તમ દ્રષ્ટિ કેળવવી તેજ સાચો ધર્મ. એજ ધર્મ આપણું રક્ષણ કરશે આપણે તેનું રક્ષણ કરવાની જરૂર નથી.

સર્વ ધર્મ એકજ છે, માત્ર દર્શન જુદાં છે ધર્મનું ઉંચું દર્શન ગીતાએ કરાવ્યું છે. તત્વજ્ઞાનનો આત્મા તેજ સાચો આત્મા છે. જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણેનો સુમેળ સધાય તો અંતે મોક્ષ જ છે. જ્ઞાન અને ભક્તિમાં ફરક છે. જ્ઞાન માણસને જુદા પાડે છે. ત્યારે ભક્તિ એકય સાધે છે; છતાં આ બન્ને એકબીજાના વિધ્વંસક નહિ પણ પૂરક છે.

ધર્મના બે પ્રકાર—વ્યાવહારિક અને પારમાર્થિક. વ્યવહારિક ધર્મમાં સમાજમાં સારા વ્યવહાર માટેના નિયમો હોય છે. દરેક દેશ માટે એ નિયમો ભિન્ન ભિન્ન હોય છે, અને તે દેશ અને કાળ પ્રમાણે બદલાએ જાય છે. જ્યારે પારમાર્થિક ધર્મમાં શાસ્ત્ર જ પ્રમાણ હોય છે. પણ જો આ શાસ્ત્રોના શબ્દોનો—તેની ઉત્તમ વાણીનો યુગ પ્રમાણે અર્થ કરવામાં આવે તો તેમાંથી સુંદર અર્થો નીકળે અને તે પ્રમાણે આચરણ કરવાથી જીવન ઉત્તમ બનાવી શકાય. ગીતાની અંદર શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે " યુગે યુગે હું અવતાર ધારણ કરું છું. અને યુગ પ્રમાણે હું આચરણ કરું છું, એટલે એનો અર્થ એજ કે યુગે યુગે કર્તવ્યની ભાવના બદલાય છે; તેની સાથે ધર્મની ભાવના બદલાવી જોઇએ. આજના યુગમાં ધર્મ એટલે કર્તવ્ય. એ કર્તવ્ય કેવું ! શ્રી ભગવાને અર્જુનને તેની ફરજનું ભાન કરાવ્યું હતું તે કર્તવ્ય. પ્રાચીન યુગમાં આપણા દેશમાં આશ્રમ-વ્યવસ્થા હતી. આજે તેને નવે સ્વરૂપે સર્જવાની જરૂર છે; કારણ આ યુગ કર્તવ્યનો છે. ગીતાના વચન પ્રમાણે કર્તવ્ય કરો—કાર્ય કરો પણ નિષ્કામ ભાવે. બધાને દુનિયામાંથી ચાલી જવાની જરૂર નથી.

"સંસારમાં સરસો રહે ને મન મારી પાસ
તે જાણું છે મારો દાસ."

સાચો-ભક્ત તો એ છે કે જે પ્રવૃત્તિમય નિવૃત્તિ સેવે છે. અર્થાત જીવનમાં તેની ઉત્તમ ફરજો બજાવે છે. માત્ર ભગવાં ધારણ કરવામાં જ સાચો ધર્મ સચવાતો નથી, કે ટીલાંટપકાં કરવામાં પણ ધ્યેયને પહોંચાતું નથી તેમાં પણ તેનું મહત્વ નથી. જેણે કામ, ક્રોધ મોહ અને લોભનો ત્યાગ કર્યો છે તેજ સાચો વૈરાગી છે. વૈરાગનો પણ વૈરાગ તેજ સાચો વૈરાગ. ભગવાં વસ્ત્રોનું અભિમાન તે દુષણ છે. આજના ઘણા ધર્માચાર્યોમાં તેમના

વૈરાગનું અભિમાન હોય છે. આ વસ્તુ ઇષ્ટ નથી. એટલે જ ધર્મનો ક્ષય થાય છે.

દરેકે ધર્મસહિષ્ણુ થવાની જરૂર છે. પ્રો. આનંદશંકર ધ્રુવે એક સ્થળે લખ્યું છે કે "સર્વ ધર્મમાં હું મારો ધર્મ જોઉં છું ને મારા ધર્મમાં સર્વ ધર્મ જોઉં છું." આ દ્રષ્ટિ વિશાળ છે. આવી વિશાળ દ્રષ્ટિ ધર્માચાર્યો રાખશે તો ધાર્મિક ઝઘડાનો અંત આવશે.

ધર્મનો સમન્વય એટલે એકબીજાના ધર્મો વિષેનું ચિંતન કરી, ઉત્તમ તત્વો તારવી તેની વાણી પ્રમાણે આચરણ કરવું. બીજા અર્થમાં કહીએ તો સમન્વય એટલે ધર્મની ઉત્તમ દ્રષ્ટિ. બધા ધર્મોમાં એકજ તત્વ વિલસી રહ્યું છે અને આપણા વેદોમાં કહ્યું કે

" કનકકુંડળ વિષે ભેદ ન્હોયે
ઘાટ ઘડયા પછી નામરૂપ જુજવાં
અંતે તો હેમનું હેમ હોયે. "

ભલે ઇસ્લામ, ખ્રીસ્તી, જૈન, હિન્દુ, પારસી, બૌદ્ધ એવાં દેખીતાં નામો પડે પણ એ બધામાં એકજ તત્વ છે અને તે પરમાત્મા. સચરાચર બ્રહ્મ વિલસી રહ્યું છે તેમ બધા જ માને છે. માત્ર જે ફેર પડે છે તે તેના ક્રિયાકાંડોમાં તેથી લડવાનું કારણ નથી.

આજે ધર્મની દ્રષ્ટિ એટલે ઉત્તમ જીવન જીવવાની દ્રષ્ટિ. મનુષ્ય મનુષ્ય તરીકે વર્તે, માનવી માનવ થાય, તેનામાં માનવતાના ઉત્તમ ગુણો ખીલે. જેવા કે જ્ઞાન, ચારિત્ર અને લોકસેવા. લોકસેવા એજ પ્રભુસેવા છે. જ્યારે તેનું સંપૂર્ણ આચરણ થશે તેજ દિવસે સ્વર્ગ ઉતરશે.

આજના યુગના ધીકતા પ્રશ્નોમાં અસ્પૃશ્યતા ને ઘોર હત્યાકાંડ છે. આ પ્રશ્નોથી ધર્મપરિષદના ધર્માચાર્યો અજ્ઞાત નહોતા. કેટલાક ચુસ્ત સનાતનીઓ સિવાય ઘણા મોટા ભાગના આચાર્યોએ કહ્યું હતું કે હિન્દુ ધર્મના સિદ્ધાંત પ્રમાણે અસ્પૃશ્યતા સંભવી શકે જ નહિ. એમની સાથેનું આપણું વર્તન ખરેખર ઘૃણા ઉત્પન્ન કરાવે તેવું છે. તેમાં પણ દરેકે થોડીક ઉદારતા સેવવી પડશે. વળી હાલના કાળાબજારો વિષે પણ ઉલ્લેખ થયો હતો. આ પાશવીવૃત્તિઓ આપણામાંથી વહેલામાં વહેલી તકે જવી જોઇએ. સંહાર કરતાં સર્જન તરફ આપણું લક્ષ્ય વધારે હોવું જોઇએ. દરેક માનવીના હૃદયમાં પ્રભુનો વાસ છે. તો પછી અસ્પૃશ્યોના હૃદયમાં કેમ પરમાત્મા ન હોઇ શકે ?

અત્યારના વેપારઉદ્યોગમાં પેસી ગએલી અપ્રમાણિકતા ને જુઠાઈ આપણા ઉત્તમ જીવનનો નાશ કરે છે, અને પાશવીવૃત્તિઓ કેળવે છે એ અયોગ્ય છે. પ્રજા એ કેમ ભુલી જાય છે કે સત્ય અને અહિંસાના નૈતિકબળ ઉપર તો આપણે સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું છે. અને એજ અદ્રશ્ય હથિયારો વડે બસોમસો વર્ષનાં સામ્રાજ્યની ફેરબદલી જોઇ રહ્યા છીએ. તેજ બતાવે છે કે અંતે સત્યનો જય છે. ભૂતકાળના ભારતના ઇતિહાસમાં અરે જગતના ઇતિહાસમાં આવું Restoration કદી પણ બન્યું નથી. લોહીનું એક પણ ટીપું રેડયા વિના જેણે જીવન પર્યંત ભેખ ધારણ કર્યું છે એવા સંત પુરૂષનાં પ્રબળ નૈતિક પ્રયત્નોથી ભારતવર્ષ આજે સ્વરાજ્ય ભોગવશે. ને દુનિયાની અંદર પ્રથમ સ્થાને બિરાજશે.

જ્યાં જ્યાં ધર્મ છે ત્યાં ત્યાં સત્ય છે; ને સત્ય છે ત્યાં ધર્મ છે.

# નંદિની

લેખક : શ્રી બાળકૃષ્ણ જોશી

" ઠડિંગ, ઠડિંગ, ઠડિંગ—

ઘડીઆળમાં સાતના ટકોરા થયા અને સુભદ્રાએ બારણા તરફ નજર નાખી. એના પુત્ર વસંતલાલને નોકરીપરથી આવવાનો વખત થઇ ગયો હતો. ઘેર આવીને ચહા નાસ્તો લીધા બાદ પુના તેને કોઇક સંસ્થાની અગત્યની સભામાં જવાનું હતું એમ તેણે માને સવારે જ કહી રાખ્યું હતું.

આથી સુભદ્રાએ અભરાઇ પરથી પ્રાઇમસ નીચે ઉતાર્યો. એટલામાં તો વસંતલાલનો બૂટનો અવાજ તેના કાને પડયો પણ તેમાં સુભદ્રાને હંમેશનો સુખદ સ્વર ન સંભળાયો. પુત્રનું હંમેશનું સ્મિતભર્યું વદન કાંઇક મ્લાન દેખાયું.

આજે તે ખૂબજ થાકી ગયેલો જણાતો હતો.

માના મમતાભર્યા શબ્દો કાને પડતાં જ વસંતલાલ ઓફિસમાં ઉઠેલી ચકમક ક્ષણવાર ભૂલી ગયો; અને સુભદ્રાએ પૂછ્યું. " કેમ વસંત, માથુંબાથું દુઃખે છે કે આજે પણ ઓફિસમાં સાહેબ સાથે કાંઇ નવાજૂની થઇ, બાપ ? "

વસંતલાલને હસવું આવ્યું. " બા, તું મારી કેટલી ચિંતા કરે છે ? પણ હવે હું કાંઇ નાનો છું ?—વારુ, કાંઇ ટપાલ બપાલ ? "

ટેબલ તરફ આંગળી કરી સુભદ્રા ચહા બનાવવા અંદર ગઈ.

વસંતલાલ પત્ર વાચવા લાગ્યો. અને તેમાંની કેટલીક લીટીઓ વાંચી એને દુઃખ અને હસવા જેવું થયું. પત્રમાં લખ્યું હતું:—

" પૂ. ગં. સ્વ. બેન સુભદ્રા,

તારા વસંતે તો ખરેખર કુળનું નામ રાખ્યું. સારું ભણ્યો ને હવે તો એને સારે પગારની માનભરી નોકરી પણ મળી છે—વહુ પણ સારી ગ્રેજ્યુએટ મળી છે—તે બધું જાણી સૌને આનંદ થયો છે; એટલે હવે એનો સુખી સંસાર જોવાને અમે બધાં તારે ત્યાં આવીએ છીએ. ઘણા વખતથી તું પણ આગ્રહ કર્યા કરે છે તેથી આ વખતે ચોક્કસ આવવા ધાર્યું છે. પાંચ સાત માણસ આવીશું એટલે અગાઉથી લખવું એજ ઠીક લાગે છે, કેમકે રેશનિંગના દિવસ છે.

વસંતને તથા સૌ. નંદિનીને આશિષ.

લી. તારો ભાઇ કિશોરલાલ

" મારો સુખી સંસાર ! હા. હા, " વસંતલાલ પુનઃ હસ્યો. અને પત્ર હાથમાં લઇ એ પોતાના ખંડમા આવ્યો.

નંદિની પલંગ પર પડી પડી આંખો ખુલ્લી રાખી કેટલીક વારથી વિચારમગ્ન અવસ્થામાં તાજું " ગુણસુંદરી " ફેરવતી હતી. વસંતલાલ તેની તદ્દન નજીક આવી બોલ્યો " નંદુ, આજે તો સભામાં આવીશ ને ? જો તો ખરી આજે કેવું સ્ટેજ ગજાવી મૂકું છું ! "

નંદિનીએ ડોકું ધુણાવી ના પાડી. " મારી તબીયત ઠીક નથી. ડોક્ટરે પૂરો આરામ લેવાનું કહ્યું છે. "

આવા ઉદ્‌ગાર સાંભળવાની વસંતલાલને નવાઇ ન હતી તેથી વધારે જીભાજોડી ન

કરતાં એણે પોતાના હાથમાંનો પત્ર નંદિનીને આપ્યો.

નંદિનીએ પત્ર પર નજર ફેરવી. દરેક લીટી વાંચતી વખતે તેના મોં પર જણાતા ભાવો વસંતલાલ જોઇ રહ્યો હતો. ઘણા વખતે એના મામા કિશોરલાલ સહકુટુંબ મળવા આવતા હતા તેથી એને પણ આનંદ થતો હતો, પણ નંદિનીના કપાળે કરચલીઓ પડેલી જોઇ વસંતલાલને ખોટું લાગ્યું.

" કેમ, એટમ બોમ્બ પડયો કે શું ? તેમાં આટલું ખાટી છાસ જેવું મોં કરવા જેવું શું થઇ ગયું ? " નિરાશામાં છતાં સમજાવટભર્યા સ્વરે વસંતલાલે કહ્યું " આપણે ઘેર હાલી ચાલી સમાં સંબંધી ચાર માણસો આવે એ તો ધન્ય ઘડી-ધન્ય દિવસ-નંદુ-"

હાથમાંનો પત્ર પતિને પાછો આપી નંદિનીએ બચાવનું હથિયાર આગળ ધર્યું " પણ હું શું કરું ભાઇસાંબ ? મારાથી ઘરનું કામકાજ થતું નથી ને બા હવે ઘરડું પાન-તેમાં તમારી ઓફીસની ધાકાધાક-" નંદિનીએ એટલું કહી મોંએ માથે ઓઢી દીધું અને બીજી તરફ પાસું બદલ્યું.

એટલામાં સુભદ્રાએ હાંક મારી ' વસંત, ચાલ, તે આ એક પ્યાલો નંદુને પણ આપી આવ. "

" એને તો કાંઈ ચહા બા નથી જોઇતી-ડૉકટરે પૂરો આરામ લેવાનું કહ્યું છે-તે એને સૂઇ રહેવા દે ને બા-નહિ તો પાછી માંદી પડી જશે. "

વસંતલાલે જેમ તેમ ચહાનો પ્યાલો પેટમાં પધરાવ્યો અને મોંમાં સોપારી નાખી એક સિગરેટ સળગાવી એ સભામાં જવા ઉપડી ગયો.

( ૨ )

પતિ પત્ની વચ્ચે થયેલો વાર્તાલાપ સુભદ્રાએ સાંભળ્યો હતો. તેથી એની વિચારમાળા શરૂ થઇ. ગરમ થયેલું દૂધ નીચે ઉતારી ઉઇ કબાટમાં મુકયા પછી એ ચહાના બે પ્યાલા લઇ નંદિની પાસે આવી.

સાસુનાં પગલાં વાગતાં સાંભળી નંદિની ઉઠીને બેઠી થઇ; અને આજે આવેલા પત્રથી પુત્રવધૂના મન પર થનાર પરિણામનું ભવિષ્ય સુભદ્રાએ અગાઉથી જ સમજી લીધું હોવાથી એ કેટલીક વાર ચૂપ રહી.

કેટલીક મિનિટ સુધી ઉભય કાંઇ જ બોલ્યાં નહિ. આખરે સુભદ્રાએ પહેલ કરીને કહ્યું, " નંદુ, ચહા થંડી પડી જશે. થોડી પી જા ને-જરા હોશિયારી આવશે. "

નંદિનીએ ઇચ્છાએ કે અનિચ્છાએ ચહા પી લીધી, અને એના મોં પર દેખાતી ઉદાસીનતા જોઇ સુભદ્રાને એની દયા આવી.

" સ્વમાનધારી શ્રીમંત પિતાની મરજી વિરુદ્ધ મારા વસંત જેવા એક નિર્ધન છોકરા સાથે તેણે લગ્ન કર્યું; બી. એ સુધી ભણાવી પિતૃઋણ મુક્ત થયેલા પિતાની-પણ સાવકી માની તે દીકરી હતી. તેનો તૂટી ગયેલો પીઅરનો આધાર પુનઃ સાંધવા માટે-સાસુનો સંબંધ ભૂલી જઉં ત્યારે તેની મા ન થવું પડે ? "

સુભદ્રાનું વિશાળ હૃદય ઉંડાણમાંથી બોલી ઉઠયું. નંદિનીનો મૂકેલો ખાલી ચહાનો પ્યાલો લઇ સુભદ્રાએ એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો. અને બાકીનું કામ પતાવી લઇ એણે ગીતામાંથી પોતાનો બાકી રહેલો વિભૂતિયોગનો અધ્યાય વાંચવાની શરૂઆત કરી પણ કેમે કરતાં એનું તેમાં લક્ષજ ચોંટયું નહિ.

વસંતલાલના પિતા ગુલાબીરામ મધ્યમ-

સ્થિતિમાં જેમ તેમ નભતા પોતાના સંસારને વયમાં જ છોડી દઇ પરલોકવાસી થયા પછીના બધા દિવસો સુભદ્રાની નજર આગળ એક પછી એક ચિત્રપટની જેમ તરવરવા લાગ્યા.

વસંતલાલનું બચપણ, કૌમાર અવસ્થા–દર વરસે આપ મહેનતથી મેળવેલી સ્કોલરશીપ પર જ સ્વાશ્રયથી અભ્યાસ ચાલુ રાખી યુનિવર્સિટીની માનસહિત ડીગ્રી મેળવી–તે વસંતનો આજનો આ સંસાર–એવી વિચારમાળાના મણકા સુભદ્રાના મગજમાં ચાલુ રહ્યા.

વિદ્યાભ્યાસ પૂરો થયા બાદ થોડા જ વખતમાં વસંતલાલને સરસ નોકરી મળી ગઇ–એટલે તેને એકાદ શોભે, તેની સંભાળ લે, તેને મનપસંદ રસોઇ કરી જમાડે–તેના જાહેર કાર્યમાં પ્રેમભર્યો સાથ આપી પ્રોત્સાહન આપે એવી એકાદ સારી કન્યા પરણાવી તેનો ગૃહસંસાર શરૂ કરી દઉં એટલે મારા જીવનનું સાર્થક થાય–એવાં સુખસ્વપ્નોમાં જ સુભદ્રા કેટલાક દિવસ સુધી આનંદ માનતી, ત્યાં એક દિવસ વસંતલાલે માના આખાય મનોરાજ્ય પર અચાનક બોમ્બ ફેંકયો.

વસંતલાલ–નંદિની સાથે સ્નેહલગ્ન કરનારો હતો–એ વાત સુભદ્રાએ જાણી ત્યારે ક્ષણીકવાર એ ગંભીર બની ગઇ. પરંતુ સંપૂર્ણ વિચારને અંતે એણે ભારે આનંદથી તે લગ્નમાં સંમતિ આપી.

સુભદ્રા જૂના વિચારની હોવા છતાં કેટલીક બાબતોમાં એના વિચારો જમાના પ્રમાણે આગળ વધેલા હતા. એણે વિચાર કર્યો કે એમાં શું ગેરવ્યાજબી છે ? ન્યાતના બીજા પેટાગોળની, તબીઅત જરા નાજુક છે–રૂપગુણમાં પણ ઠીક છે–ખેર, પણ બધાજ જો સુંદર કન્યાઓ મેળવવાની આશા કરે તો કેમ ચાલે ! રૂપ અને શરીરસંપત્તિ એ કાંઇ કોઇના હાથની વાત નથી–વળી વસંતને પસંદ છે, પછી શું ? તેનું સુખ તે જ મારૂં સુખ—"

વસંતલાલનાં લગ્ન થઇ ગયાં અને થોડા દિવસમાં એક મોટા શહેરમાં તેની બદલી થઇ–પગાર પણ સારો વધ્યો. એ ભારે ઉમંગથી પોતાની બા અને પ્રિયપત્નીને સાથે લઇ ત્યાં ગયો અને પોતાનો નવો સંસાર જમાવ્યો–પણ—

પોતાની નોકરી સાચવીને નવીન શહેરમાં પણ વસંતલાલ ધીમે ધીમે જાહેર પ્રવૃત્તિઓમાં ચમકવા લાગ્યો. સ્થાનિક મહિલા મંડળની સભા અને કાર્યક્રમમાં સુભદ્રા અને નંદિની પણ જોડાયાં. મંડળની એક સભામાં સ્ત્રીઓ માટે એક ખાસ અંગ્રેજી શિક્ષણનો વર્ગ ચાલુ કરવા ઠર્યું અને તે કામ માટે નંદિનીનીજ નિમણુંક થઇ. સુભદ્રાને પુત્રવધૂ માટે પારાવાર ગર્વ ઉપજ્યો. વસંતલાલ પણ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો.

( ૨ )

શરૂઆતમાં નંદિની પોતાનું કાર્ય ઉત્સાહથી કરવા લાગી પણ થોડા જ દિવસ પછી તેને કામનો કંટાળો આવવા માંડયો. કોણ જાણે કેમ પણ કોઇ પણ ચોપડી હાથમાં લે કે તુર્તજ કંટાળો આવતા એનું માથું દુઃખી આવતું. પણ તેથી ઉલટું સુભદ્રાએ કેમ જાણે પોતાના મંડળની કોઇ પણ પ્રવૃત્તિમાં આગળ પડીને–ઘરનું કામકાજ સંભાળીને પણ બને તેટલી કામગીરી બજાવવાને, કમર જ કસી હતી !

અવાર નવાર થતા મંડળના કાર્યક્રમમાં સ્વલ્પાહાર માટે બજારૂ ચીજો ખરીદી લાવવાની અસલથી પ્રથા હતી; પરંતુ તે બાબતમાં સુભદ્રાએ મક્કમપણે વિરોધ કર્યો અને ઓઓના મંડળમાં જોઇતી ખાદ્ય સામગ્રી

ઓએ પોતે જ વારાફરતી બનાવવી જોઈએ એ સંબંધમાં ભાર દઈ એણે પોતે તેમાં પહેલ કરી–આથી હંમેશાં રુચિકર પદાર્થો મળવા ઉપરાંત મંડળના પૈસામાં પણ સારી બચત થવા લાગી.

આવી એક નહિ પણ અનેક જવાબદારીઓનો કંટાળો નહિ આવતાં ઉલટું એની ઉત્તર વયમાં પણ સહૃદયતાથી કમર કસીને એ પોતાનું કાર્ય કર્યે જતી હતી.

નંદિનીને આવી બાબતો પર હંમેશાં કંટાળો જ આવતો. ઘરનું કામકાજ કરવામાં આખો જન્મ વીતવાથી સુભદ્રાને કોઈ પણ શારીરિક મહેનતનું કામ કરવામાં કાંઈ ખાસ અઘરૂં પડતું નહિ. એને તે કામ સહજ જ લાગતું; પણ તેજ બાબત નંદિનીને નાકે પાણી આણતી.

સુભદ્રાને પોતાનું પૂર્વજીવન યાદ આવવા લાગ્યું. એને થયું "મારા વખતમાં સાધારણ વ્યવહારૂ જ્ઞાન અને લખતાં વાંચતાં આવડે તો પણ મને કાંઈ અડચણ પડતી નહિ. હું સાસરે આવી, માતું છત્ર છોડી સાસુનું છત્ર સ્વીકાર્યું. બાઈ ભાંડુની માયા મમતા છોડી દીઅર નણંદમાં ભળી. ઝપાટાબંધ કામ કરવું, ભરપૂર ખાવું, કોઈ જાતની ફિકર નહિ કે ચિંતા નહિ. સાસુજીએ ઠરાવેલા નિયમોનું પાલન કરતાં શિરતભંગ ન થાય એટલે તે મને પણ ખુશ રાખતાં. ઉચ્ચ શિક્ષણ વિના મારા સંસારમાં શી ઉણપ આવી ? તે વખતે મને મળતું સુખ અને સંતોષ આજના જમાનાની આ ભણેલી છોકરીઓને કેમ નથી મળતું ?

હમણાંનું નંદિનીને કંઈ ચેન પડતું ન હતું. એ કંઈક બહાનાં કાઢી વખત પસાર કરવા માટે સદ્દા સુઈ જ રહેતી. દિવસ પર દિવસ જતા હતા, પરંતુ એની ઉદાસીન વૃત્તિમાં ફેર પડવાનાં ચિહ્ન દેખાયાં નહિ તે જોઈ સુભદ્રાને એ યુવાન દંપતી માટે ચિંતા થવા લાગી. ઘરના કામનો બોજો એના પર જ પડવા લાગ્યો. ચહાપાણી દૂધ, કપડાં લત્તાં વિગેરે સામાન્ય જુજ બાબતો પર પણ ધ્યાન આપવાની નંદિનીમાં શક્તિ ન હતી. એને એ બધાંનો સ્પર્શ સરખોય ન થતો.

મીઠું નિખાલસ હાસ્ય હસતી પૌત્રી મૃદુલાને જોઈ સુભદ્રાને પોતાની નજર સાર્થક થઈ લાગતી, પણ પાછો નંદિનીનો પ્રશ્ન એની સામે ઉભો રહેતો. ને એના મગજ પર ચિંતાનો ડુંગર ધસી પડતો. એને થતું "હું જીવું છું ત્યાં સુધીમાં નંદુએ ઘરગથ્થુ કામ સંભાળી પોતાનો ઘરસંસારનો ભાર માથે લઈ લેવો જોઈએ; તે સાથે જ પોતે ઓછું ભણેલી હોવાથી પોતાના સમાજ અને રાષ્ટ્રની .સેવા પોતાનાથી કરવાનું ન બની શક્યું તો હવે નિદાન પોતાની પુત્રવધૂ દ્વારા તે થાય એમ પણ એની ઇચ્છા હતી પરંતુ તે આશામાં પણ એને હવે નિરાશા જ જણાઈ. વસંતલાલને પણ પોતાનાં કપડાં લત્તાં સંભાળવાથી માંડીને પત્નીનાં દવા રૂઉપચાર સાચવવા સુધીનાં બધાં કામો જાતે જ કરવાં પડતાં.

"હવે ખાસ સમય કાઢી પોતાના વસંતલાલનો સંસાર જોવાને કિશોરલાલ આવે છે ત્યારે તે ન આવે એમ નંદિનીને શા માટે લખવું જોઈએ ?" એજ વિચારે સુભદ્રાને તેના સંકુચિત હૃદય પ્રત્યે કંઈક ઘૃણા ઉપજી–અરે વધારે તો દયા જ આવી. તેનો ચિંતાતુર ચહેરો જોઈ હવે સુભદ્રાથી બોલ્યા વિના ન રહેવાયું.

## ( ૪ )

આંખો પરથી ચશ્માં ઉતારી સુભદ્રાએ અધૂરો રહેલો ગીતાપાઠ બંધ કર્યો, અને

બોલી " નંદુ, તારા મોંમાંથી મામાનો પત્ર વાંચ્યા પછી આવા ઉદ્દગાર નીકળશે એવો મને પહેલેથી જ ખ્યાલ હતો. બાકી તારા માટે મને કેટલી કેટલી આશાઓ હતી. ઘેર આવતા મેમાનોનો યોગ્ય સત્કાર કરી, ઘરને છાજે એવા ઉદાર મનથી, ઘરસંસાર બરાબર સંભાળી સમાજ કાર્યમાં પણ સહચારી તરીકે મારા વસંતને તું યોગ્ય સાથ આપીશ એવી મને કેવી પ્રબળ આશા હતી ! અને કેમ ન થાય ? તું જ કહે ને, તેં તારા ઉચ્ચ શિક્ષણનો શો ઉપયોગ કર્યો ? મારી પુત્રવધૂ બી. એ. ગ્રેજ્યુએટ છે તે માટે મને કેટલું અભિમાન થાય છે ? સમાજ કાર્ય તો બાજુએ રહ્યું પણ દરરોજની ઘરગથ્થુ જરૂરીઆતોમાં પણ તું કેટલું પરતંત્ર જીવન ગુજારે છે ? વાસણ માંજનાર ન મળે કે કામ અટકે ! રસોઇઅણ ચાર દિવસ ન આવે કે મોટો પ્રશ્ન આવીને ઉભો રહે ? અત્યારના વખતમાં નોકર ચાકર મળતા નથી તેથી કાંઇ ભૂખે મરાય ? મૂળે તો સત્વ વિનાનું રેશનિંગનું અનાજ-તેને સાચા જિગરના પ્રેમ અને ઉલ્લાસથી રૂચિકર ન બનાવવું પડે ? તે રૂચિ પગારદાર નોકર રસોઇઆથી કેવી રીતે પેદા કરી શકાય ?

પોતાના જ ઘરસંસાર પ્રત્યે આવી ઉદાસીનતા હોય તો પછી સમાજ સેવા કરી રાષ્ટ્રનો ઉદ્ધાર તું કેવી રીતે કરી શકે ? શિક્ષણ જેટલું મળે એટલું ઓછું-એમ હું પણ કરૂં છું પણ તમને છોકરીઓને અત્યારે અપાતું શિક્ષણ તમને તો શું બલ્કે તમારી સંતતિને પણ નિર્માલ્ય અને પરાવલંબી કરે એવું છે. તારા જેવું ઉચ્ચ શિક્ષણ નહિ પામેલી હું એક ઓછું ભણેલી સ્ત્રી છું. પણ થોડુંક ગુજરાતી લખતાં વાંચતાં આવડતું હોવાથી હું પણ ઘરસંસાર નભાવ્યા પછી દુનીઆની ઉથલપાથલ-નવા જૂની જાણી શકું છું. તે પરથી મારા વિચારો મેં તને જણાવ્યા. કદાચ તે ભૂલ ભરેલા હશે, પણ મારા અનુભવ પરથી એટલું તો વિચારવા જેવુ છે કે આમ કેમ થાય છે ? તમારે સુશિક્ષિત છોકરીઓએ તેનો વિચાર કરવો જોઇએ. તમારાં મન આ શિક્ષણથી પ્રબળ થવાને બદલે દુર્બળ અને પાંગળાં થાય છે એમ મારે નાઇલાજ કહેવું પડે છે-ખરેખર, એમાં તારૂં મન દુભવવાનો કે તને હલકી પાડવાનો મારો જરા પણ હેતુ નથી, પણ આપણી કયાં આગળ ભૂલ થાય છે તે આપણે ન જોવું પડે ? ઉમંગ, ઉલ્લાસ અને અંગમહેનત એજ સુખી સંસારનું રહસ્ય છે. બેટા—"

એટલામાં નાની મૃદુલા ઉઠવાથી તેને દૂધ પાવાને સુભદ્રા અંદર ગઇ અને નંદિની એવી જ હતબુદ્ધ અવસ્થામાં સાસુજીના બોધનો અને પોતાના એકંદર જીવનનો વિચાર કરવા લાગી.

સાસુએ એને આજ સુધી કદિ દુભવી ન હતી. એનો સાથે તે આજ આટલું બધું કેમ બોલી શકયાં તેનું જ એને આશ્ચર્ય ઉપજ્યું. છતાં તેમનાં સહૃદય વચનોમાં કાંઇ પણ તથ્ય હતું એમ એનું મન કબૂલ કરતું હતું-આથી એ વધારે ઉંડા વિચારમાં ઉતરી ગઇ.

" સાસુજીની પાછળ મારૂં શું થશે ? તેમની સેવા બરદાસ્ત મારે કરવી જોઇએ તેને બદલે તે મારી બરદાસ્ત કેટલા પ્રેમ અને માયા મમતાથી કરી રહ્યાં છે ! " નંદિનીનું મગજ વિચારોના ભારથી દબાઇ ગયું. એને ચોકસ લાગ્યું કે છોકરીઓના ચાલુ અભ્યાસક્રમમાં ફેરફાર થવો જ જોઇએ. પીઅરમાં ઘર કામ કરવાની હોય છે, પરંતુ ભણતર, અભ્યાસ કરવામાં વખત

મળતો નથી એવા બહાના હેઠળ તે કામ પર માતાઓની નિરંતર ટોકણી થવા છતાં તે કામ પર ધ્યાન જ કોણ આપે છે ? ભારોભાર, નકામા વિષયોના અભ્યાસના બોજા નીચે જીવ કેવો ગભરાઇ જતો હતો તેનું નંદિનીને સ્મરણ થયું. પોતાના ચાલુ ઘરસંસારમાં પોતાનું પ્રતિબિંબ જોઇ એ અકળાઇ ગઇ. મારો વસંત ખરેખર આ સંસારથી સુખી હશે ? પણ કેવી રીતે હોય ?—"

નંદિનીએ બીજે જ દિવસે આ પ્રશ્ન પોતાના મહિલા મંડળમાં ચર્ચા માટે રજુ કર્યો કે " સ્ત્રીઓને મળતું અત્યારનું શિક્ષણ યોગ્ય છે કે કેમ ? અને ન હોય તો તેમાં કેવી રીતનો ફેરફાર કરવો ? "

ગરમાગરમ ચર્ચા થઇ અને આખરે આના ખુલાસા માટે વર્ધા શિક્ષણ પદ્ધતિની યોજનાનો આશ્રય લેવાને મહિલા મંડળ તરફથી મહાત્માજીની મુલાકાતે જવાને એક ડેપ્યુટેશન મોકલવાનો ઠરાવ થયો ને તેમાં અગ્રગણ્યસ્થાન તો નંદિનીએ જ લીધું.

× × ×

શનિવારે સાંજની એક્સપ્રેસ ટ્રેનમાં કિશોરલાલ મામાનું કુટુંબ વાયદા મુજબ આવી પહોંચતાં નંદિનીના ઉત્સાહની સીમા ન રહી. એણે મામાજીના સ્વાગત માટે ઘરમાં એટલી દોડાદોડ કરી મૂકી કે તે જોઇને સુભદ્રાની આંખમાં આનંદાશ્રુ ઉભરાઇ ગયાં.

# ★ અમેરીકન બાળકોને અપાતી કેળવણી ★

લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ, ડી પી. એચ. ( ઈંગ્લેન્ડ )

અમેરીકાના સંયુક્ત પ્રજાસત્તાક રાજ્યમાં આશરે અઢી કરોડ છોકરી અને છોકરાઓ પાંચ અને સોળ વર્ષની ઉમરના છે. આ બાળકોને કેવી જાતની કેળવણી કઇ રીતે આપવામાં આવે છે તે જો આપણે જોઇએ તો આપણને સહતજ જણાશે કે આપણા દેશમાં બાળકોને કેળવણી આપવાની પ્રથામાં કોઇ પણ જાતનો સિધ્ધાન્ત કે ઉદેશ સમાયેલો નથી અને ૧૮૫૭ પછી અંગ્રેજ લોકોએ પોતાને લાભદાયક નિવડે તેવી કેળવણીની પ્રથા આ દેશમાં દાખલ કરી તેમાં અત્યાર સુધીમાં ફકત નજીવોજ ફેરફાર થયો છે. આપણો દેશ આટલા લાંબા સમયમાં સારા શહેરીઓ પેદા નથી કરી શક્યો તેનું આ એક કારણ છે. પશ્ચિમમાં એક કહેવત છે કે "આજના બાળકને તમે જુઓ છો જ્યારે તમે એક ભવિષ્યના શહેરીને જોઇ રહ્યા છો." એમ કહેવાય છે. પરતંત્ર પ્રથાના બાળકો નિરૂપયોગી જીવન ગાળવા માટે મોટા થાય છે. ફેસીસ્ટ અને નાઝી રાજ્યોમાં બાળકોને મરણની વેદી ઉપર હોમી દેવા માટે મોટા કરવામાં આવે છે. જ્યારે પ્રજાસત્તાક રાજ્યોમાં બાળકોને એક આબરૂદાર અને ઉપયોગી શહેરી તરીકે જીવન ગાળવા માટે ઉછેરવામાં આવે છે. આપણા દેશમાં તો છેલ્લા સો વર્ષમાં જે બાળકો મોટા થયા છે તેમાંના નેવું ટકાનાં જીવન તો વેડફી દેવાયાં છે,

અમેરીકામાં ત્રણ વર્ષથી સોળ વર્ષની ઉમરના બધા બાળકો માટે ફરજીયાત કેળવણી મફત આપવાની વ્યવસ્થા છે અને કેળવણીને અંગે બીજી જે જરૂરીયાતો જેવી કે ડાકટરી તપાસ અને સારવાર, ચોપડીઓ, વાંચનાલયો અને કસરત કરવાના અને ફરવા હરવાના ખાસ સ્થળોની વ્યવસ્થા પણ ત્યાંની સરકાર તરફથી કરવામાં આવે છે.

ત્રણથી છ વર્ષના બાળકો માટે અમેરીકાના દરેક ગામ અને શહેરોમાં નર્સરી સ્કુલ જેને આપણે બાળ મંદિરો કહીએ છે તેવી સ્કુલો પુરતી સંખ્યામાં છે અને તેમાં ફી લેવામાં આવતી નથી. આપણા કહેવાતા બાલમંદીરોની સરખામણી અમેરીકાની નર્સરી સ્કુલો સાથે કરવી તે આ નર્સરી સ્કુલોનું અપમાન કરવા બરાબર છે. ગુજરાતમાં એક કહેવત છે કે "કાંઇ ન આવડે તો વૈદું શીખ" સમયના ફેરફારની સાથે એક નવી કહેવત પણ દાખલ થઇ છે કે "કાંઇ ધંધો ન ચાલે તો બાલમંદીર ઉઘાડ" આપણા શહેરમાં ચાલતા કુટીબંધ બાલ મંદીરો અમુક ઓછા ટકાના અપવાદ શિવાય બધાં ધર્માદા બાળાશ્રમ જેવા છે પણ તેમાં અપવાદ એ છે કે બાળાશ્રમોમાં ફી લેવાતી નથી ત્યારે બાળ મંદીરોમાં સારી જેવી ફી લેવાય છે.

અમેરીકામાં દર વર્ષે સાત લાખ બાળકો નર્સરી સ્કુલોમાં દાખલ થાય છે. અમેરીકાની નર્સરી સ્કુલોમાં બાળકના મનનો સારી રીતે વિકાસ થાય અને ભવિષમાં તે ઉપયોગી અને સ્વાશ્રયી શહેરી થઇ શકે તેવા પ્રકારના સંસ્કારો બાળક ઉપર નાંખવામાં આવે છે. તેમને શીખવવા માટે રાખવામાં આવતી સ્ત્રીઓએ કીન્ડર ગાર્ટન અને બાળકેળવણીનું ઉચ્ચ શિક્ષણ લીધેલ હોય છે. આવી સ્કુલોમાં જતા બાળકોની ડાકટરી તપાસ પણ નિષ્ણાતો માર્ફતે થાય છે અને બાળકને

તંદુરસ્ત રાખવા માટે ચાંપતા ઉપાયો અને યોગ્ય ખોરાક આપવામાં આવે છેઃ નર્સરી સ્કુલોમાં દર દસ બાળકે એક શિક્ષક રાખવામાં આવે છે આ સ્કુલોમાં બાળકોને વાંચતાં, ગાતાં નાચતાં, રમકડા ઘર બાંધતા કુદરતનો અભ્યાસ કરતાં શિખવે છે તેમને બગીચા, સંગ્રહાલય, વગેરે સ્થળે લઇ જવામાં આવે છે.

નર્સરી સ્કુલમાં કેળવણીની શરૂઆત કર્યા પછી બાળક પ્રાથમિક અથવા ગ્રેડ સ્કુલમાં દાખલ થાય છે. ત્યાં બાળકોને ૬ થી ૧૪ વર્ષ સુધી કેળવણી અપાય છે બાળકને અક્ષરજ્ઞાન અને ભાષાનું પ્રાથમિક જ્ઞાન તો નર્સરી સ્કુલમાંજ મળી જાય છે. દરેક સ્કુલોમાં છોકરા અને છોકરીઓને સાથેજ કેળવણી આપવામાં આવે છે. ગ્રેડ સ્કુલમાં બાળકને વાંચવું, લખાવું, પ્રાથમિક ગણિત, ભાષા જ્ઞાન અને પ્રાથમિક વિજ્ઞાનનું શિક્ષણ આપવામાં આવે છે. આ સ્કુલોની શિક્ષીકાઓને એવો સારો પગાર આપવામાં આવે છે કે તેમને ખાનગી શિક્ષણ આપી પૈસા કમાવાની જરૂર પડતી નથી. અમેરીકામાં ખાનગી શિક્ષણ રાખી છોકરાને પાસ કરાવવાની એકુદી પ્રથા કોઈ જાણતું નથી. વધારે આ દેશમાં તો આ પ્રથાએ ભયંકર ( EPIDEMIC ) ના માફક ફેલાઇ ગઇ છે અને તે બંધ કરવા હજુ જરા પણ સંતોષકારક યત્ન જ થયો નથી. આ કારણને લીધે આપણા દેશનો ગરીબ બાળક ભણી શકતો નથી. પૈસાદાર માબાપનો છોકરો ખાનગી માસ્તરની મદદથી વગર ભણે અથવા ઓછું ભણીને પાસ થઇ જાય છે આનું વિપરીત પરિણામ આપણે અનુભવી રહ્યા છીયે.

ગ્રેડ સ્કુલોમાં શિક્ષણ એવી સારી રીતે અપાય છે અને શિક્ષકો દરેક વિદ્યાર્થી તરફ વ્યક્તિગત ધ્યાન આપી તેના મગજમાં એવી રીતે જ્ઞાનને કુનેહથી ભરે છે કે બાળક આળસુ હોય અને ઘરે બહુ વાંચતું ન હોય તો પણ સ્કુલમાં મળેલી કેળવણીથી જ તે પાસ થઇ શકે છે, અમેરીકામાં પ્રાથમિક સ્કુલોમાં આશરે બે કરોડ દસ લાખ બાળકો શિક્ષણ લે છે ઉપર જણાવેલી કેળવણી ઉપરાંત આ સ્કુલોમાં બાળકોને, રેડિયો, વિમાન, ભાષણ કરવું, ચોપડીઓનું સમારકામ, નાટક, વધારાની ભાષા, તંદુરસ્તી અને કસરતનું જ્ઞાન પણ આપવામાં આવે છે. આવી સ્કુલમાં જ્યારે ૧૨ વર્ષનો બાળક એરોપ્લેનનો નમુનો બનાવે છે ત્યારે તેણે તેના એકે એક ભાગનું ચોકકસ માપ અને વજન લેવું પડે છે. આને લીધે તેને આપો આપ ગણીત શીખવું પડે છે, આ સ્કુલમાં ૧૨ વર્ષની છોકરી ફ્રોક બનાવતાં શીખે છે અને તે શીખવા માટે તેને ફ્રોકના નમુનાના કાગળના ટુકડા બરાબર માપસર અગાઉથી કરકસરથી કાપવા પડે છે. આ સ્કુલોના શિક્ષકોને હાઇસ્કુલ પછી ચાર વર્ષ કોલેજમાં અભ્યાસ કરવો પડે છે. આ સ્કુલોની વ્યવસ્થામાં માબાપોનું સારા પ્રમાણ પ્રતિનિધીત્વ હોય છે વળી આ સ્કુલ માટે મા બાપ અને શિક્ષકોની બનેલી સમિતીઓ હોય છે તે નિયમિત રીતે મીટીંગો ભરી સ્કુલનાં જરૂરી પ્રશ્નો જેવા કે બાળકોનું ચારીત્ર્ય, શિક્ષણ માટે નવા વિચારો, સ્કુલની ઉન્નતિ માટે આવકનાં સાધનો અને વિદ્યાર્થીઓનું હિત સચવાય તેવા પ્રશ્નોની ચર્ચા કરવામાં આવે છે. બાળકને ભવિષ્યનો ઉપયોગી શહેરી બનાવવાનાં બીજ આજ શાળાઓમાં રોપાય છે. આ શાળાઓના વર્ગો માટે અમુક વારે બાળકોને જાતેજ વર્ગો ચલાવવા દેવામાં આવે છે. વર્ગના એક કે બે હોશિયાર છોકરા કે છોકરીને આ કામ સોંપવામાં આવે છે અને વર્ગ કેમ ચાલે છે તેનું નિરીક્ષણ શિક્ષક દુર બેસીને કરે છે આના ખાસ દીવસોએ શાળાના વર્ગોમાં વાદ વિવાદ માટે

અમુક વિષય રાખવામાં આવે છે અને વર્ગના હોશીયાર છોકરા કે છોકરીના પ્રમુખપદ નીચે આવી મીટીંગો માસ્તરની દેખરેખ નીચે ચાલે છે. પ્રજાસત્તાક રાજ્યના પાયા મજબુત કરવાનું કાર્ય આ વર્ગોથી શરૂ થાય છે. અને પ્રજાસત્તાક સંસ્થાઓ કેમ ચલાવવી તે બાળકો પ્રાથમિક શાળામાંથીજ શીખવું શરૂ કરે છે. પ્રાથમિક શાળા પછી ચૌદ વર્ષે બાળક હાઇસ્કુલમાં દાખલ થાય છે જ્યાં તેને ચાર વર્ષ અભ્યાસ કરવો પડે છે. આ હાઇસ્કુલમાં આપણા દેશની માફક એકજ સાંચામાં ઢાળેલી કેળવણી આપવામાં આવતી નથી. આ શાળામાંથી કોલેજમાં જવું હોય તેને માટે જુદું શિક્ષણ હોય છે પરંતુ જે છોકરા છોકરીઓ કોલેજમાં જવા ઇચ્છતાં ન હોય (અને આવાની સંખ્યા ઘણીજ મોટી હોય છે) તેમને માન ભરી રીતે કમાઇ શકે તેવા ધંધાઓ પણ આ જ શાળામાં શીખવવામાં આવે છે. આવી શાળામાં શીખવાતા વિષયોનું લીસ્ટ જબરદસ્ત હોય છે. આ શાળામાં ભાષા, સામાજીક વિજ્ઞાન, અન્ય ભાષાઓ, વિજ્ઞાનના જુદા જુદા વિભાગો, ગણીત, વ્યાપાર ખેતીવાડી, ગૃહઉદ્યોગ, કળા, ચિત્રકામ, સંગીત, નૃત્યકળા, નાટ્યવિજ્ઞાન, તંદુરસ્તિ, શારીરિક વિકાસની વિદ્યા અને જુદા જુદા હુન્નરો પણ શીખવવામાં આવે છે અને જે છોકરો જે ધંધાને યોગ્ય હોય તેને તેજ ધંધાનું જ્ઞાન આપવામાં આવે છે. દરેકને આ બધા જ વિષયો શીખવા પડતા નથી આપણા દેશમાં ચિત્રકળાનું કુદરતી જ્ઞાન ધરાવનાર કિશોર ગણીત નહીં આવડવાને લીધે હાઇસ્કુલમાંજ વારંવાર શરૂઆતમાંજ ન પાસ થાય છે અને તેને કુદરતે બક્ષીસ કરેલી ચિત્રકળાનો અભ્યાસ કરવા માટે ચિત્રકળાની કોલેજમાં જવાનો ચાન્સજ મળતો નથી; નાનપણથી સાયકલ મોટર અને એન્જીન બનાવવા અને ચલાવવાની કળામાં રસ લેતો છોકરો, ભાષા કે ઇતિહાસમાં ન પાસ થવાથી કલાભુવનમાં જઇ શકતો નથી ટુંકમાં આપણા દેશમાં કરોડો બાળકો પંતુજીઓએ ઠોકી બેસાડેલા અભ્યાસક્રમની વેદી ઉપર હોમાઈ જાય છે.

અમેરીકાની હાઇસ્કુલોમાં શીખવાતા વર્ગો પ્રયોગશાળા ઉપરાંત ચલચિત્રો અને રેડીયોની મદદથી પણ શિક્ષણ આપવાં આવે છે આવી શાળાઓમાં મેળાવડા માટે મોટા હોલ, પુસ્તકાલયો, કસરત શાળા, સ્વીમીંગ પુલ, રમવાનાં મેદાન અને જમવા માટે ઓરડાઓ હોય છે; વળી આવી સ્કુલોમાં છોકરાઓ પોતાનાં વર્તમાનપત્રો અને માસીકો ચલાવે છે. આવી હાઇસ્કુલોમાં છોકરા અને છોકરીયો શાળા છોડે છે ત્યારે કયાં તો કોલેજમાં જવા લાયક પુરતી કેળવણી લઇ લે છે અથવા માનભરી રીતે પોતાનું પોષણ કરી શકે તેવો ધધો સારી રીતે શીખી શકે છેઃ શાળામાંથી છેવટની પરીક્ષામાં પાસ થયેલા વિદ્યાર્થીને ગ્રેજ્યુએટ તરીકે° સંબોધવામાં આવે છે. હાઈસ્કુલોમાં અપાતી કેળવણીના થોડાક દાખલા આપણે તપાસીએ તો આપણને માલુમ પડશે કે અમેરીકાની આટલી ઉન્નત્તિનું કારણ તેની હાઇસ્કુલોજ છે

અમેરીકામાં છોકરીઓને ગૃહવિજ્ઞાન અને રાંધણકળાનું જ્ઞાન પણ શાળામાંજ મળે છે જ્યા તેમને કરકસરથી વૈજ્ઞાનિક રીતે ઘર કેમ ચલાવવું, વજ્ઞાનિક રીતે કેવું રાંધવું કે જેનાથી ખોરાકમાંથી વિટામીન્સનો નાશ ન થાય અને ઓછા ખર્ચે કુટુંબી જનોને પુરતું પોષણ કેમ મળે, તે શીખવવામા આવે છે. ગૃહવિજ્ઞાનમાં કપડા ધોવાં, ઝાડુ કાઢવા ગરમ અને રેશમી કપડા કેવી રીતે સાચવવા, સીઝનમાં જ્યારે ફળ અને શાક સસ્તાં મળે ત્યારે તેમને પકાવી અથવા બાફી અથવા

સુકાવી ડબામાં કેવી રીતે ભરી રાખવા ( FRUIT PRESERVATION, AND CANNING ) તે બધું શિખવવામાં આવે છે. વળી જે છોકરીઓ નોકરી કરવા માંગતી હોય તેમને ઉપરના વિષયો ઉપરાંત શોર્ટ-હેન્ડ, ટાઇપીંગ અને વેપારનું સામાન્ય જ્ઞાન અને હિસાબી કામ પણ શિખવવામાં આવે છે. શિક્ષીકાઓનો ધંધો કરનારી બેનો માટે તે ધંધાને યોગ્ય શિક્ષણ આપવાની સગવડ હોય છે. દેશને જોઈતી નર્સો માટે ત્યાં પુરતા પ્રમાણમાં ખાસ સ્કુલો છે.

જો આપણને એમ કહેવામાં આવે કે ૧૨થી ૧૪ વર્ષનો અમેરીકન કિશોર, કપુર અને નેપ્થોલીન નામના પદાર્થોમાંથી લેબોરેટરીઝમાં રસાયણીક રંગો બનાવે છે તો તે વાત આપણે માનીયે નહી પણ આ વાત સાચી છે, પત્થર કોતરી તેમાંથી પુતળાં બનાવવાની કળા શીખવાની શરૂઆત અમેરીકાની હાઈસ્કુલોમાં જ થાય છે. રેડીઓ કે જેનો એક સ્ક્રુ ઢીલો પડી ગયો હોય અથવા જેનો એક તાર છુટો પડી ગયો હોય તેને સમારતાં આપણી કોલેજનો ગ્રેજ્યુએટ પણ કરે છે તે કાર્ય સંપૂર્ણ રીતે અમેરીકાની હાઈસ્કુલોમાં જ શીખવાય છે. અમેરીકાની હાઈસ્કુલના છોકરાઓ પોતાને માટે રેડીયો સેટ તૈયાર કરવાનું પણ શીખે છે. વળી રેડીયોના માઇક્રોફોન આગળ બોલવું અને રેડીયો સ્ટેશનના દરેક ખાતાઓમાં કેવી રીતે કામ થાય છે તે પણ તેમને શીખવવામાં આવે છે. જે વિદ્યાર્થીઓ મીલો, કારખાના, ખાણો વિગેરેમાં જવા માંગતા હોય તેમને તે વિષયોનું જ્ઞાન પણ આપવામાં આવે છે,

આ ઉપરથી જોઇ શકાય કે હાઈસ્કુલમાંથી પાસ થઈ બહાર નીકળેલ એક અમેરીકન વિદ્યાર્થી અને એક હીંદી વિદ્યાર્થીમાં કેટલો બધો તફાવત છે, આપણે ત્યાં દર વર્ષે લાખો છોકરાઓ મેટ્રીક પાસ થાય છે. તેમાંથી થોડા કોલેજમાં જાય છે અને બાકીના છોકરાઓ પાસ થાય તેને બીજે દીવસથીજ આપણા વર્તમાનપત્રોના " નોકરી ખાલી છે " ના કોલમો જોવા માંડે છે. અફસોસની વાત તો એ છે કે આપણા મેટ્રીક થયેલ યુવાન દેશના ઉન્નત્તિના કાર્ય માટે દેશના કારખાનાઓ ખાણો, મીલો વગેરે ઉપયોગી સંસ્થાઓ માટે તદ્દન નકામો નિવડે છે. તેને સાધારણ નોકરી કરવા સીવાય અને કલાર્ક, અને કહેવાતા શિક્ષકના ધંધા સીવાય બીજા કશા માં તે ઉપયોગી નથી નીવડતો. મેટ્રીક પાસ થઇ સ્વતંત્ર રીતે ધંધો કરવાની તેનામાં શક્તિ જ આવડત હોતી નથી. તેના કરતાં ગુજરાતી ચાર ચોપડી પણ નહીં ભણેલો લુહારનો છોકરો કે જે પ્રાઇમસ રીપેર કરવાનું શીખ્યો હોય તે સાઇકલ ઉપર બેસી દીવસમાં ચાર ૭ કલાક મહોલ્લે મહોલ્લે ફરી પ્રાયમસ જ રીપેર કરે તો રૂપીઆ બે થી ત્રણ કમાઇ જાય છે અત્યારે આ દેશમાં મજુરી કરનાર રૂપીયા ત્રણ રોજના કમાય છે ! કારીગર વર્ગ જેવા કે સુથાર, લુહાર, લેથપર કામ કરનાર, દરજી, મોચી, ટીનના ડબા બનાવનાર, વગેરે માણસો રુપીઆ પાંચથી ઓછું કમાતા નથી જ્યારે આપણો ગ્રેજ્યુએટ રૂપીઆ એકસોથી ઓછું મહીને કમાય છે મેટ્રીક તો પોણાસોથી પણ ઓછું કમાય છે. છતાં મેટ્રીકોને ઉત્પન્ન કરનારી યુનીવરસીટીઓ વધારે મેટ્રીક ઉત્પન્ન કરવામાં હરીફાઇઓ કરે છે. કલકત્તામાં આ વર્ષે સાઠ હજાર ઉમેદવારો મેટ્રીકમાં બેઠા હતા. હાઇસ્કુલ સુધીની કેળવણી માટે આપણો દેશ અમેરીકાનું અનુકરણ કરે તો આપણને અબજો રૂપીયાનો ફાયદો થાય ઉપરાંત દેશ દરેક રીતે આગળ વધી શકે. આપણા દેશમાં થતો આવો ભયંકર માનસિક અને આર્થિક હ્રાસ ક્યારે બંધ થશે !

# વનદેવી

લેખક
શ્રી. રવિશંકર નરોત્તમદાસ પાઠક

[ ગયા અંકના પાન ૧૭૩થી ચાલુ ]

( ૭ )

ભારમલ સાથે રાજપાલને ઝપાઝપી થઇ એ સમાચાર મહારાજ નાગાદિત્યને મળતાં વાર લાગી નહીં. પોતે, દેવીને રાજપાલે મળવાનું બંધ કરવું એમ આજ્ઞા આપ્યા છતાં, રાજપાલ આજ્ઞા લોપી દેવીને મળ્યો હતો. ઉપરાંત એને બોલાવી લાવવા નાયકને મોકલ્યો, તો એની સાથે ઝપાઝપી કરી પોતાનું અપમાન કર્યું હતું. મહારાજ એથી રાજપાલ ઉપર અત્યંત ગુસ્સે થઇ ગયા હતા.

સરદાર દેવરાજે પણ મહારાજને બરાબર જવાબ આપ્યો ન હતો. દેવીને કબજે રાખવા અને એને જલદીથી કોઈ ભીલયુવાન સાથે પરણાવી દેવા નામાદિત્યે દેવરાજ ઉપર જ્યારે દબાણ કર્યું, ત્યારે ભીલસરદારે જવાબ આપ્યો હતો કે, 'મહારાજ, હું જોઇશ. દેવીને સમજાવીશ. આપને અયોગ્ય લાગે તેવો પ્રસંગ ન બને તો સારું !' પણ પછી દેવરાજે પુત્રીને કશું કહ્યું નહતું. કે એના પર અંકુશ રાખ્યો ન હતો. એટલે એના તરફ પણ મહારાજ અવિશ્વાસની નજરથી જોવા લાગ્યા હતા. અને એમને ખાતરી થઈ હતી કે સરદાર દેવરાજ અને રાજપાલદેવ અંદરખાને મળી ગયા છે: અને રાજગાદી કબજે કરવા ષડ્યંત્ર રચી રહ્યા છે.

આથી રાજપાલ પોતાની મેળે સાંજે જ્યારે મળવા ગયો ત્યારે રાજા એના ઉપર ખૂબ તપી ગયા. અને કઠોર શબ્દો કહી સૈનિકો સાથે શસ્ત્ર ચલાવ્યા બદલ તેમ પોતાની આજ્ઞા લોપ્યા બદલ ખૂલાસો માગ્યો.

રાજપાલે સરળ રીતે બધી હકીકત વિનયપૂર્વક જણાવી. છતાં રાજાના વિચારમાં કંઈ ફેરફાર થયો નહીં. એણે દેવરાજને અપશબ્દો સંભળાવ્યા રાજપાલને અઘટિત વેણ કહ્યાં. અને દેવી પ્રત્યે હલકટ શબ્દો ઉચ્ચાર્યાં.

દેવીનો અનાદર થયેલો જોઈ રાજપાલનું ધૈર્ય ગળી ગયું. એણે જરા મોટા અવાજે કહ્યું:

' મહારાજ !' આપ સત્તાધીશ હોવા છતાં ગમે તેમ બોલી શકો નહીં. દરેકને સ્વમાન તો હોય છે જ. આપને અમારું વર્તન અયોગ્ય લાગતું હોય તો તમારો પ્રદેશ છોડવા અમે તૈયાર છીએ. રાજ્યનો અમને કંઇ લોભ નથી કે અધર્મના રસ્તે જવું મને પસંદ નથી.

પણ આથી તો રાજાનો ગુસ્સો વધી ગયો. એણે કર્કશ અવાજે કહ્યું:

' તમારી તો ભાગી જઇ બળવો જમાવવાની ઇચ્છા ઘણી હોય. પણ એમ તમારાથી હવે જઈ શકાશે નહીં. તમારા પ્રપંચો હું જાણી ગયો છું. દેવી સાથે લગ્ન કરવા તું કેમ તૈયાર થયો છું; તે પણ મારી જાણ બહાર નથી. પણ બધાને પહોંચી વળવાની મારી શક્તિ છે. દેવરાજને, એના કુટુંબીઓને, એમનાં ઘરબાર લુંટી લઈ હાથપગ પકડાવી મંગાવું છું. અને અટ-

કમાં રાખું છું. રાજાની સામે પ્રપંચ કરવો એ, કેટલું કપરું છે એની એ નીચને ખબર પાડવી પડશે.'

રાજાનો ભયંકર નિશ્ચય જાણી રાજપાલ બોલ્યો:

'મહારાજ, વગર વિચાર્યું કશું કરશો, નહીં. મારી આપને વિનંતી છે કે સરદાર દેવરાજને અપમાન આપશો નહીં. આખા મુલકમાં એ દેવ જેવો પૂજ્ય છે. એના નામે હજારો માણસો મરી ફીટવા તૈયાર છે. એટલે એને છંછેડવાથી આપ સંકટમાં આવી પડશો !'

'તારી સલાહની મારે કશી કિંમત નથી !

'તો મહારાજ, હું રજા લઉં !' હાથ જોડી રાજપાલે કહ્યું.

'રજા ? હવે રજા કેવી ? દેવરાજના સંબંધીઓમાં તારુંય નામ આવી ગયું ને ! એના જમાઈ થવાની ઇચ્છા છે તો એના દુઃખમાં ભાગ પણ લેવો જોઈશે ને ?'

'એટલે ?'

'એટલે એ કે જે એની દશા તે તારી દશા ! કઠોર રીતે હસી રાજાએ સંભળાવ્યું.

રાજપાલના આશ્ચર્યનું કંઈ ઠેકાણું રહ્યું નહીં. રાજા પોતાને જ બંદીવાન બનાવશે એવો એને સ્વપ્ને પણ ખ્યાલ નહતો. એટલે એ બોલ્યો:

'મહારાજ ! મને અટકમાં રાખો છો ? મને અપરાધી માનો છો ?'

'બેશક'

'બેશક ? મહારાજ મારા ઉપર અન્યાય થાય છે. અને અન્યાયનું પરિણામ કદિપણ સારું નહીં આવે.'

'એ બધું મારે જોવાનું છે.'

'તો ભલે. આપનો બંદી બનવા હું તૈયાર છું. મારે વિશેષ કંઇ કહેવું નથી.' કહીને ગુસ્સામાં રાજપાલે ચારેબાજુ જોયું.

રાજાની સંજ્ઞાથી શસ્ત્રધારી ચાર સૈનિકો આવી રાજપાલને લઇ ગયા.

## (૮)

સરદાર દેવરાજને મહારાજની આજ્ઞા મુજબ પકડી ગયા તે વખતે દેવરાજનો પુત્ર તેજસ્વી અને દેવી એ બે જણ કંઇ કામે બહાર ગયાં હતાં. પાછા આવતાં એમણે જ્યારે દેવરાજને પકડી ગયાની અને રાજપાલને બંદીખાને નાખ્યાની વાત જાણી ત્યારે પ્રથમ રાજાના સાહસથી એમને ભારે આશ્ચર્ય થયું, પછી ગુસ્સો આવ્યો, અને પછી રાજાએ આપેલા અપમાનનો બદલો લેવાનો એમણે સંકલ્પ કર્યો. દેવી રાજપાલના સમાચારથી દીલગીર થઈ ગઈ હતી. પિતાને રાજાએ જેલમાં નાખ્યા એથી ગુસ્સે ભરાઈ હતી. એને એક વખત એવું થઇ આવ્યું કે છડે ચોક રાજાની સામે જઈ એના દેખતાં પત્થર સાથે માથું અફાડી મરી જવું. પણ તેજસીએ એને શાન્ત પાડી અને કોઈ પણ પ્રકારનું સાહસ કરતા પહેલાં વિચાર કરવો જોઇયે એમ જણાવી, એને લઈ અડધે રસ્તેથી ઘર તરફ જવાને બદલે રાજાની નજરમાંથી બચવા બીજે સ્થળે ચાલ્યો ગયો.

આ બાજુ, આખા ધારગઢમાં દેવરાજ અને રાજપાલને રાજાએ બંદીખાને નાંખ્યા એ સમાચાર વાયુ વેગે ફરી વળ્યા હતા. નાનું મોટું સહુ એથી આશ્ચર્ય વ્યક્ત કરતું હતું અને પરિણામ માટે ચિંતા બતાવતું હતું.

રાજાએ દાબ બેસાડવા માટે દેવરાજના

ઓળખીતાઓ ને સગાં સંબંધીઓને તથા આશ્રિતજનોને પકડી મંગાવી એના ઉપર જુલ્મ વરસાવવો શરૂ કર્યો. દુર્દૈવને લીધે એની મતિમાં ભ્રમ પેદા થયો હતો. એટલે રાજા કોઈની સલાહ ગણકારતો નહતો.

આઠ દિવસ એમને એમ વીતી ગયા. નવમા દિવસે સંધ્યા ટાણે ગુપ્તરીતે સો–સવાસો ઘોડેસ્વારની હથીઆર બંધ એક ટૂકડી ઓચીંતી રાજાના બંદીખાનાની નજીકમાં નીકળી આવી. એણે એકદમ હલ્લો કરી ત્યાંના રક્ષકોનો સંહાર કર્યો અને રાજપાલદેવને તથા સરદાર દેવરાજને લઈને જુરસાભેર ચાલી ગઈ.

પણ એ ટૂકડીના નાયક તેજસીનો આનંદ એ જ્યારે પોતાના ગુપ્ત સ્થળે આવ્યો ત્યારે જતો રહ્યો. એ રાજપાલને અને પિતાને છોડાવી લાવ્યો, પણ બેન દેવીને કોઈ ઉપાડી ગયું હતું. તપાસ કરતાં એક વૃદ્ધ ભીલના માર્ફત તેજસીને એવું જાણવા મળ્યું કે તેજસી અને દેવીને પકડી લાવવા રાજાની ગુપ્ત ટૂકડી જે જંગલમાં ફરતી હતી એના હાથે દેવી પકડાઈ હતી.

પુત્રીને પકડી ગયાની વાત જાણી દેવરાજ એકદમ ગુસ્સાથી સળગી ઉઠ્યો. પોતાની નિષ્કલંક રાજસેવાના બદલામાં રાજાએ એને ખૂબ અપમાન આપ્યું હતું. અને એનાથી એને ક્રોધ ચઢ્યો હતો. એમાં પ્રાણપ્રિય પુત્રીને રાજાએ પકડી મંગાવી એથી એ ગુસ્સાથી પાગલ બની ગયો. એણે એકદમ પ્રતિજ્ઞા લીધી કે ઈડરની ગાદી ઉપરથી નાગાદિત્યનું નામ નિશાન મીટાવી દેવું.

દેવીને પકડીને લઈ ગયાના સમાચારથી રાજપાલને પણ અત્યંત દુઃખ થયું. એ લાગલો તૈયાર થઇ ઘોડા ઉપર બેસવા ગયો પણ તેજસીએ અને દેવરાજે એને અટકાવ્યો અને કહ્યું:

'રાજપાલદેવ ! એમ સાહસ કરવાની જરૂર નથી. આજેજ આજુબાજુનાં ગામડાંના નાયકો તરફ માણસો રવાના કરી દઇએ છીએ. આખું ઇડર અમારે માટે પ્રાણ આપે એવું છે. એટલે જોઇશે એટલી મદદ મળી આવશે. પછી રાજાએ અપમાન આપ્યું છે એનો બદલો લઇશું.'

પણ રાજપાલે માન્યુ નહીં. એણે કહ્યું:

'દેવીને પાછી લાવ્યા શિવાય મને ચેન નહીં પડે. એને લઇ જઇને મને ભારેમાં ભારે અપમાન પહોંચાડ્યું છે. મારે જાતેજ એનો બદલો લેવો છે. મને કશાની પરવા નથી. મને કશાનો ડર નથી. સીધો રાજા પાસે જઇશ અને દેવીની માગણી કરીશ દેવીના પ્રાણને પણ વખતે એ લોકો નુકશાન પહોંચાડે તેવો સંભવ છે. મને ધીરજ રહેતી નથી'

રાજપાલની વાત સૌને ગળે ઉતરી. પણ રાજપાલને એકલા જવા દેવા માટે કોઈ રાજી થયું નહીં. ગુસ્સામાં આવેલો રાજા, રાજપાલની હાની કરે ત્યારે શું થાય ? આખરે એમ ઠર્યું કે રાજપાલ અને તેજસી ૧૫૦ માણસની ટૂકડી લઇ રાત્રે છૂપી રીતે દરબાર ગઢમાં ઘુસે. દેવીના સમાચાર મેળવી એ જ્યાં હોય ત્યાંથી છોડાવી લાવે. દરમિયાન અત્યંત ત્વરાથી સરદાર દેવરાજ બને તેટલાં માણસો ભેગાં કરી રાજાની સામે ચઢી આવે અને ઘમસાણ મચાવે.

( ૯ )

'ભારમલ ' તમે આશામલની ટૂકડી માર્ફત દેવરાજની પુત્રીને પકડી મંગાવી છે એ સારું કર્યું છે, પણ ખ્યાલમાં રાખજો, એ તમારા હાથમાંથી છટકી જાય નહીં.

મહારાજ નાગાદિત્યે કહ્યું.

હાથજોડી ભારમલ બોલ્યો:

'મહારાજ, એને માટે પુરેપુરો બંદોબસ્ત રાખ્યો છે.'

'માત્ર બંદોબસ્તથી નહીં ચાલે. એનો કંઈ ઘાટ ઉતારી દો. એને લીધેજ આ બધું તોફાન ઉપસ્થિત થયું છે.'

'આપ આજ્ઞા આપો. એ છોકરીનું શું કરવાનું છે!

'એને કોઈની સાથે પરણાવી દો. આશામલની ઇચ્છા હોય તો એની સાથે નહી તો ગમે તે કોઈ તૈયાર હોય એની સાથે'

'પણ મહારાજ, એ છોકરી બહુ વિચિત્ર છે. ગમે તેની સાથે એ લગ્ન કરવા તૈયાર નહીં થાય, અને જોરજુલમથી એને લગ્ન કરવાની ફરજ પાડીશું તો એ આત્મઘાત કરશે!

'ભલે આત્મઘાત કરે. એ એની મેળે મરી જાય તો સૌથી સારું. દેવરાજ પણ જાણે કે દેવીને ઇડરની મહારાણી બનાવવાનાં એનાં સ્વપ્નો કેવાં ભૂલભરેલાં હતાં!

'જેવી આજ્ઞા' કહીને ભારમલ ચાલ્યો ગયો.

પણ આ વખતે દેવીને ગઢમાં જે નાના મકાનમાં જાપ્તા હેઠળ રાખવામાં આવેલી તેમાં જૂદોજ બનાવ બની રહ્યો હતો. નાયક આશામલને આંખમાં આંસુ સાથે દેવી કહી રહી હતી:

'નાયક! મને પકડી લાવીને તમને શું મળ્યું કહો જોઇએ? મારા બાપ તમારા કંઈ દુશ્મન છે કે તમે એમને દુ:ખી કરવાનું કાર્ય કરી બેઠા! ભલામાણસ, તમને યાદ નથી આવતું? તમારે માટે એ કેવો સદ્ભાવ રાખતા હતા?'

કંઈક બેપરવાઈથી આશામલે જવાબ આપ્યો:

'દેવી! તારો બાપ દુઃખી થાય કે તું દુઃખી બને એની મને જરાય દરકાર નથી. હું દુઃખી થયો તેની તમે ક્યારે તમા રાખી છે? તમે મને ભારે અપમાન પહોંચાડ્યું છે. મારી સાથે તારું લગ્ન કરવાની પોતાની ઇચ્છા છે એવી વાત વહેતી મૂકી પછી મને મૂર્ખ બનાવ્યો છે. એ અપમાન હું કંઈ ભૂલી ગયો નથી.'

'પણ હજુ મારું લગ્ન બીજે થઈ ગયું અને તમે રહી ગયા એવું ક્યારે બન્યું છે? અપમાન તો ત્યારે કહેવાય.

'હવે બાકી શું રહ્યું છે! આખા મુલકમાં તો જાહેરાત થઈ ગઈ છે કે તું રાજપાલને પરણવાની છું'

'ત્યારે તમે પુરી હકીકત જાણતા નથી નાયક! વાત એમ છે કે રાજપાલની ઇચ્છા મારી સાથે પરણવાની ખરી. પણ એ રાજાના ભાઈ એટલે એકદમ ના કેવી રીતે પાડી શકાય? એટલે મેં કહ્યું કે–મારા બાપાને પૂછો. એ હા પાડે તો મારે વાંધો નથી. હું જાણતી હતી કે મારા બાપા હા પાડનાર નથી. અને થયું પણ તેમજ, એમણે કહ્યું–દેવીનું લગ્ન અમારી ન્યાતમાંજ શોભે. અને આશામલ સાથે લગભગ નક્કી થઈ ગયું છે!

'હં, પછી!' આશામલે પૂરી હકીકત જાણવાની જીજ્ઞાસા બતાવી.

'પછી શું? રાજપાલને માઠું તો લાગ્યું. પણ એમણે આશા છોડી નહીં. એટલે એ મારે ઘેર આવતા. જતા. ત્યારપછી તો રાજાએ એમને તથા મારા બાપાને પકડી લીધા.

'ત્યારે તમે પરણવાનાં છો, એવી વાત બહાર આવી એનું શું કારણ?'

'એમાં એક લુચ્ચા માણસનો હાથ છે.

એણેજ બધું તૂત ઉભુ કર્યું છે. બાકી એમાં મારો કે મારા પિતાનો કંઇ દોષ નથી !'

'તોપછી મહારાજને રાજ્યપાલ ઉપર અને તારા બાપ ઉપર ગુસ્સે થવાનું કારણુ શું ?'

'મેં કહ્યુંને કે એમાં કોઇ મેલી રમત રમી રહ્યું છે. રાજાને એ દુષ્ટે એવું ભરાવ્યું છે કે રાજપાલ સાથે દેવીનું લગ્ન કરાવી સરદાર દેવરાજ ઇડરની ગાદી કબજે કરવા પ્રયત્ન કરી રહ્યો છે. હવે ખરું પૂછાવો તો મારા બાપના સ્વપ્નમાં પણ આ વાત આવી નથી.'

'તમારી વાત ખરી હોય તો એ દુષ્ટ બહુ જબરો હોવો જોઇયે.' આશામલ દેવીની જાળમાં ખેંચાતો હતો.

'હોવો જોઇયે શું, છેજ. અને ના જાણુતા હોય તો જાણી લેજો: તમને ય એ પાણીમાં મૂઠીઓ ભરાવશે.'

'મને ? અસંભવ.' કંઇક અભિમાનથી આશામલ બોલ્યો. હસીને દેવી બોલી:

'તો જોજો, થોડાજ વખતમાં તમને ખબર પડશે.!'

'પણુ એ દુષ્ટ છે કોણુ ?'

'હું કહીશ પણુ તમને મારા ઉપર વિશ્વાસ નહીં આવે. કહેશો કે બનાવટી વાત છે !

'વિશ્વાસ વગર તારી વાત સાંભળી છે ?'

'તો સાંભળો,' અવાજ ધીમો કરી દેવી બોલી. એ દુષ્ટનું નામ છે નાયક ભારમલ. એણેજ મહારાજના કાનમાં વિષ રેડયું છે. એણેજ મારા પિતાનું અને રાજપાલનું અપમાન કર્યું છે. અને એજ તમને મૂર્ખ બનાવવા માગે છે.'

'ભારમલ ? કેવી રીતે ?'

'આશામલ ! તમે બહુ સરળ છો. ભારમલ તમારો મિત્ર છે એ હું જાણું છું. પણુ તમે એના પ્રપંચને નથી ઓળખી શકયા. એ દુષ્ટ રાજાની વાહવાહ મેળવી ઉંચી પદવી મેળવવા ઇચ્છે છે અને તમને મૂર્ખ બનાવી મને કબજે કરવા પ્રયત્ન કરે છે'

'તને ?'

'હા. હા. એ મને એના ઘરમાં રાખવા ઇચ્છે છે !'

'શું કહે છે દેવી ?'

'તમને વિશ્વાસ પડે તો માનો. અહીં મને પકડી લાવવામાં એનો બીજો કશોજ આશય નથી. ખાતરી થતી ન હોય તો તમે જોજો, થોડાજ વખતમાં એ એનું પોત પ્રકાશે છે કે નહીં ?'

'અશકય. અશકય, મારા દેખતાં એની તાકાત નથી એ એની ઇચ્છા તૃપ્ત કરે !'

'જુઓ નાયક, તમે બળવાન છો અને ભારમલ જેવા બાર જણુને સીધા કરી દો એવી તમારી શક્તિ છે. પણુ રાજાનો એ માનીતો થયો છે. એટલે તમારું ચાલશે નહીં. તમે સામા થશો તો તમનેય અટકમાં લેતાં એ વિચાર નહીં કરે !'

'પણુ મને તો એણે કહ્યું હતુ કે–દેવી નહીં માને તો પણુ તારી સાથે એનું લગ્ન કરાવી આપીશ !'

ખડખડાટ હસી દેવી બોલી; 'ચલાકી ! ગપ્પુ !'

'તો હવે.'

'મારેજ કહું છું કે હમણાં તમારા અધિકારમાં બધું છે. તમે ધારો તો આ સંકટમાંથી આપણે છુટી શકીએ એમ છીએ. રાજા હમણાં ગુસ્સે થયા છે પણુ એમને

મારા બાપની શકિતની ખબર નથી. આખું ખડર મારા બાપને માને છે. એમના એક શબ્દે હજાર માણુસ તો જોતજોતામાં પ્રાણ પાથરવા તૈયાર થઇ જાય એમ છે. એ રાજા સામે લડશે અપમાનનો બદલો લેશે, અને મને છોડાવશે તે વખતે તમારું નામ વગોવાશે. તમારે માટે એમને જે પ્રેમ છે તે જતો રહેશે. અને તમે એમના દુશ્મન બનશો. એના કરતાં હમણાં જો કંઇક રસ્તો કાઢશો તો મને છોડાવી લાવ્યા બદલ એમના ધન્યવાદને પાત્ર થશો. '

' ખાલી ધન્યવાદને હું શું કરું ?'

' તમારે બીજું શું જોઇએ ?' આંખ નચાવતાં દેવી બોલી.

' મારે તો તું જોઇયે.

' પણ હું તો છુંજ ને ' હસીને દેવી બોલી. એના હાસ્યમાં જાદુ હતું.

' સાચું કહે છે ? '

' ના ના જૂઠું ! આટલી લાંબી સમજણ પાડી તોય જેને વિશ્વાસ બેસે નહીં એને શું કહે ? '

ભોળો નાયક દેવીના મીઠા બોલોથી, મધુરા હાસ્યથી, અને આંખના નાચથી તાબે થઇ ગયો.

સુંદરીને શું અસાધ્ય હોય છે ?

× × ×

એજ રાત્રે ચૂપકીથી આશામલ અને દેવી વેશમાં ફેરફાર કરી નીકળ્યાં. અને લપાતાં છુપાતાં કોટના પશ્ચિમ દરવાજાની નજીક આવી પહોંચ્યાં. પણ જેવાંએ ચૂપકીથી બહાર ઉતરી જવા કોટ ચઢવા જાય છે તેવીજ એક માણુસે ગર્જના કરી-ખબરદાર ! અને હાથમાં ઉઘાડી તલવાર સાથે એ સામે હસી આવ્યો.

આશામલ આવા પ્રસંગ માટે તૈયારજ હતો. એણે ઝડપથી ખડ્ગ ખેંચી કાઢયું અને કડક અવાજથી બોલ્યોઃ 'દૂર થા !'

પણ સામો માણુસ દૂર થવાને બદલે કૂદીને નજીક આવ્યો. અને બોલ્યોઃ

' અરે આશામલ તું ? અને આ કોણ? દેવી ? '

' હા, હું આશામલ દેવીને લઈ જાઉં છું ' બારમલને ઓળખતાં દૃઢતાથી આશામલે કહ્યું.

' અલ્યા પણ તું શું કરે છે તેનું તને કંઇ ભાન છે ? રાજાના કેદીને ભગાડી મૂકયા બદલ તને શિક્ષા થશે. '

' ચૂપ કર ! તારી નીચતા હું જાણું છું. તું મને હવે મૂર્ખ નહીં બનાવી શકે. '

બારમલ આશ્ચર્ય પામ્યો. એને સમજ ન પડી કે આશામલ એકદમ બદલાઈ કેમ ગયો ? પણ આ વખતે આશામલ સાથે વાત લંબાવવાનો કંઇ હેતુ ન હતો, એટલે કડક અવાજે કહ્યુંઃ

' આશા, તું અત્યારે નહીં જઇ શકે. તું તારી ફરજ બજાવવામાં ચૂકો છું. તને હું અટકમાં લઉં છું. ચાલ પાછો વળ !'

' બારમલ, મને વાળનાર તું કોણુ ? ચાલ, રસ્તામાંથી દૂર થા. નહીં તો મારે દૂર કરવાની ફરજ પાડવી પડશે ! '

બારમલ આશામલની આંખ ઓળખી ગયો. એણે જવાબ આપવાને બદલે એકદમ કેડે લટકતી શીંગ વગાડી. આશામલ બારમલનો હેતુ સમજી ગયો. એણે ઝડપથી પોતાની તલવાર ઉંચકી બારમલ ઉપર ઝીંકી. પણ બારમલ અસાવધ ન હતો. એણે તેજ વખતે પોતાનું ખડ્ગ સામું ધર્યું

બે તલવારો સામસામી અથડાઇ, ઉંચી થઇ, અને ફરી અથડાઇ.

એટલામાં ઘોડાના દાબડા સંભળાયા. મશાલોનું અજવાળું દેખાયું.

ભારમલની શીંગ સાંભળી સૈનિકો આવી રહ્યા હતા. ક્ષણેકમાં દેવી પરિસ્થિતિ સમજી ગઇ. એણે ફલંગ મારી આશામલનો ભાલો ઉંચકી લીધો અને સિંહણની માફક કૂદી ભારમલ ઉપર ઘા કર્યો. ભારમલ બે ડગલાં પાછો હઠી ગયો. એનો કુખમાં ઘા લાગ્યો હતો.'

'શાબાશ' કહીને આશામલ કૂદયો. એણે ત્વરાથી ભારમલના જમણા ખભા ઉપર ઘા કર્યો. ભારમલનો હાથ ચીરાઇ ગયો

ઓચીંતા દસ ઘોડેસ્વાર ધસી આવ્યા ભારમલે બૂમ પાડીઃ પકડો !

'દેવી આ બાજુ' કહીને આશામલે જમણી બાજુ દોટ મેલી અને કૂદકો મારી એ કોટ ઉપર ચઢી ગયો. દેવી પાછળ દોડી પણ એટલામાં ઘોડેસ્વારોએ એને પકડી પાડી.

આશામલે પાછું જોયું. દેવીએ ઝડપથી કહ્યું:

'નાયક, નાસી છૂટો ! સરદારને મળો ! અને હું ગઢમાં પકડાઇ છું એની એમને જાણ કરો ! જાવ, વિલંબ ના કરો !' અને એ ગભરાયા સિવાય કોટનાં પગથીઆં આગળ પાછી વળીને ઉભી.

આશામલ ઝડપથી અદશ્ય થયો. સૈનિકોએ દેવીને પકડી લીધી. અપૂર્ણ

# કોણ મારી શકે

: ધનાશ્રી :

નારાયણ જેનો પરિપાલક
તેને કોણ મારી શકે.
ભક્ત પ્રલ્હાદને અગ્નીમાં નાખ્યો,
એક રોમ ન બાળી શકે.
ગજને પકડી ગ્રાહે ખેંચ્યો,
જલમાં તે શું ડુબાવી શકે.
દ્રુપદ સૂતાની ભર સભામાં,
લાજ તેની શું લુટી શકે.
"કનક" જે પ્રભુના ગુણ ગાયે,
નિર્ભય પદને પામી શકે.

ગં. સ્વ. કનકકુંવર,
( રાણીસાહેબ, માલીયા )

★

# જીવનમુક્તિ

: મિશ્ર :

નમું નમું હું વિભૂને નમું છું
અને જ તેથી બહુ હું ગમું છું.
ગમું છ તેથી દુઃખરાશિ વચ્ચે
દટાયલો એ મુજને શું રાખે ?
લાગે છ એને ડર કે મને જો
દેશે સુખો તો વિસરી જઇશ ?
ભલે મને એ દુઃખ આપતો રે'
અને રહું હું ભજતો સદાએ.
જે દુઃખમાં છે વિભૂની પ્રસાદી
તે દુઃખમાં જીવનમુક્તિ મારી !

શ્રી. ભૂપેન્દ્ર ઠા. વકીલ

# છાંટ સંગીતની

વમળમાં જળતણા
સરિતના છલકતા;
આ ઉગ્યા કુસુમોતણી
નૃત્યની ધૂનમાં :

પાંખડી પાંખડીએ પ્રફુલ્લેલ આ
જીવનના ગાનમાં,
કોણ અર્પી જતું
કોણ સીંચી જતું
અમીતણા અંજનો વસંતે સામટાં ?

ધીર સંગીતના લયતણાં તાનમાં
શબ્દતાલે મીઠું કોણ ગાઇ રહ્યું ?

આ અહીં ડોલતા કમળસંપુટનું
વારિની ઝાપટે
અંગ ભીંજી જતું;
ને છતાં નાચતું
ના છતાં યાચતું
વણભીંજાયલું – સુખ ગૌરવતણું.

એ બધા મારને
દુઃખના ભારને,
શીર ઉડ્યા શીકરો પાડીને વારિમાં
નાદ એથી ઉઠ્યા – અજબ કો સંગીતે
ગાઇ રે'તું વ્યથા એ ઉંડા દીલની;

છાઇ રે'તી સદા એ પછી
ભવ્ય રંગોથકી
છાંટ સંગીતની !

શ્રી. સતીષકુમાર જોષી

આર્ય-ભાવનાને મૂર્તિમંત કરતી સર્વાંગ રસિકકથા

# લતા-અજય

લેખક : શ્રી, "ધ્રુવકુમાર"

મનોરંજનની મસ્તી, હાસ્ય, શૃંગાર અને ગીતોએ મઢી, એક આદર્શ પતિ-પત્નીના સર્વાંગ નિર્મળ અને શુદ્ધ પ્રેમની અતિ સુંદર સ્મરણીય પટકથા ઢબની અનોખીજ સામાજિક વાસ્તવદર્શી કથા

[ ગયા અંકથી ચાલુ ]

## પ્રકરણ ૪ થું

### બાએ સંમતિ આપી (ચાલુ)

" બેન. જરા પાણી તો લાવી દે ! " વાત બદલતાં અજય બોલ્યો.

" હું તો કંઈ નથી લાવતી. તારે હાથે પી આવ ! " કહી જ્યોતિ પોતે જાણે બહુ કામમાં ન હોય એમ બતાવવા ઉમંગથી ગુંથવાનો દેખાવ કરવા લાગી ગઇ.

" જો મારી બહેન છે ને ! આટલું કામ નહીં કરે ? " અજયે પટાવવું શરૂ કર્યું.

" એં હેં હેં બોલ્યા ! મારી બેન છે ને "...જ્યોતિ ચાળા પાડતી બોલી : ' કામ કરાવતી વેળા તો બેન જલદી સાંભરે છે નહીં ? '

" મેં જોડા પહેર્યા છે એટલે તો તને કહું છું !...બા, એને કહોને પાણી લાવે ! " બાએ જ્યોતિને પાણી લાવવાં આંખવડે સુચવ્યું.

" ઉં હું, હું તો નથી ઉઠતી, બીજાને કહો ને ? " જ્યોતિએ ખભા ઉલાળ્યા.

બા પાણી લાવવા ઉભાં થવા ગયાં કે તરતજ જ્યોતિ બબડતી બબડતી પાણી લેવા ગઈ.

જ્યોતિ આઘી ગઈ એટલે અજય બાની નજીક બેસતો બોલ્યો :

" બા એક વાત કહું ? "

" શું ? "

" તમે માનશો ને ? "

બાએ વાત્સલ્યભરી નજરે અજય સામું જોયું. જાણે એમ કહેતાં ન હોય કે, તારી વાત કે'દી મેં માની નથી ?

" બા આપણે ત્યાં પહેલાં ન્યાયાધીશ સાહેબ આવ્યા'તા ને...? "

" હા, તે શું ? "

"...તેમનાં પુત્રી આપણે ત્યાં આવશે...!" આગળ શું બોલવું તેની અજયને સમજ પડી નહિ

બા પુત્રની મુંઝવણ સમજ્યાં. હસીને બોલ્યાં:

" ભલે તેડતો આવજે ! "

" હંઅ સમજી ! એટલે તો ભાઇસાબ હમણાં સારાં સારાં કપડાં પહેરવા લાગ્યા છે ! "

જ્યોતિ પાછળ છાનીમાની આવી ઉભી હતી. બા અને અજયની વાતચીત સાંભળી બોલી ઉઠી:

" પાણી લાવી કે ? "

" ના, ના, " હાથવતી પાછળ પ્યાલો સંતાડતી જ્યોતિ દૂર ખસવા લાગી.

અજય નીચે પડેલું ભરતવાળું કપડું ઉપાડી લઇ બોલ્યો :

" પાણી આપે છે કે નહીં ? નહી તો આ ફેંકી દઉં છું. હો ? " અજયે ફેંકવાનો દેખાવ કર્યો.

" એં...એં એં બા, ભાઇ ને કાંઇ કહોને ? "

" પાણી આપી દે ડાહી થતી : તોફાન શું કરતી હશે ! "

" લે, લઇ લે...!" દૂર દૂર પ્યાલો મૂકી આવી જ્યોતિ બોલી :...‘‘લાવ મારૂં કપડું !"

" અહં, પહેલાં અહી પાણી લઇ આવ... જા, દોડ ! "

" ઉં...ઉં...ઉં...બા, જુઓને ! "

" ફેંકી દઉં છું હો, જાય છે કે નહીં ? "

" તમારા બેયથી તોબાહ ભગવાન !"...

બા કંટાળ્યાં. " આવવા દો તમારા બાપુજીને! " રોજના આવાં તોફાનો કરી ભાઈ બહેન બાને પજવતાં. એટલે બાની ખોટી ધમકીથી બેઉ ટેવાઇ ગયાં હતાં.

" જો ફેંકી દઉ છું હો !...એક... બે,...! "

જ્યોતિ દોડીને, પ્યાલો લઇ આવી.

છો ઉપર પછાડતી બોલી :

" લે ! લાવ મારું કપડું ! "

" જો પાણી નીચે ઢોળાઇ ગયું...જા, ફરી ભરી આવ ! "

જ્યોતિએ માથું ધુણાવી ના પાડી.

"...એક...બે...જાય છે હો...! "

પાણી લઇ આવવા જ્યોતિને પરાણે ઉઠવું પડયું.

પાણી લાવી, પ્યાલો નીચે મુકતી બોલી:

" હવે, લાવ મારૂં કપડું ! "

" એમ નહીં. પ્યાલો મારા હાથમાં લાવ !"

" બા, જુઓને ! "

" એક...બે...બ...એ...એ ! " જ્યોતિએ પ્યાલો લઈ હાથમાં આપ્યો.

અજયે પાણી લીધું ને કપડું બા પાસે ફેંક્યું.

" જો, બા કેવું ચુંથી નાખ્યું છે " કહેતી જ્યોતિએ અજય તરફ ઝીભડો કાઢ્યો.

" બા, ત્યારે એમને બોલાવતો આવું ને ? "

બાએ સંમતિ આપી.

અજય વિદાય થયો.

---

## પ્રકરણ ૫ મું
## બગીચામાં

સાડા પાંચ થઇ ગયા હતા.

અજય બાગમાં નક્કી કરેલ જગ્યાએ આવી એક ખાલી બાંકડા પર બેઠો.

સ્નેહલતાની પ્રતિક્ષા કરતો અજય વારંવાર ઘડિયાળ જોયા કરતો. એને ઘડિયાળ પણ આજ બહુ ધીમી ગતીએ ચાલતી હોય એમ લાગતું. એક એક મિનિટ એને અર્ધા અર્ધા કલાક જેટલી લાંબી લાગતી હતી. ઘડી ઘડી લાંબે સુધી નજર નાખતો નિહાળ્યા કરતો કે ક્યાંય સ્નેહલતા આવતી દેખાય છે કે નહી !

પોણા ૭ ઉપર પાંચ મિનિટ થઇ.

દૂરથી બેન્ડવાળા એક સાથે કદમ ઉપાડતા

બેન્ડ સ્ટેન્ડમાં ( બેન્ડ વગાડવાની જગ્યાએ ) આવી લાગ્યા.

વખત પોતાની ગતીએ સરતો જતો હતો તેમ અજયની અધિરાઇ વધતી જતી હતી. ફરી એણે ઘડિયાળ સામુ જોયું.

જે પ્રસંગમાં વસ્તુની તીવ્ર આતુરતા પૂર્વક પ્રતિક્ષા કરવામાં આવે છે તેટલી એની મહત્તા ને મિઠાશ વધતી જાય છે. જેમ વધારે વિયોગ તેમ એ વસ્તુ યા પ્રસંગ તરફનું આકર્ષણ પણ ઝંખના વધારે છે. આનું શું કારણ હશે ?

૭ વાગ્યા !

બેન્ડવાળા ઉભા થયા. !

સંગીત ઉપાડયું !

ને સામેથી સ્નેહલતા દેખાણી !

સ્નેહલતાના આગમનની વધાઇ આપતું બેન્ડ એનું સ્વાગત કરી રહ્યું હતું ! એ જોઇ અજયનું હૈયુ નાચી ઉઠયું !

રૂમાલ વતી પાસેની જગા ઝાપટી નાખી કપડાં ઠીકઠીક કરી બેઠો કે સ્નેહલતા આવી ઉભી.

" બહુ રાહ જોવડાવી તમે તો ? "

જવાબમાં સ્નેહલતાએ અજય સામું જોયું અને બોલી :

" ચાલો ત્યાં લીલોતરી પર બેસીએ ! "

" ચાલો ! " સ્નેહલતાની સાથે એક ચારેક વર્ષના છોકરાને જોઇ અજયે પૂછ્યું " આ તમારી સાથે કોણ છે ? "

" જી, મારો ભાઇ છે ! " સ્નેહલતાએ જવાબ વાળ્યો.

" નામ ! "

" વિજય. "

ઉચ્ચ કુટુંબનો સુધારાની ભાવના આ યુવાન હૃદયોને અનુકુળતા કરી આપતી હતી વધુ પરિચયે બંન્ને વચ્ચેનો ક્ષોભ ઓછો થઇ ગયો હતો.

ઉભય લીલોતરીવાળી જગ્યાએ આવી બેઠાં.

બેન્ડના સરોદ કર્ણમધુર સ્વરો વાતાવરણમાં તાઝગી ભરી રહ્યાં હતાં: આસપાસ બાંકડાઓ પર બેઠેલી છૂટીછવાયી અનેક વ્યક્તિઓને સંગીતનો આસ્વાદ માણવાને બદલે અવારનવાર આ યુગલની હિલચાલનું નિરિક્ષણ કર્યે જવામાં અધિક તૃપ્તિ ભાસતી હતી. કોઇ કોઇ છેલબટાઉ યુવાનો અજય ને સ્નેહલતા બેઠાં હતાં તેની સામેના અને એ ખાલી ન હોય તો જરા દૂરના બાંકડાઓ પર અને લીલોતરીવાળી જગામાં ગોઠવાઇ જતાં: ત્યાં બેઠાં બેઠાં સ્નેહલતાના દેહને, તેનાં સૌન્દર્યને લોલુપતાભરી દૃષ્ટિએ નીરખ્યાં કરતાં: પ્રૌઢ ઉમ્મરની વ્યક્તિઓ અંદરોઅંદર ગુસપુસ કરતાં, મુખ પર કૃત્રિમ ઘૃણાની રેખા અંકિત રાખી, કંઇક ગંભીર દૃષ્ટિએ છતાં કેમ જાણે ઓચિંતી પડી જતી ન હોય એમ બતાવવા માંગતા અંદરોઅંદરમાં ગુપ્તપણે ને કંઇક ત્રાંસી નજરે અજય–સ્નેહલતાની હિલચાલ નિહાળી લેતાં.

શું પ્રૌઢો કે શું યુવાનોની સૌન્દર્ય પ્રત્યેની લોલુપતા સરખી જ બઢતી જાય છે: યુવાનો વધુ પડતા ચંચલ સ્વભાવના હોઇ એમની નિતી શિથિલતા અધિક સ્ખલન પામતી જોવામાં આવે છે એ ખરૂં. તો પ્રૌઢો ચારિત્ર્ય–દૃઢ પણ કયાં જોવા મળે છે ?

વિનય–નિતી અને ચારિત્ર્યમાં દિવસે દિવસે શિથિલતા ઘર કરતી જાય છે. એ કોનો દોષ ?

થોડી ક્ષણ ઉભય શાંતિથી બેસી રહ્યાં. શું વાતચીત કરવી તેની સમજ નહિ પડવાથી !

બન્ને એકબીજા તરફથી વાતચીત શરૂ થવાની આશા રાખી રહ્યાં હતાં. વાતચીત શરૂ કરવાની પૂર્વ તૈયારી કરી રહ્યાં હોય

તેમ ઉભય બેન્ડ પ્રતિ લક્ષ આપી મનમાંના ઉભરાને સમાવી રહ્યાં હતાં: તેમાં સંગીત ક્યારે બંધ પડી ગયું એની પણ શુરત રહી નહિ.

થોડીવારે વાત શરૂ કરવાને બહાને જ અજયે પૂછ્યું:

" તમે મોટરમાં કેમ ન આવ્યાં ? વરધીએ ગઈ હતી કે શું ? "

" જી, નહીં ! ખરૂં કહું તો મને મોટરમાં બેસવું બહુ પસંદ નથી, પણ,...કેમ, મારાથી ચાલીને અવાય નહીં કે ? "

" ના, ના, એમ હું ક્યાં કહું છું... પણ નવાઇ તો જરા લાગે છે ને..." પછી હસીને ઉમેર્યું: " I am much pleased seeing your simpliness ! " ( તમારી સાદાઇ જોઇને હું ઘણો ખુશ થયો ! ) "

" તે બદલ આભાર !...પણ જુઓ, ` ' લગાડશો નહિં. તમે વારંવાર આમ ગ્રેજી બાફ્યે જાઓ છો તે મને પસંદ . ! "

અજયે હસીને પૂછ્યું:

" કેમ કાંઇ દેશદ્રોહ તો નથી કરી રહ્યો ને ! "

અજયને ખાત્રી હતી કે હવે લાંબુલચ ભાષણ સાંભળવું પડશે. અને ખરેખર સ્નેહલતાએ નાનું સરખું ભાષણ આપ્યું:

" ચોક્કસ ! 'સ્નેહલતા ગંભીર બની...' વાતવાતમાં નકામું અંગ્રેજી ઠોકયા રાખવાનો શોખ કે ટેવ કુસેવા છે. એથી પોતાને, સામાને કે દેશને લગીરે ફાયદો થતો નથી. નિરૂપાયની ખોટી વાત છે...પરદેશી અર્ધદગ્ધ સંસ્કારો કે જેને પરિણામે આજ આપણે આપણી જ મા ભોમકાને ગાળો દેતાં શીખ્યાં છીએ: દિવસે દિવસે આપણે વધારે પરાધીનતાને આવકારી રહ્યાં છીએ. તેના અંધ અનુકરણ કે મોહમાં લપટાવું તમારા જેવા આદર્શદર્શી યુવાનોને જરાય શોભા દેતું નથી ! "

અજય મુગ્ધ બન્યો !

સ્નેહલતાના મધુર ને કર્ણપ્રિય શબ્દો સાંભળ્યા જ કરવાની એને ઇચ્છા થઇ આવી.

જો કે અંગ્રેજીમાં બોલવાનો અજયને બિલકુલ શોખ નહતો, તોપણ વાતચીતમાં પોતાનો પ્રભાવ દર્શાવવા કે આદતવશ કોઇ કોઇવાર એ અંગ્રેજીમાં બોલી નાખતો.

વેલ ડન ! બ્રેવો ! બોલવા જતો અજય જીભે આવેલા શબ્દો ગળી જઇ બોલ્યો:

" વાહ, વાહ, લતાદેવી ! તમે આટલું સુંદર ભાષણ કરી શકો છો તે તો આજે જ જાણ્યું !" અજયથી સ્નેહલતાની આપોઆપ પ્રસંશા કરાઇ ગઇ "...વાહ, ત્યારે હવે તમે મારા મોંમાથી કદી અંગ્રેજી બોલતા નહીં ભાળો, એ છતાં કયારેક બોલાઇ જાય તો તમને ઠીક લાગે તે શિક્ષા કરજો ! બસ રાજી ! "

અજાણી વ્યકિતને રાજી કરવામાં યુવકો ભારે ઉર્મિવશ હોય છે !

" અને તમે રાજા ખરૂં. "

બોલતાં-બોલાઇ ગયું !

અજયે સ્નેહલતા સામું જોયું. સ્નેહલતા મુંઝાઇ અને શરમાઇ.

સરખી વયના મૈત્રિ સંબંધોઓ વચ્ચેની છૂટછાટ મશ્કરી કયારેક અજાણ્યા વચ્ચે ભારે શરમીંદા બનાવી મૂકે છે.

અજય જોઇ રહ્યો. શરમથી સ્નેહલતાનું રૂપ વિશેષ મોહક લાગતું હતું.

દિવસો જવા ગયા તેમ તેમ ઉભય વચ્ચેનો પરિચય સંબંધ વિકસતો વળ લઇ રહ્યો હતો. શરમ-સંકોચ દૂર થયાં હતાં. બન્ને એકબીજાના હૃદયમાં સ્થાન મેળવી ચૂક્યાં હતાં.

થોડી ક્ષણ મૌન.

દૂર વિજય એમના સરખા એક ગોઠીઆઓ જોડે રમી રહ્યો હતો. સ્નેહલતા અવારનવાર એ તરફ નજર નાખી વિજયનું ધ્યાન રાખતી.

બેન્ડવાળા ઉઠયા ને બીજું ગીત આરંભ્યું:

" મેં તો તુમસે બંધી રહું,
તુમસે બંધી રહું.....
બંધન તુમારા પ્યારા!
ઓ, પિયા બંધન તુમારા પ્યારા!
.... .... .... ....
બંધન તુમારા પ્યારા,
મુઝે....મેરા નૈનોંકા મંગલ તારા!
.... .... ....
.... .... ....

" અજય...! "

સ્નેહલતા અતિ ધીરેથી બોલી.

અજય વિચારતંદ્રામાંથી જાગ્યો.

સ્નેહલતા સામું જોયું.

" ગાયન સાંભળ્યું ? ! "

" સાંભળું જ છું ને...! મારા અંતરનો પડઘો એમાં વ્યક્ત થાય છે ! "

" હેં...સાચું કહો છો ? હું પણ એજ કહેવા માંગતી હતી. "

" શું કો' છો ?" અજય નાચી ઉઠયો. અલબત્ અંતરથી !..." ત્યારે તમે મને...!!!"

" જી,...તમે ? "

અજયે ડોકું હલાવી હા પાડી.

પછી જરા ગંભીર બની પૂછ્યું:.

" તમે મને કયા પ્રકારે ચા...હો...છો ?"

" એટલે ?...હું ન સમજી ! "

" ...તમે મને એક મિત્ર તરીકે, કે પ્રે...મી...કા...તરીકે, કે...? "

" ધર્મપત્ની તરીકે ! "

અજય ચોંકયો.

" હું તો તમને એક મિત્ર તરીકે જ ચાહું છું. "

સ્નેહલતા નવાઈ પામી !

પ્રશ્નાર્થ નજરે એની સામે જોઇ રહી.

અજય આગળ બોલ્યો:

" તે દિ' મેં તમને યુવાનોની બહુ દયા ખાવી નહિ તેમ કહ્યું'તું તે યાદ છે ? "

' જી ! તેનું શું ? "

" જેવો કાચો ઘડો તેવો આજના બહુ શિક્ષિત યુવાનોનો પ્રેમ. એક વાર ભાંગ્યો ફેર સંધાય નહિ. વળી રોજ નવી નવી કળી પાછળ ભમનારા ! "

" તો પણ હું તમને ચાહું છું ! "

અજયે વિશેષ ગંભીર બની કહ્યું:

" જુઓ, લતાદેવી ! મારી તમારી પિછાન એક દિવસની છે. વળી, મારા ચારિત્ર્ય માટે પણ તમે કાંઈ ઊંડી માહિતી ધરાવતાં

નથી. એમાં અત્યારનો યુગ સાવધાનીનો છે......!"

સ્નેહલતા હસીને બોલીઃ

"બસ, કહી રહ્યા. ? હજુ એથી ય વિશેષ કહી શક્યા હોત ! વર્તમાનપત્રોમાં આવતાં બનાવાએ પણ તમે અહિં ઉમેરી શક્યા હોત..."

અજયે તેને વચમાં અટકાવી કહ્યુંઃ

"...મારે, તમે જાણતા જ હશો કે; હાલનાં સંસ્કારી કહેવાતા યુવાનોનું વિકૃત માનસ સ્ત્રીઓને ફસાવવામાં વિશેષ ભાગે કામ કરી રહ્યું છે...હું આપને અનુરોધ કરું છું, આપને પ્રાર્થના કરું છું કે તમે આટલા ઉપરથી સમજી જઇ તમારો અભિપ્રાય ફેરવશો."

"અજય, તમારા આ ઉમદા વિચારોથી હું ઘણી જ ખુશ થઇ છું. તમારી સચ્ચાઇ, નિખાલસતા જોઇ મને બેહદ માનની લાગણી થઇ આવે છે. અત્યાર સુધી તમારામાં મૂકેલો વિશ્વાસ, તમારી પસંદગી આજ મને અધિક આનંદિત બનાવે છે...વ...હા...લા, અજય ! મને તમારામાં સંપૂર્ણ વિશ્વાસ છે. તમે મને કદિ પણ છેહ દઇ નહીં શકો. તમારામાં એક સાચા પતિ તરીકેની વફાદારી ને નિષ્ઠા હું જોઇ શકું છું; તમારો સહવાસ જોતાં મને લાગે છે, એટલું જ નહીં પણ હું શ્રદ્ધાથી માનું છું કે આપના સહવાસમાં હું સદા સર્વદા સુખી રહીશ."

'વ્હાલા 'ના સંબોધનથી અજય ખુશ થયો. એનું અંતર ઝંખી રહ્યું હતું કે પોતે સ્નેહલતા જેવી પત્ની મેળવવા ભાગ્યશાળી બને. તેમ છતાં અંદરથી એનું અંતર એને અશ્રદ્ધા દર્શાવતું હતું કે સ્નેહલતા સરખી સ્વરૂપવાન, સુશિલ, કુળવાન, યુવતિને પોતે સુખી નહીં કરી શકે.

"લતાદેવી ! હજુ પણ કહું છું, તમે ભૂલ કરી રહ્યાં છો ?"

"આપ મારા માટે ઘણી વધારે પડતી કાળજી બતાવી રહ્યા છોઃ એ માટે અહેસાનમંદ છું...છતાંય મારા વિચારમાં મક્કમ છું !"

"હજુ વિચાર કરો. ઠીક કહું છું. લાગણીવશ બની ઉતાવળું પગલું ભરી ન બેસો !"

"અજય ! આર્ય 'સ્ત્રી જેને હૃદય આપી ચૂકે છે તેને જ ચાહી શકે છે. પુરૂષની પેઠે ઘડી ઘડી પોતાના વિચાર બદલ્યા કરી પ્રેમના ભાગલા પાડી શકતી નથી."

"એ હું સમજું છું. અને એટલે જ તમને પ્રાર્થના કરું છું કે, તમે શાંતચિત્તે એક વખત સારી પેઠે વિચાર કરો...ખાનદાન અને ઉચ્ચ કુટુમ્બની તમારા સરખી સ્વરૂપવાન સુશિલ યુવતિ મેળવવા કયો યુવાન ખુશી નહીં હોય ? હું પણ ઇચ્છું કે તમારી સાથે જીવનગાંઠે બંધાઇ આપણે પરસ્પરને સુખી કરી શકીશું;...પરંતુ...મારું દિલ કહે છે કે હું તમારા સરખી યુવતિને સંપૂર્ણ સુખી કરી શકીશ નહિ...લતાદેવી ! હું ખરું કહું છુંઃ હું આપને લાયક નથી !"

"અજય, માની લઉં છું તમે મારે લાયક નથી. પણ હું તો તમારે લાયક છું ને ?"

"હા, પણ—?"

"બસ, ત્યારે ! પછી અમારે તમારું કાંઇ પણ ને બણુ સાંભળવું નથી. તમે કહો છો કે તમે મારે લાયક નથી, પણ હું કહું છું મારે લાયક તમારા સિવાય બીજું કોઇ નથી. તમે સમજ્યા...!"

અજય નિરૂપાય હતો.

તેની કોઇ દલીલ સ્નેહલતા સ્વીકારે તેમ ન હતી !

( ચાલુ )

# જ્યોતિષ શિક્ષણ

લેખક : શ્રી કાન્તિલાલ ભુવનેશ્વર દવે

જ્યોતિષ એટલે સાધારણ વ્યાવહારિક ભાષામાં જોષ કે ભવિષ્ય જોવાની વિદ્યા. Astrology is a true Guide and mirror in physical and spiritual life" બાહ્ય-દૃષ્ટિએ સામાજીક જીવનમાં તેમજ આંતર વિકાસમાં જ્યોતિષ ખરેખર માર્ગદર્શક અને દર્પણ રૂપે છે. જેવી રીતે દર્પણનો કાચ જેટલો ઉંચો અને શુદ્ધ હોય તેટલે દરજ્જે પ્રતિબિંબ પડે છે તેવી રીતે જ્યોતિષી જેટલે દરજ્જે શુદ્ધ અને અભ્યાસી હોય તેટલે દરજ્જે ભવિષ્ય કે ફળાધીશ સાચું નિવડે.

શાસ્ત્રોક્ત અભ્યાસ કરીને કેટલાક જ્યોતિષી બન્યા, તો કેટલાક વામમાર્ગીઓ ભૂત પ્રેત ઉપર સાધનાઓ મેળવી, ભૂત અને વર્તમાન સાચાં કહી, લોકોમાં ચમત્કારીક શ્રદ્ધા બેસાડી, ભવિષ્ય કાળ માટે આમતેમ ગપ્પાં મારી કહેવાં લાગ્યા; તો કેટલાક આમ ધંધો ન ચાલે તો સાર્વજનિક રસ્તાઓ ઉપર બેસીને કે ભટકીને ઉદર નિર્વાહ પુરતા જોષી બન્યા અને વૈજ્ઞાનિક પદ્ધતિ ઉપર જ્યોતિષનું કહેવાનું બાજુ ઉપર મૂક્યું.

રસાયણશાસ્ત્ર, વિદ્યુતશાસ્ત્ર, વિગેરે વિજ્ઞાનશાસ્ત્રો જેટલું જ્યોતિષશાસ્ત્ર ચોકસ હાલમાં નથી, કારણ કે ઉપરનાં શાસ્ત્રો માટે ઉત્તેજનો અપાય છે તેમજ સાધન સંપત્તિથી નવિન પ્રયોગો હંમેશા કરાય છે; જ્યારે જ્યોતિષમાં તો કેવળ ભૂતકાળનાં લખાણો ઉપર આધાર રાખી ગણીત ગણવું પડે છે!

પૃથ્વી ફરે છે અને સમય જતાં તેની ક્રાન્તિમાં કાંઈક વધઘટ થયા કરે છે પરંતુ તે તરફ પૂરતું લક્ષ અપાતું નથી અને બહુ જુના કાળથી ચાલ્યા આવતાં ગણિત ઉપરથી કુંડળી કરવામાં આવે છે.

સંસારના અનેક વ્યવહારો અને અનેક બાબતો તથા શાસ્ત્રીય પદ્ધત પ્રમાણે કર્મોનાં ફળ કહેવાનાં સાધનોમાં માત્ર નવ ગ્રહ, બાર ભાવ અને બાર રાશી છે. હવે બીજા ત્રણ ગ્રહોની શોધખોળ થઈ છે તેથી બાર ગ્રહ બન્યા. નેપચ્યુન, હર્ષલ અને પ્લુટો એ ત્રણ નવિન ગ્રહો શોધાયા છે.

ગ્રંથકારોના મતમતાંતરોનો પાર જ નથી. આથી જ્યોતિષને ફળાધીશ કહેવામાં ઘણી ગુંચવડો નડે છે. ડૉકટર કે વૈદ્ય રોગ નિદાન નાડી પરીક્ષા, ચિકિત્સા કે ઉપચારમાં ભૂલ કરે તો તેથી તેની કિંમત ઘટતી નથી. ચર્ચાસ્પદ બનતા નથી અને આપણામાં કહેવત છે કે ઘણા દર્દીઓને મારી એકસપર્ટ થાય છે જ્યારે તેથી ઉલટું જોષીઓ માટે જલ્દી ટીકા થાય છે. આશ્ચર્ય એ છે કે વૈદ્ય વકીલ અને વેશ્યા એ રોકડીયા, જ્યારે જોષી અને ડોશી ફોકટીયા કહેવાય છે. જો કે જોષી અને ડોશી સેવાભાવી વધુ હોય છે. આ વિદ્યામાં અડચણો ઘણી હોવા છતાં સુધારા વધારા થતા નથી કે ઉત્તેજનો અપાતાં નથી. વળી કેટલાક બિરાદરો તો જ્યોતિષ અને હસ્તરેખામાં બિલકુલ માનતાજ નથી અને ખોટા તેમજ કલ્પિત છે એમ ઉતાવળે કહી નાખે છે, જ્યારે જે ખરેખર સમજે છે કે ગ્રહોની અસર પૃથ્વી ઉપર દરિયામાં પાણીની ભરતી ઓટ રૂપે થાય છે તો તેજ પૃથ્વી ઉપર વસતા માણસો ઉપર થાય તે સ્વાભાવિક છે. વળી જન્મ પુનર્જન્મના સિદ્ધાંતમાં માનનાર

આત્મા શરીર કેમ ધારણ કરે છે ? તેનો ખરો અર્થ સમજનાર જ્યોતિષ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી માને છે અને તેનો આશ્રય લે છે.

જ્યોતિષમાં જુદા જુદા સ્વતંત્ર ભાગો છે. જેમ કે (૧) જન્મપત્રિકા (૨) પ્રશ્ન જ્યોતિષ (૩) ભૂમિગત જ્યોતિષ (૪) મુહૂર્ત જ્યોતિષ (૫) માંદગી વિષે (૬) ખેતીવાડી (૭) શેર સટ્ટા તેજી મંદી વિગેરે (૮) હવામાન, ઋતુ, વર્ષાદ, પવન, ટાઢ તડકો વિગેરે બાબતો.

જન્મપત્રિકામાં Directions ભાવી ફળોનો પેટા ભાગ છે. નિરયન (હિંદુસ્તાન દેશમાં ચાલતી) પદ્ધતે દશા કાઢવાનો રિવાજ છે તેમાં અને સાયન (તમામ દેશોમાં ચાલતી) પદ્ધતે Directions માં સરખાપણું રીતોમાં (Methods) માં જરાય નથી, પરંતુ હેતુ બન્નેના એકજ છે.

પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય પદ્ધતે મુહૂર્ત જ્યોતિષનાં મૂળ તત્વો મળતા આવતાં નથી. પૌર્વાત્ય પદ્ધતે વિવાહ માટે એક માસમાં એક દિવસ શુભ શુદ્ધ શોધી કાઢવો ઘણી વખતે અશક્ય બને છે. વર વહુની કુંડળી મળતી આવે છે કે નહિ એ ઠરાવતી દેશી રીતો કઢંગી છે. આમ કઈ પદ્ધત ગ્રહણ કરવી તેનો નિર્ણય કરવા વધારે ઊંડા ઉતરતાં ગોથાં જ ખાવાં પડે છે; અને વધારે ડાહ્યા વધારે ખરડાય એવું પણ બને છે.

હવામાન અને ખેતીવાડીમાં હાલનું જ્યોતિષ બહુજ મંદ ગતિથી કામ કરે છે.

શેર, તેજી, મંદી સટ્ટાની બાબતમાં જ્યોતિષ હજુ તો (આલ્ફાબેટ) બારાખડી જેટલું જ ઉપલબ્ધ છે, ત્યાં તેની મદદ લેવાતાં અવનવી ઉથલપાથલો થાય છે.

માંદગીનું જ્યોતિષ વધુ પ્રગતિમાં હોઈ સાચી કુંડળી હોય તો ભરોસાપાત્ર અને પાયાદાર છે. જન્મકુંડળીમાં પણ મંદવાડ વિષે મંદવાડની શરૂઆતનો વખત અને ગોચર (ચાલુ) ગ્રહો ઉપરથી ઘણું બારીક કહી શકાય છે, દેહનું નિદાન કરી શકાય છે, દર્દ ક્યારે વધશે, ક્યારે ઘટશે, લંબાશે કે કેમ ? કષ્ટસાધ્ય છે કે અસાધ્ય છે! વિગેરેનું જ્ઞાન થઇ શકે છે; સારો વૈદ્ય કે દાક્તર જ્યોતિષની મદદ લઇને રોગનું નિદાન કરશે અને (Wrong Diagnosis) ભૂલ ભરેલા નિદાનમાંથી ઉગરશે. પુસ્તકોમાં ગ્રહ સ્થિતિને અવલંબીને ઉપાયો પણ સૂચવ્યા છે પણ તેનો ઉપયોગ આપણા કમનશીબ દેશમાં વૈદ્ય કે દાક્તરો હાલમાં કરતા નથી. યુરોપ અને અમેરીકામાં કેટલાક દાકતરો આ વિદ્યાનો ઉપયોગ કરે છે અને તે મુજબ દવા કે સારવાર શરૂ કરે છે.

પ્રશ્ન જ્યોતિષ ઘણું વપરાય છે. પાશ્ચિમાત્ય રીત અને આપણી રીતમાં કેટલોક તફાવત તો છે જ. આ જ્યોતિષ કેવળ પ્રશ્નના સમય (ટાઇમ) ઉપર અવલંબે છે. પ્રશ્ન પૂછનારને એકેય જોશીમાં પૂરો ભરોસો હોતો નથી, એટલે એક જોશીને પ્રશ્ન પૂછ્યા પછી તેનું કહેવું સાંભળી બીજા જોષીને બીજે વખતે તેનો તે જ પ્રશ્ન પુછે છે અને પછી તેનું સાંભળી ત્રીજા જોષીને તે ત્રીજે વખતે તે જ પ્રશ્ન પૂછે છે. આમ જુદાં જુદાં વખતને લઇને ત્રણે જોષીઓની કુંડળીઓ જુદા જુદા પ્રકારની બને છે અને ફળ જુદા જુદા કહેવાય છે. તેથી આ વિદ્યા ભરોસાપાત્ર નથી એવું જનતા ઉતાવળે માની લે છે. પરંતુ આમાં પોતે કેટલા અંશે જવાબદાર છે તેનો વિચાર લોકો કરતા નથી. આ જનતાનો કેટલો અન્યાય ? અને ગંભીર ભૂલ ? પ્રશ્ન પૂછવાની જે વખતે ઇચ્છા થાય તે વખતની નોંધ કરી દરેક જોષીને એ વખત જણાવવામાં આવે તો ફળો જુદાં જુદાં નહિં કહેવાય અને જ્યોતિષમાં ભરોસો બેસશે.

જન્મપત્રિકાના જ્યોતિષમાં જન્મ સમય ખરો અથવા સાચો (Correct) જાણવામાં હોય અને સૂક્ષ્મતાથી ગણીત ગણી કુંડળી કાઢી હોય તો ખરેખર આ શાસ્ત્ર ઉપયોગી છે એમ દરેકને લાગશે. પણ જન્મ સમય ઘણે વખતે ખરો હોતો નથી. જો સમય ખરો હોય તો જોષીઓને કેટલીક વખતે સ્થાનિક સૂર્યોદય કાઢતાં આવડતો હોતો નથી; એટલે પંચાગમાં મુંબઇ, અમદાવાદ, પૂના વિગેરે મોટાં શહેરોના સૂર્યોદય આપેલા હોય છે તેમાં મનસ્વી રીતે અમુક મિનીટો કમીજાસ્તી કરી કે કમીજાસ્તી કર્યા વગર તેજ સૂર્યોદય જન્મ સ્થળનો માની લે છે. પ્રત્યક્ષ ગણિતની લગ્નની રાશી અંશ નક્કી ન કરતાં ગમે તે સ્થળના લગ્નપતરા ( Table of houses ) ઉપરથી લગ્નની રાશી અને અંશ માની લે છે અને ઇષ્ટ ઘટી ઠોકી બેસાડે છે. પાછળથી એ ઇષ્ટ ઘટી વજ્રલેપ બને છે. ફળ બનવાના પ્રસંગમાં ફેરફાર થતાં અગર બનવા સર્જીત પ્રસંગ ન બનતાં જ્યોતિષમાં જનતા શ્રધ્ધા ગૂમાવે છે,

સારો જ્યોતિષી સૂક્ષ્મ ગણિત મથી, પ્રથમથી જન્મ સ્થળે ઘડિયાળ બરાબર રાખ્યા પ્રમાણે કુંડળી ઉપજાવે અને લગ્ન શુદ્ધ કરે તો ચોક્કસ ફળો માટે એમાં શંકાજ નથી.

મતમતાંતરો દરેક સાયન્સમાં થોડા ઘણા પ્રમાણમાં હોય છે જ વૈદ્યકિય ધંધામા કયાં જુદા જુદા મતો નથી ? જ્યોતિષમાં મતમતાંતરો ઘણાંજ છે. કેવળ પુસ્તકો દ્વારા અજ્ઞાન જનતા મેળવે છે અને પુસ્તકોનો પ્રચાર બહોળો રહ્યો એટલે આમ જોષી બન્યા; અને ઝાઝા હાથા રળિયામણાને બદલે Too many cooks spoil the vroth એ પરિણામ આવ્યું.

દેશી જ્યોતિષમાં સવાલાખ શ્લોકો છે પરંતુ તેના ચોથા ભાગના એ શ્લોકો ઘણાયે જોષીએ જોયા નહી હોય. પાશ્ચાત્ય જ્યોતિષીઓ પણ મતમતાંતરના જોષી બન્યા છે. કુંડળી પણ એક જાતની થતી નથી. ભાવાંક જુદી જુદી ૧૧ રીતે કઢાય છે. દરેક પોતાની રીત ઉત્તમ માને અને તે તેના મત પ્રમાણે આધારવાળી પણ હોય. મતલબ કે ભાવ સ્પષ્ટ કરવાની રીતો પાશ્ચિમાત્ય પણ ગુંચવણોવાળી છે, તેથી છેવટે જે માર્ગે ઘણાં જાય છે તે માર્ગ ગ્રહણ કરવો પડે છે. પ્રત્યક્ષ ફળને અનુલક્ષી પદ્ધતિ ઠરાવે તો તે શ્રેયસ્કર ગણાય.

ભૂમિમત ફળાધીશનાં સાધનો તદ્દન નહિ જેવાં છે. ઘણા જ્યોતિષીઓ વર્તમાનપત્રો દ્વારા અને માસિકો દ્વારા તો કેટલાક સ્વતંત્ર વર્તારા બહાર પાડીને ફળો દર્શાવે છે, પણ બધાના વર્તારા ખરા પડતા નથી. લડાઇ અમુક વખતે જ બંધ પડશે, એમ જણાવેલું, કોઇનું ઝાઝું ખરૂં પડયું નથી, અસલના વખતમાં આ ભાગના જ્યોતિષ માટે પાયા તરીકે રાજાઓની કુંડળીઓ ઉપર આધાર રખાતો. કહેવત છે કે " राजा कालस्य कारणं " પણ હવે તો આગળ જેવાં રાજાજ રહ્યા નથી, જ્યાં રાજાઓ છે ત્યાં પાર્લામેન્ટ જેવી સંસ્થાના બહુમત પ્રમાણે રાજાને વર્તવું પડે છે. પરાપૂર્વથી ઘણા દેશોની રાશી ચાલતી આવી છે એ રાશી લગ્નની છે કે ચંદ્રની છે તે સ્પષ્ટ થઇ શકતું નથી. કેટલાક જોષીઓ તે દેશના લગ્નની રાશી માને છે; પણ ઘણા એમ માને છે કે એ રાશીમાં પાપગ્રહ આવે ત્યારે જે તે દેશને પીડા થાય અને સારા ગ્રહો આવે ત્યારે લાભ થાય. વળી એ રાશીના ગુણધર્મ તે દેશની જનતામાં આવે. આ માનવું જ વધારે યોગ્ય છે. અમાસ, પુનમ, ગ્રહણ, સંક્રાન્તિ અને મોટા ગ્રહોના યુતિ યોગની કુંડળીઓથી

એ દિશાનું જ્ઞાન થાય છે પણ સંપૂર્ણ તો નહિ જ, આમ જે સાધનો જ્યોતિષની દ્રષ્ટિએ મળે છે તે ઉપરથી જ્યોતિષી ફળાધીશ ઉપજાવે છે

Stars incline and never Compell તે સૂત્ર અનુસાર તેમજ Will power is stronger than astral power તે સૂત્ર અનુસાર આત્મશકિત તે ગ્રહોની શકિત કરતાં વધુ બળવાન છે અને માણસ એ સ્વતંત્ર વ્યકિત છે અને દયા વગરના નસિબનો શિકાર બનતું નથી. જ્યોતિષની દ્રષ્ટિએ પ્રારબ્ધને માન નથી. જ્યોતિષ વિદ્યાથી આગળથી પોતાનું ભાવી જાણવાથી દરેક પ્રસંગે આત્મશકિત કેળવતાં ધારેલા રસ્તે વાળી શકાય છે. જેમ વ્યકિતનું તેમજ જનસમૂહનું. એટલે અનેક માણસો ભેગા થઇ પોતાના દેશનું ભાવી ફેરવી શકે છે. ધારો કે એક દેશમાં ધરતીકંપ થવાનો યોગ છે. આ કુદરતી પ્રસંગને ટાળવા (અટકાવવા) આપણે અસમર્થ છીએ. પરંતુ ઘટતી સંભાળ અને સાવધગીરી રાખવાથી અને પ્રથમથી સાવચેતીનાં પગલાં ભરવાથી જાનમાલની ખુવારી બહુ થતી ઓછી કરી શકાય. આમ જ્યોતિષની મદદ લેવી દરેક માટે કિંમતી થશે

જ્યોતિષ ચેતવણી આપી છૂટું થાય છે. તે ચેતવણીનો અમલ કરવામાં ન આવે તો સહન કરવું પણ પડે. દાખલા તરીકે, ઘડિયાળમાં રાતના અગિયાર વાગ્યા છે એટલે વાસ્તવિક રીતે આપણે પથારી તરફ ઉંઘવા માટે જવું જોઇએ. આમ તે ઘડિયાળનો ઉપયોગ ન કરતાં જ્યાં ને ત્યાં બેસી રહીએ તો તે નિરર્થક છે. જેમ ઘડિયાળ તમારા મનમાં વિચાર હોય કે ન હોય તો પણ પોતાનું કામ કર્યો જ કરે છે તેમ ગ્રહો પણ પોતાની નિયમિતતામાં ફર્યા કરે છે. માટે તેનો ઉપયોગ આપણે કેવી રીતે કરવો તે આપણા ઉપર આધાર રાખે છે

ખરાબ ગ્રહોની પાપી અસર તળેથી બચવા માટે દરેક વ્યકિતની ફરજ છે કે તેણે ઇશ્વરમાં શ્રદ્ધા રાખી સાચી વહેવાર અને બીજા બોધ લઇ શકે તેવી સદાચારી નીતિમય જીંદગી ગાળવી, અને સ્વાર્થિ, ધનના લોભી, પાપી વૃત્તિવાળાઓને વ્યકિતગત કર્મ અને જનસમૂહના કર્મના ફળનું ભાન કરાવી ખરાબ ગ્રહોની પાપી અસર તળેથી ધીમે ધીમે બચાવવા પ્રયત્ન કરવો. આમ કરવાથી હાલની કુમાર્ગે દોરવાયેલી પ્રજા ધીમે ધીમે હમદર્દી બની ભ્રાતૃભાવની લાગણી કેળવશે અને આપોઆપ શાંતિ જળવાતી જશે.

જ્યોતિષ ફક્ત ફિઝીકલ કે મેટીરીયાલિસ્ટીક દુનિયાને જ લાગુ છે એમ નથી, પરંતુ માણસ પ્રથમ જ્યોતિષની મદદથી પોતાના ગુણધર્મોનો ઉંડો અભ્યાસ કરે અને ત્યારપછી બહોળો અભ્યાસ થતાં બીજાને પણ આધ્યાત્મિક દ્રષ્ટિએ મદદગાર થઇ પડે. આમાં સમ્યાક અને આત્મશ્રદ્ધા જેટલે દરજ્જે વધારે તેટલે દરજ્જે ફળાધીશ વધુ સાચું નિવડે. આમ સાચા જ્યોતિષને બદલે હાલમાં તો " Black magic " વામમાર્ગીઓ ભૂત પ્રેત વિગેરે ઉપર સાધનાઓ મેળવી ભૂતકાળ તથા વર્તમાનકાળનું સાચું કહે છે અને લોકોમાં શ્રદ્ધા બેસાડે છે. ભવિષ્યની વાત જોઇ લેવાશે, તેમ વાહવાહ બડાઈ મારતા સ્વાર્થી લોકોને મીઠાં વચનોથી ફુલાવી હવામાં બાચકા ભરાવે છે. લોભીયા હોય ત્યાં ધૂતારા ભૂખ્યા ન મરે તે સૂત્ર અનુસાર ધન તથા આબરૂના લોભીઓ આવા જોશીઓની વાણીથી આફ્રિન બને છે, અને વખત આવ્યે ગોથા ખાય છે.

એકજ જ્યોતિષ વિદ્યાથી બહારની દુનિયાની હકીકત દર્પણ રૂપે દેખાય છે. તેજ વિદ્યાથી ગાનસશાસ્ત્રીઓ અથવા આત્મતત્વ જાણનાર આત્માની પ્રગતિ શોધે છે

અને જીવાત્મામાંથી કાર્ય અથવા કર્મ કે પ્રકૃતિમાં જઈ અનુભવથી અંતરજ્ઞાનમાં વધારો કરી પાછા જીવાત્મામાં જાય છે.

દરેક જ્યોતિષ ભણનાર વિદ્યાર્થીએ ધ્યાનમાં લેવું જોઈએ કે ગ્રહો, રાશિઓ અને ભાવોનો સાચો અર્થ "શક્તિઓનાં લક્ષણસૂચક ચિન્હ છે" કે જેમાં થઈને જીવન શક્તિ એટલે પ્રાણ અગર ભૂતાત્મા ખરાબ વાસનાઓ દુર ખસેડી પવિત્ર થાય છે. આપણે કેવળ મૅટર (પ્રકૃતિ) નથી પરંતુ ભૂતાત્મા છીએ. આખી દુનિયામાં ભૂતાત્મા છે. માત્ર તે જુદી જુદી સ્થિતિમાં છે અને તે કુંડળીવાળો આ સ્થિતિઓનું વર્ણન બતાવે છે. બીજાને ઓળખતાં પહેલાં દરેકે પ્રથમ પોતાને ઓળખવો જોઈએ. કારણ કે જ્યાં સુધી તે પોતાની જાતને ઓળખી શકે નહિ ત્યાં સુધી બીજાને ક્યાંથી ઓળખી શકે? પોતાપણું Personality તે પોતે જ છે એમ નથી પરંતુ He તે અગર I હું તે જુદોજ છે. Ego (હું) તે કુંડળીની પાછળ છે; જ્યારે પોતાનાં જ આત્માને ઓળખે ત્યારે જ્યોતિષી જ્યોતિષની છેલ્લી ટોચે પહોંચ્યો કહેવાય અને જ્યારે તે આમ આગળ વધશે ત્યારે તે એક નિપુણ જ્યોતિષી બનશે અને જ્યોતિષ ઉપર નવો પ્રકાશ પાડશે. જ્યારે માણસને એમ શંકા લાગે કે ગ્રહો મારા ઉપર કેમ અસર કરે છે? ત્યારે માણસે આત્મા શરીર કેમ ધારણ કરે છે તે ઉપર વિચાર કરવો અને સમજવું. આમ સમજ્યા શિવાય જ્યોતિષનો ખરો અર્થ કે હેતું નથી, અને બુદ્ધિ અને મન વચ્ચે આત્મા ગોથાં ખાયાં કરશે.

વિચારો સારા રાખવાની કાળજી લેવાય તો કર્તવ્યો પોતેજ પોતાની કાળજી લેશે. ફળાદિક કહેતાં પહેલાં જ્યોતિષીએ ખાસ ધ્યાન આપવું કે એકાગ્રતા કેળવવી અને સ્વતંત્રપણે, બીજાં પુસ્તકો ઉપર આધાર રાખી સંશયમાં પડવા શિવાય, પોતાનો નિર્ણય કુંડળી ઉપર આપવો. પ્રત્યક્ષ અનુભવમાં જતાં પહેલાં સિદ્ધાન્ત વિભાગનું બરાબર મનન કરવું. જ્યોતિષમાં જે પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે તેમાં રહસ્ય છુપું રાખેલું છે. આ વિદ્યાને ધાર્મિક વૃત્તિ અને પવિત્રતા સાથે ગાઢો સંબંધ છે. છીપની કિંમત મોતી જેટલી ઉપજતી નથી, માટે આંતરિક અર્થ શોધવો.

જેટલી હૃદયની શુદ્ધ ભાવના તેટલી જ ધંધાની ખરી અને સાચી પ્રગતિ. આમ જો જ્યોતિષનો ડહાપણભરેલી રીતે ઉપયોગ થાય તો તે વિદ્યા જ્ઞાનને માર્ગે દોરી જાય.

આપણામાં કહેવત છે કે "જનસેવા પ્રભુસેવા" આમ આ વિદ્યાનો નિઃસ્વાર્થપણે ઉપયોગ કરવામાં આવે તો તે જરૂર શ્રેયસ્કર નિવડે.

તો ઘણું કરી શકાય. આપણું રક્ષણ, સ્વમાન તેમજ ઉદ્ધાર જેટલો આપણે કરીશું તેટલો થશે.

એક નાની સરખી પણ ધ્યાન ખેંચે તેવી વસ્તુ સહેજ સાથે કહી લઉં છું. આપણે ઓઓજ ઓઓની સાથે અન્યાય, દગો જે કહો તે કરીએ છીએ. આપણે પુરુષોની ટીકા કરીએ છીએ તે ઠીક છે પણ પુરુષની સાથે એક ઉપર બીજી તરીકે લગ્નથી જોડાનાર કે સાથે રહેનાર સ્ત્રીજ હોય છે ને ! સ્ત્રી ઉપર સ્ત્રી તરફથીજ જુલમો થાય છે એ વસ્તુ નવી નથી છતાં એટલીજ સાચી છે. આ બહેનો વિચારતી નથી કે એમના વર્તનથી પોતાની બ્હેનોને જ દુઃખી કરી રહી છે. કોઈ વાર કડવો ઘુંટડો ગળવો પડે તો તેમ કરીને પણ પોતાનો ખાતર આત્મભોગ આપવો પડે તો આપીને પણ જો સ્ત્રીઓ આવાં કાર્યોમાં સાથ ન આપે તો આવા પ્રશ્નો ઉભા થાય જ નહિં.

ટુંકામાં સ્ત્રીઓના પ્રશ્નોમાંથી આપણે દર વર્ષના કાર્યક્રમમાં એક બે લઇ તેનેજ પાર પાડવા માટે પોતાની શકિત રોકવી એ ઠીક છે. ઘણી વસ્તુ સામટી કરવા જતાં કેટલીક વાર એક પણ બરાબર થતી નથી. આથી મારા અભિપ્રાય પ્રમાણે આપણે હમણાં તો સ્ત્રીઓ અને બાળકોનું આરોગ્ય, શારીરિક અને માનસિક રીતે વધે અને નિરક્ષરતા ઓછી કરવાના પ્રશ્નને વરસ માટે અપનાવી તે કામ હાથ પર લઇએ તો સારું. જો કે અખિલ હિન્દ મહિલા પરિષદની શાખા તરફથી પણ કામને માટે સૂચનો તો મળશેજ.

છેવટે આ મંડળનાં કાર્યકર્તા બહેનોને હું ધન્યવાદ આપું છું. સાથે એટલી સૂચના કરવાની ધૃષ્ટતા કરૂં છું કે આપણે આરંભશૂરા ન થઇએ એ ધ્યાનમાં રાખજો.

આ મંડળનો ઉત્તરોત્તર વધારે ને વધારે વિકાસ થાય, સફળતા મળે અને તે એક આદર્શ સંસ્થામાં પરિણમે એવું ઇચ્છું છું.

આપ સહુનો ફરીને આભાર માનું છું.






# ગુણસુંદરી

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા

વ્યવસ્થાપક : નાથરેલાલ ઠક્કર ★ ઑગસ્ટ '૪૭ ★ વર્ષ ૨૪ મું પુસ્તક ૪૮ મું

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા.

સંપાદક :
ધનુલ જોષીપુરા
રતનનિવાસ, કોચરબ રોડ,
પાલડી, અમદાવાદ




વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર
લુહાણામિત્ર પ્રેસ,
વડોદરા.

પુ. ૪૮ મું. ]　　ઑગસ્ટ : ૧૯૪૭　　[ અંક ૬



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂ. ૫-૦-૦ : પરદેશ માટે શિલીંગ દસ : છૂટક નકલ બાર આના



# નામાંકિત ડૉકટરો

શક્તિ માટે

# નામાંકિત દવા જ

બતાવે છે

ઝંડુનું નામાંકિત રકતો-ફૉસ્ફો-મૉલ્ટ નબળાં સબળાં બધાંને ઉપયોગી છે. સાજાં માણસોની શક્તિ એનાં સેવનથી સચવાઇ રહે છે, અને માંદાંને, માંદગી પછીની નબળાઇ નાબૂદ કરી, નવજીવન આપે છે.

ઝંડુનું રકતો-ફૉસ્ફો-મૉલ્ટ સ્વાદિષ્ટ અને તાકીદે તાજગી આપનાર છે. અને તેથી નાનાં બાળકો તેમજ મોટાં સૌ કોઇ સહેલાઇથી લઇ શકે છે પોષણ આપનાર, સ્ફુર્તિ આપનાર અને ખાસ કરીને લોહીની લાલી વધારનાર—

## ઝંડુ રકતો ફૉસ્ફો મૉલ્ટ

ઝંડુ

## રકતો-ફૉસ્ફો-મૉલ્ટ

એક વાર અવશ્ય અજમાવો !

ઝંડુ ફાર્મા. વર્કસ લી. મુંબઇ-૧

વડોદરાના એજન્ટો :—

(૧) વૈદ ભવાનીશંકર અને હરીશંકર કં,

(૨) મેસર્સ બી. એમ. ઠક્કરની કં.

ટાવર પાસે, વડોદરા.

ગુણસુંદરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૪૮ ∴ ઑગસ્ટ : ૧૯૪૭ ∴ અંક ૬

# રાજસ્થાની લોકગીત

રામજી, ઊગતડે પરભાત
માત જસોદાજી દાઁતણ માઁગિયો
રામજી, માઁગ્યો હે બેર દોય–ચ્યાર
બહૂ એ હઠીલી ન સુણે ય ન સાઁભળે.

રામજી, બાહર સેં આયો નંદજી કો લાલ
માત જસોદા જી, અણમણી ક્યૂઁ હુયી
બેટા રે, થા રે ઘર ઓછે ઘર રી નાર
કહ્યો ય ન માને રે બૂઢી સાસ કો.

રામજી, ચાલ્યા એ નંદજી કો લાલ
દાઁતણ લાયા જી કાચી કેળ રો
માતા એ, ઊઠો ના, દાઁતણિયો જી રોક
થા રે દાઁતણ કી જી વેળા અબ હુયી.

બેટા રે, તૂઁ કર, થા રી રુકમણ ને કરાય
મ્હા રે દાઁતણ કી તો વેળ્યાં ટળ ગયી.

માતા એ, કહો એ તો ભેજાઁ જી રુકમણ બાપ કે
માતા એ, કહો એ તો દેવાઁ મ્હે નિકાર
બેટા રે, ક્યાઁને થે હોજે રુકમણ બાપ કે
બેટા રે, ક્યાને થે દેવો રે છિટકાય
મન સૂઁ ઉતારો રે રુકમણ નાર ને.

રુકમણ, ઊઠો ના કરો સિણગાર
વિદઠ જુપાયી થાઁ રે બાપ કે
રામજી, ઝૂઠા થે, ઝૂઠા ના બોલ
સાવણ આસાઁ જી માઓ–જાયે વીર કે.

રુકમણ, ઊઠો ના કરો સિણગાર
બેટો જી જાયો વડલે વીર કે
રામજી, ગબકે થે બોલ્યા હો જી સાંચ
અબ તો મ્હે જાસ્યાં જી મ્હો રે બાપ કે.

રામજી આપ ઘોડે અસવાર
રુકમણ ને રુણઝુણ જુપાય દી

રામજી, આયી હે બાવની ઉજાડ
જેં બિચ ડેરા જી રામજી ઢાળિયા.

રામજી, અડબડ સૂક્યા છે પાન
સુરડ વિછાયો જી સીતા વિછાવણો

રામજી વન મેં તો છોડી સીતા એકલી
ઝિરમિર વરસે છે મેહ
ઠંડી સી રહવ આપ રામજી ચલાયી.

રામજી, સીતા કે જાયો છે પૂત
ઘૂંટી તો દેણિયો વન મેં કોય નહીં.

માતા એ, ઉઠો ની, બાહર આવ
પગોં મેં પડેગી થારે કુળવહૂ
બેટા રે, થે ચિરજીવી, નંદજી કા લાલ
પગોં રે પડે જી અપણી માય કે
માતા એ, અવઠા સા બોલ ન બોલ
પગોં તો પડેગી જી સાસૂ–નણદ કે.

આ ગીતમાં વહૂ પર સાસુએ ગુજારેલા અત્યાચારનું વર્ણન છે.

જરા જેટલી ભૂલ માટે સાસુ વહૂ પર એટલી ગુસ્સે થાય છે કે પુત્રના મનાવ્યા છતાં યે તે નથી માનતી. અન્તમાં માતૃભક્ત પુત્રદ્વારા બિચારી નિરપરાધ, નિરાધાર વહૂને ઘરમાંથી બ્હાર કઢાવી મૂકીને જ એ જંપે છે. માતાનો સાચો પુત્ર પોતાની અબળા પત્નીને ઉજ્જડ જંગલમાં એકલી મૂકીને પાછો ફરવા ઇચ્છે છે; પરંતુ એ વેળાએ, જંગલમાં જ એને પુત્ર પ્રસવે છે. છતાં યે સાસુની જબરી અકડાઇ અને મ્હેંણાંબાજી પછી વહૂને દાખલ થવા દે છે. અને તે પણ ક્યારે ? પોતાના પુત્ર સાથેની વાતો પરથી સમજાય છે કે હેનો ઝોક પોતાની પુત્રવતી પત્ની તરફ ઢળી રહ્યો છે ત્યારે.

પ્રભાતના પહોરમાં સાસુએ બે ચાર–વાર દાતણ માગ્યું; પરંતુ વહૂએ એ ન સાંભળ્યું.

બ્હારથી પુત્ર આવ્યો. હેણે પૂછ્યુંઃ માતા! તું ઉદાસ કેમ છે ? ઉત્તર મળે છે કેઃ બેટા ! ત્હારા ઘરમાં ઓછા કૂળની સ્ત્રી છેઃ જે વૃદ્ધ સાસુનું કહ્યું નથી માનતી.

પુત્ર જઇને કાચી કેળનું દાતણ લઇ આવ્યો.

માતા, ઉઠો, અને દાતણ કરી લ્યો. ત્હમારે દાતણ કરવાનો સમય થઇ ગયો છે.

હે બેટા, દાતણ તું કર, ત્હારી વહૂને કરાવઃ મ્હારો દાતણ કરવાનો સમય તો વીતી ગયો.

આજ્ઞાંકિત પુત્ર આ સાંભળીને કહે છેઃ હે માતા, કહો તો વહૂને એના બાપને ત્યાં મોકલી દઉંઃ અને કહો તો એનો હું ત્યાગ કરું.

સાસુ વ્યંગમાં કહે છેઃ હે બેટા ! તું શા માટે વહૂને હેના પિયર મોકલે છે અને શા માટે તું એનો ત્યાગ કરે છે. તું એને સદાને માટે ત્હારા મનમાંથી ઉતારી મૂક.

માતાના સપૂત પુત્રના હાથની વસ્તુ નહોતી કે તે એને હૃદયમાંથી ઉતારી શકે. એટલે તે પત્નીને ફોસલાવીને વનમાં મૂકી આવવા જાય છે.

તે કહે છેઃ હે રૂક્મિણી ! ઉઠીને શૃંગાર સજી લે. ત્હારા પિતાને ત્યાં લગ્ન લેવાયાં છે.

પત્ની કહે છેઃ હે સ્વામી ! જૂઠું ન બોલો. શ્રાવણમાં તો મ્હારા ભાઇના ઘરમાં આશા હતી–મ્હારી ભાભીને સંતાનપ્રાપ્તિ થવાની હતી.

પત્નીની વાત ઉપરથી પતિને યોગ્ય કારણ મળી આવે છે. તે કહે છેઃ હે રૂક્મિણી ઉઠીને શૃંગાર સજી લે. ત્હારા ભાઇને ત્યાં પુત્રનો જન્મ થયો છે.

ભોળી સ્ત્રી એ વાતથી ઠગાઇ જાય છેઃ અને કહે છે. હે સ્વામી ! હવે ત્હમે સાચી વાત બોલ્યા. હવે તો હું મ્હારે પિયર જઇશ.

પતિને તો એટલું જ જોઇતું હતું. તુરત એને સાથે લઇને ચાલી નીકળે છે. તે પોતે તો ઘોડે ચઢીને ગયો અને પત્નીને રૂણઝુણુ રણુકતી વેલડીમાં બેસારીને.

આગળ જતાં બાવન હજાર વીઘાવાળું ઉજ્જડ જંગલ આવ્યું. વચમાં પતિએ પડાવ નાખ્યો. એણે ઝટપટ વૃક્ષોનાં પાંદડાં તોડી લાવીને પત્નીને માટે શય્યા બિછાવી દીધી.

પતિએ પત્નીને વનમાં એકલી છોડી. ઝરમર ઝરમર મેહુલિયો વરસવા લાગ્યો. ઠંડો પવન ફુંકાવા લાગ્યો. પત્નીએ પુત્રને જન્મ આપ્યો. એને સાંત્વન આપનારૂં પણુ કોઇ નથી.

આગળ જતાં સમજાય છે કે પતિ ઉત્કંઠા રોકી શકતો નથી અને પત્નીની પાસે પાછો આવે છે. પુત્રનો જન્મ થયો છે એ જોતાં તો પત્ની પ્રત્યેનો ત્હેનો પ્રેમ અને બાળક પ્રત્યેનો વાત્સલ્યભાવ જાગી ઊઠે છે; અને તે પત્નીને ઘેર પાછો તેડી લાવે છે.

ઘરનાં બારણાં બંધ જોઇને તે કહે છેઃ હે માતા ! ઊઠીને બ્હાર આવો. ત્હમારી કુળવધૂ ત્હમારા ચરણોમાં પડશે.

માતા કહે છેઃ હે પુત્ર ! તું ચિરંજીવ થા ! વહુ ત્હેની માતાને પગે પડશે.

આ વ્યંગ્ય વચનથી પુત્રને ચીડ ચઢે છેઃ હે માતા ! આવાં વાંકા વેણુ ન બોલો. તે ત્હેની સાસુ અને નણંદના ચરણુને સ્પર્શ કરશે.

---

ઉપરનાં ગીતની ભાવનાને મળતું આપણે ત્યાં એક ગુજરાતી ગીત પણ મળી આવે છે.

## પ્રભાતિયું

શ્રી પરભાતને પોર, દેવકીજીએ દાતણુ માગીયાં
માગ્યાં માગ્યાં વાર બે વાર,
રૂખમણીએ શબદ ન સાંભળ્યો.
હરિના હાથમાં પાન પચાસ
મેડીએથી શ્રીકૃષ્ણુ ઉતર્યો.
મારા નાનેરા બળભદ્ર વીર
ગંગાને કાંઠે ઘર કરો.
ત્યાં કાંઇ રાખોને રૂખમણી નાર
માતા વચન કેમ લોપીયું!
સ્વામી શો રે અમારણે વાંક
શે રે માટે રે અમને દૂર કરો!
ગોરી તમે મારા હૈડાનો હાર
માતા વચન કેમ લોપિયું ?

સ્વામી શીઆળાના માસ
મશરૂનાં ગોદડાં મોકલાવજો !
સ્વામી ઊનાળાના માસ
ફુલના તે વીંઝણા મોકલાવજો !
સ્વામી ચોમાસાના માસ
ચુનાબંધ હવેલી ચણાવજો.
રાખીશ રાખીશ માસ છ માસ
છઠ્ઠે તે માસે તેડાં મોકલીશ.

( સુંદરી ભા. ૧. ગીત. ૬૯. પૃ. ૯૧ )*

શ્રી. રમણિક કિશનલાલ મહેતા

---

# સ્વ. પૂ. દાદાજીને અંજલિ.

(૧)
એક હતા,
દાદા હતા,
અણમોલ હતા.
અનુપમ હતા.

(૨)
પ્રિય હતા,
સ્વજન હતા,
દિલના દરીયાવ હતા
શરીરના નિર્બલ હતા

(૩)
દાદા હતા,
હિતેચ્છુ હતા,
રૂના વેપારી હતા
સૌના સુરખ્ખી હતા

(૪)
કુટુમ્બમાં તે હતા
જ્ઞાતિમાં પહેલા હતા
ભગ્ન હૃદયે આ કહું
અમ દિલ એક હતું

(૫)
એ ! દાદાજી ગયા
સૂણી અંધારાં આવ્યાં
મનનાં વેણુ નિકળ્યાં એ વાર
પ્રભુ શાન્તિ આપે એ વાર

(૬)
બસ પ્રાર્થના એક કરૂ
પ્રભૂની પાસે માગી લઉ
આપજો શાન્તિ અનંત એમને
અનંત સૂખી રાખજો સૌને

(૭)
એ ! ગયા પણ સ્મરણે રહી ગયા
એ ! ગયા પણ દિલ મૂકી ગયા
એમની સ્મૃતિ તાજી કરતા ગયા
એ ગયા પણ કર્તવ્યદિક્ષા દઇ ગયા

શ્રી. કીર્તિ

---

* ( શ્રી. ઝવેરચંદમેઘાણી સંપાદિત ' સુંદરી ' ભા ૧ ગીત. ૬૯. પૃ. ૯૧)

# અ ન સૂ યા

લેખક : શ્રી. પોપટલાલ સી. ઇંદરીઆ

અનસૂયા સંસ્કારી–ચારિત્ર્યવાન બાલા હતી. ચારિત્ર્ય એ માતપિતાની વંશોદ્ભ ભેટ હોય છે. વાતાવરણ તેને સંસ્કાર અર્પે છે, ચારિત્ર્ય સંસ્કારની મિશ્રતા જીવનમાં સોહામણી સંધ્યા શા રંગો પૂરે છે. અનસૂયાને આ બધું તે ભેટ રૂપ હતું. પંદર વર્ષ વિતાવતા પહેલાં માતા સ્વર્ગગામિનિ બની. તેટલા સમયમાં અનસૂયાએ ગૃહસંસારનું યથોચિત જ્ઞાન મેળવી લીધું હતું. શ્રીમંત પિતા ફરી પરણવા માગતા ન હતા. પણ અનસૂયાના આગ્રહને માન આપી તેની ભાઈપ્રેમની આકાંક્ષાને પૂર્ણ કરવા ફરી લગ્ન કરવું પડયું. અને અનસૂયાને નવીન અનુભવ થયો, જે વિચાર્યો ન હતો. અનુભવવાનું આવશે તે કલ્પ્યું ન હતું, તે આગળ આવ્યું. આવનાર અપરમાતા અર્ધ સંસ્કારી હતી. ચારિત્ર્યવાન જરૂર હતી. સંસ્કાર વિનાનું ચારિત્ર્ય નિર્માલ્ય છે! અનસૂયાની સંસ્કારી ભાષાએ અપરમાતાનું હૃદય જીતી લીધું. અર્ધ સંસ્કારી માનવી કાં તો સંસ્કારીતાના શિખરે પહોંચે અગર પતનના દ્વાર સમીપ જાય છે. આવનાર અપરમાતા હવે અપરમાતા ન હતી. હવે તો અનસૂયાની સગી માતાના બિરદે હતી.

'હવે અનસૂયાને પરણાવવી જોઇએ ? સત્તર વર્ષ થયાં' અપરમાતાએ શ્રીમંત શેઠને ભોજન કરતાં કહ્યું.

'તારો વિચાર કર્યા છે ?' શ્રીમંતે પ્રશ્ન કર્યો. લગ્ન–વિવાહ પ્રસંગે સ્ત્રીમત વધુ પુછાય છે.

'વિચાર તો તમારે કરવાનો. હું શું જાણું ?' પાછો અપરમાતાનો ભાવ લાવી શેઠાણી બોલ્યાં.

'અરે ! પણ મને શી ખબર, ધંધામાં ગુંચવાયેલો હું શું જાણું.'

'તેમારે શા સારૂ ખબર રાખવી પડે, પણ–કદાચ કંઇ અયોગ્ય થયું તો સમાજ મારા નામને લોક બત્રીશીએ ચઢાવશે.'

'ભલે. મને સમાજની પરવા નથી, સગી માતાના મરણથી કંઇ બધું જ અયોગ્ય ન થાય. મારી દિકરી તો તારે પુત્રી બરોબર છે. પછી સમાજના બોલે આપણે–ગું અગર હું–હલકાં પડવાનાં નથી.'

'તો ભલે. પેલા નંદલાલના કીરિટકાન્તની પત્ની હમણાં જ ગુજરી ગઈ છે, કીરિટ સારો, ઘર સારૂ, મારી અનસૂયા ને કીરિટકાન્તનું જોડું દીપી ઉઠશે, આખી જ્ઞાતિમાં આવું બીજું એકે ય સ્થાન નથી.'

અને સાચે બન્યું પણ એમ જ. કીરિટકાન્તને અનસૂયાનાં લગ્ન થઇ ગયાં, પોતાના પતિને મરનાર પત્નીના બે પુત્રો હતા, અરવિંદ અને અવિનાશ : પોતાને અપરમાતા હતી પણ હવે તો પોતાને જ અપરમાતા બનવાનું હતું. અણધારી આફત માનવીને અભરાતી મૂકે છે.

...

કીરિટકાન્ત રાજનગરમાં એક મીલ સેક્રેટરી હતા. મીલની નોકરી ભણેલાઓ માટે સારી છે. આધુનીક યુવકોને નોકરી પ્રત્યે અત્યંત પ્રેમ છે. ભારતને નોકરીનું વ્યસન પડી ગયું છે. નોકરી એટલી પરતંત્રતા. ભારતની પરતંત્રતામાં નોકરી વધારો કરે છે. કીરિટ પૈસાદાર ન હતો, સુખી કુટુંબનો સદ્‌ગૃહસ્થ ન હતો. પણ વિદ્વાન પુરુષો ઘર કરતાં વરને વધારે પસંદગી આપે છે. કીરિટ-

કાન્તની પ્રથમની પત્નિ બે પુત્રો મૂકી સ્વર્ગે સંચરી. અરવિંદ–અવિનાશ એકલા પડયા, ત્યાં કીરિટકાન્તે ફરી લગ્ન કર્યું.

પુરુષોને લગ્ન કર્યા વિના ચાલતું નથી હિન્દુ સમાજમાં સ્રીને બીજીવાર લગ્ન કરવાનો અધિકાર નથી. તો પુરુષોને શો અધિકાર ? જવાબમાં ટુંકો કે પુરુષો વ્યવહારે પરતંત્ર છે.

અનસૂયા સાસરે રહેતી થઈ. તે સમજતી હતી કે ખરી કસોટી અત્યારે થવાની છે. અનસૂયાના આગમનથી પોતાની માતાના મરણ બાદ અનિયમિત રહેતા અરવિંદ–અવિનાશમાં નિયમિતતા આવી, થોડુ બોલવું, સુંદર બોલવું બેસવું, ઉઠવું, ખાવું, રમવું, બધામાં પ નરી સંસ્કારીતા ભરાવા લાગી. આઠ વર્ષના અરવિંદ—પાંચ વર્ષના અવિનાશને ન લાગ્યું કે આ આપણી અપરમાતા છે બાળપણમાં નાખેલા સુસંસ્કારો દૃઢ બને છે. " બારે બુદ્ધિ સોળે સાન " અનસૂયાને પણ પ્રભુકૃપાએ પુત્રરત્ન સાંપડયું. ત્રણે બાળકોને સાચવતી અનસૂયા પતિભક્તિમાં લીન હતી.

' બેન અનસૂયા ? તું આવવા તૈયાર થા. ' અનસૂયાના પીતા તેડવા આવેલા તે બોલ્યા.

' પિતાજી ! આ નાનાને લઇ કયાં આવું ? ગાડીમાં ઘણી જ ભીડ રહે છે. '

' પણ આપણે કયાં થર્ડ કલાસમાં બેસવું છે. ફર્સ્ટ કલાસની ટીકીટ લઇશું. '

' બધાને સાથે લઇ લઉં ત્યારે ! '

' બધાં આઠ દિવસ ચલાવી લેશે, તારી નવી બા અને રોજ પજવે છે, કહે છે મારી અનસૂયાને તેડી આવો. તારે મન તો કશો હિસાબ નથી, બધાંને ઘર હોય છે. પણ બેન, તારી વાત તો અજબ છે. '

બીજા દિવસે પતિની રજા લઇ પોતાના પુત્ર પીયુષ સાથે અનસૂયા પિયર ગઇ. અરવિંદ–અવિનાશને જવાનું ઘણું મન થતું પણ પરિક્ષાને લઇને જવાય તેમ ન હતું. જો કે દર વેકેશન ગાળવા તો ત્યાં જ જતા.

'બેન આવી ગઇ ?' અપરમાતા અનસૂયાને દેખી સામે ગઇ.

' હા માશીમા. શરીર તો સારૂં છે ના ?'

અનસૂયા અપરમાતાને માશી કહેતી. તે અપરમાતાના દેહ સાથે લપાતાં બોલી. માતાએ અનસૂયાના માથે હાથ ફેરવ્યો. સરખી ઉમ્મરમાં ય સગપણ ન તજવું.

' આવો બેટા ભાણા. ' પીયુશને માશી પાસે સોંપી અનસૂયા કામે લાગી.

અનસૂયાને આવ્યાને અઠવાડીયું વિતિ ગયું, ઓચિંતા તેની અપરમાતા માંદાં થયાં. તાવ આવ્યો ને પગે વાગ્યું. અનસૂયાને ચીંતા થઇ કે, અરવિંદ–અવિનાશ શું કરતા હશે ? કયાં જમતા હશે ? ? આખરે અકળાઇને તેના પિતાને કહ્યું:

' બાપુજી ! અરવિંદ–અવિનાશને લઇ આવો ને. '

' તુ આમ ચીંતા શાને કર્યા કરે છે. તારા કરતાં તેના બાપ તેને વધારે સાચવશે. '

' સાચવ્યા સાચવ્યા હવે ! બાળકો સાચવતાં પુરૂષોને ન આવડે. '

' અનસૂયા ! તું ગાંડી તો નથીને ?' ક્ષણ રહી શ્રીમંતે બુદ્ધિપૂર્વક પ્રશ્ન કર્યો.

' કદાચ હોઉં પણ ખરી ' ' પિતાનો આશય સમજી અનસૂયા બોલી.

'એ ગાંડપણ ન તજે ?'

' તમારા આપેલા–શિખવાડેલા, સંસ્કારને –ચારિત્ર્યને બેવફા બનું ત્યારે ? તજું ત્યારે ?' અનસૂયાના જવાબે પિતાને બોલતા બંધ કર્યા. પિતાની ભાવના–ઓરમાન પુત્રો ઉપરથી મોહ ઉતારવા માટેની હતી. પરંતુ હવે ન બને–અનસૂયા આ સમજી હતી, પરંતુ આ તો અંતરભાવ હતો કે કસોટી હતી તે ન સમજાયું.

'બેન ! ક્રીટિકાન્તને તાર કરીએ તે આવી મુકી જશે.'

'ના તેમને નાહક ધક્કો પડે, તમો તેડી આવો અગર હું જઇ આવું.'

બીજા દિવસે અનસૂયા રાજનગર જઇ અરવિંદ—અવિનાશને લઇ આવી, પીયુષને અપરમાતા પાસે મુક્યો હતો. આખીય જ્ઞાતિમાં બધાંજ ગામમાં અનસૂયાની હિંમત, વિદ્વત્તા અને સંતાનવાત્સલ્યની કીર્તિ સુવાસ ફરી વળી. અનસૂયાને જોઇ ગામમાં સર્વ અત્ર ધરાવતું.

રાત્રી સમસમ વહે જતી હતી, તમરાંના તીણા અવાજ જાગૃત માનવહૃદયને ભેદતા હતા. અનસૂયા અવિનાશની પથારી પાસે બેઠી હતી. વીસ વીસ દિવસના અખંડ રાત્રીના ઉજાગરા હતા. અવિનાશ શીતળાના પંજામાં સપડાયો હતો.

'બેટા—ભાઇ અવિનાશ કેમ છે?'

'બા—બા. સારું છે, જરા પાણી પાવને.'

'જો ભાઇ ખણીશ નહિ. નહિ તો કદરૂપો બની જઇશ' અવિનાશના હાથ સાચવતાં બોલી.

'બા પાણી આપોને.'

'આપું ભાઇ'

અવિનાશને પાણી પાયું. શીતળાનો રોગ ઘણો ખરાબ છે, સંભાળ ન હોય તો તે માણસને કદરૂપો બનાવી દે છે, રાત્રી દિવસ અવિનાશની પથારી પાસે બેસી અનસૂયા આ વાતની ખાસ સંભાળ રાખતી—રખે ને અવિનાશ કદરૂપો બની જાય તો? તેને પોતાના પુત્રની દરકાર ન હતી. અરવિંદ ધરતું, અભ્યાસનું, અને પીયુષને સાચવવાનું કામ કરતો હતો. અનસૂયા સ્વાર્થી જગતની ન હતી. સમભાવ તેનો સિદ્ધાંત હતો, સમભાવમાંથી દયા પ્રગટે છે, દયામાંથી પ્રેમનો ઉદ્ભવ થાય છે, અને પ્રેમ એ જગત જીતવાનું અદ્ભૂત શસ્ત્ર છે. જગત પ્રેમથી જીતાય છે, નહિ કે શસ્ત્રથી.

'અનસૂયા તું બિમાર પડીશ ત્યારે?' એક દિવસ ક્રીટિકાન્તે પ્રશ્ન કર્યો.

'એટલે મારે મારી તન્દુરસ્તીના શોખને ખાતર બાળકોની ચાકરી ન કરવી?'

'હું ક્યાં એમ કહું છું? પણ દિવસે તારે અને રાત્રે મારે તેની પથારી પાસે રહેવું'

'નારે સાહેબ. તમારાથી એ ઉજાગરા ન વેઠાય. પાછા તમે બિમાર પડો તો મારે એક ઉપાધી વધે.'

'અને તું બિમાર પડી મરવા માગે છે?'

'પતિની હયાતીમાં પત્નિનું મરણ ક્યાંથી? સૌભાગ્યપૂર્ણ મૃત્યુ સ્વર્ગ અપાવે છે' અનસૂયા મંદ મંદ સ્મિત કરતાં બોલી.

'તું જ્યારે ને ત્યારે વાક્પટુતામાં મને હરાવી દે છે, તે મને ગમતું નથી' ક્રીટિકાન્તને હારવું ગમતું હતું. પરંતુ અનસૂયાની વધારે પડતી મહેનત ગમતી નહતી.

'તો મારે તમને ગમે તેમ વર્તવું જોઇએ? બોલો શો હુકમ?' અનસૂયાએ અદબ વાળી મસ્તક નમાવ્યું.

'દિવસે તારે અને રાત્રે મારે અવિનાશની પથારી પાસે રહેવું?'

'પણ બિમાર પડશો ત્યારે?'

'કદી ન પડું? અને પડું તો તારે ચાકરી ન કરવી.'

'કબુલ, જો જો ફરી જતા'

દિવસે અનસૂયા ને રાત્રે ક્રીટિકાંતના પહેરા લાગ્યા. પ્રથમ દિવસ વિતી ગયો. બીજો દિવસ વીતી ગયો, ત્રીજે દિવસે ક્રીટિકાંતને તાવ આવ્યો.

'કેમ મારું કહેવું ખરું હતું ને?' અનસૂયાએ નિર્દોષ ભાવે પ્રશ્ન કર્યો.

'આવે, શરીર છે' પુરૂષો પોતાનું નીચુ પડવા દેતા નથી.

'ઠીક. હવે આ દવા પી લો' અનસુયાના પ્રેમાળ વદન આગળ કીરિટકાન્ત નમી ગયા. પતિના આરોગ્ય માટે હિંદુમહિલાઓ તનતોડ પ્રયત્ન કરે છે.

અવિનાશ સારો થઇ ગયો. બધુ સમયના પ્રવાહમાં મળી ગયું.

બાર વર્ષનાં વહાણાં વાઇ ચૂક્યાં છે. વસંતને બે માસની વાર હતી, અરવિંદને આ સાલ એમ. એ. ની પરિક્ષા આપવાની હતી. અરવિંદ અને પીયુષ બન્ને સાથે જ રહેતા. મેટ્રીકીઓ પીયુષ અરવિંદ સાથે ચાતુર્ય દાખવતો. પ્રાચીન–અર્વાચીન–સંગીત–કલા–અને આકાશથી માંડી જલના બિંદુ સુધીના તમામ પ્રશ્નો ચર્ચતા, સારા સારા માસિકો–અઠવાડીકોમાં તલસ્પર્શી મનનીય લેખો લખતા, અનસુયા પણ પુત્રોને ભારતની પ્રાચીન સંસ્કૃતિ ખાસ સમજાવતી, એવામાં ઓચિંતી બિમાર પડી, શરીરમાં લોહી જ ન મળે. લોહી વિના જીવન જીવાશે કે કેમ? તે પણ શંકાસ્પદ મનાતું હતું સ્ત્રીઓનો રોગ ચીકણો હોય છે. બીમારી વધતી ચાલી, કીરિટકાંત વૃદ્ધ બનતા જતા હતા, અરવિંદ–અવિનાશ–પીયુષ વારા ફરતી અનસુયાની ચાકરી કરતા હતા.

એક દિવસે ડૉક્ટરે કહ્યું: 'બેનનાં શરીરમાં લોહી નથી.'

'તો શું થાય?' અરવિંદે પ્રશ્ન કર્યો.

'કોઇ લોહી આપે તો સુધરી શકે.'

'ઠીક કાલે જણાવીશું,' અને ડૉ. વિદાય થયા. સાંજે અનસૂયાએ બધાંને પોતાની પાસે બોલાવ્યાં હતાં. બધાંના આવી ગયા પછી અનસુયા બોલી:

'તમારે બધાંને પરિક્ષા આપવાની છે; તેમાં ય અરવિંદને ખાસ એમ. એ. થવાનું છે એટલે કોઇને રોકાવું પાલવે નહિ'

'ડૉ. કહ્યું છે કે તમોને લોહી આપવાનું છે.' અરવિંદ બોલ્યો.

''ભલે કહે. તમારે તમારો અભ્યાસ બગાડવાનો નથી'

'અભ્યાસ આવતી સાલ થશે. ભલે અવિનાશ પીયુષ પરિક્ષા આપે' અરવિંદ બોલ્યો.

'જાઇ! તારૂ આખુ વર્ષ નકામું જાય.'

'મને એવા વર્ષોની પરવા નથી.'

'હું મરીશ તોય મને રંજ નથી. મારા પુત્રોએ મારી સુંદર ચાકરી કરી છે, તેવા સંતોષથી જઇશ.'

'સારૂ, ઝાઝુ બોલ બોલ ન કરવું.'

'ઠીક ભાઇ, ત્યારે તને રૂચે તેમ કર' આખરે અનસૂયાએ નમતું મૂક્યું,

બીજા દિવસે ડૉક્ટરને વાત કરી અરવિંદ લોહી આપવા તૈયાર હતો. તપાસ કરી ડોક્ટરે કહ્યું:

'તમારૂં લોહી ચાલશે.' પછી અરવિંદ કૉલેજના પ્રીન્સીપાલને મળવા ગયો. બધી વાત કરી તેઓ બોલ્યા:

'અરવિંદ લાલ! તમારો આ આત્મભોગ હિંદની ક્રાંતિમાં મહત્વનો ભાગ હોવો જોઇએ. હિન્દના દેશીઓમાં અમૂલ્ય બોધ પાઠ છે... તમારૂ આખુ વર્ષ નકામું જશે ખરૂં?'

'સાહેબ, વર્ષો મળશે. માતા પિતા ન મળે. સંસારમાં માતૃસેવા એ જ સાચી સેવા છે, મારી જન્મદાતા માતા તો સ્વર્ગે સંચરી છે, પરંતુ જેણે ઉછેરી મોટો કર્યો, સંસ્કાર અને ચારિત્ર્ય આપ્યાં તે અપરમાતા માટે આટલો નજીવો ભોગ ગણાય ખરે? માતૃપદ ધારણ કરનાર માટે પણ આટલો ભોગ અલ્પ ગણાય?'

પ્રખ્યાત હોસ્પીટલમાં અનસૂયાને લઈ ગયા. કીરિટકાન્ત, અરવિંદ-અવિનાશ પીયુષ સગાંસંબંધી અરવિંદના પ્રોફેસર મિત્રો સાથે હતા, જાણે અરવિંદનો આત્મભોગ હિન્દના ઉદ્ધાર માટે જ ન હોય! તેવા

આશયથી ઊભા હતા. વિધિ શરૂ થઈ. લોહી ખેંચાવા લાગ્યું...અને...અને અરવિંદ લથડવા માંડયો...ક્ષણ...અરવિંદ બેભાન થઈ ઢળી પડયો. અનસૂયા પણ બેભાન બની ગઈ. કીરિટકાન્તની આંખમાંથી અશ્રુનાં બિંદુ ખર્યાં. માનવતાના સાચા ગુણોનું દર્શન થયું. તેમનું બીજીવારનું લગ્ન સફળ થયું.

એક માસ વિતિ ગયો. અનસૂયાનો રોગ મટવા આવ્યો હતો. અરવિંદ હજુ અશક્ત હતો; અનસૂયા ફરતી ફરતી અરવિંદના રૂમમાં આવી. સ્વચ્છતા દરદીના દરદને ઓછું કરવામાં સહાયતા આપે છે. અરવિંદનો નિવાસ એક સુરમ્ય ઓરડામાં હતો. અવિનાશ, પીયુષ, કીરિટકાન્ત સર્વ આવ્યાં: વાતે ચઢયાઃ અવિનાશની ચાકરી પીયુષ કરતો, અને અનસૂયાની અવિનાશ કરતો, કીરિટકાન્ત નિર્લેપ હતા.

' ભાઈ અરવિંદ ! કેમ છે ? ' અનસૂયાએ પુછયું.

' બા, હવે સારૂ છે. એકાદ માસમાં પૂર્વવત્ બની જઈશ ' અરવિંદ ક્ષીણ સ્વરે બોલ્યો.

' તમને કેમ છે બા, ' અરવિંદે પ્રશ્ન કર્યો.

' કોને મને ? મારા પુત્રોની ભક્તિથી યમદેવ હાર્યો અને મને છોડી દેવી પડી ' અનસૂયાની વાણીમાં અરવિંદ પ્રત્યે માનભર્યો પુત્રપ્રેમ નિતરતો હતો. ક્ષણ બાદ અરવિંદ બોલ્યોઃ

' યમદેવ આપણે ત્યાં બેવાર હાર્યો. '

'બીજીવાર કઈ વખત ?' અનસૂયા બોલી.

' અવિનાશની બિમારી વખતે માતૃસ્નેહ આગળ યમદેવને નારાજ થઈ ચાલ્યા જવું પડયું. ' અરવિંદે અનસૂયાનાં વક્રોક્તિમાં વખાણ કર્યાં.

' અરવિંદ ?...આજે મારા અંતરમાં પૂર્ણ આનંદ છે, હવે હું મરૂં તો ય ચિંતા નથી. મારી અકલ્પિત આશાઓ ફળી છે. આજના હિન્દુ સમાજના શિક્ષણમાં અપરભાવ પૂર્ણપણે વ્યાપ્ત બન્યો છે. જનતા તેના રંગે રંગાઈ છે. તેનું વિષ અંગેઅંગમાં પ્રસરી ગયું છે. વહાલા પુત્રો ? જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં અપરમાતા–અપરપુત્રોના ભાવ નાબુદ કરવા કમર કસજો. શ્રીમંત કુટુંબોમાં આ ભાવના ખૂબ પ્રચલિત બની ગઈ છે. શક્ય એટલા સર્વ પ્રયત્ને તે દૂર કરવા ધ્યાન આપજો. ' કીરિટકાન્ત બોલ્યા.

' તમારી આજ્ઞા હમારે શીરોમાન્ય છે. '

સહુએ કીરિટકાન્તના ખોળા તરફ મસ્તક નમાવ્યું.

# મહર્ષિ જેમ્સ એલન

[ એમની આત્મવિભૂતિ ]

પરિચય કરાવનાર:
શ્રી. યોગીન્દ્ર જ. ત્રિપાઠી,
એમ. એ., બી. ટી.

Hail to thee, Man divine ! The Conqueror
of Sin and Shame and Sorrow; no more weak,
Wormlike, and groveling art thou; no, nor-
Wilt thou again bow down to things that wreak
Scourings and death upon thee; thou dost rise
Triumphant in thy Strength; good, pure and wise.

—*James Allen.*

મહર્ષિ જેમ્સ એલને ઇ. સ. ૧૯૧૨ના જાન્યુઆરીની ૨૪મી તારીખે ૪૮ વર્ષની વયે દેહત્યાગ કર્યો. તે પહેલાં ઘણાં વર્ષો એઓ પોતાની પત્ની અને કન્યાની સાથે દક્ષિણ ઇંગ્લેંડમાં ઇલ્ફ્રેકોમ્બ નામના ગામમાં વાનપ્રસ્થ જેવું એકાન્તિક જીવન ગાળતા હતા અને દિવસનો લગભગ ઘણોખરો ભાગ પ્રભુના ચિન્તન અને મનનમાં જ ગાળતા. પ્રભુના આ ચિન્તનને પરિણામે પરમાત્મ-સાક્ષાત્કારની જે દિવ્ય લહરીઓનો એઓ અનુભવ કરતા ગયા તે સર્વ જગતે એમનાં દસપંદર પુસ્તકો દ્વારા સાંભળી છે. સાંભળનાર માત્ર એમાંના પરમ કલ્યાણકારી વચનોથી મુગ્ધ થયા વિના રહી શક્યું જ નથી, એ જ એમા રહેલી દિવ્યતાનો પ્રતીતિ છે.

મહર્ષિ જેમ્સ એલનની વાણી પ્રેરિત અનુભવવાણી છે, "વેદોની ઋચા સમી મંગલ, ઉપનિષદોના ભાષ્ય જેવી પ્રજ્ઞાનપૂર્ણ અને આત્માના ઊંડાણમાંથી સ્વયંભૂ વહેલી છે."

એમના એક અભ્યાસીના કથન મુજબ પૂર્ણ શાન્તિમય પ્રાણી જીવનની ઝળકતી પ્રતિમા એ મહર્ષિ જેમ્સ એલનની વાણીની શક્તિ છે, દુઃખના કારણ અને નિવારણની આમહી શોધ એ એમની વાણીનું બીજ છે અને પ્રબળ પુરુષાર્થ વડે ઘનીભૂત કરેલી-સંસ્કરણ પામેલી મનોવૃત્તિઓની આત્મ-સાક્ષાત્કારમાં સંસ્થિતિ એ એમની વાણીનો ફોલક છે.

"Form Poverty to Power" એટલે જીવમાંથી શિવ એ એમનું સૌથી પ્રથમ પુસ્તક છે અને એમ છતાં પણ પરમ સત્યના પંથિકને માટે ઘણું જ ઉપયોગી છે. એ પછીનાં બીજાં પુસ્તકોમાં પણ મનુષ્ય પૂર્ણતા કયી રીતે પામે એ જ એને કહેવાનું છે. "Self-perfection is the Highest Religion" મનુષ્ય પૂર્ણતા અનુભવે એ જ સર્વોપરિ ધર્મ છે, એમ તેઓ માનતા હતા. "કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાન યોગની એકવાક્યતા જીવનમાં થવી જોઇએ અને જીવન પૂર્ણ શાન્તિમય અનુભવાવું જોઇએ, એ એમનું લક્ષ્ય હતું."

"From Passion to Peace" "પશુમાંથી દેવ" એ પુસ્તકમાં મહર્ષિ જેમ્સ એલને આધ્યાત્મિક પ્રગતિનો ક્રમ અને એની પૂર્ણતાનાં દ્વાર બહુ સ્પષ્ટ રીતે દર્શાવ્યાં છે. અધ્યાત્મમાર્ગના પ્રવાસીઓને માટે લેખકનું આ પુસ્તક પણ અતિ વિચારણીય અને મનનીય છે; એટલું જ નહીં પણ જેમ્સ

એલનના તત્ત્વજ્ઞાન માત્રનો એમાં પૂર્ણ રીતે સંક્ષિપ્તમાં સમાવેશ થઈ જાય છે. મહાપુરૂષોના કથનમાં હમેશાં એકવાક્યતા હોય છે અને મહાત્મા જેમ્સ એલને આ પુસ્તકમાં દર્શાવેલું તત્વજ્ઞાન એમનાં લગભગ બધાં જ પુસ્તકોમાં એકસરખી રીતે જણાઈ આવે છે. મહાપુરૂષોની આ મહત્તા છે.

"From Passion to Peace" 'જીવમાંથી શિવ' એ પુસ્તકમાં તાદશ થતું મહાત્મા જેમ્સ એલનનું માર્ગદર્શન કેવા પ્રકારનું છે એ હવે આપણે વિચારીએ.

### કામવાસના

શરૂઆતમાં જ એ ઉદ્દબોધે છે કે બધા અનર્થોનું મૂળ કામવાસના—Desire છે. કામવૃત્તિ એ મનુષ્યજીવનની છેક નીચામાં નીચી ભૂમિકા છે. એથી વધારે નીચે કોઈ ઉતરી શકતું નથી. પાશવતા, ધિક્કાર, તૃષ્ણા, અહંકાર, મિથ્યાભિમાન, લોભ, વૈરભાવ, અદેખાઈ, દ્વેષ, પ્રતિક્રિયા, નિન્દા, બદગોઈ, અસત્ય ભાષણ, ચોરી, ઠગાઈ, વિશ્વાસઘાત, ઘાતકીપણું, સંશયવૃત્તિ, અને અસૂયા—આ સઘળાં કામવૃત્તિનાં બળ છે.

અને જ્યાં આ છે ત્યાં પશ્ચાત્તાપ અને દર્દનાં અંધારાં તથા દિલગીરી અને આક્રંદનાં અવનત સ્વરૂપો પણ વાસ કરે છે.

પવિત્રતાની શાન્તિને નહીં પિછાનતાં અને દૈવી પ્રકાશ, જે એમના ઉપર સતત પ્રકાશે છે તેને નહીં ઓળખનારાં આ અજ્ઞાની મનુષ્યો આ તિમિરમય જગતમાં જીવે છે અને મરે છે; કારણ કે જ્યાં સુધી એ પ્રકાશની અવગણના કરનારી દૃષ્ટિ ઉંચું જોતી જ નથી અને સદા યે માટી તરફ—માંસ તરફ જ વળેલી છે ત્યાં સુધી તે દુઃખ અને દર્દમાં સડયાં જ કરે છે.

કામમયતાથી વધારે નીચી ભૂમિકા ઉપર કોઈ પણ પડી શકે નહીં; પરંતુ સૌ કોઈ ઊંચે ચડી શકે અને એ ઉન્નતગામી માર્ગ સદા યે નજીક અને સહેલાઈથી ચડી શકાય એવો છે. એ માર્ગ આત્મવિજયનો છે. જેણે પોતાની સ્વાર્થવૃત્તિને અટકાવવાનો આરંભ કર્યો છે, જેણે પોતાની ઇચ્છાને કેળવવાનો અને પોતાના મનનાં અનિયન્ત્રિત તત્ત્વોને કાબૂમાં રાખવાનો અને એના ઉપર સત્તા જમાવવાનો આરંભ કર્યો છે તેણે કયારનો યે માર્ગમાં પ્રવેશ કર્યો છે.

મનુષ્યના માર્ગને રોધતી અને અધ્યાત્મ-જીવનનો એનો પ્રવાસ અટકાવતી આ કામવૃત્તિનું સ્વરૂપ દર્શાવતાં લેખક કહે છે કે આ કામવૃત્તિ જાતે કાળી છે અને જ્યાં આધ્યાત્મિક અંધકાર હોય છે ત્યાં જ એ ખીલે છે અને ફાલે છે. કામવૃત્તિ એ એક માનસિક તૃષ્ણા છે, જ્વર છે અને મનુષ્યને રેંસનારી અશાન્તિ છે. જેમ અગ્નિની ચીનગારી જોતજોતામાં આલેશાન મકાનને ભસ્મીભૂત કરી નાખે છે અને પળભરમાં એક રાખના ઢગલામાં ફેરવી દે છે તેવી જ રીતે મનુષ્યો કામનાઓના ભડકાથી બળે છે, તેઓનાં બધાં જ કૃત્યો પડી ભાગે છે અને અન્તે આવા પામર જીવાત્માઓ વિનાશ પામે છે.

પરમશાન્તિના ચાહકે કામવૃત્તિમાંથી બહાર આવવું જોઈએ. ડાહ્યો માણસ પોતાની વૃત્તિઓને જીતે છે, મૂર્ખ માણસ એનાથી જીતાય છે. જ્ઞાનનો શોધક મૂર્ખતાથી વિમુખ થઈને માર્ગમાં પ્રવેશ કરે છે અને પ્રત્યેક પગલા સાથે તે પોતાની પાછળ વાસના અને નિરાશાની અંધારી ભૂમિને વધારે ને વધારે નીચે છોડતો જાય છે.

સ્વાર્થવૃત્તિની આ કાળાશનું જ્ઞાન થવું એ જ્ઞાન અને શાન્તિના માર્ગનો પ્રથમ મુકામ છે—પ્રથમનો તબક્કો છે—પહેલું પગથિયું છે; અને એ સમજાય ત્યારે જ એના

ઉપર વિજય પમાય અને એમાંથી બહાર અવાય.

સાથે સાથે એ યાદ રાખવું પણ જરૂરી છે કે આ સ્વાર્થવૃત્તિ દુ:ખદ અને આપવડાઇ સાથે સૂક્ષ્મ રીતે જોડાયેલી છે. મનુષ્ય જ્યારે બીજાઓની સ્વાર્થવૃત્તિ વિષે બોલે છે અને એ માટે એમને દોષપાત્ર ઠરાવીને એમની નિન્દા કરવા પ્રેરાય છે ત્યારે તો એ વૃત્તિ ઘણી જ પ્રપંચી હોય છે. જે માણસ બીજાઓની સ્વાર્થવૃત્તિ માટે લાંબું લાંબું બોલ્યાં કરે છે તે એવું બોલ્યાં કરવાથી પોતાની સ્વાર્થવૃત્તિને જીતી શકતો નથી. **બીજાઓને દૂષિત ઠરાવવાથી નહીં, પણ આપણી જાતને પવિત્ર કરવાથી જ આપણે આપણી સ્વાર્થવૃત્તિથી મુક્ત થઇ શકીએ.** બીજાઓની સામે દુ:ખદ આક્ષેપો મૂકવામાં કામવાસનામાંથી શાન્તિના અનુભવનો માર્ગ રહેલો નથી, **પરંતુ પોતાની ે જીતવામાં** રહેલો છે. બીજાઓની વૃત્તિને જીતવાના આપણા ઉત્કટ પ્રય- આપણે વાસનાની બંધાયલા જ રહીએ છીએ; ધૈર્યથી આપણી જાતને જીતવાથી જ આપણે મુક્તિ તરફ ગતિ કરીએ છીએ. **જેણે પોતાની જાત ઉપર જીત મેળવી છે એ જ બીજાઓને જીતી શકે છે;** અને કામનાથી નહીં, પણ પ્રેમથી જ તેમના ઉપર એ વિજય મેળવે છે.

કામવાસનામાંથી શાન્તિના અનુભવનો માર્ગ બહારની–લૌકિક દુનિયામાં રહેલો નથી; તે વિચારોના આન્તર વિશ્વમાં રહેલો છે. બીજાનાં કાર્યોની ગતિ બદલવામાં નહીં, **પરંતુ પોતાનાં કાર્યો સંપૂર્ણ બનાવવામાં જ તેની સિદ્ધિ છે.**

કામનાઓવાળો માણસ બીજાઓને ખરે રસ્તે દોરવાને બહુ જ આતુર હોય છે; પણ ડાહ્યો **માણસ પોતાની જાતને જ ખરે રસ્તે મૂકે છે. જો દુનિયાને સુધારવાને કોઇ આતુર હોય તો એણે પોતાની જાતને જ સુધારવાનો આરંભ કરવો જોઇએ.**

આત્મસુધારણા માત્ર વિષયી તત્ત્વોને દેશનિકાલ કરવાથી જ પૂરી થતી નથી; એ તો માર્ગની માત્ર શરૂઆત છે; જ્યારે દરેકે દરેક નકામો વિચાર અને સ્વાર્થી વલણ જીતાય છે ત્યારે જ પૂર્ણતાએ પહોંચાય છે. જ્યાં સુધી સંપૂર્ણ પવિત્રતા અને જ્ઞાન નથી હોતાં ત્યાં સુધી આત્મદાસત્વ અને મૂર્ખાઇ હોય છે, અને એને જીતવાનું બહુ જરૂરનું છે.

જીવનની ઇમારતનાં મૂળમાં કામની વાસના રહેલી છે, શાન્તિ એ એનો મુકુટ અને શિખર છે. કાર્યની સિદ્ધ માટે કામવૃત્તિ જેવી કોઇ શક્તિ નથી. કામવૃત્તિ એ શક્તિનું સ્વરૂપ છે, પણ તે એવી શક્તિ છે કે જે ઊંધે રસ્તે વળેલી છે અને સુખને બદલે દુ:ખ ઉત્પન્ન કરે છે. જ્યારે મૂર્ખના હાથમાં એનાં બળો વિનાશનાં હથિયારો થઇ પડે છે ત્યારે જ્ઞાનીના હાથમાં તે રક્ષણનાં સાધનો થાય છે. જ્યારે એને નિયન્ત્રિત અને એકાગ્ર કરવામાં આવે છે ને સદુપયોગને માર્ગે દોરવામાં આવે છે ત્યારે તે ક્રિયાત્મક શક્તિરૂપે થાય થાય છે કામવૃત્તિ એ તીખી તલ્વાર છે અને સ્વર્ગનો દરવાજો રોકીને ખડી છે. મૂર્ખને તે અટકાવે છે અને નષ્ટ કરે છે; જ્ઞાનીને તે પ્રવેશ કરાવે છે અને રક્ષે છે.

મૂર્ખ મનુષ્ય ઇચ્છા કરે છે, દુ:ખ પામે છે અને મૃત્યુ પામે છે; જ્યારે જ્ઞાની મનુષ્ય ઉચ્ચ સ્થિતિ માટે અભિલાષા કરે છે, આનંદ માણે છે અને જીવે છે.

આધ્યાત્મિક વીર પ્રવાસી મનને જ્ઞાનને માર્ગે દોરી, માનસિક દષ્ટિને ઊંચે ક્રમાડીને

ઉજાતમાથી માર્ગ જુએ છે અને શાન્તિનાં શિખરો ઉપર પોતાની દષ્ટિને સ્થિત કરે છે.

**ઉચ્ચાભિલાષ.**

આપણે જોયું કે આ સ્વાર્થવૃત્તિમાંથી—આ કામમયતામાંથી આપણે ઉપર આવવું જોઇએ અને આ ઊર્ધ્વગતિ માટેના પ્રથમ પગલા તરીકે—માર્ગદર્શન તરીકે લેખક આપણને **ઉચ્ચાભિલાષ** રાખવાનું કહે છે. ઉચ્ચાભિલાષને સમજાવતાં લેખક કહે છે કે સ્વાર્થી ઉપભોગ, સ્વસત્તા, હલકાં સુખો અને મનોવિકારની તૃપ્તિઓ—એવી ઐહિક વસ્તુઓ માટેની ઉત્કંઠા કરતાં કેવળ જુદી એવી સ્વર્ગીય વસ્તુઓ માટેની ઉત્કંઠા જેવી કે પ્રમાણિકપણું, દયા, પવિત્રતા અને પ્રેમ—એને માટેની **તીવ્ર** ઉત્કંઠા એનું નામ ઉચ્ચાભિલાષ.

જેમ પાંખો વિનાનું પંખી ઊંચે ઉડી શકતું નથી તેમ ઉચ્ચાભિલાષ વિનાનો મનુષ્ય પોતાની આગળપાછળની સ્થિતિઓથી ઊંચે ચડી શકતો નથી ને પોતાની નીચી વૃત્તિઓ ઉપર સત્તા ચલાવી શકતો નથી. તે વાસનાઓનો ગુલામ હોય છે, બાહ્ય વસ્તુઓના તાબામાં જ રહે છે અને બનાવોના બદલાતા પ્રવાહોથી આમતેમ ઘસડાયાં કરે છે.

ઉચ્ચાભિલાષથી જ પ્રગતિનો માર્ગ ઉઘડે છે. જ્યાં સુધી પાશવ સ્થિતિઓમાં મનુષ્યને રસ પડે છે ત્યાં સુધી એને ઉચ્ચાભિલાષ હોતો જ નથી; પણ જ્યારે એ મધુરતા કડવાશમાં બદલાઇ જાય છે ત્યારે જ તે શોકમય અવસ્થામાંથી ઉચ્ચતર વસ્તુઓનો વિચાર કરવા માંડે છે. જ્યારે પાર્થિવ વસ્તુઓમાં લાગતી મજાઓ જતી જ રહે છે ત્યારે જ તે સ્વર્ગીય આનંદ માટે ઉચ્ચાભિલાષ કરે છે. જ્યારે અપવિત્રતાનો દુઃખરૂપે અનુભવ થાય છે, ત્યારે જ પવિત્રતા પ્રકટે છે. ખરેખર, ઉચ્ચાભિલાષ ફુમા પક્ષીની જેમ પશ્ચાત્તાપની જ્વાળા બનેલી રાખમાંથી જાગે છે અને મનુષ્ય પોતાની બલવાન પાંખોવડે ઉંચામાં ઉંચા સ્વર્ગે પહોંચે છે.

ઉચ્ચાભિલાષી મનુષ્ય શાન્તિના માર્ગમાં પ્રવેશ કરીને જો અટકે નહીં કે પાછી પાની કરે નહીં, તો બેશક તે લક્ષ પ્રાપ્ત કરે છે. જો તેનું મન નિત્ય જાગ્રતું હોય છે તો તે સ્વર્ગીય દર્શનની ઝાંખીથી સ્વર્ગીય સ્થિતિએ પહોંચે છે.

અધ્યાત્મમાર્ગના પ્રવાસીએ એ પણ વારંવાર ખ્યાલમાં રાખવાની જરૂર છે કે એની પોતાની અપવિત્રતા એના પોતામાં જ રહેલી છે અને એનું કારણ એ પોતે જ છે. જ્યાં સુધી એ એમ માને કે હું બીજાઓને લીધે કે આસપાસની પરિસ્થિતિ વા વંશપરંપરાને લીધે અપવિત્ર છું ત્યાં સુધી એ પોતાની ભૂલો નાબૂદ કરવાને શક્તિમાન થઇ શકે જ નહીં, ભૂલો અને અપવિત્રતાઓ મૂળ પોતાની જ છે, પોતાથી જ જન્મ પામે છે અને પોતાથી જ પોષાય છે, અને પોતે જ એને માટે જવાબદાર છે, એવું જ્યારે મનુષ્ય પૂરેપૂરું જુએ છે ત્યારે એને નાબૂદ કરવાની ઉચ્ચાભિલાષા તેનામાં પ્રાપ્ત થાય છે, તેની પ્રાપ્તિનો માર્ગ એની આગળ ખુલ્લો થાય છે અને એ મુકામે પહોંચવા સમર્થ બને છે.

જેવી રીતે એક વેપારી સતત ખંતથી દુનિયાદારીના લાભો મેળવે છે તેવી જ રીતે એક સાધુ ઉચ્ચાભિલાષથી અને સતત પ્રયત્નથી આધ્યાત્મિક વિજય પ્રાપ્ત કરે છે. પોતાની માનસિક શક્તિને એક દિશામાં વાળવાથી એક જણ વેપારી બનીને ભૌતિક સુખો પ્રાપ્ત કરે છે, જ્યારે બીજો બીજે માર્ગે અતિ કરીને આધ્યાત્મિક સામ્રાજ્યનો ભોક્તા થાય છે.

ઉચ્ચાભિલાષનો પ્રયત્ન આરંભમાં તો મંદ અને અલ્પજીવી હોય છે, કારણ કે મન

વારંવાર પોતાની હંમેશની ભ્રમણામાં પાછું પડે છે અને આટલા માટે જ સતત પ્રયત્ન તાજો ને તાજો રહેવો જોઇએ.

પવિત્ર જીવન ચહાનાર મનુષ્ય ઉચ્ચાભિલાષોની ઉત્તેજક પ્રભાથી પોતાના મનને હંમેશા જાગ્રત રાખે છે. તે વહેલો ઉઠે છે અને પ્રબળ વિચારોથી અને સખ્ત મહેનતથી પોતાના મનને મજબૂત બનાવે છે. તે જાણે છે કે મન એવા પ્રકારનું બનેલું છે કે એક ક્ષણ પણ ખતિશન્ય રહી શકાતું નથી, અને જો ઉચા વિચારોમાં અને પવિત્ર ઉચ્ચાભિલાષ-ઓમાં રોકાએલું રાખીને દોરવામાં નહીં આવે તો તે હલકા વિચારોથી અને નીચી ઇચ્છાઓથી આડે રસ્તે જશે અને એમનું ગુલામ થશે.

ખુલ્લી હવામાં કોઇ શાન્ત સ્થળમાં દરરોજ થોડો કાળ જવું અને પવિત્ર આનંદના ઉછળતાં મોજાંમાં માનસિક શક્તિઓનું આવાહન કરવું, એ મહાન આધ્યાત્મિક વિજય અને ઉજ્વલ ભવિષ્ય માટેની તૈયારીરૂપ છે; કારણ કે આવો આનંદ એ જ્ઞાન માટેની તૈયારી અને શક્તિ માટે આગાહીરૂપ છે. મન પવિત્ર વસ્તુઓનું ચિંતન કરવા માંડે તે પહેલાં તેને એમની તરફ વાળવું જોઇએ; તેને અપવિત્ર વસ્તુઓ પરથી ઊંચકી લેવું જોઇએ અને ઉચ્ચાભિલાષાના સાધન વડે એ સિદ્ધ થઈ શકે છે, એની મદદથી મન સ્વર્ગીય ભૂમિકા તરફ ત્વરિત અને નિશ્ચિત ગતિથી નિઃસંશય ઉડે છે અને દિવ્ય વસ્તુઓનો અનુભવ લેવા માંડે છે. તે જ્ઞાન એકઠું કરવા માંડે છે અને પ્રતિદિન વધતા જતા જ્ઞાનના દિવ્ય પ્રકાશથી પોતાને દોરે છે.

ધાર્મિકપણા માટે ખરી તરસ પવિત્ર જીવન માટે ખરી ભૂખ, ઉચ્ચાભિલાષની દિવ્ય પાંખો વડે વિશુદ્ધ આનંદમાં ઉર્ધ્વગમન આ જ જ્ઞાનનો સત્ય માર્ગ, શાન્તિનો સાચો પ્રયત્ન અને દિવ્ય પન્થનો ખરેખરો પ્રારંભ છે.

### પ્રલોભન

પ્રલોભન એ પવિત્રતામાંથી વાસના તરફ વિચારનો પ્રતિવેગ છે; ઉચ્ચાભિલાષમાંથી ઇચ્છા તરફનું પ્રતિગમન છે. પવિત્ર જ્ઞાનની અને શાન્તિની પરાકાષ્ટાએ ન પહોંચાય ત્યાં સુધી તે પ્રલોભન ઉચ્ચાભિલાષાને ભયરૂપ છે. ઉચ્ચાભિલાષની પ્રારંભની સ્થિતિમાં પ્રલોભન તીવ્રવેગી અને પ્રબળ હોય છે અને તેની શત્રુ તરીકે ગણના થાય છે; પરંતુ બુદ્ધ માણસ 'પોતે પોતાનો દુશ્મન છે' (आत्मैव रिपुरात्मनः) એ અર્થમાં જ તે શત્રુ છે. નિર્બળતા અને અપવિત્રતાને પ્રકાશમાં લાવનાર તરીકે અને અધ્યાત્મિક શિક્ષણમાં અગત્યનો ભાગ ભજવનાર તરીકે તે મિત્ર છે. અસત ઉપર વિજય મેળવવાના અને સતને સમજવાના પ્રયત્નમાં એ ખરેખર મદદગાર છે. મનુષ્યમાં રહેલું અસત પૂરેપૂરું જીતી શકાય એટલા માટે ઉપરની સપાટી પર તે ખુલ્લું થવું જોઇએ અને અંદર છૂપેલું અસત્ પ્રલોભનદ્વારા જ પ્રકાશિત અને દશ્ય થાય છે.

જ્યાં સુધી મનુષ્યે પોતાની જાતને વિષયયુક્ત લાગણીઓથી પર ઉન્નત સ્થિતિમાં નથી મૂકી ત્યાં સુધી પ્રલોભનો તેના ઉપર ફરીફરીને હુમલો કરશે અને એને હંફાવશે. પ્રલોભન અપવિત્રતાને જ સ્પર્શ કરે છે. જે પવિત્ર હોય તે પ્રલોભનને વશ થાય નહીં.

જ્યાં સુધી ઉચ્ચાભિલાષી મનુષ્યને દિવ્ય ચેતનના પ્રદેશનો સ્પર્શ થયો નથી, ત્યાં સુધી જ એના માર્ગમાં પ્રલોભનો આડે આવે છે. એ પ્રદેશની સીમાની પાર પ્રલોભન એની પાછળ જઈ શકતું નથી

પ્રલોભનનાં આકર્ષણો અપવિત્ર વિચારોમાં અને હૃદયની અધોગામી ઇચ્છાઓમાં

રહે છે. જ્યારે હૃદય કોઇ પણ રીતે આસક્ત થતું નથી ત્યારે પ્રલોભનો આકર્ષણ કરવામાં શક્તિહીન નીવડે છે **પ્રલોભનનું રક્ષણ-સ્થળ માનવીની અંદર છે, બહાર નથી;** અને જ્યાં સુધી મનુષ્ય આ વાત સમજતો નથી, ત્યાં સુધી પ્રલોભનનો કાળ લંબાય છે. જ્યારે માણસ સ્પષ્ટ રીતે જુએ છે કે અસત્ પોતામાં રહેલું છે અને નહીં કે બહાર, ત્યારે જ એની ઉન્નતિ ત્વરાથી થાય છે, એનાં પ્રલોભનો ઓછાં થાય છે અને સર્વ પ્રલોભનોની અન્તિમ જીત તેની આધ્યાત્મિક દૃષ્ટિમર્યાદામાં આવી જાય છે.

પ્રલોભન એ યાતના છે. તે કાયમની સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિ તરફનો માર્ગ છે. શાન્તિ એ જીવનની પૂર્ણતામાં અને પ્રફુલ્લતામાં છે; નહીં કે દુઃખમાં. દુઃખની સ્થિતિ કાયમની નથી; કારણ કે મનુષ્ય આધ્યાત્મિક વિજય માટે જ નિર્માયલો છે. દુઃખની હાજરી હોવી એ ઉંચે જવાની અને વિજય મેળવવાની નિશાની છે.

લોભાવનાર અને લોભાનાર બન્ને પોતે જ છે. **સઘળા શત્રુઓ મનુષ્યની અંદર જ રહે છે.** પ્રલોભનો દ્વારા મનુષ્યના અંદરના બળની કસોટી થાય છે અને એની નિર્મળતા બહાર આવે છે; કારણ કે જે સાચી રીતે પોતાની નિર્બળતા જાણે છે અને નમ્રતાપૂર્વક સ્વીકારે છે તે સામર્થ્ય મેળવવાના યત્નમાં કદી પણ મંદ નહીં થાય.

પોતાની ખામીઓ અને પાપો માટે મૂર્ખ મનુષ્યો જ બીજાઓનો દોષ કહાડે છે. સત્યના ચાહનારે તો માત્ર પોતાનો જ દોષ કહાડવો જોઇએ. પોતાના વર્તન માટે પોતાની જ પૂરેપૂરી જવાબદારી કબૂલવી જોઇએ, અને જ્યારે પોતાની અધોગતિ થાય ત્યારે એણે એમ કહેવું ન જોઇએ કે અમુક વસ્તુ અથવા તો આ અને આવા સંજોગો અથવા તો અમુક માણસ દોષપાત્ર છે; કારણ કે જો બીજાઓ વધારેમાં વધારે કાંઇ કરી શકતા હોય તો તે એટલું જ કે તેઓ આપણી ભલાઈ કે બૂરાઇ પ્રગટ થાય એવા સંયોગો ઉભા કરી આપે છે. તેઓ કાંઇ આપણને ભલા કે બૂરા બનાવી શકતા નથી.

પ્રલોભનો પ્રથમ તો બહુ બળવાન, દર્દ કરનારાં, અસહ્ય અને હુમલો કરવામાં દૃઢ હોય છે; પણ જો આસક્ત થયેલો મનુષ્ય હિમ્મતવાન હોય અને કદાપિ પણ પાછો ન હઠે તો તે તેના આધ્યાત્મિક વેરીને ધીમે ધીમે વશ કરે છે અને સત્‌ની જ્ઞાનપ્રાપ્તિમાં ઉંવટે વિજય મેળવે છે.

## સ્થિત્યંતર

**પ્રલોભનના માનસિક કારણના જ્ઞાનથી જ વિચારનું સ્થિત્યંતર થાય** છે અને વિચારની સ્થિતિ બદલવાથી જ ભ્રમમૂલક બન્ધનમાંથી મુક્તિ જન્મે છે.

જેમ નિરાધાર બાલક માટે રોવું અને ખેલવું જરૂરનું છે, તેમ આધ્યાત્મિક ઉત્કર્ષ માટે શરૂઆતનો વિગ્રહ એ જરૂરની અવસ્થા છે, પરંતુ બાલ્યાવસ્થા પૂરી થયા પછી રુદન અને ક્રીડન જેમ જરૂરનાં નથી, તેમ જ્યારે માનસિક અવસ્થાભેદનું જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે પ્રલોભન સાથેનું તુમુલ યુદ્ધ અને તેનાં અધઃપતનો બંધ થાય છે.

સાધુઓનો પંથ, જે દિવ્ય જીવન તરફ જાય છે તેના મધ્ય પ્રદેશમાં સ્વાર્પણનો-સ્થિત્યંતરનો પ્રદેશ છે. તેને **સંન્યાસની ભૂમિકા** કહેવામાં આવે છે. અહીં જૂની કામનાઓ, જૂની ઇચ્છાઓ, જૂની મહત્ત્વાકાંક્ષાઓ અને જૂના વિચારોને ફેંકી દેવામાં-ત્યજી દેવામાં આવે છે, પરંતુ તેઓ કોઇ વધારે સુંદર, વધારે સ્થાયી અને વધારે ચિરંજીવી સ્વરૂપમાં ફરીથી દર્શન દે છે. જેમ ઘણા કાળનાં રક્ષેલાં અને વ્હાલાં થયેલાં રત્નોને બીજી

આંખે ભઠ્ઠીમાં નાખવામાં આવે છે, પણ એનાં નવીન અને વધારે સુંદર આભૂષણો તૈયાર થાય છે, તેમ આધ્યાત્મિક રસાયણ સમજનાર લાંબા કાળથી સેવેલા વિચારો અને ટેવોની સંગતિને છોડતાં પ્રથમ તો રુવે છે છતાં છેવટે એને ત્યજી દે છે અને થોડી મુદતમાં તો એને આનંદથી સ્પષ્ટ જણાય છે કે તેઓ નવીન અને વધારે સૂક્ષ્મ બળો તથા વધારે શુદ્ધ આનંદના રૂપમાં એની પાસે પાછાં આવ્યાં છે—ને એ આધ્યાત્મિક આભૂષણો નવીન રીતે તપાવેલાં, સુંદર અને પ્રકાશવન્ત થયેલાં છે.

અસતમાંથી સત તરફ મનનું સંક્રમણ કરતાં ભ્રમ અને સત્ય વચ્ચેનો ભેદ તે વધારે ને વધારે સ્પષ્ટ જુએ છે: અને એવું થતાં, તે બહારની વસ્તુઓ અને બીજાંના કાર્યો ને વર્તનોથી દોરાતાં અને પ્રેરાતાં અટકે છે; તે સત્યના જ્ઞાનમાંથી વર્તે છે. પ્રથમ તો, પોતાની ભૂલોનો સ્વીકાર કરતો, પછી શોધક બુદ્ધિથી અને દીન હૃદયથી તેમની સામે ભાય બીડતો, તે તેમને વશ કરે છે, જીતે છે અને જીવનની નવી સ્થિતિમાં બદલી નાખે છે.

આ સ્થિત્યંતરની શરૂઆતની સ્થિતિ દુઃખકર પણ ટૂંકી હોય છે, કારણ કે દુઃખ તરત જ પવિત્ર આધ્યાત્મિક આનંદમાં બદલાઇ જાય છે અને દુઃખની મુદતનું માપ જે બુદ્ધિ ને શક્તિ તેની ગતિને અનુસરે છે તે ઉપરથી થાય છે.

જ્યારે મનુષ્ય એમ ધારે છે કે પોતાના દુઃખનું કારણ બીજાઓની વર્તણુકને લીધે છે, ત્યારે તે એથી આગળ વધી શકતો નથી, પરંતુ જ્યારે દુઃખના કારણને તે પોતામાં જ જુવે છે ત્યારે જ તે એની પર આનંદ અનુભવે છે.

સ્વસ્નેહનું સત્યમાં પરિવર્તન થવું એમાં જ જીવનનું સ્થિત્યંતર છે. બીજાઓમાં રહેલા અસતમાં પોતાને હેરાન કરવાની અને ઉંડાવવાની શક્તિ છે, એવા ભ્રમાત્મક જ્ઞાનને પ્રબુદ્ધ માણસે ત્યજી દીધેલું હોય છે, અને એવા ગંભીર જ્ઞાનનું ગ્રહણ કરેલું હોય છે કે માત્ર પોતાના અસતથી જ પોતે પતિત થાય છે. પોતાનાં પાપો અને દુઃખો માટે બીજાઓનો દોષ કહાડવાનું તે એટલા માટે બંધ કરે છે અને પોતાના હૃદયનું શુદ્ધીકરણ કરવામાં જ પોતે કામે લાગી જાય છે. માનસિક વૃત્તિની આ બદલાયલી સ્થિતિમાં તે નીચ, સ્વાર્થી બળોને ઉચ્ચ, નૈતિક તત્ત્વોમાં બદલી નાખે છે. હલકી ધાતુને તે સ્વાર્પણના અગ્નિમાં નાખે છે અને સત્યનું કુન્દન બહાર આવે છે.

જ્યારે બહારની વસ્તુઓ એના ઉપર હુમલો કરે છે ત્યારે આવો માણસ દૃઢ અને અડગ રહે છે. કામવાસનાના વિકારોની સાથે પોતાની જાતને એક ગણતાં તે અટકેલો હોય છે અને સત્યની સાથે પોતાને એક ગણે છે. અસતને એણે તજી દીધેલું હોય છે અને સતમાં એણે પ્રયાત કરેલો હોય છે. અવિદ્યા અને વિદ્યાનું એને જ્ઞાન થાય છે. અવિદ્યાને એણે ત્યજી દીધેલી હોય છે અને સત્યની સાથે પૂરેપૂરી એકતામાં તે પોતે ભળેલો હોય છે. અસતના બદલામાં તે સત્ આપે છે. બહારનું અસત્ જેમ તેના ઉપર વધારે ને વધારે હુમલાઓ કરે છે તેમ આન્તરમાંથી સતને પ્રકટ કરવાનો પ્રસંગ એને વધારે ને વધારે મળતો જાય છે. જ્ઞાની ને મૂર્ખ વચ્ચે મહત્વનો ભેદ આ જ છે:—મૂર્ખ કામવૃત્તિનો બદલો કામવૃત્તિથી આપે છે; ધિક્કારનો બદલો ધિક્કારથી આપે છે; પણ જ્ઞાની કામવૃત્તિનો બદલો શાન્તિથી, ધિક્કારનો બદલો પ્રેમથી અને અસતનો બદલો સતથી આપે છે.

જ્ઞાની પોતાના વિચારોને પવિત્ર બનાવે

છે, દુષ્ટ કૃત્યોમાંથી પાછી પ્હાની કરે છે અને શુભ કૃત્યો તરફ વળે છે; ભ્રમને પોતાની પાછળ મૂકે છે અને સત્યની સમીપ જાય છે. આવી રીતે પાપના આકર્ષણબળોથી પર, પ્રલોભનની જાળમાંથી મુક્ત, ગમગીનીની અંધારી દુનિયામાંથી દૂર–ઊંચે ચ્હડે છે અને દિવ્ય ચેતનામાં–બ્રાહ્મી દશામાં તે પ્રવેશ કરે છે.

## બ્રાહ્મી સ્થિતિ

બ્રાહ્મી સ્થિતિમાં પાપનું મુદ્દલ ભાન જ હોતું નથી, ફિકર, ચિંતા, સંશયો, ગમગીની અને શોકનો અન્ત આવેલો હોય છે, પાશવતા, વૈરભાવ, ક્રોધ, અને દ્વેષ વિચારોમાં બિલકુલ રહેતાં નથી અને સઘળી સ્થિતિ કાર્યકારણનું જ પરિણામ છે એવા જ્ઞાનથી સરળ દેખાય છે ને તેથી કોઇ પણ જાતનું પરિણામ મનને દુઃખી કરી શકતું નથી.

આવું પરાગતિ પામેલું જીવન કામવાસનાથી નહીં, પણ સિદ્ધાન્તોથી શાસિત હોય છે; ચંચળ ઇન્દ્રિયજન્ય વૃત્તિઓનો ઉપર રચાયલું હોતું નથી, પણ અચળ નિયમો ઉપર રચાયલું હોય છે. એના શુદ્ધ વાતાવરણમાં સર્વ વસ્તુઓની નિયમિત રચના પ્રકાશમાં આવે છે, જેથી શોક, ચિંતા યા ગમગીની માટે ત્યાં અવકાશ જ હોતો નથી. જ્યારે મનુષ્યો પોતાપણામાંથી ઉપજેતી કામવૃત્તિઓમાં નિમગ્ન હોય છે, ત્યારે તેઓ ચિન્તાઓથી પોતાની મેળે મરે છે અને ઘણી બાબતો માટે દુઃખી થાય છે. સૌથી વિશેષ તો તેઓ પોતનાં ક્ષુદ્ર, ભારરૂપ, વ્યક્તિવિષયક દુઃખોથી ભરેલી જાત માટે કલેશ કરે છે અને ચંચળ સુખોને માટે, તેના રક્ષણ ને સંરક્ષણ માટે અને એની કાયમની સહીસલામતી ને સતતતા માટે આતુર બને છે. જે જીવન જ્ઞાન અને સતથી ભરેલું છે તેમાં આ બધાનું સ્વરૂપ ઉન્નત થયેલું હોય છે. પહેલાં જે વ્યક્તિગત સ્વાર્થો હતા તેમની જગા હવે વિશ્વવ્યાપી કાર્યોએ લીધી હોય છે અને સર્વ ચિન્તાઓ, વિઘ્નો અને આતુરતાઓ જે સુખ અને વ્યક્તિવિષયક બાબિની સાથે સંબદ્ધ હોય છે તે દર્દીનાં દર્દમય સ્વપ્નોની માફક વિખરાઇ જાય છે.

જે પોતાપણાના સ્વાર્થી રાજ્યથી પર અને પાર છે, તે જ બ્રાહ્મી દશાનો મનુષ્ય છે; એણે અસતને ઓળંગ્યું છે અને એ સત્‌ના જ્ઞાનને આચરણમાં અનુસરીને જીવે છે.

આવું બ્રાહ્મી જીવન જેણે પ્રાપ્ત કર્યું છે તેના અનુભવોનો ઉલ્લેખ કરતાં જેમ્સ એલન કહે છે કે પાપમાંથી મોક્ષનું આહલાદક જ્ઞાન; પશ્ચાત્તાપની ગેરહાજરી; લોભવૃત્તિનાં સઘળાં દર્દોથી છૂટકારો; જે સ્થિતિઓ અને સંયોગો અગાઉ ઉંડું દુઃખ કરતાં તેમાં બેહદ આનંદ; બીજાઓનાં કામોથી દુઃખી ન થવામાં વપરાતી સહનશીલતા; ચારિત્ર્યમાં ઘણી ધીરજ અને મીઠાશ; સઘળી અવસ્થાઓમાં મનનું ગંભીરપણું; શંકામાંથી, ધાસ્તીમાંથી અને ચિંતામાંથી મુક્તિ; શત્રુઓ અને હરીફો પ્રત્યે દયા; ધિક્કાર, દ્વેષ અને વૈરભાવમાંથી મુક્તિ; શાપોના બદલામાં આશીર્વાદો આપવાની અને અસતને બદલે સત કરવાની દૈવી શક્તિ; મૂળ સત્ તત્ત્વના દર્શનની સાથે મનુષ્યહૃદયનું ઉંડું જ્ઞાન; જે પરમ તત્ત્વ માનવજાતના ઉદ્ધાર માટે સ્થિતિ કરી રહ્યું છે, તેની દૂરગામી દૃષ્ટિથી યુક્ત એવી. પ્રાણીઓની માનસિક પ્રગતિ અને પ્રકૃતિના કાર્યકારણધર્મમાં આન્તરદૃષ્ટિ; અને સર્વથી વિશેષ, અસતની ક્ષણિકતા અને અશક્તિથી સતના નિત્ય સામ્રાજ્ય અને શક્તિથી હર્ષમય આનંદ; આ બધું અને જે કાંઇ શાન્ત, બળવાન, વિશાલ જીવનને તેઓ અનુલક્ષે છે તે બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરનારના કીમતી અનુભવો છે.

... આવી મુક્તદશા જેમને પ્રાપ્ત થયેલી છે તેઓ દયાળુ છે, હૃદયમાં પવિત્ર છે અને શાન્તિદાતા છે. તેમનામાં આવા આઠ ગુણો હોય છે.

નિષ્પક્ષપાતપણું :- માનવહૃદયનું અને માનવકૃત્યોનું દર્શન એવી ઊંડી દૃષ્ટિથી કરવું, કે જેથી કોઈ માણસોનો કે કોઈ બાજુનો પક્ષ કરવો એ અસંભવિત થાય, અને એટલા માટે સંપૂર્ણ રીતે ન્યાયી બનવાની પાત્રતા આવે.

નિઃસીમ દયા : દુશ્મનો હોય કે મિત્રો હોય, પણ બધાં માણસો અને પ્રાણીઓ તરફ બેહદ દયા.

સંપૂર્ણ ધૈર્યઃ હરકોઈ સ્થિતિમાં સર્વ કાળે અને કટોકટીના-કસોટીના પ્રસંગોમાં સંપૂર્ણ ધીરજ,

અત્યંત નમ્રતાઃ સ્વાર્થવૃત્તિનો સર્વથા ત્યાગ, જાણે કે બીજાનાં કામો પોતાનાંજ છે; એવી રીતે એમનાં કૃત્યોની તુલના.

નિષ્કલંક પવિત્રતા. મનની અને કૃત્યની નિષ્કલંક પવિત્રતા. સઘળા અસત્ વિચારો અને અપવિત્ર કલ્પનાઓમાંથી મુક્તિ.

અખંડિત સમતાઃ મનની અખંડ સમતા; બહારના ક્લેશોમાં, યા તો ઘણાં પ્રકારમાં દ્વંદ્વોની વિષમતાથી ઘેરાયવા છતા મનની સતત સમતા.

સ્થાયી સદ્ભાવ હૃદયનો સ્થાયી સદ્ભાવ: અસત પ્રત્યે તિરસ્કાર, અસત્ના બદલામાં સત.

અનુકંપાઃ સર્વ પ્રાણીઓ અને મનુષ્યોની દુઃખી સ્થિતિ તરફ ઉંડી દયા. નિર્બળ અને નિરાધાર ઉપર છત્રછાયા; અને દયાવૃત્તિને લીધે પોતાના દુશ્મનોનું પણ નુકશાન કે અપમાનમાંથી રક્ષણ કરવું.

ઉભરાઈ જતો પ્રેમ સર્વ ચેતન વસ્તુઓ તરફ ઉભરાઈ જતો પ્રેમ; સુખી થયેલાં ને પૂર્ણતા પામેલા સાથે આહ્લાદક વૃત્તિ તથા શોક કરનાર અને પરાજિત થયેલા સાથે સમાન લાગણી.

પૂર્ણ શાન્તિઃ સર્વ વસ્તુઓ પ્રત્યે પૂર્ણ શાન્તિ; આખા વિશ્વ સાથે શાન્તિમય જીવન, વિશ્વના દૈવી નિયમની સાથે ગંભીર સમરૂપતા.

આવા આહરી જીવન અનુભવતા મહાત્માઓએ કામવાસના ઉપર વિજય મેળવેલો હોય છે અને તે અનંત શાન્તિ પામેલા હોય છે. મહાસાગરનાં ઉછળતાં મોજાં જેમ કોઈ પર્વતની તળેટીમાં ઉછાળા મારવા છતાં તેને કશું કરી શકતાં નથી, તેમ આવા મહાત્માનું મન સદ્‌વૃત્તિનાં ઊંચા શિખરો ઉપર ચૂડેલું હોવાથી, જીવનના કિનારા આગળ હરદમ ઘૂમ્યાં કરતાં કામનાઓનાં તોફાનો તેને કશું કરી શકતાં નથી. તેમનાથી તે અવિચળ જ રહે છે.

આવા શુદ્ધાત્માઓના હૃદયમા શાન્તિ હોય છે; અને તે શાન્તિ તેમનાં કાર્યોમાં પણ દર્શન દે છે; તેમના જીવનમાં તેઓ તેને કામે લગાડે છે. કલેશ કરતા તે વધારે શક્તિમાન છે; જ્યાં સ્થૂલ બળ નિષ્ફળ પામે છે ત્યાં તે વિજય પામે છે. તેની પાંખો સાધુ પુરુષોની ઢાલ બને છે, તેના રક્ષણમાં નિરાધારને કષ્ટ પડતું નથી. સ્વાર્થી ઝઘડાઓના તાપમાંથી તે ખરેખર આરામ આપે છે, હારેલાઓને માટે તે વિશ્રામસ્થાન છે. ખોવાયેલાઓને માટે તે એક તંબુ છે અને શુદ્ધાત્માઓને માટે તે એક દેવળ છે.

જ્યારે શાન્તિ માટે યત્ન કરવામાં આવે છે, તેનો સ્વીકાર કરવામાં આવે છે, અને અનુભવવામાં આવે છે ત્યારે પાપ અને પશ્ચાતાપ, આશા અને નિરાશા, ઇચ્છા ને શોક-મનનો આ બધો ખળભળાટ ને ખેંચતાણ જે અંધકારની કાળી ભૂમિને તાબે છે

ને જ્યાંથી તેઓ બહાર જઈ શકતાં નથી, ત્યાં જ તેમનો નાશ થાય છે, જ્યાં આ કાળાં ભૂતો ચાલે છે તેનાથી દૂર દેવી મોક્ષના તેજસ્વી મેદાનો અનંત પ્રકાશમાં ઝળહળે છે અને ઊર્ધ્વ ને પવિત્ર માર્ગના પ્રવાસી આની ઉપર યોગ્ય કાળે આવે છે. છેવટે જ્યાં સુધી શક્તિમાન અને તેજસ્વી વીર મરીઝ અને નઝ થઈને શાન્તિના સૌંદર્યપૂર્ણ ધામમાં આવતો નથી ત્યાં સુધી કામવાસનાનાં બંધનકારક ખાબોચીયાંમાંથી, ઘણી વ્યર્થ વૃત્તિઓનાં કાંટાળાં જંગલોમાંથી, સંશય અને નિરાશાનાં બળતાં વેરાનો ઓળંગતો તે આગળ પ્રવાસ કરે છે; તે પાછું ડગલું ભરતો નથી, કે અતિને બિલકુલ રોકતો નથી. પરંતુ પોતાના પરમ લક્ષ્ય તરફ આગળ ને આગળ વધ્યાં જ કરે છે.

આમ, જેમ્સ એલનનો માર્ગ આત્મપરિશુદ્ધિ દ્વારા આત્મપૂર્ણતાનો છે. એ શીખવે છે કે મનુષ્ય જેમ જેમ આત્મનિગ્રહ કેળવે છે તેમ તેમ તે સનાતન શાન્તિનો અનુભવ કરે છે, સાચી મહત્તા પામે છે અને જીવનની પૂર્ણતાની નજીક આવે છે. પરમ સત્યના આગ્રહી અનુસરણમાં જ પરમ શાન્તિનો અનુભવ કરનાર ક્ષણિક દુઃખ, મુસીબતો કે કડુ અનુભવોથી દુખી થતો નથી. આવી સનાતન શાન્તિ પૂરેપુરા તપ પછી, આત્મનિગ્રહ પછી અને મનના શુદ્ધિકરણ પછી જ આવે છે. આવી સનાતન શાન્તિ આવ્યા પછી, એ મનુષ્યના અંતરમાં પ્રશાન્ત અને સનાતન સુખના ઝરા ફૂટે છે. કેવળ પોતાના સુખની ખાતર જીવનાર એક સામાન્ય મનુષ્ય મટી જઈને એ વિરાટ વિશ્વનું–મહાન સત્યનું એક અંગ બની જાય છે; એની બુદ્ધિનું શુદ્ધિકરણ થાય છે; એનામાં સમતા આવે છે અને એની ઇચ્છા વિરાટ ઇચ્છામાં મળી જાય છે. એવી પરમ શાન્તિ ન મળી હોય ત્યાં સુધી એણે પૂર્ણતા પ્રાપ્ત કરી છે એમ ના કહી શકાય.

નિર્મળ બુદ્ધિ, અખૂટ આત્મબળ, હૃદયનું ઔદાર્ય અને વસ્તુમાત્રને એના ખરા સ્વરૂપમાં જોવાની વેધક દૃષ્ટિ ( Insight )–એ આવા પૂર્ણ પુરુષનાં સ્વાભાવિક લક્ષણો હોય છે. જેમ સત્યની દૃષ્ટિથી એ પોતાનું આન્તર ઉકેલી શકે તેમ બીજાનું આન્તર પણ ઉકેલી શકે છે. જે સત્ય એના આન્તરનું નિયમન કરે છે તે જ સત્ય વિશ્વભરનાં આન્તરોનું નિયમન કરે છે. જગતમાં સર્વત્ર એ, સત્યનું સામ્રાજ્ય પ્રવર્તતું જોઈ શકે છે. સત્યનું અનુસરણ શુદ્ધ એનું જીવન બની રહે છે, પોતાના મન ઉપર જીત મેળવેલી હોવાથી એણે જગત માત્રના પ્રપંચો ઉપર જીત મેળવી છે. પાપમાંથી બચેલો હોવાથી એ દુઃખથી પણ બચ્યો છે અને પવિત્ર થયેલો હોવાથી પોતાના વિરાટ સ્વરૂપનું એ જરૂર જ દર્શન કરે છે.

સ્વપણાનો વિલય થાય છે, સર્વાત્મભાવ જાગ્રત થાય છે, સ્વપણું જવાથી સ્વને લગતાં દુઃખો પણ દૂર થાય છે. પોતાને માટે જીવનાર મનુષ્ય હવે પરમ સત્યના નિયમનમાં જીવે છે. સંયોગો માત્રથી એ હવે પર છે. જીવનના બનાવોનો ભોક્તા મટી જઈને કેવળ નિરપેક્ષ દૃષ્ટા બની જાય છે અને આ આધ્યાત્મિક વિજેતા જીવન અને મૃત્યુથી પણ પર છે.

ॐ तत्सत् ।

પણથી જ સાંભળવા મળ્યું હતું પરંતુ તેમાં સાચું કેટલું અને ખોટું કેટલું એ વિષેનો તેની તર્કશંકાએ શ્રદ્ધા સ્થાપિત કરી ન હતી. પરંતુ તેનું આ વલણ તેના વખતમાં તેની આસપાસ જામેલી દાંભિક પ્રવૃત્તિઓને આભારી હતું. વિશેષમાં આ તર્કશંકાએ જ તેને પ્રાથમિક અંધશ્રદ્ધામાંથી ઉગારી લીધી અને પછીના જીવનમાં યોગ્ય તક મળતાં સાચી શ્રદ્ધાને આવકાર આપવા દીધો એમાં આ કિશોર યુવતીની ધૃતિ, હિંમત, સત્ય જિજ્ઞાસા અને મક્કમતાના, સદ્‌ગુણોને વિકસવાની સારી તક મળેલી.

તે જ વખતે હિંદુસ્તાનનો એક યુવાન સપૂત અમેરીકામાં ઉભો ઉભો તેની તેજસ્વી વાણીમાં આર્ય સંસ્કૃતિની અમૃતધારા વહાવી રહ્યો હતો. આખું અમેરીકા, શરૂઆતમાં વિરોધી અને પાછળથી એ યુવાનની પાછળ ઘેલું બન્યું. એ યુવાનના શબ્દે શબ્દે અમેરીકાનાં હૈયાં ઉછળતાં, માર્ગારેટના કાને આ વાત જ્યારથી આવી ત્યારથી તે યુવાનના દર્શન માટે તેણી તત્પર બની. ૧૮૯૫ ના ઓગસ્ટ માસમાં, તે યુવાનનાં પગલાં ઇંગ્લેંડની ભૂમી પર પડયાં. લંડનનું વાતાવરણ **સ્વામી વિવેકાનંદની** વીરતાભરી ધર્મ–ગીતાથી ગાજી ઉઠયું. લોકોનાં ટોળેટોળાં તેમને સાંભળવા એકઠા થતાં. ટોળામાં થયેલાં દર્શનથી જિજ્ઞાસુ માર્ગારેટનું મન તૃપ્તિને ન પામતાં વિશેષ વિહ્વળ બન્યું. એકાંત ઓરડામાં તેણી વિવેકાનંદને સૌ પ્રથમ દર્શને નમી પડી.

સમસ્ત અંગ-ઉપાંગથી સાત્વિક પ્રવાહ રેલતા આંખો અને ભાવ પ્રદેશે જાણે સૂર્ય ચંદ્રને ચમકાવતા અદ્‌ભુત વ્યક્તિત્વને ધારણ કરતા સુંદર યુવાનને પોતાની પાસે બેઠેલો જોઈ પ્રથમ તો કુમારી માર્ગારેટ જાણે ડરી ગઈ. પણ, એ ડર અભયના પ્રકાશ પૂર્વનો અંધકાર સમાન હતો. તેણીના અંતરમાં ઘોળાતા અનેક આદર્શો આકાર પામતા તલસી રહ્યા. તેણીએ સ્વામી સમક્ષ પોતાની મહત્વકાંક્ષાઓ નિવેદન કરી, અને ધર્મ શિક્ષણ વગેરે વિષયો સંબંધમાં મનમાં ઉઠેલા તર્કો–સંશયોનાં સમાધાન માગ્યાં. વિવેકાનંદ સાથેની તેની મુલાકાતનો અંત આવ્યો તે પહેલાં જ તેણી ઘણી જ પ્રસન્ન અને તૃપ્ત જણાવા લાગી. તેણીનાં દિલમાં પોતાના સ્વપ્નાં સાચાં પડવાની શ્રદ્ધા દૃઢ બનવા લાગી. તેણીએ હિંદુસ્થાન સંબંધી ઘણી માહિતિ મેળવી લીધી અને એના પરિણામે તેણીના હૃદયમાં ભારત ભુમિ માટે આદરભાવ ઊભરાવા લાગ્યો.

શિયાળામાં સ્વામીજી અમેરીકા પાછા ગયા. પરંતુ ફરીથી ૧૮૯૬ની વસંતઋતુ તેઓ લંડન પાછા આવીને રહ્યા. આ વખત એક મિત્રના મકાનમાં તેઓ ધર્મવિષયક વ્યાખ્યાન વર્ગ ચલાવતા હતા. સ્વામીજીના તમામ પ્રવચનોમા મીસ માર્ગારેટ અચૂકપણે અને અખંડિતપણે રસપૂર્વક હાજરી આપતી હતી; આથી તેનાં દૃષ્ટિબિંદુઓમા ઘણો ફેરફાર થવા માંડયો. પ્રારંભમાં વ્યાખ્યાનના કેટલાક મુદ્દાઓ પરત્વે તેણી સ્વામીજીના વિચારોનો વિરોધ કરવા પ્રેરાતી પરંતુ સ્વામીજી શાંત સૌમ્ય પણ અસરકારક રીતે ખુલાસો કરતા. અને વખત જતાં માર્ગારેટે સ્વામીજીના ધર્મસિદ્ધાન્તોને સહર્ષ સ્વીકાર્યા, પોતાનો જીવન પ્રવાહ બદલ્યો અને શિષ્યાસ્તેઽહં શાધિ ત્વ માં પ્રપન્નમ્ જેવો શિષ્યભાવ સ્વામીજીપ્રત્યે સેવ્યો. સ્વામીજી સાથે હિંદ આવવા માટે તેણે પોતાની તીવ્ર ઇચ્છા પ્રકટ કરી. હિંદુસ્થાનના સમાજની ધર્મસંસ્થાઓની અને રાજ્યકારણની તે વખતની પરિસ્થિતિનો સ્વામીજીએ તેને સ્પષ્ટ ખ્યાલ આપ્યો. અને તેથી હિંદમાં તેને ઘણી અગવડો વેઠવી પડશે વગેરે જણાવ્યું. પરંતુ માર્ગારેટ પોતાનો જીવન માર્ગ પસંદ કરવામાં હવે મક્કમ હતી. એટલે તેણે હિંદુસ્થાન આવવાની પોતાની પૂર્ણ તૈયારી બતાવી.

( ક્રમશઃ )

# ગરીબીનું બલિદાન

લેખક :
શ્રી. પ્રવિણ ઠક્કર

"ક્યાં ગંગા, તારો બાપ પાછો ક્યારથી નોકરીએ આવે છે?" શેઠે આવીને બૂમ પાડી.

"શેઠ સાહેબ, એ તો દેશમાં બહુ માંદા છે. સારા થશે એટલે નોકરીએ આવશે. કાંઇ પથારીએ પડી રહેવાય છે." ગંગા બોલી.

"પણ જો, હવે આઠ દિવસમાં નહિ આવવાનો હોય તો ખોલી ખાલી કરી આપજે. માળા, માળીઓની જાત જ એવી. બે મહિનાની રજા લઇને ગયો તે ગયો. આ છ મહિના થવા આવ્યા."

"પણ શેઠ સાહેબ, અત્યારના જમાનામાં ક્યાં જઇએ?" ગંગા વિનવણી કરવા લાગી.

"જહાન્નમની ખાડીમાં. હું શું કરું? ખોલી તો ખાલી કરવી જ પડશે. ને તે પણ આ પહેલી જ તારીખે." એમ કહી શેઠ ચાલ્યા ગયા.

ગંગા વિચારમાં સ્તબ્ધ ઉભી રહી.

(૨)

ગંગાનો બાપ રઘો શેઠસાહેબના બંગલાનો માળી હતો. બિચારો ભોળો ને કામગરો હતો. આજે તે માંદો હતો ને દેશમાં પોતાની સ્ત્રી જોડે ગયો હતો. બાર બાર વર્ષની અખંડ નોકરી પછી તેને આ વખતે માંડમાંડ રજા મળી. પણ તેનો રોગ શરીરમાં ઘર કરી ગયેલો તેથી છ મહિના થયા પણ સુધારો જણાયો નહિ.

મુંબઇમાં શેઠે આપેલી ખોલીમાં તેની દીકરી ગંગા તથા જમાઇ શંકર રહેતાં હતાં. ગઇ સાલે જ ગંગાને પરણાવી હતી ને ઓરડી ન મળવાથી તે ને તેનો વર રઘા માળી જોડે રહેતાં હતાં. શંકર મીલમાં નોકરીએ જતો ને તેમનો સંસાર સુખી ચાલતો હતો.

"હવે શું કરવું?" ગંગા વિચારવા લાગી. "લાવને, બાને કાગળ લખું. કાંઇક જવાબ તો આવશે."

તરત જ તે બાજુની ઓરડીમાં રહેતા ડ્રાઇવરની પાસે ગઇ.

"રામભાઇ, જરા કાગળ લખવાનો છે. લખી આપશો?" ગંગા બોલી.

"આવ. દીકરી આવ, કોને કાગળ લખવો છે?" રામભાઇ સ્નેહાળ અવાજે બોલ્યા.

"એ તો જરા બાને દેશમાં કાગળ લખવો છે ને લખવું છે કે શેઠ ખોલી ખાલી કરવા કહે છે. આઠ દિવસ પછી કરવાની છે. તો શું કરવું?" ગંગા રડતે અવાજે બોલી.

"ઓહ, કેમ શેઠ સાહેબ ગુસ્સે થયા કે શું?" રામભાઇએ પૂછ્યું.

"હા, એ તો કહે કે માળી નોકરીએ નથી તો પછી ખોલી શું કામ આપું. ખાલી કરવી જ પડશે. રામભાઇ! બોલો, હવે શું કરવું?"

"બ્હેન, શું થાય? ખોલી તો એની છે. ને વળી ભાડું પણ નથી લેતો માટે ખાલી તો કરવી જ પડશે." રામભાઇ બોલ્યા.

"પણ આ જમાનામાં ક્યાં જઇએ. હે ઇશ્વર ! તું પણ અમારા ઉપર રૂઠ્યો ?" ગંગા રડું રડું-થતી બોલી.

"હોય, બ્હેન, સંસારચક્ર એમ જ ચાલે. લે, હું તને કાગળ લખી આપું." પેન્સીલ લેતાં લેતાં રામભાઇએ ધીરજ આપી.

(૩)

"કેમ બા, આવી પહોંચ્યાં. બાપુજીની તબીયેત કેમ છે. ?" ગંગાએ પૂછ્યું.

"બેટા, છે તેવી જ છે. સુધારો તો નથી થયો પણ વધારો થાય છે. દેવ રૂઠ્યા છે, બેટા." આંખ લુછતી રૂખી બોલી.

"ત્યારે તું આવી કેમ ? બાપુજીને એકલા છોડીને ? ત્યાં સારવાર કોણ કરશે ?" ગંગાનું હૃદય ભરાઇ આવ્યું.

"પણ શું કરું બેટા, ના આવું તો આ ઓલી જાય તે કાંઇ પરવડે. હોય, સારૂં થઇ જશે. શરીર છે તે માંદગી પણ આવે." રૂખી દિલાસો દેતી બોલી, "ને ચાલ, જરા શેઠ પાસે જઇ આવીએ."

(૪)

"ના, એ વાતમાં હું કાંઇ સમજુ નહિ. માળો, જુઠ્ઠો ઢોંગ કરે છે" શેઠ ગરજ્યા.

"ના બાપાજી, આપ તો દયાળુ છો. જરા બે મહિના થોભી જાઓ. આ બાર વર્ષની નોકરી તો જુઓ." રૂખી કરગરતી બોલી.

"તે કાંઇ, મફત નોકરી કરી છે. રૂપિયા આપ્યા છે રૂપિયા." શેઠ પાછા ગરજ્યા.

"હા, બાપાજી. રૂપિયા તો પુરેપુરા આપ્યા છે પણ આ જમાનામાં..."

"તે હું કંઇ જાણું નહિ. આ પહેલીએ ઓલી ખાલી કર નહિંતર કોર્ટના માણસો સામાન ફેંકી દેશે." શેઠે રૂખીની વાત વચ્ચેથી કાપતાં કહ્યું.

"પણ શેઠ........"

"જો મારે બહાર જવું છે. મેં તો તને એક વાત કરી. હવે હું વધારે સાંભળવા માંગતો નથી. અરે કોણ છે ? શોફરને મોટર તૈયાર કરવાનું કહો." કહેતાં શેઠ બીજા રૂમમાં ગયા. ને રૂખી રડતી આંખે પાછી વળી.

(૫)

બે દિવસ ચાલ્યા ગયા. રૂખી વિચારતી "હવે શું કરવું ! ઓરડીઓ શોધી પણ પાઘડી ક્યાંથી આપવી. જીંદગીની પઈ પઈ કરીને બચાવેલી કમાણી પણ પાઘડી આપવા જેટલી ન હતી. શું કરવું ?" એ વિચારતો ઝઘડો રૂખીને કોરી ખાવા લાગ્યો.

ત્રીજા દિવસનું પ્રભાત ઉગ્યું. સૂર્ય પણ પોતાનાં કિરણો ફેંકી રૂખીને વિંધવા પ્રયત્ન કરતો હતો.

"રૂખી, ઓ રૂખી માલણ", બ્હારથી બૂમ પડી.

"એ કોણ છો ?" વિચારતંન્દ્રામાંથી જાગતાં રૂખી બોલી.

"શેઠસાહેબ તને બોલાવે છે. બહાર પડશાળમાં બેઠા છે. જા, હમણાં જ બોલાવે છે." આવનાર નોકર કહેતો હતો...

ડુબતો માણસ તણખલું પકડે તેવી જ રીતે રૂખીને આ તણખલું હાથ આવ્યું. તેથી ઓલીને આંકડી ચઢાવીને રૂખી શેઠ પાસે ગઈ.

"જો રૂખી, મેં એક વાત વિચારી છે. તને કબુલ પડે તો ઠીક. પણ તારા ભલા માટે છે." શેઠે મધ જેવી મીઠાશ સહિત જાળ પાથરવા માંડી.

"જી બાપાજી, તમે તો ભલું જ કરશો. તેમાં કાંઈ શક છે ?"

- "જો ત્યારે હમણાં બંગલામાં કામકાજ માટે માણસોની ખોટ છે. માટે હું ને તારી

દીકરી બંગલાનું કામ કરો ને તે બદલ ખોલીમાં રહો. બોલ, કબુલ છે ?" શેઠે રૂખીને પીગળાવવા માંડી. "અને જો અત્યારે આવા જમાનામાં તું ક્યાં જઈશ એટલે મેં આ વિચાર કર્યો. તારું પણ કામ થાય ને મારું પણ કામ થાય. પછી તો જેવી તારી મરજી."

"ભલે ત્યારે. એમ કરીશું. કાલથી હું ને ગંગા કામ પર આવીશું." રૂખીએ થોડીવાર વિચાર કરીને બીજો રસ્તો ન હોવાથી હા પાડી.

શેઠ મલકાઈ ઉઠયા. તેમને તેમની યોજના સફળ થતી જણાઈ

(૬)

દરરોજ માદિકરી બંગલે કામ પર જતાં. બન્ને પાસેથી ગજા ઉપરાંત કામ લેવામાં આવતું. પણ કરે શું ? ના પાડે તો ખોલી ખાલી કરવી પડે ને તે તો પોસાય એમ ન હતું.

એક દિવસે સવારે તાર આવ્યો. ગંગાએ લીધો ને તે દોડી રામભાઈ પાસે તાર વંચાવવા.

"ગંગા, રઘાની તબીયત ઘણી ખરાબ છે. તારે ને તારી માએ જવું પડશે." તાર વાંચીને રામભાઈએ જણાવ્યું.

"બા, બાપાજીની તબીયત બહુ ખરાબ છે. આપણે જવું પડશે. ચાલ, શેઠની રજા લઈએ" ગંગાએ રૂખીને કહ્યું

"હા ચાલ," ચાવી આપીને રૂખી બોલી.

(૭)

"કોણ રૂખી ? શું કામ છે ?" શેઠાણીનો અવાજ આવ્યો.

"બા, એ તો......અને એ......દિવસની......રજા......" રૂખી અચકાતી અચકાતી બોલવા લાગી.

"શું રજા ? કેમ શા માટે ?" શેઠાણીની આંખ પહોળી બની.

"બા, લો વાંચો, તાર આવ્યો છે. માળી ખૂબ માંદો છો. મારે જવું પડશે. ભગવાન કરે ને કંઈ થાય તો ? છેલ્લે એકવાર મોઢું તો જોઈ લઉં." ભવિષ્ય ભાખતી હોય તેમ રૂખી બોલી. તેની આંખમાં આંસુ હતાં.

શેઠાણી પીગળ્યાં. પણ કંઈ બહાર જાય તેમ શેઠનો ગુસ્સો સહન કરવો પડે તેના કરતાં શેઠ પાસે જ મોકલવી એમ વિચારી તેમણે કહ્યું:

"જો રૂખી, આ બાબતમાં હું કશું ન જાણું. તું શેઠ પાસે......"

"કેમ રૂખી, શું છે ?" કહેતાં શેઠ બહાર આવ્યા.

"આ જુઓ, રૂખી કંઈ કહે છે. રજા માંગવાની વાત કરે છે. પણ લ્યો, હું જરા રસોડામાં જઈ આવું." કંઈ વધારે પડતું બોલી ન દેવાય માટે શેઠાણી ત્યાંથી સરકી ગયાં.

"કેમ, શેની રજા જોઈએ છે. રૂખી ?" શેઠ બોલ્યા.

"લ્યો, આ તાર જુઓ. માળી માંદો છે. હું...હું છેલ્લી વખત મોઢું જોઈ આવું. ભગવાન કરે ને કંઇ થાય તો ?" રૂખીની આંખમાં આંસુ હજુ વહેતાં હતાં.

"રજાબજા કંઇ મળશે નહિ." શેઠ ગંભીર થઈને બોલ્યા.

"પણ શેઠસાહેબ, માળી માંદો છે."

પણ શેઠસાહેબને કાંઇ દયા હતી ? તેમને ગરીબ સ્ત્રીના સૌભાગ્યની શી પરવા ?

"અરે જારે, એ તો બધા ઢોંગ છે. તમે પણ અણઘડ કોમ, કંઇ ઉતરો એવી નથી. બધી વાતે પુરી" શેઠ પોતાની વરાળ કાઢતાં બોલતા હતા. "ને જો જવું હોય તો જા. પણ આજથી તું છૂટી મારી નોકરીએથી. ને ખોલી ખાલી કરી આપ."

"પણ શેઠ……" પણ રૂખીનું સાંભળે કોણ ? શેઠ તો ચાલ્યા ગયા હતા.

રૂખી ભગ્ન હ્રદયે પાછી ફરી.

બે દિવસ વિતી ગયા. રૂખી ચિંતામાં ખાતી પણ ન હતી. કામમાં તેનું ચિત્ત ન હતું.

તે પાછી શેઠ પાસે ગઈ. પણ શેઠને દયા ન હતી. સ્નેહાળ પત્નિનું દુઃખ તેઓ કેવી રીતે સમજી શકે ? પણ હજુ સમજાવીશ એમ આશા રાખી રૂખી દેશમાં ન ગઈ

પણ ત્યાં તાર આવ્યો. ગંગા તરત જ રામભાઈ પાસે દોડી.

"બોલો રામભાઈ, શું લખ્યું છે ?" તાર વાંચતાં રામભાઈના મુખના ભાવો જોતાં ગંગા અધીરાઈથી બોલી ઉઠી.

રામભાઈ શું બોલે ?

"બાપાજીની તબીયેત કેમ છે ? કંઈ માઠા સમાચાર તો નથીને ?" ગંગાની વ્યાકુળતા વધી.

"ગંગા, બેટા ગંગા……" રામભાઈનો કંઠ ભરાઈ આવ્યો "રઘો તો ગયો આપણને છોડીને." રામભાઈ રઘાને પોતાના દિકરા જેવો ગણતા.

"શું ? બાપાજી આપણને છોડીને ગયા ?" કહેતી ગંગા પડી ગઈ.

રૂખીને ખબર પડી. તે ગાંડા જેવી બની ગઈ ને તરતજ બેભાન થઈ ગઈ. તે કાંઈક લવતી હતી.

"રઘા, તું ગયો ? મને મુકીને ? પણ ……હું તને મુકીને અહિં નહિ રહું. અરે ! હું અભાગણી છેલ્લીવાર તારું મોં પણ જોઈ ના શકી આ બોલીની જ મ્હોંકાણ. શેઠ તો દૈત્ય છે. ના… ..તેનાથી પણ બુરો."

ને રૂખીનું પ્રાણપંખેરૂ રઘાનો વિયોગ સહન ન કરી શક્યું. તે ઉડી ગયું, રઘાને પકડવા.

આર્ય-ભાવનાને મૂર્તિમંત કરતી સર્વાંગ રસિકકથા

# લતા-અજય

લેખક : શ્રી. "ધ્રુવકુમાર"

મનોરંજનની મસ્તી, હાસ્ય, શૃંગાર અને ગીતાએ મઢી, એક આદર્શ પતિ-પત્નીના સર્વાંગ નિર્મળ અને શુદ્ધ પ્રેમની અતિ સુંદર સ્મરણીય પદ્યકથા હજની અનોખીજ સામાજિક વાસ્તવદર્શી કથા

[ ગયા અંકથી ચાલુ ]

## પ્રકરણ ૫ મું

### બગીચામાં ( ચાલુ )

" મોટી બેન, હવે ચાલો ને ? "

થોડે દૂર રમતા વિજયે આવી સ્નેહલતાનો ખભો હલાવ્યો.

" હા, જો હમણાં ઉઠીએ ! " સ્નેહલતાએ કહ્યું : "મોટર આવે એટલો વખત રમ. જરા જા ! મોટર આવે એટલે મને કહેજે હો. "

ધીમે ધીમે અંધારૂ થવા આવ્યું હતું.

આનંદમગ્ન વાતાવરણની ચર્ચામાં વખત ક્યાં અને કેટલો વહી જાય છે એની ખબર પણ રહેતી નથી.

અજયના મનમાં ભારે ગડમથલ ચાલી રહી હતી. એ વિચારમગ્ન હાલતમાં ઘેરાઇ સૂનમૂન બેસી રહ્યો. આમ એનું મગજ આનંદમય હતું કે વ્યથામસ્ત એની જ એને સુઝ પડતી ન હતી.

દૂરથી મોટર આવતી દેખાણી.

વિજય દોડતો લીલોતરીની કિનારી નજીક જઇ ઊભો રહી ટચુકડા હાથ હલાવવા લાગ્યો.

" મોટી બેન, ચાલો ! ચાલો ! ! "

મોટરને આવતી જોઇ, વિજયે દૂર ઉભાં ઉભાં જ મોટી બેનને બોલાવ્યાં.

મોટર નજીક આવી ઉભી.

વિજય કુદવા લાગ્યો. ડ્રાઇવરે નીચે ઉતરી નાના ભાઇને-વિજયને-તેડી લીધો. અને મોટરમાં આગળ બેસાડયો.

" ચાલો, ઉઠીશું કે ? " સ્નેહલતાએ પૂછયું.

" હંઅ, " વિચારતંત્રોમાંથી જાગતો અજય બોલ્યો : " ચાલો ! "

વસ્ત્રો સંકોરતી, ચોટલાને ઝોક આપી પીઠ પાછળ ધકેલતી સ્નેહલતા ઉઠી.

ઉભય મોટર પાસે આવ્યાં.

ડ્રાઇવરે આગળ રહી બારણું ખોલ્યું. ઉભય અંદર બેઠાં.

મોટર ચાલી.

થોડી પળો એમ ને એમ વહી ગઇ.

"પણ શેઠ......" પણ રૂખીનું સાંભળે કોણ? શેઠ તો ચાલ્યા ગયા હતા.

રૂખી ભગ્ન હૃદયે પાછી ફરી.

બે દિવસ વિતી ગયા. રૂખી ચિંતામાં ખાતી પણ ન હતી. કામમાં તેનું ચિત્ત ન હતું.

તે પાછી શેઠ પાસે ગઈ. પણ શેઠને દયા ન હતી. સ્નેહાળ પત્નિનું દુઃખ તેઓ કેવી રીતે સમજી શકે? પણ હજી સમજાવીશ એમ આશા રાખી રૂખી દેશમાં ન ગઈ

પણ ત્યાં તાર આવ્યો. ગંગા તરત જ રામભાઈ પાસે દોડી.

"બોલો રામભાઈ, શું લખ્યું છે?" તાર વાંચતાં રામભાઈના મુખના ભાવો જોતાં ગંગા અધીરાઈથી બોલી ઉઠી.

રામભાઈ શું બોલે?

"બાપાજીની તબીયેત કેમ છે? કંઈ માઠા સમાચાર તો નથીને?" ગંગાની વ્યાકુળતા વધી.

"ગંગા, બેટા ગંગા......" રામભાઇનો કંઠ ભરાઇ આવ્યો "રઘો તો ગયો આપણને છોડીને." રામભાઇ રઘાને પોતાના દિકરા જેવો ગણતા.

"શું? બાપાજી આપણને છોડીને ગયા?" કહેતી ગંગા પડી ગઇ.

રૂખીને ખબર પડી. તે ગાંડા જેવી બની ગઇ ને તરતજ બેભાન થઇ ગઇ. તે કાંઇક લવતી હતી

"રઘા, તું ગયો? મને મુકીને? પણ ......હું તને મુકીને અહિં નહિ રહું. અરે! હું અભાગણી છેલ્લીવાર તારું મોં પણ જોઇ ના શકી. આ બોલીની જ રહોંકાણ. શેઠ તો દૈત્ય છે. ના... ..તેનાથી પણ બુરો."

ને રૂખીનું પ્રાણુપંખેરૂ રઘાનો વિયોગ સહન ન કરી શક્યું. તે ઉડી ગયું. રઘાને પકડવા.

આર્ય-ભાવનાને મૂર્તિમંત કરતી સર્વાંગ રસિકકથા

# લતા-અજય

લેખક : શ્રી. "ધ્રુવકુમાર"

મનોરંજનની શસ્તી, હાસ્ય, શૃંગાર અને ગીતાએ મઢી, એક આદર્શ પતિ-પત્નીના સર્વાંગ નિર્મળ અને શુદ્ધ પ્રેમની અતિ સુંદર સ્મરણીય પદ્યકથા ઢબની અનોખીજ સામાજિક વાસ્તવદર્શી કથા

[ ગયા અંકથી ચાલુ ]

## પ્રકરણ ૫ મું

### બગીચામાં ( ચાલુ )

" મોટી બેન, હવે ચાલો ને ? "

થોડે દૂર રમતા વિજયે આવી સ્નેહલતાનો ખભો હલાવ્યો.

" હા, જો હમણાં ઉઠીએ ! " સ્નેહલતાએ કહ્યું : "મોટર આવે એટલો વખત રમ. જરા જા ! મોટર આવે એટલે મને કહેજે હો. "

ધીમે ધીમે અંધારૂ થવા આવ્યું હતું.

આનંદમય વાતાવરણની ચર્ચામાં વખત ક્યાં અને કેટલો વહી જાય છે એની ખબર પણ રહેતી નથી.

અજયના મનમાં ભારે ગડમથલ ચાલી રહી હતી. એ વિચારમગ્ન હાલતમાં ઘેરાઇ સૂનમૂન બેસી રહ્યો. આમ એનું મગજ આનંદમય હતું કે વ્યથાગ્રસ્ત એની જ એને સુઝ પડતી ન હતી.

દૂરથી મોટર આવતી દેખાણી.

વિજય દોડતો લીલોતરીની કિનારી નજીક જઇ ઉભો રહી ટચુકડા હાથ હલાવવા લાગ્યો.

" મોટી બેન, ચાલો ! ચાલો ! ! "

મોટરને આવતી જોઇ, વિજયે દૂર ઉભાં ઉભાં જ મોટી બેનને બોલાવ્યાં.

મોટર નજીક આવી ઉભી.

વિજય કૂદવા લાગ્યો. ડ્રાઇવરે નીચે ઉતરી નાના ભાઇને-વિજયને-તેડી લીધા. અને મોટરમાં આગળ બેસાડયા.

" ચાલો, ઉઠીશું કે ? " સ્નેહલતાએ પૂછ્યું.

" હંઅ, " વિચારતંતોમાંથી જાગતો અજય બોલ્યો : " ચાલો ! "

વસ્રો સંકોરતી, ચોટલાને ઝોક આપી પીઠ પાછળ ધકેલતી સ્નેહલતા ઉઠી.

ઉભય મોટર પાસે આવ્યાં.

ડ્રાઇવરે આગળ રહી બારણું ખોલ્યું. ઉભય અંદર બેઠાં.

મોટર ચાલી.

થોડી પળો એમ ને એમ વહી ગઇ.

વધારે સંસર્ગ નિકટતા ઉપજાવે છે.

હિંમત કરી સ્નેહલતા હાથ લંબાવતી બોલીઃ

"ત્યારે તમે વચન આપો કે..."

બાકીના શબ્દો પોતે બે સિવાય બીજું કોઇ સાંભળી ન શકે તેમ અતિશય ધીરેથી બોલી.

અજયે સ્નેહલતાના હાથમાં હાથ મૂકી વચન આપ્યું.

પોતાના બન્ને હાથો વચ્ચે સ્નેહલતાના બહુ લાલિત્ય નીતરતાં મૃદુ-કોમલ-હાથને રાખી અજયે ધીમેથી ઉમેર્યું:

"કદિ પણ તમને જો તમારો વિચાર ફેરવવાની જરૂર પડે તો..."

સ્નેહલતાએ તરત બીજા હાથ વડે અજયનું મોઢું ઢાંકી દીધું. આગળ બોલવા દીધો નહીં.

પ્રફુલ્લિત ચિત્તે સ્નેહલતાએ અજય સામું જોયું. એના તૃષિત નેત્રો અજયને જાણે આવું બોલવા માટે ઠપકો આપી રહ્યાં હતાં.

સ્રીની કાંતિ અને નયનકટાક્ષ અતિ ચિત્તાકર્ષક હોય છે. અજય એનાં સામું કુતુહલ ભરી નજરે જોઈ રહ્યો.

ધીમે રહી સ્નેહલતાએ પોતાની આંગળી-એથી વીંટી કાઢી અજયના આંગળામાં પહેરાવી. અજયે પણ પોતાની વીંટી ઉતારી સ્નેહલતાની મૃદુલ આંગળીએ પહેરાવી. અને અત્યંત સ્નેહપૂર્વક એના બન્ને હાથ દાબ્યા, હોઠે અડકાર્યા.

એક બીજાને દિલથી ચાહનારાં સામસામા હાથ મેળવે, નજર મેળવે,...ત્યારે કેવા ભાવ અનુભવે? શબ્દોમાં ઉતારી શકાય ખરા!

એચિંતુ જ યાદ આવવાથી અજય બોલ્યોઃ

"લતાદેવી, કાલે તમારે મારે ત્યાં આવવું પડશે હોં!"

"કેમ ભલા?" સ્નેહલતા વિસ્મય પામતી બોલી; "તમે તો હજુ મારે ઘેર આવ્યા નથી?"

"બાએ તમને જરૂર તેડી લાવવા કહ્યું છે."

"પણ પેલા તમારે મારે ત્યાં આવવું જ પડશે. પછી હું આવીશ."

"નહીં લતાદેવી. તમારે આવવું જ પડશે. મેં બાને કહ્યું છે કે કાલે હું જરૂર તમને લેતો આવીશ. તમે આવશો તો બા-બાપુજી બ્હેન સૌને ઘણો આનંદ થશે..."

મોટર અજયના ઘર નજીક આવી ઉભી. અજય નીચે ઉતર્યો;

"...બોલો લતાદેવી! આવશો ને? નહીં તો અત્યારેજ ચાલો!"

"ના, ના, અત્યારે તો નહીં. બહુ મોડું થયું છે."

"તો કાલે આવશો ને?"

"કાલે આવીશ."

"ક્યારે?

"સવારના નવેક વાગે!"

"જરૂર!"

"જરૂર!!"

પરસ્પર નમસ્તે કરતાં છુટાં પડયાં. મોટર ઘર તરફ રવાના થઈ. સ્નેહલતાએ હાથ ઉંચો કરી વિદાય માંગી. અજય સામો હાથ ઉંચો રાખી મોટરને દૃષ્ટિ મર્યાદા બહાર જતી જોઈ રહ્યો.

---

## પ્રકરણ ૯ હું

### સ્નેહલતાનું આગમન

બીજા દિવસની સવાર થઇ.

સ્નેહલતાના આવવાની રાહ જોતો અજય મેડીએ પોતાના રૂમની રવેશમાં ઉભો હતો. નીચે જ્યોતિ પણ સ્નેહલતાની સારી આગતા-

સ્વાગતા કરવા—નાસ્તાપાણીની વ્યવસ્થા કરવામાં પડી હતી. સ્નેહલતા એક તો બાઇની મિત્ર હતી, અને એ ઉપરાંત માજીસ્ટ્રેટ સાહેબની પુત્રી હતી. માજીસ્ટ્રેટ અને અજયના પિતા વધારામાં પરસ્પરના જૂના સ્નેહી હતા. પછી આગતાસ્વાગતા કરવામાં ઉણપ શું હોય !

ઘરમાં અજયને ખુશ રાખવા એની ઇચ્છા મુજબ તૈયારી થઇ રહી હતી. અજયનો વિચાર સ્નેહલતાને આજે અહિં જ જમાડવાનો હતો એટલે એ માટેની વ્યવસ્થા ય કરવામાં આવી હતી.

ઘરમાં આ ભાઇબ્હેન—અજય જ્યોતિના—કહેવા કરવા મુજબ જ બધું થતું. એમની કોઇપણ ઇચ્છા માટે માતપિતા કોઇ જાતની આનાકાની કરતાં નહિં. ક્યાંથી કરી શકે ? લાડમાં ઉછરેલાં સંસ્કારી, અને આજ્ઞાંકિત પુત્રપુત્રી—અજય જ્યોતિ—માતપિતાને જીવ કરતાં ય અધિક હતાં; ડાબી-જમણી આંખો હતાં. એમને લઇને તો ઘર ઉજળું દિસતું. એ બેમાંથી એક વગર પણ જીવી ન શકનાર માતપિતા એમની ઇચ્છાઓનું ઉલ્લંઘન ક્યાંથી કરી શકે? પોતાનાં જ વ્હાલસોયાં સંતાનોને દુભાતાં કેમ જોઇ શકે?

અને ઉભય બાળકો પણ માતપિતાની સેવા કરવામાં—આજ્ઞા ઉઠાવવામાં પોતાને કૃતકૃત્ય સમજતા; પડયો બોલ ઝીલી લેવા પરસ્પરમાં હરિફાઇ થતી. એથી તો ઉભય આ નાના સરખા ઘરમાં ' અજય-જ્યોત'' રૂપ દિસતા ?

નવયુગની સુધારક ભાવના કેટલીકવાર યુવાન ભેજામાં વડિલો પ્રત્યેનું મમત્વ સ્વાભાવિક રીતે ઓછું કરી નાખે છે, તેવું આ કુટુંબમાં ન હતું. આખા ય કુટુંબમાં સ્નેહતત્વ તરવરતું હતું.

પ્રભુને પણ ન માનનાર આજનો યુવાન વર્ગ—વડિલો પ્રત્યે પૂજ્યભાવ ન રાખી શકે તો તેમાં વડિલો પણ કંઇક અંશે દોષિત હશે—હોય છે ખરા !

આજે વડિલોના હેતાળ હૈયાનું હેત ઓસરતું જોવાય છે. કારણ વડિલોનું સ્વામિત્વપણું ! યુવાનોના સ્વભાવને તે હણી નાખે છે અગર તેમના જીવનમાં ડખલરૂપ બને છે; આથી વડિલોની પૂજ્યતા વધી શકતી હશે ખરી ? પોતીકાંજ સંતાનોના હિતને—સુખને—નહીં સમજનારા વડિલો તેમના જીવનમાં ઝેર રેડી પોતાનો કયો સ્વાર્થ સાધવા ઇચ્છતા હશે ! યુવાન માનસને સ્નેહથી—પ્રેમથી—હેતથી જીતી લેવાને બદલે કરડાઇ—દમન—જોહુકમીપણે વર્તવાથી તરંગી યુવાન-હૃદયો વશ થઈ શકે ખરાં ?

( ચાલુ )

# વંદન !

લેખક
શ્રી. કિશોરચંદ હીરાચંદ પારેખ

જગત જ અજાયબીઓનું ભંડાર છે. જુદા જુદા દેશની ' વંદન ' કરવાની પ્રથામાં યે ફેર છે. આપણને હાસ્યાસ્પદ લાગતા આ રીતરિવાજો પાછળ રહેલી ભાવનામાં વાસ્તવિક રીતે જોતાં કંઈક તથ્ય રહેલું હોય છે. ' વંદન 'ના આ રીતરિવાજોને આપણા રિવાજ સાથે સરખાવવામાં જ ખરી મજા છે, કેટલા હાસ્યાસ્પદ લાગે છે ?

આપણામાં હજુ પણ વધારે પ્રમાણમા નીચી કોમોમાં અને જુજ પ્રમાણમાં ઉચ્ચ કોમોમાં બે વ્યક્તિઓ જ્યારે મળે ત્યારે બાથ ભીડવાની પ્રથા છે. બન્ને ભેટી પડે છે અને ગદ્ ગદ્ થઇ જાય છે. નીચા નમી પગે લાગવાની પ્રથા છે. બે હાથ જોડી વંદન કરવામાં આવે છે. હજુએ કોઇ કોઇ સ્થળે ' સાષ્ટાંગ દંડવત્ પ્રણામ 'ની પ્રથા અસ્તિત્વ ધરાવે છે.

પરદેશ સાથે આપણા રિવાજો સરખાવવા જેવા છે. લાંબે વખતે મળતા હોઇએ ત્યારે ' વંદન 'માં જરા ફેર પડે છે. આમ 'વંદન' ના પ્રકાર બે છે:—૧. લાંબે વખતે મળતા હોય ત્યારે અને ૨. ટુંકે ગાળે ( રોજ, અઠવાડીયે અગર પખવાડીયે ) મળતા હોય ત્યારે. પણ આપણે એવી ભાંજગડમાં શા માટે પડવું.

ઓરીસા પ્રાંતના સંપાર લોકો જ્યારે મળે છે, ત્યારે નાકની અણીઓ અડકાડે છે.

ચીનાઓ જ્યારે મળે છે, ત્યારે એક બીજાના ઝભ્ભાનો છેડો ઉંચો કરે છે.

જાપાનીસો જ્યારે મળે છે ત્યારે મસ્તક નમાવે છે.

અરબ લોકો જ્યારે મળે છે, ત્યારે એક-બીજાના ગાલ અડકાડે છે.

તુર્કો જ્યારે મળે છે, ત્યારે એકબીજાની ગરદને હાથ વીંટાળે છે.

તીબેટના લોકો જ્યારે મળે છે, ત્યારે જમણા પગનો અંગુઠો કપાળે અડકાડે છે. તીબેટમાં ઉપરીને સલામ ભરવાની રીત વિચિત્ર છે. ત્યાં મોઢામાંથી જીભ બહાર કાઢીને સલામ ભરાય છે.

આફ્રિકાના ઓરેન્ટો લોકો જ્યારે મળે છે, ત્યારે એકબીજા પર રેતી ઉડાડે છે.

આફ્રિકામાં આવેલ કોંગો વિસ્તારમાં વસતી શાબો જાતિના લોકો જ્યારે મળે છે ત્યારે એકબીજાની પ્રદક્ષિણા કરે છે. જ્યારે એ જ કોંગો વિસ્તારમાં વસતા બુસમેન લોકો જ્યારે મળે છે, ત્યારે એકબીજાને મુક્કા મારે છે.

મલાયામાં વસતા જંગલીઓ જ્યારે મળે છે, ત્યારે બૂમો પાડે છે અને ગુલાંટો ખાવા મંડી પડે છે. કોણ વધારે ગુલાંટી ખાઇ શકે છે, જોઇએ તો ખરા.

ન્યુઝીલેન્ડની મોપારી પ્રજાના લોકો જ્યારે મળે છે, ત્યારે પગ પહોળા કરે છે.

પાપુઅન લોકો જ્યારે મળે છે, ત્યારે એક બીજાને ઝાડની છાલ અડકાડે છે. એ રીતે તેઓ વંદન કરે છે.

એસ્કીમો લોકો જ્યારે મળે છે ત્યારે એક બીજાના વાળ ખેંચવા મંડી પડે છે. સ્ત્રીઓ આવી બાબતમાં વધારે પાવરધી હોય છે. કોણ જાણે વાળમાં શું ય બાળ્યું છે. પણ વાળને જુદી જુદી રીતે ઓળી કલામયતા દર્શાવવાનું તો ફક્ત જાપાનીસ લલનાઓ જ જાણે છે.

અમેરીકાની મૂળ પ્રજા રેડઈંડીયનો છે. તેઓ જંગલી છે અને હજુએ સુધરેલા પ્રદેશની સાથે

સંપર્કમાં આવતા નથી. તેઓ જંગલોમાં, નદીના તટ–પ્રદેશોમાં ખીણોમાં ને એવે એવે ભયંકર સ્થળોએ વસે છે. તેઓને માથે પીછાં પહેરવાનો ખૂબ જ શોખ હોય છે. આવા એ રેડ ઇન્ડીઅનો જ્યારે મળે છે ત્યારે એક બીજાનાં પીછાંની ફેરબદલી કરે છે.

રશીયન લોકો મળે છે ત્યારે જમણો હાથ ઉંચો કરે છે.

ઇંગ્લીશ લોકો મળતી વખતે હસ્ત-ધૂનન (શેકહેન્ડ) કરે છે.

ફ્રેન્ચ જ્યારે મળે છે ત્યારે એક બીજાને હાથે ચુંબન કરે છે.

બીજા વિશ્વવિગ્રહ વખતે તટસ્થ રહેલ સ્પેન દેશના લોકો જ્યારે મળે છે ત્યારે એક બીજાને ફુલ સુંઘાડે છે.

પુરાણી સંસ્કૃતિ માટે પ્રસિદ્ધ ગ્રીસ દેશના રહેવાસી ગ્રીક લોકો જ્યારે મળે છે ત્યારે હાથ લાંબો કરે છે.

જર્મન લોકો જ્યારે મળે છે ત્યારે હેટ ઉંચી કરે છે.

'વંદન'ના રીતરીવાજ તો 'રૂઢ' બની ગયેલ તત્ત્વો પરથી આવેલ જણાય છે. કેમ 'વંદન' કરવું, ઉપરી અમલદારને મિત્રને, સુરબ્બીને વિ. બાબત કોઇને ખાસ શીખવવામાં આવતી નથી. પણ પ્રણાલીકાજ એવી છે કે બાળક મોટો થતાં બીજાઓની માફક એ બધું સમજી જાય છે. સ્ત્રી અને પુરૂષ બન્નેએ વાંચવા અને વિચારવા જેવા આ 'વંદન'ના રીતરીવાજો ખરેખર ગમ્મત સાથે જ્ઞાન અર્પી જાય છે.

> **શ્રી. ભાનુમતિ અડાલજા, એમ. એ.**
>
> વડોદરાના જાણીતા સાહિત્યકાર શ્રી. તારાચંદ્ર પોપટલાલ અડાલજાના પુત્રી શ્રી. ભાનુમતિબ્હેન 'ગુજરાતી'ના ખાસ વિષય સાથે એમ. એ. ની પરીક્ષામાં સેકન્ડ કલાસમાં પાસ થયા છે. ગુજરાતી ભાષા તરફની તેમની અભિરૂચિ અને એમ. એ. ની પરીક્ષામાં આવી સફળતા મેળવવા માટે આ લેખિકા બ્હેનને અમારા હાર્દિક અભિનંદન.

---

ભાગીદારી

**જુનો શિષ્યઃ**—ગુરુજીએ લખેલા વિશ્વવિદિત વેદાંત ગ્રંથમાં મારો પણ હાથ છે.

**નવો શિષ્યઃ**—તારા જેવા અક્કલના ઓથમીર અને બુદ્ધિના બારદાન શિષ્યનો ગુરુજીના ગ્રંથમાં હાથ હશે તો આવતી કાલથી સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગશે. તેં શું પરાક્રમ કર્યું તે તો કહે.

**જુનો શિષ્યઃ**—ગુરુજી રાતે ગ્રંથ લખતા ત્યારે દીવો હું સંકોરતો હતો.

× × ×

જોડાનો પ્રતાપ

**ગુરુઃ**—ભગત ! તમે બહુ કરી. આટલા ખરચની શી જરૂર ?

**ભક્તઃ**—બાપજી ! આપના જોડાના પ્રતાપ.

**બીજા ભક્તોઃ**—ભલા માણસ ! જરા બોલતાં તો શીખો. કહો કે ચરણના પ્રતાપ.

**ભક્તઃ**—સોગન ખાઇને કહું છું કે જોડાના પ્રતાપ પાંચ દહાડા પર બાપજીની પધરામણીમાં ગયલો. મને પણ પધરામણીનો ઉમંગ થઈ આવ્યો. પણ પાસે પૈસો મળે નહિ, બાપજીના ચકચકતા નવા જોડા ચાલાકીથી ઉપાડ્યા, તેના સાત રૂપિયા ઉપજ્યા, ને બાપજીની સેવામાં વાપર્યા.

—કૌશિકરામ વિ મહેતા બી એ



# શ્રીમતિ સૌ. કમલાબાઇ તિલક

પરિચય કરાવનાર :
શ્રી. ઉ. મો. પટેલ

શ્રીમતિ સૌ. કમલાબાઈ તિલકનો ટૂંક પરિચય આપતાં મને આનંદ થાય છે. સ્ત્રીઓની ઉન્નતિ અને તે દ્વારા સામાજીક ઉન્નતિ સાધવા આપણે ભારે પ્રયાસો શરૂ કરવાના છે. એ પ્રયોગ સફળ બનાવવામાં શિક્ષિત મહિલાઓનો સાથ આપણને ઘણો જ જરૂરી છે. સામાજિક પ્રવૃત્તિઓમાં કેટલાક ક્ષેત્રો એવાં છે કે જેમાં મહિલાઓ પોતે મેળવેલી કેળવણીદ્વારા સમાજને ઉચ્ચે લાવવા ઘણું કરી શકે તેમ છે. શ્રીમતિ સૌ કમલાબાઇ પણ એમાં માનનારાં એક વિદુષીબ્હેન છે તેઓ માને છે કે સ્વતંત્ર હિંદને રાજકારણ, રાજ્યવ્યવસ્થા, સંરક્ષણ વગેરે અનેક મહત્વના કામોમાં વિદ્વાન અને કાર્યક્ષમ વ્યક્તિઓની જરૂર જણાશે, તેવે પ્રસંગે સમાજમાં બહુશ્રુત અને વિદુષી મહિલાઓ માત્ર કૌટુંબિક જવાબદારીઓમા જ રોકાઇ રહે તેના કરતાં તેઓ સમાજ અને દેશને દુનિયામાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરવામાં મદદરૂપ થાય તેવા ક્ષેત્રોમાં રોકાઇ જઈ ઘરમાંથી બહાર આવશે તો આપણા સમાજની જે સ્ત્રી-શક્તિ આજે વેડફાઇ જાય છે તેને નવું ચેતન મળશે અને સ્ત્રીઓ સમાજની ઉન્નતિમાં પોતાનો મહત્વનો ફાળો આપી શકશે.

શ્રીમતિ સૌ. કમલાબાઇનો જન્મ સને ૧૯૦૫ માં પુનાના એક વિદ્વાન ઉકીડવે કુટુંબમાં થયો હતો. તેમના પિતાનું નામ અનંત નારાયણ ઉકીડવે હતું. મહારાષ્ટ્રના કવિ અને લેખક છે. તેમણે કેટલાંક કાવ્યો અને નાટકો લખ્યાં છે. તેમનાં દાદીમા સંસ્કૃત ભાષાનાં ખાસ શોખીન હતાં અને તેમને અધ્યાત્મ વિદ્યાના પુસ્તકો વાંચવામાં ઊંડો રસ હતો. એટલે જન્મકાળથી જ એમનામાં કેળવણીના ઉચ્ચ સંસ્કાર પડેલા હતા.

પ્રાથમિક શિક્ષણ પુરું થયા બાદ તેમણે પુનાની હુજુર પાગા હાઇસ્કૂલમાં માધ્યમિક શિક્ષણ માટે દાખલ કરાવવામાં આવ્યાં હતાં. તેમની કારકીર્દિ હંમેશાં યશસ્વી હતી. મેટ્રીકની પરીક્ષામાં સંસ્કૃતમાં વધુમાં વધુ ગુણ મેળવવા માટે તેમણે સંસ્કૃત ભાષાની શિષ્યવૃત્તિ મેળવી હતી.

પુનાની પરશરામ ભાઉ મહાવિદ્યાલયમાં તેમણે આગળનો અભ્યાસ શરૂ કર્યો હતો. મહાવિદ્યાલયમાં પણ તેમની અભ્યાસની કીર્તિ જ્વલંત હતી. સને ૧૯૨૯ ની સાલમાં તેઓ મુંબઇ વિદ્યાપીઠની M. A. ની પરીક્ષામાં અંગ્રેજીના વિષય સાથે પહેલા વર્ગમાં ઉત્તીર્ણ થયાં હતાં.

તેમને બીજી બે બ્હેનો છે. શ્રીમતી સૌ. લક્ષ્મીબાઇ લેલે. જેઓ હૈદ્રાબાદ ( નિઝામ )માં રહે છે. તેઓ પણ એક કવિયત્રી અને કિર્તનકાર તરીકે જાણીતાં છે. બીજાં બહેન શ્રીમતી સૌ. સુભદ્રાબાઇ લીમયે

છે. તેઓ મરાઠી ભાષામાં ટૂંકી વાર્તાઓનાં લેખિકા તરીકે જાણીતાં છે.

પોતાના અભ્યાસકાળ પછીથી શ્રીમતિ સૌ. કમલાબાઇએ પણ સાહિત્યના વિષયમાં ઝંપલાવ્યું અને તેઓ અવારનવાર જુદાં જુદાં સામયિકોમાં, વાર્તાઓ, તેમજ બાલમાનસશાસ્ત્ર તથા સ્ત્રીઓના પ્રશ્નો સંબંધી લેખો લખતાં. આ દરમ્યાન તેમનો લગ્ન સંબંધ આપણા હિંદી સ્વરાજ્ય મંત્રના આદ્ય પ્રણેતા બાલ ગંગાધર તિલકના કુટુંબમાં થયો. તેમના પતિ પ્રોફેસર વી. જી. તિલક પણ હાલ વડોદરા મહાવિદ્યાલયમાં પ્રિન્સીપાલ તરીકે કામ કરે છેઃ પ્રિન્સીપાલ તિલક અંગ્રેજી ભાષાના પ્રોફેસર હોવા ઉપરાંત મરાઠી ભાષામાં લેખો અને કાવ્યો લખે છે. લગ્ન સંબંધ પછી પણ શ્રીમતી કમલાબાઇએ સામાજિક ક્ષેત્રમાં પોતાના જ્ઞાનનો લાભ આપવા માટે બનારસ હિંદુ વિદ્યાપીઠની મહીલાઓની મહાવિદ્યાલયના પ્રિન્સીપાલ તરીકે ૧૯૩૧ થી લગભગ ૧૯૩૬ સુધી કામ કર્યું અને પોતાના પતિને ઇંગ્લાંડમાં અભ્યાસ કરવા જવામાં મદદરૂપ થયાં.

શ્રીયુત્ તિલક વડોદરામાં સ્થીર થયા ત્યારથી કમલાબાઇ પણ બનારસથી નોકરી છોડી તેમની સાથે આવી રહ્યાં. વડોદરાની સ્ત્રીઓની પ્રવૃત્તિઓમાં તેઓ સારો રસ લેતાં એટલું જ નહિ પણ પોતાનું લેખન કાર્ય ચાલુ રાખ્યું હતું. તેમનાં મરાઠી ભાષામાં આજ સુધીમાં ત્રણ પુસ્તકો બહાર પડ્યાં છે. (૧) હૃદય શારદા અને (૨) આકાશ ગંગા, એ બે પુસ્તકો ટૂંકી વાર્તાઓના સંગ્રહો છે. એમનું ત્રીજું પુસ્તક "મહિલાઓને લગતા કેટલા પ્રશ્નો" એ નામનું છે. આ પુસ્તક ૧૯૪૨ ના શ્રેષ્ઠ પુસ્તક તરીકે મરાઠી ભાષામાં ખ્યાતિ પામ્યું છે અને એ માટે એમને "તડખડકર પારિતોષિક" મુંબાઇ વિદ્યાપીઠ તરફથી પણ મળ્યું છે.

છેલ્લાં એકાદ વર્ષથી તેઓ પુનાની વિદ્યાર્થીની મહાવિદ્યાલયમાં પ્રિન્સીપાલપદે જોડાયાં હતાં.

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ હિંદભરમાં જાણીતી છે. હંમેશાં તેના વ્યવસ્થાપક તરીકે વિદ્વાન માણસની પસંદગી કરવાની પ્રથા રહી છે. ગયા વર્ષે પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રીયુત્ વાકનીસની શ્રીમંત મહારાજા સાહેબે રાજ્યના મુખ્ય મંત્રી તરીકે નિમણૂંક કરી ત્યારથી એ જગો માટે વિદ્વાન વ્યક્તિઓની શોધ ચાલુ રહી હતી. શ્રીમંત સરકારના ધ્યાન પર શ્રીમતી સૌ. કમળાબાઇ તિલકની કારકીર્દી આવતાં તેમની નિમણુક પુસ્તકાલય ખાતામાં વ્યવસ્થાપિકા તરીકે ગયા જૂન માસમાં થઇ છે.

તેઓ સ્વભાવે ઉત્સાહી, મીલનસાર અને બ્હેનોના પ્રશ્નોમાં ખાસ રસ લેનારાં છે. બ્હેનોની ઉન્નતિ માટે અને તે દ્વારા સમાજ અને રાષ્ટ્રની ઉન્નતિમાં તેઓ માને છે.

સ્ત્રી સમાનતાના આજના યુગમાં આવાં વિદુષી સન્નારી વડોદરા રાજ્યના એક મહત્વના હોદ્દા પર નિમાયાં છે તે બ્હેનો માટે ગૌરવનો વિષય છે અને તેને આપણે સૌ સહૃદય અવકાર આપીએ છીએ. તેમની પ્રેરણાદ્વારા પુસ્તકાલય પ્રવૃત્તિ તેનો યોગ્ય વિકાસ સાધે એવી શુભેચ્છા.



# બાળકનું દર્શન

લેખક
શ્રી. ધ્રુવકુમાર, જોશીપુરા

ડૉ. મોન્ટસૅારીનું બાળકનું દર્શન અત્યન્ત અગાધ, ઊંડું અને વિશ્વસનીય છે. તેમણે તે વિષય ઉપર અનેક પુસ્તકો લખ્યાં છે; પરંતુ લોકોને એક હકીકત વિષે અજ્ઞાન છે કે તેઓને વૈદક શાસ્ત્રના ડૉક્ટોરેટની ઉપાધિ મળી છે. તેમણે વૈદકશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે અને બાળકોની ધરિપતાઓ ઈ. વિષે પણ ઘણું જ્ઞાન મળવ્યું છે. તેથી શિક્ષણના વિષય પરત્વેની તેમની દ્રષ્ટિ માત્ર અધ્યાપકની જ નહીં પરંતુ તેમાં અગાધ શરીરશાસ્ત્ર અને માનસશાસ્ત્રના જ્ઞાનનો સુમેળ થયો છે. બાળકોના ભૌતિક સ્વભાવ વિષે, ઇંગ્લંડમાં અને અમેરિકામાં ઘણી શોધો થઇ છે. માનસશાસ્ત્રની દ્રષ્ટિએ પણ ઘણી કસોટીઓ, પરીક્ષાઓ અને આંકણીઓ થઈ છે. અમેરિકાએ આ દિશામાં ઘણો વિકાસ કર્યો છે.

પરંતુ ડૉ. મોન્ટસૅારી આ વિષયમાં એક નવીન વિચાર રજૂ કરે છે. તેમના મત પ્રમાણે દરેક બાળકમાં ' બોધકેન્દ્ર ' ( Centre of Consciousness ) રહ્યું હોય છે. આ ' માનસકેન્દ્ર ' વિષે બીજા શિક્ષણશાસ્ત્રીઓએ વિશેષ ભાર આપ્યો હોય એમ લાગતું નથી. બાળકને સંપૂર્ણ સમજવું હોય તો સૌ પ્રથમ તરતના જન્મેલા બાળકના બોધકેન્દ્ર ઉપર ધ્યાન આપવું જોઇએ.

તેઓ બાળકનાં જીવનની એક હકીકત ઉપર ધ્યાન ખેંચે છે અને તે એ કે મોટેરાંઓ તેમનાં જીવનનું લય બાળક ઉપર ઠોકી બેસાડે છે અને બાળકનાં માનસ અને વડીલનાં માનસ વચ્ચે વિસંવાદ ઉદ્ભવતો રહે છે. મા પોતાનાં બાળકને ફરવા લઈ જાય છે ત્યારે પોતાની સ્વાભાવિક ગતિએ ચાલે છે. પરંતુ આથી દોડયા અથડયા વિના બાળક તેનો સાથ નહીં રાખી શકે. માને નહીં સૂઝે કે બાળકને તેના ચાલવાનું પોતાનું લય છે અને તે મોટેરાંથી જુદું છે. આવા વિસંવાદોથી બાળકના મનકેન્દ્ર ઉપર અત્યન્ત વિપરીત અસર થાય છે.

બાળક જ્યારે જન્મે છે ત્યારે આપણે માતા તરફ સહાનુભૂતિ, કાળજી અને કોમળતાથી ઉભરાઇ જઇએ છીએ અને કહીએ છીએ કે કેટલા ત્રાસમાંથી માતા પસાર થઇ. પરંતુ ક્યારે ય આપણે વિચાર કર્યો છે કે બાળકે કેટલું બધું દુઃખ વેઠ્યું ? જન્મતાં તેને એક યન્ત્રની જેમ દબાઇ જવું પડ્યું હતું તે આપણા ખ્યાલ બહાર રહી જાય છે. આપણે તેને તે કોઇ વસ્તુ બગાડે નહીં માટે મીણકપડ ઉપર સુવાડીએ છીએ, પરંતુ તેની સુંવાળી ચામડી તરફ લક્ષ આપતા નથી. બાળકની નહીં પણ આપણી, કરકસરની આપણને ચિંતા રહેતી હોય છે.

' આને અડકીશ નહીં', પેલાને છેડીશ નહીં ' કારણ કે તે ' તૂટીફુટી જશે અથવા બગડી જશે ' એમ કહી આપણે રોકટોક કર્યા કરીએ છીએ. બાળકનાં દ્રષ્ટિબિન્દુથી વિચાર કરીને તે જેને ' અડકીને છેડી ' શકે તેવી વસ્તુઓ તેની પાસે મૂકવી જોઇએ.

ડૉ. મૉન્ટસૅારી બતાવે છે કે આ નાનકડી વિભૂતિ પ્રગાઢ અંધકારમાંથી પહેલીવાર પ્રકાશમાં આવે છે અને છતાં કેટલી બિનકાળજીભરી રીતે આપણે તેની સંભાળ લઇએ છીએ. પ્રાણીઓ, આ બાબતમાં આપણા કરતાં ડાહ્યાં હોય એમ લાગે છે. તેઓ અંધારી અને શાન્ત જગ્યાની

પ્રથમથી જ પસંદગી કરી લે છે. બાળકના ચિત્ત ઉપર પ્રથમવારનો ઘોંઘાટ કેટલી વિપરીત અસર કરે છે તેનો પણ ખ્યાલ રાખવો જોઈએ. બીજું એ કે, બાળક મહિનાઓથી અંદર અમુક સ્થિતિમાં સૂતું હોય છે છતાં આપણે તરતજ તેને ચત્તું સુવડાવી દઈએ છીએ. આથી પણ બાળકના ચિત્ત ઉપર સજ્જડ આંચકો લાગે છે. ડૉ. મોન્ટેસૉરી કહે છે કે તેને પ્રથમથી જ ઘોડીઆમાં સુવડાવવું જોઈએ. અને અવાજ કે પ્રકાશથી ચિત્ત ઉપર સખત આંચકો ન લાગે તેના તો ખાસ કાળજી રાખવી જોઈએ. બાળકને ન્હવડાવીએ છીએ ત્યારે તરત બાલદીમાં કે કૂંડીમાં બોળી દઈએ છીએ. બાળક આંખ મીંચી દે છે ને હાથ બ્હાર કાઢે છે અને આપણે પ્રથમવાર તેનામાં ભયની લાગણી જન્માવીએ છીએ.

આપણે સ્પષ્ટ રીતે સમજવું જોઈએ કે 'ચિત્તકેન્દ્ર' બહુ નાજુક વસ્તુ છે. તેમાં વિસંવાદ લાવતા જઈએ તો આગળ ઉપર બાળકને માટે તેમજ તેના માતપિતા માટે અત્યન્ત દુ:ખનો વિષય થઈ પડે છે.

બીજાં બાળકનાં જીવનનાં દ્રષ્ટિકોણ તરફ ધ્યાન ખેંચતાં, ડૉ. મોન્ટસૉરી કહે છે કે બાળક ક્રિયાકાંડી હોય છે. તેનામાં વ્યવસ્થાની દ્રઢ લાગણી હોય છે અને કશુંક પણ અવ્યવસ્થિત થાય તો તેના 'માનસકેન્દ્ર' ઉપર વિપરીત અસર થાય છે. બાળક જ્યારે પણ રડે ત્યારે શાસ્ત્રીય દ્રષ્ટિએ તે પ્રસંગની છણાવટ મનોમન કરતાં આવડવી જોઈએ. ડૉ. મોન્ટેસૉરીએ તેમનાં પુસ્તકોમાંથી આપેલાં અનેક દ્રષ્ટાન્તોમાંથી એકનો વિચાર કરીશું. એક બાળકને અમુક 'પરિચારિકા' દરરોજ સ્નાન કરાવે છે. આ બાઈ રજા ઉપર જતાં તેને સ્થાને વધુ અનુભવી અને જ્ઞાની બાઈ કામ ઉપર આવે છે. પરંતુ રોજ આ નવી બાઈથી બાળક સ્નાન કરતી વખતે રડવાનું શરૂ કરી દે છે. આમ ચાર પાંચ દિવસ નિયમીત ચાલ્યું. જ્યારે રોજિંદી બાઈ આવી ત્યારે તેને તપાસ કરતાં માલુમ પડયું કે નવી બાઈએ બાળકનું માથું જમણા હાથમાં લીધું હતું અને ડાબા હાથમાં પગ રાખ્યા હતા અને ખંખોળા કરતાં પ્રથમ માથું નમાવ્યું હતું; પરંતુ રોજીન્દી બાઈ તો ડાબા હાથમાં માથુ રાખતી અને, જમણા હાથમાં પગ અને પગને પહેલાં પાણીની કુંડીમાં બોળતી હતી. વિધિપુર્વક ન્હાવાને ટેવાયલું બાલમનોકેન્દ્ર આ શી રીતે સાંખી લે ? આવા નાના નાના પ્રસંગો બાળકના બોધકેન્દ્રને સખત આંચકા આપ્યા કરે છે અને આગળ ઉપર વિપરીત વિકૃતિઓમાં પરીણમે છે. બાળકની સાથે વહાલ ને સમભાવ સાથે કલ્પના અને જ્ઞાન સહિતની ઊંડી સમઝની પણ ઘણી આવશ્યકતા છે.

શ્રીમતી કૅનેથ ગ્રેહામે બે સુન્દર પુસ્તકો આપણને આપ્યાં છે. નામે 'ધ ગૉલ્ડન ઍજ' અને 'ડ્રીમ ડેઈઝ.' આમાં બે ૬થી ૧૨ વર્ષનાં ભાઈ બહેનો, પોતાના આંતરિક વિચારો સુંદર રીતે રજૂ કરે છે. ખાસ કરીને, 'ઑલીમ્પીઅનસ્' જેવા મોટાંઓ તેમની પોતાની મરજી મુજબની ઇચ્છાઓ બાળક ઉપર લાદે છે તે વિષે સુન્દર વર્ણન થયું છે. લેખકનું બાળકની આંતરસૃષ્ટિનું વેધક રીતે થયેલું મનોવિશ્લેષણનું જ્ઞાન આ પુસ્તકમાં વરતાઈ આવે છે. આ પુસ્તકો અત્યન્ત લોકપ્રિય થયાં છે અને સઘળાં મોટેરાંઓ તેમને વિષે કરવામાં આવેલા ન્યાયને મંજૂર રાખે છે; કે, તેઓ પોતાની સુખોઇ કે વિકૃતિઓને લઈને બાળકને જરા સમઝતાં જ નથી.

[ અનુસંધાન માટે જુઓ પૃ. ૩૭૮ ]

લઇ રહ્યો છું. મારી શુભેચ્છા અને આશીષ પણ તમારી સાથે જ છે. એજ.

લી.

ભાઇલાલ દાજીભાઇ અમીન.

દા અંબાલાલ

શ્રીયુત શેઠ ઇશ્વરલાલ ચીમનલાલ ( ઝવેરચંદ લક્ષ્મીચંદ ) એમનો સંદેશો નીચે પ્રમાણે છે.

Sheth Iswerlal Chimanlal,

Javerchand Laxmichand thanks for your kind invitation, regrets his inability to avail himself of it to due to a previous engagement, and wishes a brilliant success to the function. M. M. Pandya,
Secretary.

ઉપરનો કાર્યક્રમ પુરો થયા બાદ પ્રમુખ શ્રી. પ્રાધ્યાપક ચતુરભાઈ શં. પટેલે સંસ્થાનું ઉદ્ઘાટન થયેલું જાહેર કર્યું હતું. પોતાના ભાષણમાં પ્રમુખશ્રીએ પોતાના અધ્યાપન કાર્યના અનુભવનો ઉલ્લેખ કરી જણાવ્યું હતું કે મુંબઈ યુનીવર્સીટીના શિક્ષણ કરતાં હવે યુનીવર્સીટીનું શિક્ષણ બહેનોને વિકાસ માટે ઉચ્ચ કક્ષાનું છે. વડોદરામાં હવે કોર્સના શિક્ષણ માટે એક સંસ્થાની ખોટ હતી. જે આ સંસ્થાની શરૂઆતથી પુરી પડી છે. એમ તેમણે જણાવ્યું હતું કે વડોદરામાં વસતાં બહેનો માટે પ્રગતિની ઇચ્છા હોવા છતાં અભ્યાસની એમને તક મળતી નથી. તેમને બનતી બધીજ સગવડ આપવાના હેતુથી આ સંસ્થાની શરૂઆત કરવામાં આવી છે. સંચાલક કેશવલાલ ભાઇએ સર્વેની શુભેચ્છાઓ અને હાર્દિક સહકાર આપવાની માંગલીક ભાવના બદલ અંતઃકરણપૂર્વક આભાર માન્યો હતો. શાંતીપૂર્વક વંદેમાતરમ્ ગવાયા બાદ સમારંભ પૂરો થયો હતો.

# બાળકનું દર્શન

— પૃ. ૨૭૫નું —

ડૉ. મોન્ટૅસૉરી એક ત્રીજી વસ્તુ પર ભાર મૂકે છે કે બાળક પોતે જ કેળવણીની રીત બતાવશે; પરંતુ આપણે તેને વિઘ્નકર્તા થવું ન જોઇએ. બાળકમાં જ પોતાના વિકાસનું રહસ્ય સમાયલું છે. એક વાક્યમાં કહીએ તો, બાળકના આત્માનું પ્રકટીકરણ તેમાં જ કેળવણીનું લક્ષ્યબિન્દુ સમાયલું છે. આપણે બાળકોની બોધાવસ્થા ઉપર કેટલાં બધાં વિઘ્નો લાધ્યાં છે તેની આપણને બહુ સમજણ નથી. એ એક નવાઇની વાત છે કે આપણા આ પુરાણી પ્રજ્ઞાવાન દેશમાં, પ્રત્યેક જ્ઞાનવિજ્ઞાનનાં ક્ષેત્રો ઉપર શાસ્ત્રો રચાયાં છે પરંતુ બાળકની કેળવણી ઉપર શાસ્ત્ર લખાયું નથી. આપણે ત્યાં જીન્સી ઉપર પણ શાસ્ત્ર છે પણ બાળમાનસની છણાવટ થઇ નથી. ઉપનયન સંસ્કાર પછી જ આપણે ત્યાં કેળવણીનો પાયો નંખાય છે એમ મનાયું છે; અને બાલિકા, કિશોરીને કેળવણી જેવું કશું મળે કે નહીં તે ખાસ ધ્યાનનો વિષય ગણાયો નથી.

આવા પ્રાણને પ્રકાશદાયક વિચારોના અર્કરૂપ ડૉ. મોન્ટૅસૉરીનાં પુસ્તકો છે. જેવું બાળક તેવો નાગરિક અને તેવી પ્રજા થશે એ સુવિદિત છે. આ આર્યોના પુણ્યોજ્વલ પ્રદેશની પ્રાચીન ભાવનાને પુનરપિ સ્થાપવી હોય તો બાળકને ખૂબ સમજતા થવું જોઇશે. મોન્ટૅસૉરી અને અન્યાન્ય કેળવણીની શાસ્ત્રીય પદ્ધતિઓ આમાં ખૂબ મદદકર્તા થઇ પડશે.*

---

* ડૉ. મોન્ટૅસૉરીનાં પુસ્તકોના સ્વાધ્યાય પરથી સંકલિત.

# ગુણસુંદરી
## અને સ્ત્રીહિતોપદેશ



: તંત્રીઓ :

વર્ષ : ૨૫ | કુમાર | સપ્ટેમ્બર '૪૭
પુસ્તક : ૪૯ | નટુભાઈ


: : : : : : આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ. જયકૃષ્ણ ના. વર્મા : : : : : :

આદ્યતંત્રી અને સ્થાપક : સ્વ જયકૃષ્ણ ના. વર્મા

તંત્રીઓ :
કુમાર
નટુભાઈ




વ્યવસ્થાપક :
નટવરલાલ ઠક્કર
લુહાણા મિત્ર પ્રેસ,
વડોદરા

પુ. ૪૯ મું ] સપ્ટેમ્બર : ૧૯૪૭ [ અંક ૧



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૫-૦-૦ : વિદેશ માટે શિલીંગ દસ : છૂટક નકલ બાર આના



ઝંડુનું નામાંકિત <u>રક્તો-ફોસ્ફો-મૉલ્ટ</u> નબળાં સબળાં બધાંને ઉપયોગી છે. સાજાં માણસોની શક્તિ એનાં સેવનથી સચવાઈ રહે છે; અને માંદાને, માંદગી પછીની નબળાઈ નાબૂદ કરી, નવજીવન આપે છે.

<u>ઝંડુનું રક્તો-ફોસ્ફો-મૉલ્ટ</u> સ્વાદિષ્ટ અને તાકીદે તાજગી આપનાર છે, અને તેથી નાનાં બાળકો તેમજ મોટાં સૌ કોઈ સહેલાઈથી લઈ શકે છે પોષણ આપનાર, સ્ફુર્તિ આપનાર અને ખાસ કરીને લોહીની લાલી વધારનાર—

## ઝંડુ
## રક્તો-ફોસ્ફો-મૉલ્ટ

એક વાર અવશ્ય અજમાવો !

# નામાંકિત ડૉક્ટરો

### શક્તિ માટે

# નામાંકિત દવા જ

### બતાવે છે

# ઝંડુ
# રક્તો
# ફોસ્ફો મૉલ્ટ

**ઝંડુ ફાર્મા. વર્કસ લી. મું**

વડોદરાના એજન્ટો :—

(૧) વૈદ ભવાનીશંકર અને હરીશંકર

(૨) મેસર્સ બી. એમ. ઠક્કરની કું.

ટાવર પાસે, વડોદરા.

ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ
સપ્ટેમ્બર '૪૭
અંક ૧
વર્ષ ૨૫ ∴ પુસ્તક ૪૯

## સ્વાતંત્ર્યયુગની શરૂઆત

શ્રી. કુમાર

જે ધન્ય પળનાં દર્શન માટે ત્રણ ત્રણ પેઢીઓથી પરિશ્રમ સેવાતો હતો, જે અમૂલ્ય ક્ષણના સાક્ષાત્કાર માટે અકથ્ય આતુરતા સેવાતી હતી, તે મંગલ મુક્તિની ઘડી આવી. ૧૪ ઓગષ્ટની મધ્યરાત્રે–ચૌદસઅમાસની ઘોર કાજલકાળી રાતે–અભૂતપૂર્વ એવો સ્વતંત્રતાનો સૂર્ય ભારતના આકાશમાં ઝગઝગી ઊઠયો. શ્રીકૃષ્ણ ભગવાનની જન્માષ્ટમીની રાત્રિ, જેમ ભજન કીર્તન, પૂજન તથા પ્રભુપ્રાકટય નિમિત્ત જયનાદો સહના મંગલ કાર્યક્રમથી જાગતી રહે છે તેમ, ૧૪ મી ઓગષ્ટનું અવસાન આઝાદીના અવતારની પૂર્વ–ભવ્ય ભૂમિકાનાં સર્જનોત્સવ વડે મંગલમય અમરતામાં પરિવર્તન પામ્યું. કરોડો હિંદવાસી હૈયાંઓમાં સ્વાભાવિક હર્ષની હેલી ઉભરાઇ રહી. વિવિધ રૂપરંગ અને સૂરઘોષથી વાતાવરણ ભરી દીધું. સ્વતંત્રતા દેવીના સ્વાગત માટે સંપૂર્ણ અભિવાદન–સામગ્રી રચી દીધી...ત્રણ ચાર દિવસ સુધી આઝાદીના ઉત્સવની ઉજવણીના ઉત્સાહનો વેગ અવિરતપણે વહેતો રહ્યો.

× × ×

સ્થિર ચિત્તે વિચાર કરતાં, નેવું વર્ષનો ઇતિહાસ દૃષ્ટિ સમક્ષ ખડો થાય છે. ગુલામીની શૃંખલાઓ તોડવામાં યેન કેન પ્રકારેણ સેવા કે ભોગ આપનારી અસંખ્ય નાની મોટી–વિખ્યાત કે અજ્ઞાત–વ્યક્તિઓની હારમાળા દૃષ્ટિગોચર થાય છે ૧૮૫૭ ના બળવા (!) ના નામે ઓળખાતી ક્રાન્તિની પહેલી કુચકદમથી શરૂ કરી, બંગભંગ સુધી, તથા એ મહાવિગ્રહો વચ્ચેની કૉન્ગ્રેસની અનેકવિધ લડતો દરમ્યાન, સ્વાતંત્ર્યના સંગ્રામને સબળ બનાવવામાં પોતાનું સર્વસ્વ હોમી દેનારી કેટકેટલી વ્યક્તિઓને આપણે ગણાવી શકીશું ? ઝાંસીની રાણીને મોખરે મૂકીએ તો આપણી કુચને દીપવવા બીજી રાણી–લક્ષ્મી કેપ્ટનને છેવટે મૂકવી પડશે ! તાત્યા ટોપી

વગેરે બળવાના દેશભક્તો, ભગતસિંહ, લાલ–પાલ, સુખદેવ વગેરે બળવાની બીજી આવૃત્તિના સાહસિક શહીદો, દાદાભાઈ, ગોખલે, રાનડે, તિલક, ઍનીબેસન્ટ, સત્યેન્દ્ર-સિંહ, પંડિત મોતીલાલ, 'માલવિયાજી, શ્રીનિવાસ, ખાણુદાસ, ચક્રવર્તી, અરવિંદ ઘોષ, ટાગોર, સાવરકર, મહાદેવભાઈ વગેરે અગણિત વીરોની સ્મૃતિ સહ,–વર્તમાન રાજ્યવ્યવસ્થા અને કોન્ગ્રેસ કારોબારના કર્ણધારો, તથા તેમના અનુયાયી સાથીદારો; અને છેવટે સ્વતંત્ર ચરિત્રના વિષય રૂપ અદ્ભુત પરાક્રમ-શાલી ત્યાગમૂર્તિ સુભાષચંદ્ર બોઝ–તેમની સર્જેલી સેનાસૃષ્ટિસહિત;–આ સર્વ સ્વાતંત્ર્યના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાવા યોગ્ય અમર પાત્રોને તથા અન્ય શહીદોને અને ઇતર રીતે પણ દેશ માટે ન્યૂનાધિક ભોગ આપનાર દેશાભિમાની સ્ત્રીપુરુષોને આ તકે સંભાળવાથી, આપણે તેઓનાં પ્રતિ નિષ્ક્રય વાળી શકતાં નથી, પરંતુ આપણે આપણી પોતાની કૃતજ્ઞતાને જ સ્મરીએ છીએ અને તેઓની કર્તવ્યસ્મૃતિથી વિશેષ પ્રેરણા પ્રાપ્ત કરીએ છીએ.

સ્વદેશભક્ત જ્યોતિર્ધરોના પ્રબળ પુરુષાર્થ-ને સાચી સફળતાની દિશા દર્શાવનાર, તથા આખાય સ્વાતંત્ર્ય–સંગ્રામને પોતાના દિવ્ય જીવનની સાધના વડે મુક્તિમંદિરના દ્વાર પર્યંત પહોંચાડનાર, એક અને અદ્વિતિય નરશાર્દૂલ પુણ્યશ્લોક ગાંધીજીને કેમ વિસ્મરાય ! એટલું જ નહિ પણ તે મહાનુભાવને નોખી રીતે કેમ કરી સ્મરી શકાય એ એક મહાન મુંઝવણનો પ્રશ્ન છે. કારણ કે ભારતમાતાની મુક્તિનો ઇતિહાસ એ સંત પુરુષના શ્વાસોચ્છ્વાસ સાથે સંકળાય-લો છે. એ બન્નેનાં આત્મા અન્યોન્યમાં ઓતપ્રોત છે. 'એણે તો કમાલ કરી'– બસ, એટલા અસાહિત્યિક લાગતા સહજોદ્‌ગારથી જ અલ્પસ્વલ્પ સંતોષ માની શકાય !

× × ×

સત્તાની ફેરબદલી અને સ્વતંત્રતા વચ્ચે કાંઈ ભેદ છે કે કેમ એ સમજવામાં, એ મહાપુરુષની વર્ષો પૂર્વે ઉચ્ચારેલી આર્ષ-વાણી જ આપણને મદદરૂપ નીવડે છે. ગાંધીજીએ પોતાની મક્કમ માન્યતા ધારાસભા-ની ધાડ પૂર્વે પ્રકટ કરી હતી કે, કેવળ સત્તાની ફેરબદલીમાં જ સ્વરાજ રહેલું નથી. સત્તાપલટો એ તો માત્ર સ્વરૂપપલટો છે. સાચા સ્વરાજની સ્થાપનાના મૂળમાં શાસક સત્તાનો પલટો નહિ, પણ પ્રજાહૃદયનો પલટો હોવો જરૂરી છે. એ થશે ત્યારે તેના ચિહ્ન રૂપે સત્તાનું સંક્રમણ અવશ્ય આવશે. કારણ વાવેલું બી વૃક્ષમાં વિકસ્યા વિના રહેતું નથી.

અને ખરેખર, અર્ધી સદીના ઇતિહાસે આપણને દીવા જેવું દેખાડ્યું છે કે, લીગ ઑફ નેશન્સ ( રાષ્ટ્રસંઘ ), બ્રિટિશ પ્રજા-સત્તાકવાદ, સોવિયેટ રિપબ્લિક ( કે નાઝી-વાદ પણ ) વગેરે રાજ્યશાસનની પદ્ધતિઓ દુનિયાનાં દુઃખોનું નિઃશેષ શમન કરવામાં નિષ્ફળ નીવડી છે. કારણ ઉપરોક્ત સંસ્થાઓ કે મંડળોના કાર્યકરો કે સભાસદોના હૃદય-પલટા થયેલા નથી. આ હૃદયપલટાની પૂર્વપીઠિકા બે જ શબ્દોમાં સમજી શકાય છે પણ તે આચરવી અત્યંત દુષ્કર છે. પરંતુ આપણા માટે ગાંધીજીએ પ્રત્યક્ષપ્રતીતિ દ્વારા તેની સમજુતી બહુ સ્પષ્ટ કરી દીધી છે.

એ મહાપુરુષના સિદ્ધાન્તસારને સમજીએ તો–સત્ય એ પરમેશ્વર છે; અને તે પરમે-શ્વરની પૂજા-પ્રાપ્તિ, અન્ય કોઈ રીતે નહિ પણ, નિર્ભેળ અહિંસા દ્વારા જ તે કરવા ચાહે છે. તેનો દેવ રાષ્ટ્રદેવ પણ નથી, સત્યનારાયણ છે. સત્યસાધનાની આરાધના

તે અહિંસાના સાધનથી કરે છે–કરવા પ્રેરે છે. પંદર વર્ષ પૂર્વે તેમણે જણાવ્યું હતું કેઃ

'આ લોક કે પરલોકની કોઈ પણ સિદ્ધિની લાલસા માટે પણ, હું શરૂ કરેલી સત્યની શોધને પડતી મૂકીશ નહિ. આ સત્યસંશોધનના હેતુથી જ મેં રાજકીય જીવનમાં પ્રવેશ કરેલો છે. અને તેથી જો હું શિક્ષિત મહાસભાવાદીઓનાં હૃદય તથા બુદ્ધિને એક સરખી કે સ્પષ્ટ રીતે સમજાવી શકું નહિ તો, તે સ્પષ્ટ છે કે મારે મારા ધ્યેયની સિદ્ધિ માટે, એકલા હાથે પણ એવી અદમ્ય શ્રદ્ધા સાથે કાર્ય કરવું જોઈએ કે, જેથી મારા દેશબાંધવોને જે સત્યની પ્રતીતિ હું અત્યારે કરાવી શકતો નથી, તે સત્યનો સાક્ષાત્કાર કે અનુભવ તેઓને ભવિષ્યમાં થાય.'

સત્ય અને પ્રેમના પૂજારીની અહિંસાની આરાધનાએ ભાવિ કલ્પનાને વર્તમાન વાસ્તવિકતા બનાવી. પણ તેમાં તેમણે રાજ્ય કે સત્તાની ફેરબદલીના બાહ્ય ઉપચારો કરતાં, આંતરિક હૃદયપલટાનું અધિકાધિક મૂલ્ય આંક્યું.

આજે આપણે સ્વતંત્રતાનો પ્રાણવાયુ ગ્રહણ કરી રહ્યા છીએ. એ પ્રાણવાયુ આસપાસના વાતાવરણમાં વેગભરી ચેતનઉષ્મા વહાવે તે પહેલાં તો, તેનો પ્રેરક પુરુષ સ્થળાંતર કરી ગયો છે! ૧૫મી ઓગસ્ટની ઉજ્જવલ ઉષાની મનોરમ સુરખી વરસે તે અગાઉ ક્યારનો ય તે અભયમૂર્તિ કલકત્તાના કોમી દાવાનળની વચ્ચે જઈને વસ્યો છે!

તેને ખબર હશે કે, સ્વાતંત્ર્યના ઉત્સવનો મંગલ પ્રારંભ, તેની ઉજવનારી પ્રજા તે મહાપુરુષના મસ્તક ઉપર કૃતજ્ઞતાનો તાજ પહેરાવીને કરશે? આ અપૂર્વ મુક્તિપર્વના આનંદવધોના પ્રચંડ પૂર ચોમેરથી ધસી આવીને એને અનહદ ઉપકારવશતામાં ડુબાડી દેશે! કરોડો આંખોની ઉત્સવઘેલી કીકીઓ એક જ નરોત્તમના પ્રતિ નેહભીની નજરે નિહાળ્યા કરતી હશે!

અને ખરેખર! મહાત્માની ઈચ્છા જો હિન્દુસ્તાનના સિંહાસન પર બેસવાની થાય (કદિ ન થાય) તો તેને કોઈ નકારી શકે તેમ છે? પણ સારા વિશ્વના સમ્રાટપદ અને સ્વર્ગના ઈન્દ્રાસનની ય આ ફકીરોના અમીરને લવલેશ ક્યાં પડી છે?

એ વૃદ્ધ પુરુષે સૂચક ક્ષણ સાચવી લીધી. આદર્શસિદ્ધિ પછી અપેક્ષિત અનન્તર આદર્શ કર્તવ્યનું માર્ગદર્શન કરાવવા તે મહોત્સવના મહેરામણમાંથી ખસી ગયો. જ્યાં ઉત્સવની શક્યતા અલ્પસમૃદ્ધ હતી ત્યાં તે પૂર્તિ કરવા પહોંચી ગયો. અને પોતાની એ સત્કૃતિ દ્વારા પોતે, આઝાદ બનેલા નરનારીઓને ઉન્માદવશ ન થવા તથા કર્તવ્યપરાયણ બની રહેવા આંગળી ચીંધી. હૃદયપલટાની – એકતાની – અહિંસક આરાધનાનું પોતાનું અસલ જીવનસૂત્ર સંભાર્યું, એટલું જ નહિ પણ તે સૂત્રના યથાર્થ યોગક્ષેમથી જ આઝાદ હિંદ અખંડ અને આબાદ બની રહેશે, એ સૂચવ્યું.

સ્વાતંત્ર્યની સડકે ચાલવાનું સૌ માટે સુગમ કરી આપનાર આ સંત પુરુષની શિક્ષાને, સ્વતંત્ર હિંદીઓ સત્વરે સાર્થક કરી બતાવશે! અને તે માટે સ્વાતંત્ર્ય-સૂર્યનાં કોમળ કિરણો પ્રતિ અંજલિ–અર્ઘ્ય અર્પતાં સ્વહૃદયપરિવર્તનનો પ્રતિજ્ઞા–પડકાર કરી, મહાત્મા તરફનું પ્રારંભક ઋણ પણ થોડું પ્રણું અદા કરવા કટિબદ્ધ થશે!–તો જ **સ્વાતંત્ર્યયુગની શુભ શરૂઆત થઈ ગણાશે.**

સારી શરૂઆતનાં સારાં ફળ જ આવશે. અવિભાજ્ય એકતા વિનાની મુક્તિ દરેક આઝાદ હિંદીજનના હૈયે શલ્ય સમાન સાલે છે. આજની મંગળ પળે આપણે એટલું પ્રાર્થીએ કે હિન્દુમુસ્લિમએકતા ઉપરાંત,

તેની અંતર્ગત રહેલી માનવ માત્રની એકતાને જલદીથી સાધ્ય કરવા, આજે પ્રાપ્ત થયેલી સાંસ્થાનિક સ્વરાજની ઉચ્ચ પરિસ્થિતિ સંપૂર્ણ સહાયરૂપ નીવડો.

× × ×

આપણે સ્વતંત્ર થયા એટલે કેટલાક એવો ભ્રામક ખ્યાલ ધરાવે છે કે તેમને મન-માની પ્રવૃત્તિ નિરંકુશપણે કરવાનો પરવાનો મળી ગયો છે ! પણ તે વાસ્તવિક નથી. સ્વતંત્રતા એટલે નિરંકુશ સ્વચ્છંદતા કે અવ્ય-વસ્થા નહિ. સ્વતંત્રતામાં તંત્ર તો ખરું જ અને તંત્ર એટલે સુવ્યવસ્થા પણ ખરી. પણ આ તંત્ર "સ્વ'નું હોય, 'પર'નું નહિ. અત્યાર સુધી પરદેશીઓ તંત્રવ્યવસ્થાનો ભાર વહન કરતા હતા. હવે તે સર્વ જવાબદારી અને જોખમદારીઓનો બોજો આપણા પોતાના ઉપર પડે છે. પોતાના તંત્રમાં જેટલી ખામી કે અપૂર્ણતા તેટલી મૂંઝવણ અને મુશ્કેલીઓ વધારે અને તેની પૂર્ણતા કે સુધારો પણ આપણે જ કરવાનો રહેશે, તથા તે માટે આપણે લીધેલા ઉપાયના સારાખોટા પ્રત્યાઘાત કે પરિણામોની અસર પણ આપણે જ—આપણી કૃતિના કાર્ય રૂપે—ભોગવવાની રહેશે. એટલે સ્વતંત્રતાનો આદર્શ અને અધિકારના અમલનો વ્યવહાર એ બે વચ્ચે જેટલો સંવાદ સધાય તેના ઉપર સ્વતંત્ર રાજ્યની સફળતા અવલંબે છે.

લોકશાહીના આદર્શ સ્વાતંત્ર્યયુગમાં—ખાસ કરીને હિંદ માટે—ઘણાં ભયસ્થાનો રહેલાં છે તે વિચારવું ઘટે છે. લોકશાહીનો આદર્શ વ્યવહારુ ન બને-તો સ્વાતંત્ર્યનો પ્રકાશ ઘરઘરનું અંધારું ફેડી શકે નહિ. સ્વાતંત્ર્યના શુદ્ધ આદર્શ વિચારોની આબોહવા માનવ-તાના શ્વાસોચ્છ્વાસમાં પ્રવેશી એવી રીતે પ્રાણોમાં પ્રતિષ્ઠિત થઈ જવી જોઈએ કે, જેના પરિણામે મનુષ્ય વ્યક્તિ ( માત્ર વ્યક્તિસમૂહ નહિ ) પોતે કાર્યશીલ વીરતાને ધારણ કરવા પ્રવૃત્ત થાય. નહિ તો સરેરાશ માણસ માટે સ્વતંત્ર-તાનો અર્થ નકારાત્મક ( negative ) કે નિષ્ક્રિયાત્મક બની જવાનો સંભવ રહે છે. અને બીજી બાજુ, જેઓમાં વિશ્વાસ મૂકવામાં આવે તેવી સત્તાધારી વ્યક્તિઓ સ્વતંત્રતાની શુદ્ધ હવા મુક્તપણે પ્રસરવા દેવામાં બીડેલા બારણાં રૂપે બની રહેવાનો, અથવા તો 'ટોટેલીટેરિયન' ( Totalitarian )ના સ્વરૂપનું—સ્વતંત્રતાનો આભાસ કરાવનારું—સમૂહતંત્ર બની રહેવાનો પણ સંભવ રહે એની ના કહી શકાય નહિ.

વ્યક્તિને સમાજ સાથે સંબંધ અને સમાજને લોકતંત્ર સાથે સંબંધ છે. રાજ્ય એ સમાજની રાજકીય વ્યવસ્થાનું તંત્ર છે અને ધર્મ એ સમાજની નૈતિક વ્યવસ્થા છે. સ્વતંત્ર સમાજમાં વ્યક્તિઓ પોતાના સ્વાર્થના રક્ષણ કે હિતમાં અધિક રસ લે અને તેથી વ્યક્તિ વ્યક્તિ ઉપર કે સમાજનો એક વર્ગ બીજા વર્ગ ઉપર આક્રમણ ડખલગીરી કે વિઘાતક અસર કરવા ન પ્રેરાય તે માટે, સમાજના નૈતિક ધાર્મિક અને રાજ-નૈતિક બંધારણની આવશ્યકતા રહે છે.

આ વસ્તુ માનવજાતિના ઐતિહાસિક મૂળમાં રહેલી જણાય છે. પૃથક પૃથક ફરતી માનવવ્યક્તિઓ અનેક અન્યોન્યોપકારક હેતુ-ઓસર એકઠી થવા લાગેલી. જીવનનિર્વાહ તથા જીવનકલહને પહોંચી વળવા, ખોરાક—ઉદ્યોગ વગેરે જરૂરિયાતની સાધનસામગ્રીઓ એકત્ર કરવા, સંયોગો ઉપર કાબુ મેળવવા તથા કુદરતી વિપત્તિઓનો પ્રતિકાર કરવા કે તે સામે ઝઝૂમી શકવા, સમાજરચનાની આવશ્ય-કતા ઊભી થઈ હોવાનું જણાય છે. જીવન-કલહ તથા અસ્તિત્વ ટકાવી રાખવા માટેનો મનુષ્યનો આ આગ્રહભર્યો પ્રાકૃતિક પુરુષાર્થ તેની સ્વાતંત્ર્યભૂખને જ પ્રકટ કરે છે. એ માત્ર સ્થૂળ સાધન મેળવવા માટેનો જ

જીવનસંગ્રામ નથી, પણ સંસ્કારી સમૃદ્ધ અને સુશિક્ષિત જીવન માટેની માનુષી મહત્વકાંક્ષાઓનો પણ તેમાં સમાવેશ થાય છે. સમાજરચનાનો આ ઐતિહાસિક અને બુદ્ધિગત હેતુ વ્યક્તિગત સ્વાતંત્ર્યનો જ પુરસ્કાર કરે છે.

ઉપર કહ્યું તેમ સમાજના ભિન્ન ભિન્ન વર્ગો પણ દમન શોષણ અગર આંતરવિગ્રહને અવકાશ ન આપે તથા તેઓના આર્થિક અને ઇતર અધિકારોનું રક્ષણ થઇ અંધાધુંધી કે અવ્યવસ્થા ન પ્રવર્તવા દે, એવી સંવાદિતા સમાજમાં સચવાય, તે માટે રાજ્યતંત્રની આવશ્યકતા ઊભી થાય છે; અને લોકશાહીનું રાજ્યતંત્ર, તેના આ ધ્યેયવાદને લીધે સર્વોત્કૃષ્ટ ગણાય છે. પણ તે સંપૂર્ણ રીતે સફળ નીવડે તે માટે, વ્યક્તિસ્વાતંત્ર્યને લોકશાસનનું પ્રાથમિક મૂલ્ય ગણવું જોઇએ. પ્રત્યેક મૂલ્ય, ઉપયોગિતા અને સંસ્થાની સાર્થકતા કે નિષ્ફળતાનું માપ, તે કેટલા પ્રમાણમાં વ્યક્તિસ્વાતંત્ર્યના વિકાસને સહાયભૂત થાય છે કે પ્રતિબંધ કરે છે તેના ઉપરથી નીકળી શકે છે. સ્વતંત્રતાને પણ વિધેયાત્મક અને નિષેધાત્મક એમ બે પાસાં હોઇ શકે છે. આર્થિક હિતોની સલામતિ સિવાય, સમયના સાંસ્કૃતિક ઉપયોગ માટેની પ્રેરણા પામી, પ્રત્યેક વ્યક્તિ પોતાના દૈનિક જીવનવ્યવહારમાં સ્વતંત્રતાનો યોગ્ય ઉપયોગ કરી શકે તે માટેના સંયોગોની અનુકૂળતા સારૂ, જાતિ સમસ્તના રાજકીય તેમજ સામાજિક જીવનની ક્રાન્તિકારક પુનર્ઘટનાની અનિવાર્યતા છે. તદનુસાર જન્મ પામતી સ્વાતંત્ર્યયુગની સઘળી નવીન ક્રાન્તિકારી યોજનાઓ કે સંસ્થાઓમાં વ્યક્તિને-મનુષ્યને કેન્દ્રમાં સ્થાન મળવું જોઇએ, કે જેથી સ્વાતંત્ર્યસુખ ચાખવા અને વ્યક્તિવિકાસ સાધવા માટે પણ, તે કોઇ પણ તત્ત્વ ધર્મ કે રાજ, અગર રાજતંત્રની સત્તા યા વ્યક્તિસમૂહ ઉપર અવલંબન ન રાખે,

## રાષ્ટ્ર–પર્વ

[ ભૈરવી ]

રાષ્ટ્રનું અપૂર્વ પર્વ આજે,
હો ધન્ય ધન્ય,
રાષ્ટ્રનું અપૂર્વ પર્વ આજે.
ગગને જયનાદ ભવ્ય ગાજે,
હો ધન્ય ધન્ય,
રાષ્ટ્રનું અપૂર્વ પર્વ આજે.

ખુલ્લી અમ ભોમ હવે, ખુલ્લું આકાશ આ,
પીંજર ને આગળા ન આજે;
કિરણો પ્રગટે નવીન આશા–ઉલ્લાસનાં–
રંક અને રાય સર્વ કાજે :
હો ધન્ય ધન્ય૦

કેસરના પુંજ ભલે ખૂટયા ને ફૂલનાં–
તોરણિયાં હો ન આજ સાજે;
જનનીને કાજ રકત રેલાવ્યાં, એહનાં–
સ્મરણોનો અર્ઘ્ય પૂર્ણ રાજે :
હો ધન્ય ધન્ય૦

ગગને જયનાદ ભવ્ય ગાજે,
હો ધન્ય ધન્ય,
રાષ્ટ્રનું અપૂર્વ પર્વ આજે.

શ્રી હસિત બૂચ

પણ તેટલા પૂરતો તે સ્વાયત્ત અને સ્વાવલંબી બને.

સ્વતંત્રતાનો આત્મા, અસ્મિતા, પ્રાણ, પાયો, પ્રતિષ્ઠા કે જે કાંઇ કહો તે આ વ્યક્તિવિકાસ છે. વ્યક્તિવિકાસ કેવળ વ્યક્તિવિકાસ ખાતર નહિ, તેમજ વ્યક્તિવિકાસ એ સ્પૃહણીય છે તે માટે નહિ, પરંતુ વ્યક્તિવિકાસના પ્રકાશ વિના સ્વાતંત્ર્યનું બીજ વાવી શકાય જ નહિ, ને મુક્તિનું વૃક્ષ ફાલીફૂલી શકે જ નહિ—એ સિદ્ધાન્તના સ્વીકાર ઉપર સાચા પ્રજાતંત્રવાદની ઇમારત ઊભી થવી જોઇએ. પ્રજાતંત્રનો સાચો સંદેશ, વ્યક્તિના ગૌરવની તથા તેની ઐહિક આબાદી અને સાંસ્કૃતિક સમૃદ્ધિની સ્વતંત્રતાનો સંદેશ છે. વ્યક્તિની પોતાની ઉત્ક્રાન્તિનો આશાવાદ એમાં સ્પષ્ટપણે તરવરતો હોય છે. પોતાના આત્મનિર્ણયને વહન કરવાનો તેમાં વ્યક્તિને પૂર્ણ અધિકાર હોય છે. વ્યક્તિ પોતાની શક્તિ અનુસાર, માટીની માનવમૂર્તિઓમાંથી વીર વિરાટ વિભૂતિઓનું સંક્રમણ—સર્જન કરવા સમર્થ બને છે. વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર ઊભેલો સાચો લોકશાસનવાદ જીવનને, તેની તમામ વિકૃતિઓ અને કુરૂપ ક્ષતિઓ હોવાં છતાં,—જીવવા યોગ્ય બનાવે છે, એટલું જ નહિ પણ અનિવાર્ય એવા મૃત્યુટાણાને પણ પ્રસન્નતા અને સ્વેચ્છાપૂર્વક ભેટવાનું લ્હાણું બનાવે છે. આવું છે સાચી સ્વતંત્રતાનું ખમીર !

આપણાં સ્વાતંત્ર્યયુગનું આ તો પહેલું પ્રભાત છે. આપણે આશા રાખીએ કે ઉપર જણાવ્યા પ્રમાણેની દિશામાં, આપણું લોકશાસનતંત્ર સત્વરતાથી અને સહજતાપૂર્વક પ્રગતિકારક પગલાં માંડે. અને તે માટે આપણે એટલે સ્વતંત્ર ભારતનો પ્રત્યેક અણુ—પ્રત્યેક વ્યક્તિ—પોતાને ભાગે આવતી પોતાની ફરજ વફાદારીપૂર્વક અદા કરવા સદા તત્પર રહે. કારણ લોકશાસનતંત્ર એટલે લોકવ્યક્તિ. લોકથી લોકશાહી ભિન્ન ન હોઇ શકે. તે માટે સંસ્થાપિત ફિલસૂફી, સમાજશાસ્ત્ર અને વિજ્ઞાનને મળેલા લ્હાવણ તથા સાધનભંડારનો સમુચિત ઉપયોગ કરવા પૂરતા પણ આપણે સાવધાન બનવું જોઇએ.

× × ×

નૂતન અવતારને પામેલો આપણો રાષ્ટ્રધ્વજ પણ આપણને આપણી આર્યસંસ્કૃતિ અને ભારતની પ્રાચીન ભવ્યતાનું ભાન કરાવે છે. મધ્યસ્થ અશોકચક્ર બળ બુદ્ધિ અને વિદ્યાની પ્રેરણા આપે છે. સંસ્કૃતિના સર્જન અને સંરક્ષણમાં—યોગક્ષેત્રમાં—ધર્મ તથા કર્મશક્તિ, પ્રવૃત્તિ અને નિવૃત્તિનાં બન્ને બળોની આવશ્યકતા છે, એવો આર્યસંદેશ ચક્રવર્તી અશોકનું ચક્ર આપણને આપે છે. ચક્ર જોતાં શ્રીકૃષ્ણના સુદર્શનચક્રની સ્મૃતિ પણ માનસ પટ ઉપર આ શ્રાવણ માસમાં તરવરે છે. ક્રાન્તિકારી ગીતાગાયક વેણુવાદક શ્રીકૃષ્ણની નીતિસર્વોપરિતાના સૂત્રોની વિચારસૃષ્ટિ પણ ખડી થાય છે !

હિન્દુધર્મની દૃષ્ટિએ અધિક માસનું મહત્વ ગમે તે હોય. પરંતુ વિક્રમ સં. ૨૦૦૩ ના અધિક માસ—તેના અંતિમ દિન અમાસની અંતિમ ક્ષણે, ભારતવર્ષને એટલું બધું અધિક આપ્યું, કે જેનાથી અધિક કાંઇ પણ હોવાનો સ્વપ્ને પણ સંભવ ન હોઇ શકે. ધન્ય હો, મુબારક હો એ અધિક માસ અને એ અમાસ, જેણે સ્વાતંત્ર્યની જ્યોત્સ્નાને જન્મ આપ્યો. અને અમર રહો એ સ્વતંત્રતાની આબોહવા, સનાતન સંસ્કૃતિને નિત્ય નવા સ્વાંગ ધરાવતી અને આર્યત્વથી સોહાવતી સુભગ રહો.

નવયુગના આ અમૂલ્ય અવસરે આપણે સૌ સહૃદયતાપૂર્વક ઉપનિષદનો શાંતિપાઠ સ્મરીએ:

ભદ્રં કર્ણેભિઃ શૃણુયામ દેવાઃ
ભદ્રં પશ્યેમાક્ષિભિર્યજત્રાઃ ।
સ્થિરૈરંગૈસ્તુષ્ટુવાંસસ્તનૂભિ—
ર્વ્યશેમ દેવ હિતંયદાયુઃ ॥



# ઝંડાવંદન

ફરર ફરકો ગગનગામી તું સ્વતંત્રતા – શૃંગાર, ઝંડા ! નમું તને.
સભ્ય સનાતન સંસ્કૃતિસર્જક આર્ય નૂતન અવતાર, ઝંડા ! નમું તને.
દેશભક્તિ ને સ્નેહ સમર્પણ શહીદ–શહાદતસાર, ઝંડા ! નમું તને.
ત્રિભુવનવિજયી લહું ત્રિરંગે સત્યધર્મસંસ્કાર, ઝંડા ! નમું તને.
ગજવ ગર્જના ખંડ ખંડ તું ભારતભવ્યવિચાર, ઝંડા ! નમું તને.
જડ ચેતનમાં ભદ્ર ભરી દે સુંદરશિવઆગાર, ઝંડા ! નમું તંને.
જનમનનાં સહુ શોક શમાવે, અશોકચક્રાકાર, ઝંડા ! નમું તને.
વિશ્વ વિરાટે અણુ અણુ પામો, પરમાનંદ અપાર, ઝંડા ! નમું તને.
ઉજ્જ્વલ તુજ શું ઉન્નત અમ હો અનિરૂદ્ધ ઉદ્ધાર, ઝંડા ! નમું તને.
પરમ મુક્તિના મંગલ પર્વે અખંડ દે અધિકાર, ઝંડા ! નમું તને.
ભારતમાતા–વિશ્વવિધાતા–કેરો તું ઉદ્ગાર, ઝંડા ! નમું તને.
યાવચ્ચંદ્રસૂરજ યુગ યુગ હો તુજ યશજયજયકાર, ઝંડા ! નમું તને.
રાષ્ટ્રવિધાયક મહિમા તારો અણનમ અપરંપાર, ઝંડા ! નમું તને.
દેવિજન ગાતાં વિરમી જાતાં, વંદે વારંવાર, ઝંડા ! નમું તને.

શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ

# ઋગ્વેદની ઉપમાઓ.

શ્રી. હરિશ્ચંદ્ર વૈદ્ય

આ ખાસે પાદને કે ઋચાને આલિંગતી ઉપમાઓ, કે જેઓ ઘણે ભાગે મંત્રો તરીકે વપરાય છે અને જેમનો વેદમાં વખતોવખત ઉપયોગ થાય છે તેનું, પ્રો. બ્લુમફીલ્ડ અને સહિતાની મદદથી એકત્ર કરવા પ્રયત્ન કર્યો છે; જો કે તેમાં ત્રુટિઓ અથવા તો વેદને ન પહોંચી વળવાની અશક્તિ જાહેર થાય તેવું પણ બને તો તે ક્ષમ્ય જ હશે એમ માનીને જ મારો આ પ્રયત્ન છે.

ઋગ્વેદને સમજવો આપણે વધારે અઘરો માન્યો છે, અને તેથી તેની અંદર રહેલી શક્તિઓના ભોક્તા આપણે બન્યા નથી. ભાષાની દૃષ્ટિથી તે અઘરો મનાયો છે કારણ કે આપણને તેને પ્રથમથી શીખવ્યો—બતાવ્યો નથી. Classicalr સંસ્કૃત શીખતાં વિદ્યાર્થીને એટલી મહેનત કરવી પડે છે કે ' વેદ ' એમ ખ્યાલ આવતાં તે હેબતાઇ જાય છે. ખરી રીતે સંસ્કૃત શીખવાની શરૂઆત વેદથીજ થવી જોઇએ. કારણ સામાન્ય સંસ્કૃત જાણ્યા પછી પણ વિદ્યાર્થી વેદની ભાષા સમજી શકશે, તે પુરવાર કરવું રહેલું છે. अग्निमिळे पुरोहितम् અથવા गणानां त्वा गणपतिं हवामहे જેવાં રસપ્રદ અને સહેલાં સુક્તોને સમજવાં કે વિચારવા માટે સામાન્ય ભાષ્યની જ જરૂર પડે. સૂર્યને પ્રકાશની દૃષ્ટિએ જોવો તેટલો જ વેદને કાવ્યની દૃષ્ટિએ જોવો, એ સરખું છે. વેદની કાવ્યશક્તિ, અલંકાર અને વસ્તુ એટલી સચોટ છે કે તેનો એક પણ શબ્દ, અરે વર્ણ પણ અર્થહીણો લાગતો નથી. ઘણાઓનું માનવું છે કે વેદ અને યજ્ઞ અવિભાજ્ય છે. પરંતુ યજ્ઞ પણ સાહિત્યનો પ્રકાર કાં ન ગણાય ? છંદોની છણાવટ અને તત્ત્વ વિવેચના, અમુક મંત્રની અમુક અસર હોવા બદલની દલીલો વગેરે, જો યજ્ઞ જેવા પ્રયોગો અને પ્રસંગો ન હોત તો કદાચ અદ્ધર રહી હોત. પરંતુ વેદનો ઘણો મોટો ભાગ ઘણા જ ઉમદા કાવ્યનો નમુનો છે. તે સાહિત્યનાં ઘણાં ખરાં અંગોને સ્પર્શે છે. તેમાં, પ્રહસનો ( दर्दुर सुक्त ) નાનાં પદ્યમય નાટ્યપ્રયોગો ( नदी सुक्त ) અને શબ્દની ઝમકભર્યાં સુંદર વાતાવરણ સર્જે તેવાં ઉત્કૃષ્ટ વર્ણનાત્મક કાવ્યો પણ છે. દા. ત. उषा सुक्तो આ ઉપરાંત અલૌકિક શક્તિ ધરાવતા મંત્રો પણ છે કે તેના ભાષ્યકારો પણ સમજી શકતા નથી. આ બધી વસ્તુઓ ઉપર વિદ્વાનોએ થોડે ઘણે અંશે પ્રકાશ પાડયો છે. છતાં ભાગ્યે જ બે કે ત્રણ અગ્યા ગાંઠયા વિવેચકોએ આપણા પ્રસ્તુત વિષયને સ્પર્શ કર્યો છે. અત્યાર સુધીમાં, બ્લુમફીલ્ડ, હીલ્લ, અને માત્ર ઉષાનાં સુક્તોમાંથી જ ઉપમા શોધતા પ્રો. નારાયણરાવ પીલ્લાઈ છે. પરંતુ આખાયે વેદની અંદર તદ્રૂપ બની એક એક ઉપમાને શોધી તેમાં વાતાવરણને યોગ્ય સાંસ્કૃતિક રીતે શું નિયોજન કરવામાં આવ્યું છે. વગેરે સંબંધી સંપૂર્ણ શોધખોળ હજુ કોઇએ હાથ ધરી હોય તેમ જણાતું નથી.

સાહિત્યનો કાલ નક્કી કરવા માટે, સંસ્કૃતિના ઇતિહાસ માટે, તથા કવિની આત્મસવેદના અને દર્પ એ બધાં માટે, સૌથી પ્રથમ ચાલી તે ગદ્ય કે પદ્યમાં વપરાયેલ ઉપમાઓ કે રૂપકો. એથીલીયસ, સોફોકલીસ, યુરીપોડીસ, વગેરેનાં સાહિત્યની શોધખોળ ચલાવતા વિદ્વાન Mr. (Poez)નો અસરકારક મત છે કે,

" The poetical metaphors and similes are the naturao

outcome of the respective spirit of the age, of the poetic tendencies and of the inclination of the poets."

આમ કવિઓ અને તેમની સમકાલીન સંસ્કૃતિનું માપ કાઢવા માટે, રૂપકો તથા ઉપમાઓની માપપટ્ટી લેવી જોઇએ. ઋગ્વેદ 'હોમર' કે 'એશીલીયસ' જેવા આદ્ય કવિઓ જેવા આર્ય કવિઓનો આવેલો ગીતસંગ્રહ છે; પરંતુ તેના કરતાં અન્ય સંસ્કૃતિઓનાં હાલરડાં એ ઋગ્વેદનાં સૂત્રો તે છે એમ કહીશું તો તે અનુચિત નથી.

તેથી આની અંદર એની ઉદાત્ત કલ્પનાઓ કે તદ્જન્ય અલંકારોની અપેક્ષા ન રાખીએ છતાં યે, જ્યારે તેની કલ્પના કે ઉપમાઓ માટે સદીઓ ગયે પણ આપણે આશ્ચર્યજન્ય મુગ્ધ સેવીએ છીએ ત્યારે જ તેની શક્તિઓનું મૂલ્યાંકન થાય છે.

વેદની ઉપમાઓના લાક્ષણિક ગુણોમાં પ્રથમ ગુણ તેના યોગ્ય સ્થાનનો છે. સુક્તમાં વાતાવરણ અને ભાવને અનુસરી ઉપમા એટલું સચોટ અને સાહજિક સ્થાન લે છે કે તેની ત્યાંની ગેરહાજરી આપણે કલ્પી શકતા નથી. બીજી લાક્ષણિકતા તેની વેધકતા છે. દા. ત. इन्द्रं उक्थानि यावृधु समुद्रमिव सिन्धवः । આમાં જાણે આર્ય કવિઓ રૂપકો અને ઉપમાઓનો જ શ્વાસ લઈ રહ્યા હોય અને જેમ શ્વાસ જીવનની જરૂરિયાત છે તેમ ઉપમા એ વેદની જરૂરિયાત છે તેમ લાગ્યા વગર રહેતું નથી. ઉપમા મુકવા ખાતર નહિ પરંતુ અપેક્ષિત છે તે રીતે જ તે સ્થાન લે છે. આમ તેની વેધકતા અન્ય અનેક દાખલાઓથી પુરવાર થઇ શકે છે.

કેટલીક ઉપમાઓ વેધક હોય. યથાસ્થાને હોય છતાં રસની દૃષ્ટિએ ઠીક નથી હોતી, અર્થાત્ રસમાધુર્યની ખામીવાળી હોય છે. પરંતુ તેવું ઋગ્વેદમાં નથી. રસમાધુર્ય એટલે જે રસમાં સુક્ત ઝબોળાતું હોય તે રસને અનુરૂપ જ તેની ઉપમા હોય અને તેમાં રહીને માધુર્ય જન્માવે; તેવી ઉપમાઓ લગભગ વેદની બધી જ છે એમ કહીશું તો અતિશયોક્તિ નથી. દા. ત. વરસાદની ઝડીઓ પડતી હોય અને પવન ફુંકાય છે, તેથી વૃક્ષોના ઝુંડ આમતેમ હાલે છે અને પવનના સુસવાટ સાથે પોતાનો ખખડાટ મીલાવી રહ્યાં છે. પણ વળી આકાશમાં; ગડગડાટ થતો હોય. આ બધું વાતાવરણ જોઇ આર્ય કવિ વનપશુઓનાં જુદા જુદા અવાજોમાં, સાવજની ત્રાડની માફક પર્જન્યની ત્રાડ તેના સર્વ ગડગડાટોમાં તરી આવે છે, તેમ બતાવે તો ખરેખર તે બધી જ ગુણયુક્ત ઉપમા કહી શકાશે. જેમકે दुरात् सिंहस्तनथा उदीरते ।

વેદની ઉપમાઓ એ નાની સરખામણીઓ (Petty Comparisons) છે તથા તેનામાં Homer કે Miltonનાં મહાકાવ્યો જેવી મહોપમાઓ નથી. એવું પાશ્ચાત્ય વિદ્વાન Arnold Hizelનું કહેવું છે. પરંતુ તેમણે જાણવું જોઇએ કે કદની નાનાશ એ ઉપમાનું માપ નથી. નાની છતાં યે સર્વાર્થસંપૂર્ણ હોય કે જેને વિસ્તૃત (expand) કરતાં Miltonic Simile કરતાં યે પણ મોટી થઇ જાય તો તેની નાનાશ એ સાહિત્યની દૃષ્ટિએ ગુણ જ સમજવો જોઇએ. એ સ્પષ્ટ છે. વેદમાં સોમરસના પાત્રને કે જેમાં રેડાના સોમરસનું પીણું થાય છે, અવાજ થાય છે, પાત્ર વિશાળ છે વગેરે વસ્તુઓ ધ્યાનમાં લઈ કવિ તેને समुद्रेन કહી ધ્વનિ આપણી આગળ મુકી દે તો તે શું અલ્પ છે ! વળી વેદની ઉપમા સીધી, સાદી, અણગુંચાયેલી અને ચિત્રમય છે. તેના કાવ્ય સૌન્દર્ય પર વિવેચન કરતાં પ્રો. મેકસમુલર કહે છે.

"As to the beauty, we must find it, in the absence of all workmanship & extravagance and in the simplicity of their spirit."

વિવિધતા તો વેદની ઉપમાઓનો આત્મા છે, અને તે મેળવવા માટે કવિયોને ફરવું પડતું નહતું. કુદરત તો તેમનું આંગણું હતું. વનસ્પતિ અને પત્થરો, નદીઓ અને ઝરણાંમાં પ્રભુત્વ જોતાં તેઓને ઉપમાઓમાં વૈવિધ્ય લાવવાનું સહજ હતું. બલ્કે તેવી ઉપમાઓ તેમને મન સ્વભાવિક હતી. તેમના વૈવિધ્યમાં આ રીતે સમાજ, સંસ્કૃતિ, પ્રકૃતિ, સ્ત્રી અને મુખ્યત્વે કુદરતી તત્વો વગેરેનાં ક્ષેત્રોનો સમાવેશ થાય છે. દેવો અને દેવો વચ્ચેની તેમની સરખામણીઓમાં આપણે ન પડતાં આપણા જ વિષયમાં જઈશું તે ઉચિત રહેશે.

વિશિષ્ટતાઓને લક્ષમાં લેતાં, મમ્મટની પદ્ધતિ અનુસાર તે અમુક પ્રકારની જ છે, એમ કહી શકાય નહિ, છતાંયે साधर्म्यं उपमा भेदे નું મમ્મટનું સૂત્ર છોડીને વિહરતી નથી. સામાન્ય ઉપમાઓ જોતાં એક વસ્તુ કહેવાની રહી જાય છે અને તે ઉપમાન અને ઉપમેયની બાબત. આપણા ક્રમ કરતાં થોડી ઘણી ઉપમાઓના ક્રમ ઉંધા લાગે છે. આપણું ઉપમાન ઘણું કરીને કોઇ પ્રાકૃતિક તત્ત્વ હોય છે. જ્યારે ઋગ્વેદમાંનું ઉપમાન મનુષ્ય અને તેનો સ્વભાવ હોય છે. અર્થાત્ કુદરતી તત્ત્વોમાં સ્વભાવનું આરોપણ એ વેદની ઉપમાનું વિશિષ્ટ તત્ત્વ છે. इन्द्रं वत्सं न मातरः વત્સને જેમ માતા, તેમ ભક્તને ઇન્દ્ર છે. અહીં માતૃસ્વભાવ ઉપમાન તરીકે આવેલો છે તે સહજ જણાશે. આવી ઉપમાઓ હમણાં હમણાં આપણને ઘણી જોવા મળે છે.x પરંતુ મધ્યયુગમાં તેમ નહતું. સામાન્ય રીતે abstract (અમૂર્તભાવ–વિચાર) ને ઉપયોગ બનાવવામાં એક લાભ આર્ષ કવિએ જોયો છે. અને તે Concrete (મૂર્તવસ્તુ)ને ઉપમાન બનાવી તે દ્વારા વાચકને સમજાવવાનો. ઇન્દ્રનો ખ્યાલ આવવા માટે તેનું ઉપમાન Concrete હોય તો જ શક્ય બને, નહિ તો તે આભાસવત્ જ રહે. જો ઉપમાનનો આરસો मातरः ન હોત તો ઇન્દ્રને તે રીતે સમજવો દુર્ઘટ થઇ પડત. આ વિશિષ્ટતામાં વેદની ઉપમા અજોડ સ્થાન ભોગવે છે તે નિઃશંક જ છે.

જ્યારે જ્યારે વેદનાં સૂક્તો આપણે વાંચીએ છીએ, સમજવા પ્રયત્ન કરીયે છીએ ત્યારે ત્યારે ક્ષણે ક્ષણે વિચિત્ર વસ્તુઓને જાણવાની મથલાળ લાગે છે. તેમાંની આ એક છે. પ્રથમ આપણે બધાં જ એમજ સમજી લઇશું કે, વેદ કાળનો તખ્તો એ અખિલ હિંદુસ્તાન જે વર્તમાન છે તે નહિ પરંતુ સપ્તસિન્ધુ તરીકે ઓળખાતો અને તે જંબુદ્વીપ અર્થાત્ એશિયાનો એક ભાગ છે. સપ્તસિંધુ એટલે 'સાત સમુદ્ર' સમજવા વિદ્વાન વાચકો ભૂલ ન કરે. છતાં ચોખવટ ઇષ્ટ છે. સપ્તસિંધુ એટલે સાત નદીઓનો પ્રદેશ અને તે જેલમ, ચિનાબ, રાવી, બિયાસ, સતલજ, સિંધુ અને સરસ્વતી. વેદમાં જેલમ વગેરે નદીઓનાં નામ જુદાં છે. તે વખતે હિંદનો મોટો ભાગ સમુદ્રમાં હતો. એટલે સરસ્વતી જે કચ્છનાં રણને મળે છે ત્યાં પ્રથમ સમુદ્ર હતો અને આ રીતે સરસ્વતીને કુમારિકા કહેવી અયોગ્ય છે. ( જો કે સરસ્વતી માટે હાલની સરસ્વતી વિશે અનેક શંકાઓ ઉત્પન્ન થઇ છે, જે અત્રે અપ્રસ્તુત હોવાથી લીધી નથી ) આવા જલપ્રદેશમાં રહેતા આર્યોનાં માનસમાં ઊઠતા કલ્પનાતરંગોમાં સમુદ્રના તરંગોની કલ્પના જો પ્રાથમિક રીતે રમે તો તે સ્વાભાવિક જ છે. આથી, આખાયે ઋગ્વેદમાં આપણને ઠેર ઠેર સમુદ્ર કે નદીને મારેની માનુષી ભાવોની ઉપમાઓ નજરે પડે છે. જેમાં પર્વત

x કવિ ન્હાનાલાલની કવિતામાં આનાં દર્શનો મળી આવશે.—સં૦ શ્રી.

પરથી નદીનું વ્હેવું, સમુદ્ર તરફ જવું વગેરે પર તો ખાસ જ ઉપમાઓ વેરવામાં આવી છે. વેદમાં ' न 'નો અર્થ इव કરવાનો છે. જો કે આઠમા મંડળમાં इव વાપરવાનો પ્રચાર થઇ ગયો છે. સમુદ્ર ઉપરની ઉપમાઓ જે વારંવાર વેદમાં વાપરવામાં આવી છે તે પૈકી નીચે પ્રમાણે છે.

(૧) **समुद्रेन इ** મંડળ (૨) **सिन्धवो यादमानाः** ૩–૬ મંડળો, (૩) **इन्द्रं उक्थानि यावृधु समुद्रमिव सिन्धवः** (જેમ નદીઓ સમુદ્રને ભરેલો રાખે છે તેમ આપણી પ્રાર્થનાઓ ઇન્દ્રને–એટલે બલ વધારો) (૪) **समुद्रं न संकरणे सनिश्यवः। आपो न प्रवता यतीह समुद्र इव पिन्यते** ૧–૬–૮ મંડળો.

સોમરસ વાસણમાં, જેમ વિશાળ સમુદ્ર બ્રહ્માંડના વાસણમાં હોય તેમ, લાગે છે. અથવા તો એક વાસણમાંથી બીજાં વાસણમાં રેડાવું તે નિનાદ કરતી નાની નદી જેવું છે. વગેરે સોમરસના માદક કવિઓ ઉપમાઓની ઝડીઓ સોમરસ ઉપર દીધે જ જાય છે. વળી આગળ જોઇશું તો સર્વમાં હલેસાં, વહાણ, સમુદ્ર, શુકન પક્ષી વગેરેને લગતી ઉપમાઓ ઘણી છે–જે આપણને આર્યોની સામુદ્રિક ઉજ્જવલ કીર્તિનું ભાન કરાવે છે તથા સમુદ્રખેડાણ કેટલું ઉમદા અને પ્રબળ હશે તેનો સહજ ખ્યાલ આપે છે. સપ્તસિંધુના પ્રદેશમાં રહેતા આર્યો ઢાંકયા રહે તેવા નથી. પોતાની કુશળતા દાખવવા એક સુંદર ઉપમા રજુ કરે છેઃ

**इयर्ति वाचम् अरितेव नावम् ।**

(તે તેની પ્રાર્થનાને હલેસાં મારનાર જેમ પોતાની હોડીને જવા દે છે તેમ). વળી રેડાતા સોમરસનો અવાજ સાંભળતાં કવિને કેવી સુંદર દરિયાઇ ઉપમા આવે છે.

"શકુન પક્ષીનો અવાજ સાંભળતાં નાવિક જેમ પોતાની નાવને મુકે છે તેમ (કુંડામાંથી) પડતા સોમના અવાજને લક્ષને ચાલો આપણે જઇએ..." સોમપાનની આ પ્રમાણે સાદી વાતમાં પણ આવી ઉત્કૃષ્ટ ઉપમાઓ આપી શકે છે, કે જેને લંબાવીએ તો, ચોક્કસ તો મહાકાવ્યમાં વપરાતો પાશ્ચાત્ય ઉપમાનું કામ કરી શકે. વળી અસર પણ નાવિક પ્રજાની જ છે. કારણ શકુન પક્ષીનો વિચાર ઘણું કરીને આપણને પાશ્ચાત્ય સાહિત્યમાં મળી આવે છે. દરિયાઇ ઉપમાઓ જોયા પછી તેટલે અંશે આર્યોએ દરિયો ખેડયો હશે અથવા કિનારો, તેના અવાજો, મોજાંઓનાં ભોક્તાઓ બન્યાં હશે તેવો ખ્યાલ કરવા અવશ્ય આપણું મન લલચાય છે.

(ક્રમશઃ)

# ઓ સંત તારૂં સ્વપ્નું સાચુ થાય.



ઓ સંત ! તારૂં સ્વપ્નું સાચું થાય,
છોડી મારો દેશ વિદેશી જાય,
વિદેશી જાય (૩) ઓ સંત તારૂં૦

ઝળક્યા ઝળહળ ભારત તારા, ભાગ્યવિધાતા, ભાગ્યસિતારા,
સત્ય અહિંસાના વ્યોમ ધખારા, જોઇ ગુલામી જાય....
ગુલામી જાય (૩) ઓ સંત તારૂં૦

ઉગ્યો સૂરજ સોનાનો વ્યોમે, આનંદ વ્યાપ્યો છે રોમે રોમે,
ભારતનાં સંતાનો જો ને, મુક્તિગાણું ગાય....
ગુલામી જાય (૩) ઓ સંત તારૂં૦

બસો વર્ષથી ભડકે બળતી, જંજીરોથી જકડાઇ મરતી,
સંત ઓ ! તારા પુણ્યપ્રકોપથી, મૈયા મુક્ત જ થાય....
ગુલામી જાય (૩) ઓ સંત તારૂં૦

મુક્તિ આજે આંગણે આવી, નવ ખંડો દશ દિશાઓ જાગી,
વિશ્વ ઇતિહાસે આજે હિંદની, અજબ સિદ્ધિ લેખાય....
ગુલામી જાય (૩) ઓ સંત તારૂં૦

શ્રી. બાબુભાઇ શાહ

# ઘર ભણી

શ્રી. લક્ષ્મીકાન્ત ભા. વ્યાસ

જ્યારે એક મેઘલી રાતે મને એકલી મૂકી મારા પતિ ચાલ્યા ગયા ત્યારે આત્મસંતાપથી હું સમસમી ઉઠી. મને થયું: આ અન્યાય ઇશ્વર જરા ય નહિ સાંખે; માત્ર નાનકડા પ્રસંગને આટલું મહત્વ આપી મને તે તરછોડી ગયા ત્યારે મને તેમના આવેશભર્યા વર્તનથી દિલમાં ઉદ્વેગ થયો પણ મારા વર્તન માટે પરતાવો જરા ય થયો નહિ.

અને શા માટે મારે પસ્તાવું જોઈએ ? અમારા વચ્ચે રહેલી વિરોધાભાસની દીવાલ તો તેમણે ક્યાં ઊભી નહોતી કરી ? એ શિક્ષિત હતા, અન્યની લાગણીઓ સમજવાનો દંભ પણ રાખતા, પરંતુ ડગલે પગલે મારી નિર્બળતાઓ અને ઉણપો માટે શું હૈયા-સોંસરા નીકળે તેવા કટાક્ષો તે નહોતા ફેંકતા ? પોતાના પરિચયની દેખાવડી સુંદરીઓની તે મારી સમક્ષ પ્રશંસા કરતા ત્યારે મારા હૈયામાં ન સમજાય તેવી ઈર્ષ્યા ભરાઈ જતી. તેમના લાગણીશીલ સ્વભાવની મને કદર હતી. કોઈકવાર ઘણુંખરું ઉલટું હું કર્યા કરતી, કારણ મને તેમને ચીઢવવામાં પણ મઝા પડતી. અમને સ્ત્રીઓને આવી સ્વાભાવિક ખાસીઅત રહે છે.

દુર્ભાગ્યે તે સમજ્યા કે હું તેમના અરમાનોને હસી કાઢું છું. ખરેખર તેમ નહોતું. અમે સ્ત્રીઓ ટીકા કરીએ છીએ કે કંઈ વિરૂદ્ધ વાતનું દલીલોથી સમર્થન કરીએ છીએ ત્યારે સાચી રીતે એવી ચર્ચાદ્વારા અમારા પ્રેમીના હૈયાનાં ઊંડાણનો તાગ કરી લઈએ છીએ. સ્ત્રીઓ થોડું બોલીને સામા પાસેથી ઘણું કઢાવી શકે છે.

પરંતુ મને એક બાબતની ખાત્રી હતી કે તે ભલે આવેશમાં ચાલ્યા ગયા હોય, પણ એમની એક નિર્બળતા હતી કે, જેમને તે ચાહે છે તેમને કોઈ કાળે હૈયામાંથી સદંતર કાઢી શકતા નથી. મને ખાત્રી હતી કે આજે નહિ તો મહિને, વરસ દહાડે તે પાછા આવશે જ. કારણ એમનું સરળ, હેતાળ, લાગણીશીલ હૃદય, તેમ કરવા તેમના સમગ્ર હૈયાના તારોને ઝણઝણાવી મુકશે.

તેત્રીસ દિવસ આમ ઝંખનામાં વીતી ગયા પણ નાનકડી ચબરખી સરખી ય મળી નહિ. પ્રારંભના થોડા દિવસ મ્હેં તેમના અનેક દોષ કલ્પી, મારી જાતનો બચાવ કરવાનો મનોમન આત્મસંતોષ લીધો. પરંતુ દિવસો વીતતા ગયા તેમ મારા સ્વામીનો સદૈવ પ્રયોગશીલ હેતાળ સ્વભાવ અને વર્તન વારંવાર આવી મારા હૃદયને હિલોળે ચઢાવવા માંડયા. હવે મારા દોષોનું ઉત્તરોત્તર મને સ્પષ્ટ ભાન થવા માંડયું. તેમના પ્રયત્નો, સમજાવટ, સમભાવ, મમતા અને મારી ઝક તથા નિષ્કાળજીથી તેમનામાં ઉદ્ભવેલી નિરાશા અને ઉદ્વેગ ક્રમશઃ આવી આવીને મને ખળભળાવી મૂકવા માંડયાં.

દિવસભર મગજમારી કરી મને અક્ષરજ્ઞાન આપવા, સાહિત્યપ્રતિ મારી રસવૃત્તિ કેળવવા, તે કલાક સુધી મથતા ત્યારે કંટાળાથી હસી હું તેમને ચીઢવતી. જ્યારે તે મને ગાના માટે, ફરવા માટે, શિષ્ટ–મિત્ર–કુટુંબોમાં મળવા માટે લઈ જતા ત્યારે મારી રૂઢ, પુરાણી રીતભાતને ચુસ્તપણે વળગી રહી હું એક પ્રકારની ઉપેક્ષા જ બતાવતી. મને લાગવા માંડયું કે હાથે આવેલું રત્ન જાતે થઈને મ્હેં ફેંકી દીધું છે.

મારાં અંતરમય ઊંડાણુમાં સ્થાપિત થયેલા નારીસુલભ અભિમાનથી આ વ્યથા અંતરમાં જ ભડકે બળવા છઇ હું શોષાવા માંડી

મને થયું કે તે જરૂર અન્ય સ્થળે જઇ પરણી ગયા હશે અને સુખી સંસાર ભોગવતા હશે. પ્રત્યેક વ્યક્તિને સુખી થવાનો હક્ક છે. એના પ્રામાણિક હક્કમાં હું અંતરાય નાંખી શકું નહિ. તેમની ખબર એટલી મળી કે તે ક્યાંક દૂર દેશમાં સારી સ્થિતિમાં દિવસો વીતાવે છે. મને થયું કે એક વાર એમને શોધી કાઢી તેમના પગ પકડી લઉં. મને શ્રદ્ધા હતી કે તે મને તરછોડી–ધકેલી તો નહિ જ મૂકે. પણ શા સારૂ એમ બળાત્કારે એમના સતત અણગમાને સેવી આ લાંચ્છિત પરવશ જીવનો બોજો તેમના પર નાંખવો ? એમના હૈયામાં પોતાની પત્ની માટે લેશ પણ દયા હશે તો એક વાર તે આવશે અને મને કૃપા અને ક્ષમાના અમીથી ધન્ય કરી મૂકશે.

ન સમજાય તેમ મારા જીવનનું પરિવર્તન થતું હતુઃ સવારસાંજ હું ઇશ્વરને પ્રાર્થના કરતીઃ ' હે ઇશ્વર ! મારા સ્વામીને જ્યાં હોય ત્યાં સુખમાં રાખજે. આવડા મોટા સંસારના અનેક પ્રલોભનોમાં મારી સ્મૃતિ તેમના હૈયામાં સતત ઉદ્વેગ અને અણગમાની કણી બની ખૂંચ્યા ન કરે એટલું કરજે, એમની બીજી પત્ની સાથેનો સંસાર ખુબ સુખદાયક રહો પણ હૈયાને એક ખૂણે મારી નાચીઝ સ્મૃતિનું ગુલાબ મુરઝાયા વિનાનું રાખજે !' ધીમે ધીમે દિવસનો મોટો ભાગ હું અનેક સક્રિય પ્રવૃત્તિઓમાં ગુજારવા માંડી. હું થોડુ ભણું ભણેલી હતી પણ ગામડામાં ઉછરેલી હોવાથી શહેરની ચબરાક, તેજસ્વી, આકર્ષક બહેનો સાથે વ્યવહાર કરતાં મને અત્યંત સંકોચ થતો. મારી પાસે માત્ર એકજ ગર્વ લેવા જેવી વસ્તુ હતી અને તે તંદુરસ્તીએ બક્ષેલું કાઠું સુદઢ શરીર. મેં બપોરે ઉદ્યોગાલયમાં જઇ શ્રમ કરવા માંડયો. સવારમાં એક પ્રૌઢ વયનાં બહેન પાસે બેસી હું અંગ્રેજી ભાષાજ્ઞાન મેળવતી. સાંજે એક સંગીતની જાણકાર બહેનપણીની પાસે થોડી તાલીમ લેતી. મને જીવનમાં રસ લાગવા માંડયો. લોકો મારા પર દયા ખાતા ને મારા પોતાના દુર્ભાગ્યની ચર્ચા કરતા ત્યારે હું ત્યાંથી ખસી જવાનું જ વધારે પસંદ કરતી.

પતિ પ્રત્યેની મારી કોમળ લાગણીઓ વિયોગથી, પ્રતિકૂળતાઓથી તપીતપીને કંચન જેવી વિશુદ્ધ અને મૃદુ બનવા માંડી હતી. તેમનું અહર્નિશ સ્મરણ સંતાપને બદલે હૈયાને સુખ અને ઉષ્મા આપનારૂં નીવડતું. હું કલ્પનામાં તેમનું સાન્નિધ્ય અનુભવી સમાધિસ્થ બની જતી, અને દિલની સિતારી મૃદુ રવે રણકાર કરી મૂકતી :

" ઓ સ્વામી ! હું આપને લાયક નથી બની રહી ? આપના શબ્દોના તાલે મારૂં હૈયું તો શું પણ સમસ્ત ચિત્તતંત્ર અને અંગઉપાંગો નર્તન કરી ઊઠે છે...હવે હતાશ ન બનશો, તમારી જમના તમારે માટે કલા, સંગીત, અને સૌંદર્યથી તમારા નાનકડા ગૃહસંસારને પલ્લવિત કરી મૂકશે. જ્યારે જીવનની કોક ધન્ય ઘડીએ આત્મવિકાસની તપશ્ચર્યાથી સંતુષ્ટ થઇ તમે જ પરમ આનંદમાં આંખો મીંચી એને તમારામાં સંતાડી દેશો. "

અઢી વર્ષ થયાં પણ તે પાછા આવ્યા નહિ. મારો ઉકળાટ પરાકાષ્ટાએ પહોંચી ગયો. મધુર યૌવનનાં અમૂલાં વર્ષો આમ નિરર્થક વહી ગયાં હતા. એ કેમ સહેવાય ? કોકવાર છાનીમાની હું રડી લેતી, ને પાછી કામે વળગી જાતી. બમણા જોશ ને ઉત્સાહથી વિવિધ પ્રવૃત્તિઓમાં માથું ખોસી

હું અંતરની વ્યથા ભૂલી જવા પ્રયત્ન કરતી. એકવાર હું પકડાઈ ગઈ.

અકસ્માત જેમ માનવીના જીવનને દુઃખમાં ધકેલી મૂકે છે તેમ ઘણીવાર સુખ અને અકલ્પ્ય આનંદના અભિનવ દ્વાર ઉઘાડાં મૂકી શકે છે. હું મારાં એક સ્નેહી બ્હેન ચારૂમતિને ઘેર દિવાનખાનામાં બેસી ઉનનું સ્વેટર ભરી રહી હતી, તેવામાં અચાનક ટેબલ પરના એક ફોટા તરફ મારી દષ્ટિ ગઈ. કુતૂહલથી એ ફોટાને હાથમાં લઈ મ્હેં ધ્યાનથી નિરખવા માંડયો. નીચે ખૂણામાં હસ્તાક્ષરમાં ચોક્ખું નામ લખાયેલું વાંચ્યું. મારી દબાવેલી સર્વ લાગણીઓ ઉભરાઈને આંખમાંથી આંસુ રૂપે બ્હાર આવવા માંડી. તે મારા સ્વામીનુંજ ચિત્ર હતું. તેમના તેજસ્વી, સરળ, આનંદી, સ્મિતભર્યો મુખના દર્શને મારા હૈયાના બંધ છૂટી પડયા; ને ડુસકાં લેવા માંડયાં. તેવામાંજ ચારૂબ્હેન અંદર આવ્યાં મેં મોં ફેરવ્યું. છતાં આંસુ તેમણે જોઈ લીધાં. તેમણે કહ્યું: " કેમ બ્હેન, આજે કેમ..." તે મારા હાથમાં રહેલો ફોટો જોઈ સર્વ વાત સમજી અટકી ગયાં.

થોડીવાર અમે બન્ને મૂંગા બેસી રહ્યાં. આંસુ લૂછી રહ્યા બાદ બારી બહાર હું તાકી રહી હતી તેવામાં તે બોલ્યાં: " તે તમારા પતિ થતા હશે એની મને શું ખબર? થોડા મહિના પહેલાં જ અમે મુંબઈમાં તેમને ત્યાં ઉતર્યાં હતાં. "

" ખરેખર! તેમણે મારા સંબંધી કંઈ વાત કરી હતી? હા–કદાચ ન પણ કરી હોય. તે ફરી પરણ્યા છે, નહિ?"

" જમુના બ્હેન, તેમના જેવા સાધુપુરુષ મ્હેં જોયા નથી. મારા પતિ તો એમના સાત્વિક અને આનંદી સ્વભાવના જ વખાણ કર્યા કરે છે. પણ ધારો કે તે એકવાર અહીં આવે તો તમે સર્વ માન મૂકી એમને મનાવવા જાવ ખરાં? "

ઘડીભર મુઝવણમાં હું મૂંગી બની ગઈ. એમના સાન્નિધ્યના વિચારે મારૂં હૈયું હર્ષથી પુલકિત બની પૂકાર કરવા માંડયું: " ઓહ, સ્વામી! એકવાર, માત્ર એકવાર આ દાસીને તક આપો કે હું ચરણ પકડી લઉં. " સ્નેહ અને શરમથી રાતાચોળ મ્હોંએ મ્હેં નીચું જોયું.

મને નિરવ છતાં પ્રસન્ન ને સલજ્જ જોઈ ચારૂબ્હેન બોલ્યા " આ વસંતપંચમીએ તેમને અહીં તેડાવ્યા છે. તમારા વિશે એમને અજ્ઞાત જ રાખ્યા છે. માત્ર એકવાર સંપૂર્ણ વિચાર કરી તેમને જીતી લેવાનો પ્રયત્ન કરી લેજો. "

વસંતપંચમી આવી. સવારથી મારૂં ચિત્ત અનેક પ્રકારની આશા-આકાંક્ષા-ક્ષોભ અને તલસાટથી વંટોળે ચડયું હતું: એ ઇશ્વર, છેવટે એમના હૈયાને કલ્પાંત કરાવે તેવું તો ન જ કરીશ. બપોર સુધી હું કાલ્પનિક મિલનના આનંદમાં જ મસ્ત બની ગઈ.

ચારૂ બ્હેનના બંગલાને મેડેથી ઓરડીમાં બેસી ઉત્કંઠાથી મારા પતિની પ્રતીક્ષા કરી રહી. સાંજે એક ઘોડાગાડી આવીને બંગલાના ચોકમાં ઉભી રહી. બારીમાં સ્હેજ ડોકીયું કરી આનંદાશ્રુ સાથે એકદમ ઓરડામાં પેસી ગઈ.

એમનો તંદુરસ્ત દેહ, નિષ્કલંક ચારિત્ર્ય અને સાત્વિક ખુમારીથી કદાવર હોવા છતાં આકર્ષક અને લાલિત્યભર્યો લાગતો હતો. મ્હેં કલ્પેલું કે કોંક અપ્સરા જેવી રમણી યુવતી ઊતરશે પણ સાથે કોઈ જ નહતું. હું જે ખંડમાં હતી તેની બાજુના જ ખંડમાં તે આરામખુરશીમાં બેઠા. ચારૂબ્હેને પૂછ્યું: " કેમ તમારી પત્નીને ન તેડી લાવ્યા? "

જવાબ સાંભળવા હું ઉત્સુક બની ગઈ. મેં તડમાંથી જોયું કે તેમના હસતા મુખ પર વ્યથાની છાયા આવી ને વેરાઈ ગઈ. ચારુબ્હેનના પતિ બોલ્યા. " તું પણ ખરી છે ને ? એ તો એકલા જ રહે છે ? કઈ ચાહ પાણીની તો વ્યવસ્થા કર. "

કાન સરવા કરી હું તેમની વાતો સાંભળવા માંડી. આજ કેટલા કાળે એમનો મીઠો ઘાંટો સાંભળવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું !

" ...ભાઈ, ખોટું ન લગાડો. કંઈક પૂછું ? "

" ઓહોને, મને ખાસ ખોટું લાગતું જ નથી. "

" તમે તમારી જુની, અભણ, અણસમજુ પત્નીને છોડી ત્યાર પછી ફરીથી લગ્ન કેમ ન કર્યું ? "

" ફરી લગ્ન કરવાથી એ ઓને અન્યાય કર્યો જેવું થાય. ધારો કે તેને સાચો જ પશ્ચાત્તાપ થાય અને મને અનુકૂળ બનવાની ઉત્કંઠા તેના દિલમાં જાગે તો તે માટે તેને તક મળવી જોઈએ ને ? "

...થોડા શબ્દો અસ્પષ્ટ રહ્યા ફરી એમનો ઘાંટો મ્હેં સાંભળ્યો. " આવેશમાં આવી પત્નીને ત્યજી અસંતુષ્ટ, શિક્ષિત યુવાનો બીજું લગ્ન કરવા પ્રેરાયા છે પણ તેમાં મને તેમની જ મોટી નિર્બળતા દેખાય છે. આવી વૃત્તિ સમાજ અને નારી–બન્નેને માટે ઘાતક છે. તે પોતે ઉચ્ચ વર્ગની તેવી જ પરિસ્થિતિમાં ઉછરેલી પત્ની હોત તો તે ત્યક્તા નારીની વેદનાનો તાગ કાઢી શકત. "

" વાત તો સાચી છે. મોટી ઉમ્મર સુધી કૌમારાવસ્થામાં રહેવાનું કોઈ પસંદ કરે તેને-માટે અમારો વિરોધ નથી. પરંતુ તેવી અવસ્થામાં બુદ્ધિપૂર્વક મનોવિકારને કબજે રાખી કર્તવ્યરત બની રહે ત્યારે તે કૌમારાવસ્થાનો કાંઈ અર્થ છે. યોગ્ય સહચરીની શોધમાં હાથ ફેલાવી ઠેર ઠેર વૃત્તિઓને છોડી મૂકવી એ તો ભયંકર અનાચાર છે."

હું તો સાંભળવામાં તલ્લીન બની ગઇ હતી. ત્યાં ચારુબ્હેને મારા ખભા પર હાથ મુકયો. મ્હેં ચમકીને પાછળ જોયું. તેમણે કાનમાં કહ્યું: " જુઓ, જમુના બ્હેન, આજે હિંમત રાખી તેમની પાસે જાવ અને...બીજું બધું મારે સમજાવવાનું ન હોય. તમે તમારાં સર્વ માન, મમત્વ અને ભક્તિને એમના ચરણમાં ઢાળવી દેજો. એ સહૃદય છે, અને ઈશ્વર જરૂર તમારી સહાયમાં રહેશે. "

થોડીવારમાં ચારુબ્હેનના પતિ દાદરો ઊતરી નીચે ગયા. માથા પર સાડીનો છેડો ઢળતો રાખી હાથમાં ચાહનો પ્યાલો લઈ હું મારા પતિવાળા ખંડમાં પેઠી. મ્હેં ગભરાટમાં પ્યાલો તેમના ટેબલ પર મૂકયો. સ્હેજ ખખડાટ થયો. તેમણે આંખો ઊંચકી મારા સામું જોયું. એ દૃષ્ટિમાંથી સેંકડો દિવસની વેદના, સમભાવ, મમતા, મારા સમગ્ર દેહ પ્રત્યે વહી મને નવરાવી રહ્યાં. મારી સંગીન, પૂર્ણ તૈયારીઓ છતાં હું મૂઢ બની ગઇ અને તેમના ચરણ ઝાલી નતમસ્તકે બેસી પડી. પ્રયત્નથી દબાયેલાં આંસુ મુક્ત થઇ ગાલ પર સરવા લાગ્યાં. ધીમો, મુશ્કેલીએ અવાજ નીકળ્યો : " સ્વામી...

આશ્ચર્ય અને સુખના અનુભવથી નરમ બની તે બોલ્યા : " રાણી, સંકોચ શા સારું રાખો છો ? "

તેમણે મારા માથા પર હાથ મૂકયો અને કદીએ ન અનુભવેલું પરમ સુખ, શાંતિ, ખુમારી મારાં અંગોમાં હું અનુભવવા માંડી.

' પછી એ મારા જ બની ગયા. થોડા માસ પછી એક રમણીય સાંજે ખંડમાં બેસી અમે વાર્તાલાપ કરતાં હતાં ત્યારે મ્હેં કહ્યું:

" તે દિવસે અકસ્માતથી હું તમને ન મળી હોત તો શું જિંદગીભર તમે એકલા ઝૂર્યા જ કરત ? "

તે હસીને બોલ્યા; " ના, ના, તને ક્યાં ખબર છે કે આપણું મિલન એ અકસ્માત નહોતો પણ સુવ્યવસ્થિત રચાયેલી એક યોજના હતી. "

" સાચ્ચે જ—! " હું આશ્ચર્યથી તેમની સામે તાકી રહી.

" તને શંકા પડતી હોય તો ચારુબ્હેન-ને જ પૂછી લેજે ને ! "

તેમની સોડમાં પેસી ગુસ્સાથી હું બોલી, " તમે કેટલા નઠોર અને નટખટ છો ! "

તેમણે જવાબમાં તોફાની બાળકની જેમ ખિલખિલાટ હસ્યા કર્યું. આ લોકોને હસ્યા સિવાય બીજું આવડે છે પણ શું ? એમ સમજીને મ્હેં પ્રશ્નો પૂછવાનું છોડી દીધું.

---

# લુપ્ત થતી સરસ્વતી નદીને

નથી ઝંખ્યું તારે હૃદય, ઉદધિ ઉર વસવા;
નથી વાંછ્યું તેં તો, પતિપ્રણયતંતુ થકી સદા
રહી બંધાઈને,
વહેતો વિશ્વે આ પ્રણયપટ મર્યાદિત થવા,
ચહ્યું ના પત્નીત્વ.
કદી કૌમાર્યે એ મધુરપ ભરી તાજગી થકી,
ખીલેલાં પુષ્પોની અનિલ સહ શી સુરભિ વહી,
હશે હૈયે તારે સકળ દિગદેશો ભરી જવા.

અજાણ્યા ખૂણાયે, અસીમ રણ, તાપે તપી તપી,
પૂકારે વારિની શિતલ અમીધારા, શમવવા
ઉરે ઊઠયા અગ્નિ.
અને તારું હૈયું કરુણ રસથી શું દ્રવી ઊઠયું !
વહ્યું દિશામાંહી, તપત રણરેતી પ્રતિ ધસી.
શતશત યુગોથી અવિરમી,
તહીં જ્વાલામાંહીં જીવન તુજ હોમી હજી રહી.

શ્રી સોમાભાઈ વાળંદ

# એક ગૂઢ ઇચ્છા

શ્રી. નૂતન પ્ર. દેસાઇ

ફરતે ચાલતાં ઘણી વખત મને વિચાર આવે છે કે મારી ઉમર મને ઘણાં ઘણાં કામો કરતાં ફરજિયાત અટકાવી રહી છે. રસ્તામાં જતો હોઉં તે વખતે મારી પ્રબળ ઇચ્છા હોવા છતાં એની આજુબાજુ ઊડતાં રંગબેરંગી પતંગીઆંને પકડવાની વૃત્તિ, ઉમરને અણછાજતું વર્તન જાહેરમાં પ્રદર્શિત થઇ જવાના ભયે મારે રોકી રાખવી પડે છે. નિર્ભયપણે રસ્તામાં ફરતી ખીસકોલીઓને ચુપકીથી પકડી લેવાનો અખતરો આ ઉમરે અજમાવું તો, મારી પરિપક્વ બુદ્ધિ અને આજના અહિંસાના પ્રચારયુગને લાંછન લગાડનાર 'બેવકુફ'નું બિરુદ પ્રાપ્ત કરવું પડે, ડરથી એ નિર્દોષ ખીસકોલીઓને એમની ફરતી રહેવા દઇ એક ઊંડા નિઃશ્વાસ સાથે મારા પંથે ચાલતી પકડું છું. રસ્તામાં લતા જાહેર વિશ્રાન્તિબાગમાં ખીલેલા વિવિધ પુષ્પોમાંથી એકાદને ચૂંટી લઇ તેનાથી મારા દેહના શણગારમા અભિવૃદ્ધિ કરવાનો તુક્કો અમલમાં મૂકવાની મારી સાહસવૃત્તિ, કાયદા અને શિસ્તપાલનના ખ્યાલથી મનમાં શમાવી દેવી પડે છે. કોઇ કોઇ વખત રસ્તામાં પોતાની જનેતાની આસપાસ પયપાન માટે વિંટળાઇ વળતાં કુતરાનાં નાનાં બચ્ચાં–ગલુડીઆંને જોઇ તેમાંથી એકાદને ઊંચકી લઇ તેની સાથે ગેલ કરવાનું મન થાય છે ત્યારે શરમના ખ્યાલથી મનને કાબુમાં રાખવામાં, જે શ્રમ પડે છે તે શ્રમ જીવનનું કોઇ શ્રેષ્ઠ પ્રલોભન શમાવવાને માટે હું વેઠી રહ્યો હોઉં એમ લાગે છે. રસ્તામાં પોતાનાં નાનાં બાળકોને લઇને જતી માતાઓ સામી મળે છે ત્યારે ઘણીવખત તેમનાં સુંદર બાળકોને રમાડવાની ઊર્મિ મને રસ્તામાં જ થઇ આવે છે. પણ મારી ઊર્મિ હું એકલો જ સમજી શકતો હોવાથી એ બાળકને મીઠી નજરે નિહાળી લઇ મારી એ ઊર્મિના ચુરા કરતાં જીવનની કોઇ કારમી અટપટી અસર નીચે આવી ગયેલો હું મને કલ્પી લઉં છું.

આજે મને લાગે છે કે શૈશવ કાળમાં હું જે હતો તે આજે નથી. તે કાળમાં હું જે ખુલ્લી રીતે કરી શકતો તે આજે કરી શકતો નથી; કરું છું તો છેતરપીંડી–જાતની કે જગતની સાથે–કર્યા વગર રહી શકતો નથી. જીવનની કોઇ નિર્માલ્ય બાબતમાં હું ઊંડો ઉતરી જાઉં છું; શૈશવકાળમાં રચાતી દૃષ્ટિ આજે ભિન્ન રીતે રચી દઉં છું. એક દાખલો આપું આજે રસ્તામાંથી એક સુંદર ગોળાકૃતિનો આકર્ષક પત્થર મને જડી આવે તો આજની મારી વિવેકબુદ્ધિ મને તેમાંથી કંઇક ઊંડાં સંશોધનો કરવા પ્રત્યે પ્રેરે, અગર એક કિમતી પત્થર તરીકે પારખવા તેને લઇ કોઇ તજ્જ્ઞ પાસે દોડી જાઉં, અગર સામાન્ય પત્થરના એક સારા નમુના તરીકે તેને ઘરમાં સંઘરી રાખવાનો શોખ થાય, અને તેમાંયે જો કંઇક દૈવી તત્વ તેમાં હોવાનું, કોઇ કહે અને ધાર્મિક ભાવના ઉછળી આવે તો તે પત્થર ઘરમાં રોજ પૂજાતા દેવોના પાલખામાં પણ જઇ બેસે. જ્યારે શૈશવકાળમાં તો એ જ પત્થર નિત્ય રમવાના કામમાં આવતી લખોટીઓના સમૂહમાં દાખલ થઇ શકે. તેવી ગોળાકૃતિ ધરાવતો ન હોય તો અમુક નિશાનબાજીના અખતરામાં જ ખપી ગયો હોય !

મને કોઇ એમ મહેણું ન મારશો કે શૈશવકાળમાં અલ્પ બુદ્ધિથી મેં આવી રીતે લાખો રૂપિયા ઉપજાવે એવા કૈં કિમતી

પથ્થરો નિશાનબાજીના અખતરામાં વેડફી નાખ્યાં હશે, નહીં તો મારે ડર જરાક ઓછો કરીને કહેવું પડશે કે કોડીની કિંમતના પથરાને હીરો માની તદ્દ પાસે ધસડી જનાર મારી વિકસેલી વિપુલ બુદ્ધિ કરતાં, લાખો ને કરોડોના મૂલ્યવાન પત્થરને પથરો માની નિશાનબાજીનો નિર્વિકાર નિર્વ્યાજ આનંદ અર્પતી અલ્પ બુદ્ધિનો મને વધારે મોહ છે.

તમે મને મૂર્ખ કહી શકો છો, મને ગમે તે ઉપનામ આપશો તે મારે મંજુર છે; મને બદનામ કરવાની અને ગમે તે રીતે હલકો પાડવાની પણ તમને છૂટ છે. પણ હું તો માનું છું અને ખુબ જ હિંમતપૂર્વક કહીશ કે શૈશવકાળમાં ભોગવાતા ઘણાખરા અધિકારો આજે મેં ગુમાવ્યા છે. જીવનના સામાન્ય પ્રસંગો જ આ કથનનું સમર્થન કરી શકે એમ છે: હસવાનો પ્રસંગ લ્યો. હસવાના પ્રસંગોએ ક્યાં, ક્યારે સ્મિત કરવું, ક્યાં ક્યારે બેફાટ હસવું તેનો ખ્યાલ આજે તો રાખવો પડે છે, એટલુંજ નહીં પણ હસવાનું કારણ–જેટલા પ્રમાણમાં હાસ્યનો વિનિયોગ થવો જોઇએ એનો પણ ખ્યાલ રાખવો પડે છે. સાધારણ રમુજ વખતે સ્મિતથી ચલાવી લેવા જેવું હોય ત્યારે ઓરડો ગાજી ઉઠે તેવી રીતે હસવાથી શિષ્ટાચારમાં ખામી જણાઇ જવાનો ભય રૂઆબ કરે છે. સ્મશાન જેવા ભયાનક અને જ્યાં રૂદન કે મૌન જ શોભે તેવા સ્થળોમાં એ રમુજ કરનારા રમુજ કરી શકે છે. એટલે તેવે પ્રસંગે તેમની રમુજ સાંભળનારા બેફાટ હસવાનું સાહસ કરી, જેમના સદ્દગત સ્નેહી કે સગાંને છેલ્લી વિદાય આપવા સહાનુભૂતિનું ઉપરણું ઓઢીને સ્મશાનમાં આવ્યા હોય તેમના દુઃખમાં વધારો કર્યાનો આક્ષેપ વહોરવાનું પસંદ ન જ કરે. આપણા ઉપરી અમલદાર કોઇના કામના સંબંધમાં કંઇક હસવા જેવું બોલી રમુજ કરે ત્યારે તેમની રમુજ ઉપર નહીં, પણ રમુજ કર્યાનો તેમના આડંબર ઉપર હસવાનું મન થાય. તો હસવાને બદલે એક મૂઢ તાબેદારની મુખમુદ્રાથી, સ્મિત કર્યું ના કર્યું ને પાછું ગાંભિર્ય ધારણ કરી લઇએ છીએ. એજ પ્રમાણે આપણો ઉપરી–સાહેબ–જરૂરના પ્રસંગે આપણી રજા મંજુર કરતી વખતે આનાકાની કરે ત્યારે રડી પડવાથી પણ ન શમે એવું દારૂણ દુઃખ આપણે અનુભવતા હોઇએ અને રડયા વગર રજા મંજુર કરાવવા માટેની આપણી તમામ દલીલો નિષ્ફળ જ જવાની છે એમ જાણતા હોવા છતાં આપણે રડી પણ શકતા નથી. ઉમરનું મિથ્યાભિમાન આપણને તે વખતે રડતાં અટકાવે છે. વિંછી કરડયો હોય, આંગળી કચરાઇ હોય, ઠોકર વાગી હોય કે માથું ટીચાયું હોય ત્યારે ચીસ ખાઇને રડવા મંડી પડવાનું આ ઉમરે જરાય શોભાસ્પદ કહેવાય નહીં એવી સાંચી કે જૂઠી સમજથી ઘણીવાર વેદનાની સીસકારીઓમાં જ રૂદનને સમેટી લઇએ છીએ.

પણ શિશુવયમાં તો ગમે ત્યારે, ગમે ત્યાં, ગમે તેવા સંજોગોમાં હાસ્યકલ્લોલ થઇ શકે છે. જગતમાં રડતાં રડતાં જ પ્રવેશ કરનાર એ શિશુમાનવો કોઇના મરણ પ્રસંગે અગર રડવું એજ સૌને માટે વાસ્તવિક લેખાય તેવા કોઇ ગમગીન પ્રસંગે હાસ્યને અસ્થાને ન ગણે તો ખરી વસ્તુસ્થિતિનું ભાન કરાવી રડવાની ફરજ પાડયા શિવાય રડવામાં કે ગંભિર મુખમુદ્રાથી મુંગા બેસી રહેવાના ગુરૂમાનવોના રોજીંદા વ્યવહારમાં, સામેલ થઇ શકતાં નથી. રસ્તામાં કોઇ વ્યક્તિ કેળાંની છાલના સંપર્કથી પૃથ્વી સાથેનો અલ્પ પાદ–સંપર્ક છોડીને સમગ્ર કાયા–સંપર્ક સાધે તે વખતનું દશ્ય હાસ્ય ઉપજાવવા યોજાયું નથી જ એમ કહેનાર પોતાના જ

ઘરમાં ઉમરો ઓળંગતાં અકસ્માત ઠેસ વાગવાથી શરીરનું સમતોલપણું ગુમાવી દે ત્યારે તે જોઈ ઘરનાં જ ચેલકાં તેમને હસાવવાને માટે જ આ ક્રિયા થએલી છે એમ માનીને હાસ્યની છોળો ઉછાળે છે ત્યારે મગજનું પણ સમતોલપણું રાખવાની પોતાની જવાબદારી ભુલી જઈ તે શાંતિ ન પકડે તો બેમાંથી સમજદાર કોણ તેનો નિર્ણય કરવો મુશ્કેલ થઈ પડે.

મને મારી પોતાની બુદ્ધિનું બહુ અભિમાન છે. દલીલબાજીના ક્ષેત્રમાં હું ભલભલાને હંફાવી શકું છું. પણ જે કાળમાં હું દલીલો કરવાને અસમર્થ હતો તે કાળમાં વગર દલીલે રૂદનના સૌથી અસરકારક ઉપચારથી સ્હામા પક્ષને મહાત કરવાને જેટલો શક્તિશાળી પુરવાર થતો તેટલો આજે વાક્પટુતાના મહારથી તરીકે મારા વાકચાતુર્યથી નથી થઈ શકતો. મને અધિકાર હોય કે ન હોય તો પણ રૂદનના સેવનથી હું ઘણું ઘણું મારા શૈશવકાળમા પ્રાપ્ત કરી શકતો. અને આજે તો રૂદનનો આશરો લઈ શકવાની મારી અશક્તિને લીધે, બુદ્ધિમાં વિપુલતા અને વાચાળતામાં ઠીક ઠીક પ્રવીણતા મેં પ્રાપ્ત કરી હોવા છતાં, અધિકાર ન હોય તેવું કશું જ મને પ્રાપ્ત થઈ શકતુ નથી. શરમ છોડીને જરાક રડી દઉં તો કદાચ અધિકાર કરતાં વધારે પ્રાપ્ત થઈ જવાનો ઘણી વખત સંભવ જણાય છે, પણ રડીને મેળવવું તેના કરતાં રડયા વગર ન મેળવી, પરાજિત થઈ રહેવામાં આબરૂને ઓછી હાનિ છે એવી મારી ચોક્કસ ગણતરીની મદદથી ઘણા પ્રસંગોએ આબરૂને ઘટાડવાને બદલે વધારવાનું ડહાપણ હું વાપરી શક્યો છું ! રડયા વગર જગતના ઘોર દુઃખો હૃદયમાં જ શમાવી દેવાની અખૂટ તાકાત મને-કમને મેં કેળવી છે, પણ કંઈ પણ દુઃખ વગર રડી દઈને ઘરના પ્રશાંત વાતાવરણમાં ઉલ્કાપાત મચાવી. રડવાનું કારણ પૂછવામાં સ્હેજ પણ કૃપણતા દાખવવામાં કેટલાં ગંભીર પરિણામો રહેલાં છે અને કારણ જાણીને કે જાણ્યા વગર મારૂં સમાધાન થાય એવા ઉપચારો ત્વરાથી સેવામાં કેટલા ફાયદા રહેલા છે તેનો ખ્યાલ રૂદનની કક્ષામાં પ્રસંગ પ્રમાણે વધઘટ કરીને કરવાનો. શિશુવયનો મારો જન્મસિદ્ધ હક્ક તો આજે મે ખરેખર ગુમાવ્યો જ છે.

આમ હાસ્ય અને રૂદનના પ્રસંગો ઉપરથી જ મને તો ખાતરી થઈ ગઈ છે કે હાસ્ય કે રૂદન ઉપરાંત ઘણી ઘણી બાબતોમાં મારૂં સ્વામિત્વ આજે નષ્ટ થઈ ગયું છે. જો કે કોઈને ખુશ રાખવાની દાનતથી કૃત્રિમ હાસ્યનો ઉપયોગ સાધારણ વાતચીતમાં હું જોઈએ તેટલા પ્રમાણમાં કરી શકું છું. હાસ્ય ઉપજાવવાની મારી આવડતનો એક પ્રસંગ જતો કરવાની ભુલ હું કરતો નથી. જરૂર કરતાં વધારે ગાંભિર્ય ધારણ કરીને મોટાઈની છાપ પાડવાની કુશળતાથી સામાન્ય માનવી કરતાં કંઈક ચઢીઆતો ગણાવાની મારી ખાસિયતને લોકો ખંધાઈનું ઉપનામ આપી મને વગોવે છે તે મારી જાણ બહાર નથી જ. મારા કોઈ દૂરના સગાસંબંધીમાં કોઈનું અવસાન થયું હોય ત્યારે તે અવસાનથી સૌથી વિશેષ ખોટ મને એકલાને જ પડી છે. સૌથી ઊંડો ઘા મારા એકલાના જ કોમળ હૃદય ઉપર પડ્યો છે. એવા દબાણથી–રૂદનનો શોરબકોર મચાવી બીજાઓ અને વારે ત્યાં સુધી કરૂણતાનું વાતાવરણ બને તેટલું ઘટ્ટ બનાવવું એ મારે મન રમતની વાત છે. અને તત્વજ્ઞાનની દૃષ્ટિએ પણ હાસ્ય અને રૂદનનું સ્વામિત્વ મારા ઉપર નહિ પણ મારૂં તેમના ઉપર છે એમ સાબીત કરવું મુશ્કેલ નથી !

તત્વજ્ઞાનની દૃષ્ટિએ તો કોઈપણ વૃત્તિનો

ગુલામ હું નથી ઉલટો હું તેનો સ્વામી છું. એમ હાસ્ય અને રૂદન, ગમે ત્યારે, મારી મરજી પ્રમાણે છૂટથી કે નિયતપણે ઉપભોગમાં લઇ શકું છું તે ઉપરથી પુરવાર આપોઆપો જ થઇ જાય છે. એ રીતે તો હાસ્ય અને રૂદનની બાબતમાં શૈશવકાળનું સ્વામિત્વ મેં ગુમાવ્યું છે એ કેવળ મારો ભ્રમ હતો એમ ભૂલ સુધારીને મારે કહેવુ પડશે. આ હું વિરોધાભાસ કરૂં છું એમ કહેવાનો કોઇ ઉતાવળ ન કરશો. મારૂં સ્વામિત્વ બીજી ઘણી બાબતોમાં કેટલું પ્રબળ છે તેનો ખ્યાલ મારે આ સ્થળે તમને આપી દેવો જોઇએ. આ સ્વમિત્વ મને બોજારૂપ છે, કે ખરેખર જીવનના કોઇ ઉન્નત શિખરે ખુબ જ સહેલાઇથી લઇ જાય તેવું છે, તેની શંકા-કુશંકા રજુ કરી મને મુંઝવણમાં નાંખવાની તમારી ટીખળવૃત્તિને જરા કાબુમાં રાખજો.

હાસ્ય અને રૂદનના મારા શૈશવકાળના સ્વામિત્વનો ખ્યાલ આજના સ્વામિત્વ કરતાં ભિન્ન પ્રકારનો છે. શૈશવકાળના જે નિર્દોષ હાસ્યકલ્લોલ ઉપર આજે પ્રતિબંધો મૂકાઇ ગયા છે તેનો ઊંડો ખેદ તો મને પળે પળે થયાજ કરે છે. તો પણ દિનપ્રતિદિન વયમાં હું મોટો થતો જઇ, જડ જગતના સર્વમાન્ય વર્તમાન નિયમોના પાલનમાં એ ખેદને હળવો બનાવી, જગતને રૂચે તેવા રંગો ધારણ કરી, નષ્ટ થયેલા એ શિશુવયના સ્વામિત્વને બીજી રીતે સંભાળી રાખવાની દીર્ઘદૃષ્ટિ હું ધરાવું છું. નિર્દોષ હાસ્યકલ્લોલ તો ગયોજ, પણ તેથી સર્વસ્વ હણાઇ ગયું હોય તેમ હતાશ થઇ, જગતને રાજી રાખવા કૃત્રિમ હાસ્યોપચારનું સ્વામિત્વ પણ જતું કરૂં તો પળે પળે આ જગતનો રોષ મારે સહેવો જ પડે. જ્યાં ચૈતન્ય હતું ત્યાં જડતા ભરાઇ બેઠી. ચૈતન્યમાંથી ચૈતન્ય ઉદ્દભવે, નિર્દોષ, નિર્વિકાર અને નિખાલસ જીવનની મોજ, ચૈતન્ય

## મયૂરનર્તન

મોરલાએ નર્તન માંડયાં

ચેલા અંકાશી મેહુલાને કાળે વાને હો
રંગ તણી રેલ ઉભરાય
એની વન વન છાંય;
'મોરલાએ નર્તન માંડયાં.'

નીલમ નીલો ચાંદલો
સોને મઢેલ હો
રૂપ તણે દરિયે લહેરાય
એના કંપ અધે વાય,
મોરલાએ નર્તન માંડયાં.

દિલને સરોવરે કો અંતરિક્ષ વીજળી
લહરીએ લહરીએ આવી તાને ચઢી
સરમાં ન હ્‌હેરો સમાય
એના દેહને હિલોળે ને કંઠ તણે સૂરે હો
નેણલામાં પૂર છલકાય
એના મૂલ્ય નહીં થાય
એને પીજીએ પીવાય
જોજે ધૂળમાં ન જાય,
મોરલાએ નર્તન માંડયાં.

શ્રી. રાજન્

સૃષ્ટિમાંથી જડ સૃષ્ટિમાં પ્રવેશ કર્યો પછી; એક સ્મરણ માત્ર બની જાય; જડ, કૃત્રિમ અને ભપકાદાર જીવનમાંથી જડ તત્ત્વોજ મેળવવાં રહ્યાં. તૃષ્ણા, દંભ, વિકાર, એ જડ જગતનાં ત્રણ મુખ્ય ભુંડાં તત્ત્વોઃ એમાંજ હવે તો રાચવાનું છે; એનું સતત ભાન, એ ત્રણ તત્ત્વોમાંથી બીજાં અનિષ્ટ તત્ત્વો ઉપજાવી જગતના વ્યવહારને ટકાવી રાખે છે કે જગતમાં ટકી રહેવાને એ તત્ત્વો મેં ઉપજાવી કાઢેલાં છે તેનો નિર્ણય મારાથી થઇ શકે કે ન થઇ શકે તો પણ, જગતને અનુકૂળ જીવન ગુજારવા એ મુખ્ય ત્રણ તત્ત્વો તરફજ મારી મીંટ મંડાઇ રહેશે. મારૂં દૈનિક જીવન એકધાર્યું કોઇપણ પ્રકારના ખલેલ વગર વહ્યા કરે તેથી મને સંતોષ થવો જોઇએ એમ મને ઘણી વખત લાગ્યા કરે છે; પણ તેથી હું જગતથી છેક જ અજાણ રહું એ મને પાલવે તેમ નથી. ગુપ્ત રીતે હું દાનમંડળો ચલાવી શકું તેટલું ધન મારી પાસે નથી. એટલે યથાશક્તિ દાનદક્ષિણા આપીને તો મારૂં જગત પ્રત્યેનું ઋણ અદા કરૂં જ છું, તેની જાહેરાત કરી એ ગુપ્ત દાનદક્ષિણાથી જગતમાં જાણીતા થઇ જવાનું કેટલે દરજ્જે સંભવિત છે તે મારા દાન કે દક્ષિણાના આંકડા ઉપર આધાર રાખે છે. એટલે એ બાબતમાં તો જગતથી અજાણ્યા રહેવામાં મને કોઇપણ પ્રકારની અડચણ ન હોવી જોઇએ.

સવારના સાતથી સાંજના સાત વાગતા સુધી, અને કોઇ વખત તો તેથી પણ વધારે કલાકો સુધી, હું મારા ગૃહ કાર્યમાં, નોકરીમાં કે બે ચાર રોજના મિત્રોને કે સગાંવહાલાંને મળવા–હળવાના કાર્યક્રમમાં કોઇને પણ હરકત કર્તી ન થાય એવું સરળ જીવન વિતાવતો હોઉં તો પણ હું આ પ્રવૃત્તિમય જગતમાં રહીને કંઈ પણ સક્રિય કાર્ય કરતો નથી એવા ખુણે ખુણેથી આક્ષેપો થયા જ કરે, તેના કરતાં સમાજ-સેવા કે દેશસેવાના કીર્તિદાયક કાર્યમાં ઝંપલાવી મારી અપકીર્તિ થતી અટકે અને સમાજમાં કે દેશમાં કીર્તિનો ડંકો બજાવી નેતા બની જવાનું ભાગ્ય ઓછામાં ઓછા ભોગે પ્રાપ્ત થાય એવું કંઇક મારે કરવું જ જોઇએ એમ મને વારંવાર લાગ્યા જ કરે છે. ગૃહસેવાનું મને કોઇ પૂછે તે પહેલાં મારે જણાવી દેવું જોઇએ કે મારા ગૃહની રચના જ એવા પ્રકારની મેં ગોઠવી દીધી છે કે સહુ સહુનું ફોડી લે. સદ્ભાગ્યે માતાપિતા એટલાં સારાં છે કે તે મારી પાસેથી કોઇ પણ પ્રકારની સેવા માગતાં જ નથી. એ સિવાય અન્ય વડિલો પણ મારા તરફથી કંઈ પણ સેવાની આશા રાખતાં જ નથી. કૌટુંબિક સામ્રાજ્ય ઘણાં કુટુંબોમાં, વિચારોમાં મત-ભેદ, એક બીજાના કામમાં નાહક ડખલગીરી, અને વિનાકારણ અપાતી–ખાંસ કરીને વડિલો તરફથી-સલાહો, વિગેરે ભિન્ન ભિન્ન કારણોને લઇને વ્યાપી રહેલું જણાય છે. જીવો અને જીવવા દો–નો સર્વસામાન્ય મુદ્રાલેખ મેં મારા ગૃહમાં, કુટુંબમાં, બહુ જ સીફતથી લાગુ કરી દીધો છે. નાનાં મોટાં જેને જેમ ફાવે તેમ એક બીજાને હરકતરૂપ થયા વગર પોતાનું કાર્ય કરી શકે છે. ઘરના સ્ત્રીવર્ગે પુરૂષવર્ગને નિશાળ કે કચેરીના વખત પહેલાં રસોઈ તૈયાર કરી જ આપવી જોઇએ એવો દુરાગ્રહ પુરૂષવર્ગ રાખતો નથી. નિશાળે જનારા નિશાળે મોડાં જાય કે રાતનું વધ્યુંઘટ્યું ખાઇ લઇ નિશાળે વખતસર જઇ બપોરની રજામાં આવી તેમની ઇચ્છા પ્રમાણે જમી જાય; નોકરીએ જનાર, સવડ ન હોય તો બહાર નાસ્તો કરી લઇ કચેરીમાં જાય, અગર કચેરીમાં મોડો જાય કે સમુળગો ન જ જઇ

રજા ભોગવી શકે. સવારમાં વહેલા ઉઠવાની ફરજ અમારા ઘરમાં રાખવામાં આવી નથી. ખાસ કરીને સ્ત્રીવર્ગને. પુરૂષવર્ગ સ્ત્રી વર્ગ જેટલો મોડો ઉઠે તેના કરતાં વધારે મોડા ઉઠવાનો હકક રાખી શકે. બાળકોએ તો ભણવું જ જોઇએ એવી નિર્માલ્ય સૂચના ઘરનાં બાળકોને વારંવાર રમતમાંથી ભણવા પ્રત્યે લક્ષ દોરીને આપવામાં આવતી નથી. ભણનારાં ભણી જ શકે અને ન ભણનારાંને ગમે તેટલું ટોકો તો પણ ભણવાનાં નથી જ–એવી માન્યતા અમારા કુટુંબના મોટા ભાગની હોવાથી, ભણનારાંને ભણવામાં જોઇતી સવડ અને ન ભણનારાંને માત્ર નિશાળે જવાની મરજિયાત સવડ બને તેટલી સારી રીતે કરી આપવામાં આવે છે. એટલે ગૃહસેવાનું કાર્ય મારે માટે બહુ જ જરૂરી હોય એમ હું માનતો નથી. સમાજસેવા અને દેશસેવા મારી અનુકૂળતાએ કરવાનું મને ફાવે તેમ છે. અનુકૂળતા એટલે વખતની અનુકૂળતા એવો અર્થ હું નથી કરતો. અનુકૂળતા એટલે ઓછામાં ઓછી તકલીફથી વધારેમાં વધારે જાણીતા થઇ શકાય તેવી અસાધારણ સગવડીઆ અર્થપરાયણવૃત્તિ ! તકલીફ લઇને, ધનનો, આરામનો, પિતા–પુત્ર, પતી–પત્ની, જેવા કુમળા સંબંધોનો કે ધંધા રોજગારનો ભોગ આપીને સમાજસેવા કે દેશસેવા કરનારાઓને પાછળથી ટીકા કે હાંસીને પાત્ર થવું પડે છે એ હું જાણતો હોવાથી, એના કોઇ પણ ભોગને પ્રતાપે મારા એવા કાર્યને વખણાવાની લાલચ હું આગળ કરતો નથી. પત્નીના પ્રેમને તરછોડી દેશસેવાની ધગશમાં જેલના સળિયા ગણવા કરતાં પત્નીના પ્રેમને ખાતર દેશસેવા કરતાં કરતાં જેલને માટે પકડાઈ જવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં દેશસેવાના પકડાપકડીના ક્ષેત્રમાંથી નાસી જઈ ઘરમાં પત્નીની સોડમાં ભરાઈ જવાનું હું વધારે પસંદ કરૂં છું !

આમ અનેક બાબતોમાં હું મારૂં ફાવતું કરી શકું છું. એકજ પ્રસંગ કે બાબતને હું જુદી જુદી દૃષ્ટિએ નિહાળી શકું છું. મહાન થઇ જવાની મારા લઘુમાં લઘુ પ્રયત્નને મારી અસાધારણ શક્તિનું માપ ગણી લઉં છું; વધારે પ્રયત્ન, કે જરાક અણગમતી, અશક્ય, કે મારા ગજા ઉપરાંતની વાત આવે ત્યાં મહાન થઇ જવાનો લોભ રાખીને, મારે તેમજ સમગ્ર માનવજાતીએ કોઇ પણ કાર્ય ન કરવું જોઇએ, એવી સાધુવૃત્તિ હું આગળ કરૂં છું ! જગતથી અજાણ્યુ રહેવાને હું સર્જાયો નથી જ, એવી સતત જાગૃત ભાવના, વેગથી અને ધગશથી ઘણાં ઘણાં મોટાં કાર્યો કરવાની મને પ્રેરણા આપે છે. લાગ આવે

તો જ્ઞાતિના મેળાવડામાં મંચ ઉપર આમળ આવી મારા વાક્ચાતુર્ય ઉપરાંત મારા ઉચ્ચ વિચારોની લહાણી જ્ઞાતિજનોમાં હું રજુ કરી દઉં છું. પ્રસંગને અનુચિત ભાવણો કર્યાંના અનેકવાર મારા ઉપર આક્ષેપો થયા કરે છે, પણ અદેખાઇથી મને હલકો પાડવાને ઉચ્ચારાયેલાં એ કટાક્ષવેણોની ગણના કર્યા વગર જ્યારે ત્યારે મારે જે કહેવાનું હોય છે તે કહી નાંખી, મારી શક્તિનો પરચો વધુ ને વધુ વેગથી હું બતાવ્યા જ કરું છું. જ્ઞાતિના મેળાવડામાં પ્રમુખસ્થાન વયોવૃદ્ધ વ્યક્તિને જ શોભે એટલે જ્ઞાનવૃદ્ધ વ્યક્તિ તરીકે તે સ્થાન માટે મારી ગણના જ્ઞાતિજનો ભૂલેચુકે પણ થવાનો સંભવ ન હોવાથી, મેં કોઇ વખત પણ એવા માનને માટે મનમાં પણ લોભ સેવ્યો નથી. તો પણ જ્ઞાતિની [illegible]નોવૃદ્ધ વ્યક્તિને પ્રમુખ તરીકે પસંદ [illegible] કાર્યમાં મારો ફાળો જેવો તેવો નથી. પ્રમુખસ્થાન મને જ આપવાનો [illegible] વિચાર આવતો અટકાવવામાં, [illegible] પોતે જ આ રીતે કારણભૂત થતો હોઇશ ! જો કે આ શિરસ્તો બંધ કરી બુદ્ધિવાન લાયક પ્રમુખને પસંદ કરવાની સૂચના મારા તરફથી મેં વારંવાર કરી જ છે, અને જ્યારે ત્યારે આ સ્થાન મારે ભોગવવાનો વારો-ક્રમ થતા પહેલાં-આવવાનો જ છે એની મણતરી હું છૂપી રીતે કરતો જ રહું છું.

આમ દિનરાત જાગૃતિમાં તેમજ સ્વપ્નમાં, હું મારી પોતાની પ્રવૃત્તિ અને પ્રગતિમાં મશગુલ રહું છું. મારા સ્વભાવને અનુકૂળ પ્રવૃત્તિ અને પ્રગતિ સાધવામાં દેખાદેખી, અદેખાઈ, વેર, સ્વાર્થ, ખંધાઈ, દંભ, છેતરપીંડી વિગેરે અનેક સમયાનુકૂળ શસ્ત્રોનો ઉપયોગ કરું છું. મારા જ હિતનાં કાર્યો સાધવામાં મારા માનવસહજ સદ્ગુણો પ્રત્યે દુર્લક્ષ કરવાથી મને કોઈ જ હાનિ કે નુકશાન નથી એવું માનતો અને ગનાવતો હું થઇ ગયો છું. ધન, કીર્તિ, માન મોભો, બુદ્ધિ, વૈભવ વિગેરે મારે માટે જ છે, હું તે માટે જ સર્જાયો છું. મારું જ અસ્તિત્વ ધનના અસ્તિત્વનું કારણ છે, બુદ્ધિના સર્જનનું કારણ છે, કીર્તિના ધામનું કારણ છે-હું જ, સર્વત્ર હું જ, બધું મારું-મારે બધું જ જોઇએ. કોઇ પણ હિસાબે-ને અટપટાં સાધનોથી મને જોઇએ તેટલું ધન મળે, બુદ્ધિ વધે, માનપાન અને વૈભવ પ્રાપ્ત થાય, પછી મારે શું જોઇએ ? હું સર્વનો સ્વામી-બની જાઉં...પણ તૃષ્ણા વધતી જાય છે. પરાજિત વૃત્તિ કહો કે સાચો અંતરનો અવાજ કહો-આ બધી સાધનામાં દિનરાત અવિરતપણે પ્રવૃત્ત રહેવા છતાં, કોઇ સુભગ પળે અંતરના ઊંડાણમાંથી અવાજ ઊઠે છે. આ બધું શા માટે ? કોને માટે ? કેટલા માટે ? ભવિષ્ય તરફ નજર લંબાવતા સમજાય છે કે માનવી અમર નથી. અલ્પજીવી માનવજાત આટ-આટલો ઉત્પાત શાને માટે મચાવતી હશે ! જય-અજય, લાભ-અલાભ, સુખ-દુઃખનાં દ્વંદ્વોમાંથી મુક્ત રહીને જીવવાને કેટલી ક્ષણો માનવી આ અસાર સંસારમાંથી મેળવી શકતો હશે ! એવું મુક્ત જીવન એક ક્ષણ-ક્ષણનો અંશ પણ-જીવી લેવાની ગૂઢ ઇચ્છા જીગરમાં જાગૃત થાય છે. એ ઇચ્છા જાગૃત થતાં દૃષ્ટિ ભૂતકાળ તરફ દોડે છે.

ભૂતકાળનું સ્મરણ રંગબેરંગી પતંગી-આથી માંડીને શિશુમંડળના અન્ય પરમ મિત્રોની મીઠી યાદ પૂર્વવત્ શિશુજગતને સજીવન કરી મૂકે છે. એ નિર્દોષ નિખાલસ-તાભર્યું નિઃસ્વાર્થ જીવન ! આજે બુદ્ધિ-ચતુરાઈના સ્વામિત્વના દાવાથી જીવન જેવું જીવાય છે તેવું સદાકાળ ચાલુ રહે તો માનવજાત પ્રગતિને શિખરે જરૂર પહોંચી જશે એમાં શંકા નથી. પણ એ શિખર ઉપર પહોંચતા પહેલાં પાછા હરિયાળી

જમીનવાળા સપાટ મેદાનમાં પહોંચી જઇ નિશ્ચિંતપણે આળોટવાની ગૂઢ ઇચ્છા જીગરમાં કેમ જાગૃત થાય છે તે પ્રશ્નનો ઉત્તર દરેક માનવીએ પોતાનું જીવન જીવવાની ઢબ, પોતાના સંજોગો, વિગેરેનો ખૂબ નિષ્પક્ષપાતપણે તપાસ કરીને આપવાનો રહે છે.

દરેકને ધનવાન થવું છે, દરેકને રૂપવાન બનવું છે, બુદ્ધિમાન અને ગુણવાન ગણાવું છે. મોભો, માનપાન, વૈભવ–વિલાસ દરેકને ગમે છે ને દરેક તે ઇચ્છે છે. સુખનો જ ખ્યાલ દરેક જણ કરે છે. દુઃખથી, ગરીબાઇથી, મુસિબતોથી દરેક ત્રાસે છે, તેની સામે થઇ વીરતા દાખવવાને બદલે તેનાથી ત્રાસી જઇ દૂર ભાગી જવાનું હિતાવહ ગણવામાં આવે છે. પણ દુઃખ, ગરીબાઇ, મુસિબતો વિગેરે કાયમનો વધારે જોરથી પીછો પકડે છે, તેને વધારે સંતાપે છે. કાયર પોતાની કાયરતા કબુલ કરવાને બદલે દુઃખથી, ગરીબાઇથી, મુસિબતોથી દબાઇ જઇ, કચરાઈ જઈ ખુવાર થઈ ગયા છતાં પોતાના ફલાવેલા ગર્વમાં મશગુલ બની રાચે છે, અને જગતમાં તે માટે પોતાની ગણના થવાનો ફોગટ ફાંકો રાખે છે !

ધન, મોભો, માનપાન, સત્તા, બુદ્ધિ, વૈભવ એ સર્વ, સર્વને માટે નથી. એ માટે અધિકારો નિર્ણીત થયેલા હોય છે, જેને જેનો અધિકાર તેને તેની પ્રાપ્તિ. જેને એની ખામી જણાય તેને તે માટે ઉગ્ર અસંતોષ, તીવ્ર કામના. એ સુખ–કામના, જીવન એ સંગ્રામ છે એ ઉચ્ચ ભાવનાનો લોપ કરી, સંગ્રામ એજ જીવન છે એવી કલુષિત ભાવનાની સ્થાપના કરે છે. એ સંગ્રામમાં, આડંબર, પ્રપંચ, છેતરપીંડી, ખંધાઇ, પક્ષપાત, નિંદા, ખુશામત વિગેરે અનેકવિધ શસ્ત્રસરંજામનો ઉપયોગ છૂટથી થઇ હારજીતના દાવો ખેલાય છે !

# ઋદ્ધિ-સિદ્ધિનો સ્વયંવર

શ્રી. 'ચન્દ્રમૌલિ'

'છોકરીઓ ! તમારી જાતને આવી હઠ ન શોભે. જો હું તમારા છોકરમત પ્રમાણે ચાલું તો કાલે લોકો મને ઊંચુંય જોવા ન દે.' રાજાસાહેબે ગુસ્સે થઈ કહ્યું.

'પણ લગ્ન તો અમારાં થવાનાં છે, લોકોનાં નહિ !' ઋદ્ધિ અને સિદ્ધિ એકદમ જરા ક્રોધથી સાથે બોલી ઉઠી.

'લોકગંગા ખળભળે તો ભવસાગરથી પણ ભયંકર બની રહે. લોકગંગાના પ્રવાહથી વિરૂદ્ધ જવામાં શો ફાયદો ?'

'લોકગંગા ખળભળી ઉઠે તો ભલે. એ ખળભળી ઉઠેલી લોકગંગાને એક ઘુંટડે ગળા નીચે ઉતારી જનાર જહ્નુ જગતમાં નથી એમ નથી. બે બહેનો એક જ જણને વરે તો એમાં દુનિયાનું અને સમાજનું શું લુંટાઇ જાય છે ?' ઋદ્ધિ લાડથી બાપની ખાંધે માથું નાખી દઇ બોલી.

'અમારે બન્નેએ ભેળા જ રહેવું એવી ઈશ્વરી ઇચ્છા હશે તેથી તો તેણે અમને જોડીએ જન્માવી. પિતાજી, ઋદ્ધિ વિના મને એક પળે ય નહિ ગમે. એના સાથ વિના મારાથી એક ડગે ય નહિ ભરાય ને ગળા નીચે કોળિયો પણ નહિ ઉતરે.' સિદ્ધિની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં,

'અને મારી આંખમાથી પાણી જરાય નહિ સુકાય, પિતાજી, અમને બન્નેને એક સ્થળે ન પરણાવવી હોય તો અમારો સ્વયંવર જ ન આરંભશો. અમે આજન્મ કૌમાર આચરીશું !'

'ઋદ્ધિ, પરણ્યા પછી વર્ષે-બે વર્ષે જ્યારે તું તારા ખોળામાં બાળકને રમાડીશ ત્યારે સિદ્ધિને સ્વપ્નમાંય સંભારીશ નહિ' રાજાસાહેબ હસ્યા.

'પિતાજી ! આવી તે દીકરીઓની મજાક થતી હશે ? એક પર્વતમાંથી પ્રસવતી બે નદીઓ જૂદા જૂદા સાગરને મળતી હશે, એક વેલીનાં બે ફુલ જૂદા જૂદા દેવ-દેવીને મસ્તકે શોભતાં હશે : પણ એક જ માતાની કુખે સાથે જન્મેલી ઋદ્ધિ-સિદ્ધિની જોડી કદાપિ વિખૂટી નહિ જ પડે.'

'છોકરીઓ ! તમારો પરસ્પર આટલો ગાઢ સ્નેહ જોઇ મને ઘણો જ આનંદ થાય છે. પણ બહેનો સપત્નીઓ બને, એ કલ્પના જ મને અસહ્ય લાગે છે.'

'પિતાજી અમારા જેવી જોડકી બ્હેનોમાં વિખવાદ થશે જ નહિ ને ! બહેનોમાં વિખવાદ જાગે એ ભયે જ જો તમે પાછા પડતા હો તો હું ખાતરી આપું છું કે હું સિદ્ધિને જરાય સાપત્ન-પભાવથી નહિ જોઉં.' ઋદ્ધિએ કહ્યું.

'ને હું પણ ઋદ્ધિની કદી ઈર્ષ્યા નહિ કરૂં.' સિદ્ધિએ દઢતાથી જણાવ્યું.

× × ×

હાથી ઉપર બધે દાંડી પીટાઇ : 'ઋદ્ધિ સિદ્ધિનો મહારાજે સ્વયંવર માંડયો છે.'

માત્ર કુંવારા યુવકો જ નહિ પણ જેમનાં લાકડાં સ્મશાને જવાની તૈયારીમાં હતાં એવા વૃદ્ધો પણ સ્વયંવરમાં જવા તૈયાર થઇ ગયા. વૃદ્ધો યુવાન દેખાવાના પ્રયત્નોમાં પડી ગયા. યુવાનો નવનવી પોષાકપદ્ધતિ-મૂછોના આંકડા ચઢાવવાની આકર્ષક રીત શોધવામાં પડી ગયા.

પરંતુ સ્વયંવર માટેનું 'પણ' જાહેર થતાં જ બધા પર જાણે વજ્રપાત થયો. પ્રત્યેક વિવાહેચ્છુ પુરુષે ઋદ્ધિ-સિદ્ધિને મળવા જવું

અને તેમણે નિયત કરેલી પરીક્ષામાંથી પસાર થવું એમ જાહેર કરવામાં આવ્યું હતું.

ઋદ્ધિ–સિદ્ધિ સાતસાત પડદા આડે બેઠી હતી. પ્રત્યેક પડદા આડે એક એક દાસી ઉભી હતી અને તે દરેક દાસીને ગમે તે પુરુષને હાંકી કાઢવાનો અધિકાર હતો. એ દાસીઓના નામ બહુ વિચિત્ર હતાં : એકનું નામ પ્રયત્નવતી તો બીજીનું નામ ઉત્સાહમતી........

સ્ત્રી અને તેમાંય રાજકન્યાઓ એટલે સુંદર વેષ અને મૂલ્યવાન અલંકારોમાં જ તે હોય એવી અનેકની સમજ હતી. મહાદેવ જીના પોઠીયાની માફક મૂલ્યવાન પોષાક અને અલંકારોથી લદાયેલાઓને તો પહેલા જ લીલું નાળિયેર મળી જતું છતાં દાસીઓની આંખ ચૂકવી–અથવા તેમનાં મોઢાં સોના રૂપાંથી બંધ કરી બે જણુ અંદર ગયા. એકનો પોષાક નર્યો જરીનો હતો : બીજાનો જવાહીરોથી લદાયેલો. અમને જ ઋદ્ધિ–સિદ્ધિ વરમાળ આરોપશે એવો ગર્વ રાખી બન્ને ઋદ્ધિ–સિદ્ધિ આગળ ઉભા રહ્યા. રંગભૂમિના નટને પણ પાછા પાડે તેવાં તેમનાં આભરણો અને અલંકારો જોઇ ઋદ્ધિએ એકદમ પ્રશ્ન કર્યો,

'તમે કોઇ નાટકમંડળીના નટ છો ખરુ ?'

' ના, ના ! હું નાટકો જોવા તો ઘણીવાર જાઉં છું પણ મોંઢે રંગના લપેડા કરી નાચતાં મને નથી આવડતું. ' જરીના પોષાકધારીએ કહ્યું ' રંગભૂમિ પર લાંબા વખત સુધી ઉભા રહેવું પડે છે. અભિનયથી હાડકાં તોડી નાખવાં પડે છે. આવો ને આટલો વ્યાયામ કરવો પડે તો તો મારાં સુંદર કપડાં પરસેવાથી ગંધાઇ જ ઉઠેને ! '

' આ ભાઇનું કહેવું વ્યાજબી છે ' જવાહીરથી લદાયેલા મહાપુરૂષ બોલ્યા, 'નટોને ઘાંટા પાડી બોલવું પડે છે. ઘાંટા બેસી જવાની બીકથી તો હું નોકરને પણ જોરથી લઢતો અથવા બોલાવતો નથી. હું સ્વપ્નમાં કદાચ બૂમ પાડી ઉઠું તો પણ તેથી કોઇની ઉંઘ ન ઉડી જાય તેમ હળવેથી જ. '

' હાથ, પગ અને મોઢા જેવા અમુલખ માનવ દેહના નાજુક અવયવને શા માટે લેસ પણ તસ્દી આપવાની આપણે તસ્દી લેવી ? જુઓને આ મારો હાથ ! થાળથી મોં સુધી તેને જે અતિદીર્ઘ પ્રવાસ કરવો પડે છે તેના શ્રમથી તે કેટલો સુકાઇ ગયો છે ? ' જરીપોષાકે પોતાનો હાથ બતાવતાં જવાબ આપ્યો. ' લગ્ન થયા પછી મારી બૈરી જ મને કોળીઆ દે એવો રાજાશાહી ચાલ હું શરૂ કરવા ઇચ્છું છું. '

' અને મોઢાની પણ એ જ મોંકાણુ ! ' જવાહીરમય મહાશયે ઝંપલાવ્યું ' ખાવાનું ચાવતાં અને તેને ગળા નીચે ઉતારતાં તેને ઘણો શ્રમ પડે છે. દરેક માણસે આખા દિવસમાં સો કરતાં વધારે શબ્દો બોલવા નહિ એવો કાયદો જો રાજકન્યાઓ પોતાના પિતાજીને કહીને કરાવે તો ઘણું જ સારું. '

' તો પછી હાથપગની માફક માથાને પણ ચલાવવાની માથાકૂટની વિરુદ્ધ જ તમે હશો, ખરું ? ' ઋદ્ધિએ બીજો પ્રશ્ન પૂછ્યો.

' અલબત્ત ! સર્વેષુ ગાત્રેષુ શિરઃ પ્રધાનમ્ઃ હાથપગની અમે આટલી કાળજી રાખીએ છીએ તો પછી માથાની તો કેટલી કાળજી રાખતા હોઇશું તે તો કોઇ કલ્પી પણ નહિ શકે. હું વૈદિકકુળમાંથી ઉતરી આવ્યો છું. પિતા દશગ્રંથી હતા પણ વેદપઠન વખતે માથું ઊંચુંનીચું થાય તેથી તો વેદ ભણવાનું જ મેં માંડી વાળ્યું. ' જવાહીરપ્રિયે પોતાના શિક્ષણનું પ્રદર્શન કર્યું.

' વ્યાયામ ' તમને પ્રિય છે ? શરીર-

સંપત્તિ વ્યાયામ ઉપર જ અવલંબે છે, નહિ ? ' સિદ્ધિએ વ્યાયામશત્રુઓને પૂછ્યું.

' પૃથ્વીમૂલ્ય પોષાક શરીર પર હોય પછી શરીરસંપત્તિની અમને શી પડી છે ? મનુષ્ય અમે તેટલો માતેલો હોય તો પણ શરીર પર ઝૂલવાળા મહાદેવના પોઠિયા જેવો શોભીતો લાગે ખરો ? ' પૃથ્વીમૂલ્ય પોષાકમાં શોભતા પોષાકરાજે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

જવાહીરેશ પણ લાગલા જ કૂદી પડ્યા. ' શરીરમાં સાંઢ કે હાથીનું બળ હોય તેથી કાંઈ માણસ મોટો નથી બની જતો, એમ મારું માનવું છે. માણસે તો ફુલ જેવા હલકા થવું જોઈએ. '

' વળી અમે સાવ વ્યાયામ જ નથી લેતા એમ નથી. ' મોઢું જરા ઠાવકું રાખી પોષાકરાજે ઉચ્ચાર્યું. ' મારી વ્યાયામપદ્ધતિ તો સર્વાંગને પોષાક એવી જ છે. '

' એ વળી કયી પદ્ધતિ ? ' ઋદ્ધિથી પરાણે પૂછાઈ ગયું.

' આ ભારે પોષાક શરીર પર ચઢાવી ફરવાની ! ' પોષાકરાજે સ્ફોટ કર્યો.

' આ પોષાક કદાચ કિંમતમાં ભારે પણ વજનમાં તો હલકો જ હશે. ' સિદ્ધિ આડું જોઈ મજાકમાં હસી.

' હાથમાં મોટા મગદળ લઈ ફેરવવા તે કરતાં જરીનાં કપડાં ઉપરાછાપરી લાદવાં એ શું અધિક શક્તિનું લક્ષણ નથી ? કેમ જવાહીરેશ, તમારો શો મત છે ? '

' મારી કસરત માટે તો પ્રશ્ન જ નથી. આટઆટલાં જવાહીરો ઉંચકીને ગોખ બીજથી તો એક ડગ પણ ખસાય નહિ, ચાલવાની તો પછી વાત જ શી ? ' પોતે કેટલું જવાહીર પહેર્યું છે તેનું આડકતરી રીતે જવાહીરેશે સૂચન કર્યું.

' જાવ તમે આવ્યા હતા તેમ પાછા. ' ઋદ્ધિએ મૂર્ખશિરોમણિઓને પરખાવી દીધું.

' કેમ, અમે જીત્યા કે નહિ ? ' પોષાકરાજે સભય પૂછ્યું.

' ફરીથી તમારાં મોં પણ જોવાની અમને ઇચ્છા નથી. ' ઋદ્ધિ જોરથી બોલી ઉઠી, ' બાપાપના પૈસે વૈભવ ભોગવતા તમારા જેવા સાથે પરણવા ઋદ્ધિ–સિદ્ધિનો જન્મ નથી. પ્રયત્નવતી ! આ મૂર્ખાઓને હાંકી કાઢ. બ્રહ્માએ એમને પથરા બનાવતાં બનાવતાં ભૂલથી માણસ બનાવી દીધા લાગે છે. '

ઋદ્ધિનો આ હુકમ સાંભળતાં જ જવાહીરેશ અને પોષાકરાજ દોડવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ તેમના દોડવાની ગતિ કીડીની ગતિથી જરાય વધારે નહોતી.

× × ×

આળસ અને ઉદ્યમ વિના બીજા વિવાહેચ્છુઓ આવી ગયા પરંતુ ઋદ્ધિ–સિદ્ધિની પરીક્ષામાંથી કોઈ પસાર થઈ શક્યો નહિ. આળસ 'આજે નહિ કાલે જઈશ,' કાલ થાય એટલે 'હવે આવતી કાલે તો જરૂર જઈશ', કરતાં અત્યાર સુધી ગયો જ નહોતો. તો ઉદ્યમને પોતાના કામમાંથી પરવારી લગ્ન વિષે વિચાર કરવાની ફુરસદ જ મળી જ નહોતી. ઉદ્યમ સિવાય બધાની જ નિરાશા થઈ છે, એમ જાણતાં જ આળસને કદી ન સ્પર્શેલી આશા ઉદ્ભવી. ઉદ્યમને એક બહેન વરશે તો ય બીજી પોતાને મળશે જ એવી આશાથી આળસ ઋદ્ધિ–સિદ્ધિને મળવા ઉપડ્યો. અડધી ઉઘાડી આંખો, બગાસાં ખાતું મોં, મદપી જેમ અસ્થિર લથડતા પગ, અવ્યવસ્થિત વસ્ત્રો: આવી સ્થિતિમાં ઘરની બહાર નીકળતાં જ આળસે ઉદ્યમને પણ જતાં જોયો. એક હાથમાં હળ, કરવત, હથોડી, વગેરે હથિયાર હતાં. કસીને ફેંટો બાંધ્યો હતો: આવી

આળસે કહ્યું, ' અરે ગાંડા ! તું તો વેરી લેવા નીકળ્યો કે શત્રુને મહાત કરવા ? કરવતથી તેને કાપવાની છે કે હથોડીથી તેનું માથું રંગવાનું છે ! ગાંડા રે ગાંડા ! અહિંથી જ ઉભે પગલે ઘેર પાછો જા અને સારાં કપડાં પહેરી આવ એટલે ઋદ્ધિ નહિ તો સિદ્ધિ ય કદાચ તને મળે. '

ઉદ્યમે બોલ્યા વિના જ આળસ તરફ સ્મિત જોયું.

પહેલા દરવાજે આશાવતી હતી. તેને ઓળંગી અંદર બન્ને ગયા. ઉત્સાહમતીના બીજા દરવાજે ઉદ્યમને ઠીક ઠીક આવકાર મળ્યો. આળસને કોઈએ માન આપ્યું નહિ. ઉદ્યમ તો આગળ વધ્યો, પણ આળસને ઉત્સાહમતીએ અટકાવ્યો.

આળસ પોકારી ઉઠ્યો, ' એ ખેડૂત ! એ સુથાર ! એ લુહાર ! મને આ દાસી આવવા નથી દેતી, જો ને ! '

ઉદ્યમથી હસી પડાયું. ઉત્સાહમતીને સમજાવી તે આળસને આગળ લઈ ગયો.

બીજા દરવાજે પણ એવો જ અનુભવ થયો. ઉદ્યમની મદદથી આળસ ઠેઠ ઋદ્ધિ-સિદ્ધિ સુધી પહોંચ્યો. ઉદ્યમ અને આળસની પરસ્પર વિરૂદ્ધ મૂર્તિઓ જોતાં જ ઋદ્ધિ-સિદ્ધિ તો સ્તંભિત જ થઈ ગઈ. આળસ પહેલો બોલશે એમ ધારી ઉદ્યમ સ્વસ્થ ઉભો રહ્યો. પરંતુ આળસ તો બગાસાં ખાવામાંથી પરવાર્યોજ નહિ એટલે ઉદ્યમે છેવટે શરૂઆત કરી, 'અમે બન્ને રાજકન્યાઓના સ્વયંવરમાં આવ્યા છીએ. '

'સ્વયંવરમાં આવ્યા છો, તો સાથે હળ અને હથોડી શા માટે લાવ્યા છો ?' ચતુર ઋદ્ધિએ ઉદ્યમનો વેષ જોઈ પૂછ્યું.

' ભાવિ વધૂને ભાવિ વૈભવની કલ્પના આવી શકે તે માટે...' ઉદ્યમે સગર્વ કહ્યું.

અમારા જેવી રાજકન્યાઓ કોઈ ખેડૂત, લુહાર કે સુથારને પરણે પણ ખરી ? ' સિદ્ધિએ ઉદ્યમને નાણવા માંડયો. આળસને લાગ્યું કે ઉદ્યમ બને છે. તેણે એકદમ બગાસાંથી હસતાં હસતાં કહ્યું, 'ઉદ્યમ, જોયો તારાં હળ-હથોડીનો પ્રતાપ !'

ઉદ્યમે આળસ તરફ દુર્લક્ષ કરી સિદ્ધિને જવાબ આપ્યો. ' રાજબાલે! ઉદ્યમને ઘેર તો ઋદ્ધિ-સિદ્ધિ જેવી રાજકન્યાઓને પણ પાણી ભરવાનો વખત આવે. પ્રેમ જેમ સ્ત્રીઓનો જન્મસિદ્ધ હક્ક છે, તેમ પરાક્રમ પુરુષનો જન્મસિદ્ધ હક્ક છે. '

' પરાક્રમ કે' હળ વડે બતાવાતાં હશે ?

## ન પાસ તું !

એ તો હતી વિશ્વની ખુબસુરતી,
શશાંકને શી શરમાવનારી,
અંગે જતી જ્યોત પ્રવાલઓષ્ઠ પે,
પ્રભાતની, સાંધ્યની નેત્રપંક્તે.

એના સમીપે શત શીત ધારા
હિમાંશુની અમૃત શી વહંતી,
સંજીવની શી મૃતની હતી એ
લાવણ્યવંતી પ્રતિમા હતી એ.

કે સાંધ્યટાણે હિમશૃંગ જાણે,
કેરી ઘડી સુંદર કોમલાંગી,
મસ્તાન શા જોબનઘોડલા હતા,
પેખી ઉરે કલ્પનહંસલા જતાં.

આ વિશ્વથી ઉર વિશાળે મારૂં
સ્મરી થતું ભવ્ય, ન પાસ કિન્તુ તું !

શ્રી. ગજેન્દ્ર જ. પંડ્યા

એને માટે તે સમશેર જોઇએ, કેમ ભૂલ્યા ?' ઋદ્ધિ હસી

'સમશેર તો સૃષ્ટિનાં દુઃખો વધાર્યા કરે છે. હળ સુખમાં વધારો કરે છે. લોહીની રેલ રેલવવાના પરાક્રમ કરતાં પાણીની રેલ રેલાવવી, ખેતરોમાં અનાજ પકવી અન્નપૂર્ણાને આરાધી પ્રસન્ન કરવામાં જ મને પુરુષાર્થ સમાયેલો લાગે છે. પરરાજ્યના નિરપરાધી લોકોને પીડવામાં શક્તિનો વ્યય કરવાને બદલે પોતાની પ્રજાને સુખ થાય એવી યોજના કરવામાં, ગરીબોને ક્ષુલ્લક અપરાધ માટે ફાંસીએ ચઢાવવાને બદલે તેમને યોગ્ય માર્ગે ચઢાવી જાતમહેનતના પન્થે વાળવા, ઘરો અને નગરોને ઉજ્જડ વેરાન જેવા કરી દેવાને બદલે તેમને સુંદર રીતે શણગારવાં મને વધારે યોગ્ય અને મહત્વનાં લાગે છે. ખેડીને ખેતી કરવામાં જે સુખ છે, તે શસ્ત્રાસ્ત્રોના ખણખણાટમાં નથી એ હવે જગત શિખે તો જ ભાવિ ઉજળું છે.' ઉદ્યમે હળની મહત્તા સમજાવી.

'જોને આવું માંડા જેવું કૈં કરતો, નહિ તો વગર મોતે મરીશ.' આળસે શિખામણ આપી.

'નિરૂદ્યોગી રહી જીવવા કરતાં ઉદ્યોમ કરતાં મરવું હજાર દરજ્જે શ્રેષ્ટ છે.'

'રાજબાલા, મરણમાં પણ શ્રેષ્ટતા જોનારને કયી સૌભાગ્યકાંક્ષિણી સ્વીકારવાની મૂર્ખાઈ કરશે ? વધુ બોલવું મને પસંદ નથી.' આળસે સિદ્ધિ તરફ જરા ત્રાંસી આંખે જોયું.

'પસંદ નથી કે પ્રકૃતિથી પ્રતિકૂળ છે ?' ઋદ્ધિએ ટાણો માર્યો. 'તમે છો કોણ તે'તો જરા અમને જણાવો !'

'હું આલસરાજ ! હું તો ખાટલા પરથી પરથી પાટલા પર અને પાટલા પરથી ખાટલા પર જીવન જીવનારો છું. મારૂં દૈર્ય એટલું બધું અમાપ છે કે સ્વયં જાહ્નવી આવે તો પણ હું ડુબી જવાનો લેશ પણ ભય ન રાખતાં જ્યાંનો ત્યાં જ સુઇ રહું.' આળસે પોતાની ગુણગીતા ઉકેલી.

'કસરત કરો છો ?' સિદ્ધિની તીક્ષ્ણ આંખ આળસ પર પડી.

'હા.' સગર્વ તેણે જવાબ આપ્યો. 'ઉંઘ ઉડી ગયા પછી આ બાજુથી પેલી બાજુ અને પેલી બાજુથી આ બાજુ આળોટવાની મારી નિયમિત કસરત છે.'

'એટલી જ કસરત કરો છો ?' ફરીથી પ્રશ્ન પૂછાયો.

'તે ઉપરાંત બગાસાં ખાવાં, હાથપગ લાંબાટૂંકા કરી આળસ મરડવું, ચપટીઓ વગાડવી વગેરે અનેક પ્રકારની કસરત હું રોજ કરૂં છું.'

'તમે રાજકન્યાને વરવા આવ્યા છો, તો પછી તેને યોગ્ય સ્થિતિમાં રાખવા માટે જે વિપુલ સંપત્તિ જોઇએ તે માટે કશો ધંધો તો કરતા જ હશો ને !' ઋદ્ધિએ આંખો ચમકાવી.

'ધંધા રોજગારને કે હાડકાં નમાવવાને અને મારે બાર ગેઢીનું વેર છે. હું તો ઘરજમાઈ થવા આવ્યો છું.' આળસે પોતાનો મુખ્ય ઉદ્દેશ જણાવી દીધો.

'તમે તો ઉદ્યમના જેવા નથી !' સિદ્ધિએ ઉદ્યમ તરફ જોયું. આળસને લાગ્યું કે હું ઉદ્યમ કરતા શ્રેષ્ઠ છું એમ સિદ્ધિનું કહેવું છે.

'હું કયાં એની માફક હળ–હથોડી ઉચકી લાવ્યો છું ? ને કદાચ લાવત તો પણ ક્ષુદ્ર વસ્તુ ન લાવત–થળી જ લઈ આવત.' જાણે પોતે સુક્ષ્મ વિનોદ- કરી

ઉદ્યમને મહાત કર્યો હોય એમ તેણે ઉદ્યમ તરફ જોયું.

' તો તો તમારે પાછા જવાની તસ્દી જ ન લેવી પડત. ' સિદ્ધિથી બોલી જવાયું.

' એટલે તમે બન્ને ય મને જ પરણવા ઇચ્છો છો ? ' હર્ષાવેશથી નાચી ઉઠી આળસે પૂછ્યું.

' એમ નહિ. તમારી આટલી અક્કલ જોઈને તમને સીધા થણીએ ચઢાવી દઈ અહિંથી ઘેર જવાની તસ્દી બચાવત. ' ઋદ્ધિએ સ્પષ્ટ શબ્દોમાં કહી નાખ્યું.

' ઓ બાપ રે ! માર્યો ! જોશીએ તો કહ્યું હતું કે હસ્તરેખા બળવાન છે. '

' પણ તમારા હાથની રેખાઓ કરતાં ઉદ્યમના હાથમાં અધિકું બળ છે. આળસ્યરાજ ! હાથ જોડીને બેસી રહેનારને કોઈ હાથ ન દે, સમજ્યા ? એ તો પત્થરમાં લાત મારનારને જ દે. હું તો ઉદ્યમને જ વરી. ' ઋદ્ધિ ઉદ્યમની પાસે જઈ ઉભી.

' ઋદ્ધિ જો ઉદ્યમને વરે છે, તો પછી સિદ્ધિએ મને જ વરવું રહ્યું. '

' એ અસંભવિત છે. ઋદ્ધિ મેળવવા તો વધુ તપ તપવાં પડે. હું તો ઉદ્યમના જ ચરણોમાં. સિદ્ધિ ઉદ્યમની સોડમાં ભરાઈ. '

સાદાં વસ્ત્રોમાં ઉદ્યમ અને તેની બન્ને બાજુએ ઋદ્ધિ અને સિદ્ધિને જોઈ આળસને ઉદ્યમને જાણે ખાઈ જાઉં કે ગળી જાઉં એવું થયું. પણ ખાઈ જવા અથવા ગળી જવા માટે પણ મોં ફાડવાની તસ્દી તો લેવી જ પડે. એ તસ્દી કોણ લે ? આળસ તો આંખો ચોળતો ને બગાસાં ખાતો ઉભો રહ્યો.*

* શ્રી. ખાંડેકરની મરાઠી વાર્તા પરથી.

# શ્રી જન્માષ્ટમી

શ્રી. ડૉ. ઇન્દુલાલ સેવકલાલ દવે

પ્રત્યેક વર્ષે શ્રાવણ વદ આઠમ તે જન્માષ્ટમિ કહેવાય છે. શ્રી ભગવાનના જે જે અવતારો થઇ ગયા છે. તે તે જે દિવસે જન્મ પામ્યા હશે તે દિવસને તે અવતાર સાથે નામથી જોડી કહેવાય છે. દા. ત. રામનવમી, વામનદ્વાદશી; નૃસિંહ એકાદશી ઇત્યાદિ. પરંતુ શ્રાવણ વદ આઠમને કૃષ્ણાષ્ટમી ન કહેતાં લોકો માત્ર તેને જન્માષ્ટમી જ નામ આપી તેનો મહિમા વધારે છે. જે જે અન્ય અવતારો થઇ ગયા તે શ્રીભગવાનના અંશાવતારો હતા, પરંતુ શ્રીકૃષ્ણાવતાર તો પૂર્ણાવતાર છે. છે, અને તેથી જ તેની વિશિષ્ટતા છે.

શ્રીભગવાનના અવતારોની લીલા બતાવનારૂં એક જ પુરાણ પુસ્તક શ્રીમદ્ ભાગવત છે. તેના બાર સ્કંધોમાં દસમો અને અગિયારમો સ્કંધ એ બે શ્રીકૃષ્ણલીલા વર્ણનના સ્કંધો છે. તેમાં અગિયારમો સ્કંધ તો સંપૂર્ણ આધ્યાત્મિક જ્ઞાન પ્રદાન કરનાર છે. તેની સરખામણી કોઇ પણ સાથે થઇ શકે તેમ નથી. દશમસ્કંધના ૯૦ અધ્યાયો અને એકાદશસ્કંધના ૩૧ અધ્યાયો મળી ૧૨૧ અધ્યાયો માત્ર શ્રીકૃષ્ણલીલાના જ છે અને તે જ તેની ઉત્તમતા માટે પુરતું છે. આખા શ્રીમદ્ ભાગવતના ૩૩૫ અધ્યાયો છે.

આવા શ્રીકૃષ્ણાવતારની જયંતિ શ્રાવણ વદ આઠમને રોજ ઉજવાશે. દરેક વૈષ્ણવ મંદિરમાં ધામધુમ થશે. રાત્રે બાર વાગે જન્મની આરતી થશે. બીજી સવારે ગોકુલમાં નંદયશોદાજીને ત્યાં જન્મોત્સવ થશે. છ કલાકમાં બે જુદા ગામમાં જન્મોત્સવ મનાયો તે બન્ને ગામો જોડે જોડે નહિ પણ બે વચ્ચે પુરપાટ કાળું પાણી વહેતી કાલિંદી યાને યમુના નદી પહોળા પટથી વહ્યાં કરે છે.

આ શ્રીકૃષ્ણના અવતારની લીલાઓ પૈકી અનેક આનંદ અને ઉલ્લાસ કરાવનાર તો તેમના બાળકૃષ્ણપણાની મુખ્ય છે. અને વૈષ્ણવ સંપ્રદાયના મંદિરોમાં મુખ્ય આ લીલાઓજ વધુ પ્રમાણમાં દર્શન કરાય છે. મંદિરોમાં ભીંતો ઉપર અનેક ચિત્રોમાં જુદી જુદી લીલાઓ બતાવેલી હોય છે તેમાંની એક લીલાનું રહસ્ય આપણે અત્રે વિચારીશું. તે વસ્ત્રહરણલીલા છે. આ લીલા જુદા જુદા માણસો જુદી જુદી રીતે વર્ણવે છે. કોઇ તો તદ્દન હલકી પાંતીથી જ બોલે છે જ્યારે ઘણા તે સન્માનપૂર્વક જણાવે છે.

શ્રીકૃષ્ણ આઠ નવ વર્ષના હતા ત્યારે આ લીલા થઇ હતી. તેમના ગોકુલ ગામની ગોપ કુમારીકાઓએ કાત્યાયની નામનું વ્રત કર્યું હતું. હાલમાં ગુજરાતમાં કુમારીકાઓ ગૌરીવ્રત કરે છે. તેમાં પણ એ જ ધ્યેય છે કે શ્રીભગવાન જેવા ઉત્તમ પતિ પ્રાપ્ત થાય. આ કાત્યાયની વ્રત ભગવાનના વિભૂતિમાસમાં એટલે માગશર માસમાં થાય છે. તે વખતે શિયાળો બેસી ગયો હોય છે. અને ઠંડી પણ પ્રમાણમાં ઠીક પડે છે. તેમ છતાં વ્રતના દિવસોમાં એક વખત ગોપ કુમારીકાઓએ પ્રાતઃકાળમાં શ્રીયમુનાસ્નાન કરવું ઉચિત ધાર્યું. જમનાકાંઠે ગયા પછી પોતાનાં કપડાં ઉતારી ખુલ્લે શરીરે જળમાં પ્રવેશ કર્યો. સ્નાનને અંગે નાની છોકરીઓ આનંદ કરે તેમ મઝા કરી. હજુ તો તેઓ પાણીમાં છે ત્યાં તો પેલા નવ વર્ષના બાળકૃષ્ણલાલજી પોતાના ગોઠીઆઓ સાથે પ્રાતઃકાળની નદીની સહેલમાટે આવી પહોંચ્યા. તેમણે જે બન્યું હતું તે જાણ્યું. અરે, પ્રથમથી જ તે યોગેશ્વરે જાણેલું જ હતું. કાત્યાયની વ્રત શ્રીકૃષ્ણને પતિ તરીકે મેળવવા પ્રબંધ હોય છે. તેમ છતાં

જનસમાજના એક વિપરીત રિવજ પ્રમાણે તેઓએ નગ્નાવસ્થામાં સ્નાન કર્યું તે અધાર્મિક હતું. જળમાં પણ વરુણદેવ રહે છે. તેથી તેમની અવજ્ઞા થઇ હતી. અને તે દેવ મારફત શ્રીકૃષ્ણની પણ અવજ્ઞા થઇ હતી. તેથી આવા પાપમાંથી ઉગારવા શ્રીકૃષ્ણે ગોપકુમારીઓનાં વસ્ત્રો કિનારેથી લઈ લીધાં. તેને પોતાની ખાંધ ઉપર મૂકી નજીકના કદંબ વૃક્ષ ઉપર ચઢ્યા અને ત્યાંથી તેમણે [illegible] પીઓને પડકાર કર્યો.

[illegible] પીઓ તો પોતાના આનંદરસની [illegible] હતી ત્યાં આ પરિસ્થિતિ જોઇ [illegible] પડી ગઈ અને હવે સ્નાનને અંતે [illegible] આવી વસ્ત્રો વગર શું કરવું ? ઠંડી વાતી હતી. ગોપકુમારીઓ જળમાં કંઠ સુધી પોતાના શરીર ને પોતાની લાજ છુપાવવા પ્રયત્ન કરતી હતી

સમય વીતતાં ઠંડી વધી અને શ્રીકૃષ્ણે તેઓને પોતે આવી પોતાનાં વસ્ત્રો લેવા બોલાવ્યાં. પણ તેઓ કહે, ઓ કૃષ્ણ ! આવું કરવું તમને ઉચિત નથી. અમે વ્રતધારી છીએ માટે અમારાં વસ્ત્રો અમને આપો. શ્રીકૃષ્ણ કહે છે કે, તમે આવો અને લઇ જાવ. તમારાં વસ્ત્રો તમને જ આપવાનાં છે. મારે તે પહેરવાં નથી. તમોએ વરૂણદેવનો અપરાધ કર્યો છે માટે બે હાથ જોડી બહાર નિકળો અને તમે આ વ્રત મને પામવા માટે કર્યું છે તો મારા સન્મુખ આવો. તમે શરણાગતિ કરી છે પણ તમારી જાતને સમર્પણ કરી નથી. તમારી અને તમારા ભગવાનની વચ્ચે કાંઇ પણ આવરણ હોવું જોઇએ નહીં, અને તેથી જ આ વસ્ત્રો જે આવરણરૂપ છે તે મેં લઇ લીધા છે. તમારા ને મારા વચ્ચે હવે આ આવરણ રહી શકે તેમ નથી. તમે ઇચ્છો છો તેમ આગળ વધો અને તમે મને સંપૂર્ણ પામી જશો.

## કૃષ્ણનું સ્મરણ

આજ વૃંદાવનને ગગન
છાયો શ્યામ શ્રાવણનો ઘન
થનગન થનગન
કુંજ કુંજ ઉપવન
હૃષ્ટ ઉન્મત્ત નર્તી ઊઠિયો મયૂરગણ
આજ વૃંદાવનને ગગન.

વનવને ખગગણ
વ્યક્ત હર્ષિતમન
પૃથ્વીગંધિ રહ્યો રસળી સ્નિગ્ધ સમીરણ
આજ વૃંદાવનને ગગન.

શ્યામ શ્રાવણ ઘન
ઇન્દ્રધનુને વરણ
મયૂરને પિચ્છ કૃષ્ણ નવ હોય શું સાભરણ !
આજ વૃંદાવનને ગગન.

એકલો વિકલમન
મયૂરપંખીજન
રાધિકાઉરતણો કૃષ્ણકેરે સ્મરણ
આજ વૃંદાવનને ગગન.

આજ અળગો રહ્યો એક રાધારમણ
નંદનો નંદન
આજ વૃંદાવનને ગગન.

શ્રા. ઉદાનસ્

પાછાં ન પડો. વ્રતધારિણી કન્યાઓ ! તમારું ભલું થાઓ ! આમ અનેક રીતે યોગેશ્વરે તે કુમારીઓને સમજાવી ત્યારે તે પોતાની ભૂલ સમજી અને બે હાથ જોડી જળમાંથી બહાર આવી પ્રભુના ધ્યાનમાં લીન થઇ ગઇ ! આવરણ ગયું, માયા છુટી. કુમારીઓ વિશુદ્ધ થઇ અને પ્રભુએ પોતાના પ્રસાદ તરીકે તેઓને વસ્ત્રો આપ્યાં. તે વસ્ત્રો તો પ્રસાદરૂપ હતાં. પરમાત્મા સાથેની ઐક્યતાના સ્મરણચિન્હ તરીકે હતાં. કારણ પોતાના શરીરના કેડથી નીચે પહેરવાનાં વસ્ત્રો તો શ્રીકૃષ્ણ પ્રભુના ખભા ઉપર ઉંચે સ્થાને બેસી આવ્યાં હતાં અને તેથી જ તે વસ્ત્રો પવિત્ર પ્રસાદ રૂપે વિશિષ્ટતાને પામ્યાં હતાં.

સૌ કુમારીકાઓ પોતાની અભિલાષા સફળ થઇ, વ્રત ધારણ કરનાનું પ્રયોજન યથાર્થ થયું એમ સમજી, પ્રભુએ વધારામાં તેમનું સન્માન કરવા જણાવ્યું કે આવતી શરદ ઋતુમાં તેઓ રાસલીલા જોશે અને કૃતકૃત્ય થશે. આ અનેરો આનંદ વર્ષાવતું આગાહીરૂપ વચન સાંભળી સૌ કન્યાઓનો ઉલ્લાસ માતો નહોતો અને ઘણા જ આનંદથી પોતાને ઘેર સીધાવી.

આવા પ્રભુ શ્રીકૃષ્ણની જયંતિ પાંચ હજાર વર્ષ પછી પણ ભારતના ખૂણે ખૂણે ઉજવાય તેમાં કાંઇ નવાઇ છે ! આ પૂર્ણાવતાર સંબંધી જે જે વ્યાવહારિક અને આધ્યાત્મિક લીલાઓનું વર્ણન થાય તે સાંભળતાં કોને રોમાંચ થયા વિના રહેતો હશે ?

---

## લે ને તું કૃષ્ણાવતાર

: નાચો નાચો પ્યારે મનકે મોર : – એ લય.

પાડે પાડે આ પૃથ્વી પોકાર,
શું સુતો રે, સરજનહાર !—પાડે૦

ક્યારે થશેજી મૂક્યાં તે કાન, ક્હી દેને ક્રન્હ,
આટલું તો ભાન,
પૃથ્વી પાડતી આંસુડાં ચોધાર—પાડે૦

કહ્યું જાય નહિ દુઃખ, શું ઉચારે સુખ,
લવલવની લાગી જ્યાં ભૂખ;
પૃથ્વીપતિ, સેવોને ઉપચાર—પાડે૦

પૃથ્વીને પાટલે પ્રભુતા પ્રસારવા,
ધર્મસંસ્થાપન દુષ્ટો સંહારવા,
પૃથ્વી-પ્રજાઓનો છે પોકાર,
પુનઃ લેને, તું ' કૃષ્ણાવતાર '—પાડે૦

શ્રી રવ

# નારીજીવન

શ્રી. મફતલાલ સંઘવી

નશ્વર માનવદેહને સમર્પણ વડે સાર્થક કરી જતી, સન્નારીઓના પવિત્ર શ્વાસોચ્છ્વાસ વડે સંસાર સોહામણો છે.

પ્રત્યેક ધબકે નારીહૃદયમાં એ એકજ અવાજે ગાજે છે કે, પ્રભો ! જગત ઉન્નમાવવાની જે મુખ્ય જવાબદારી તેં અમને સોંપી છે, તેમાં અમે સફળ થઈએ, એવું જ જીવન જીવવાની અમને પ્રેરણા પાજે.

નારી, જગતનું પ્રેરણાબળ છે. નિસ્તેજ પુરુષોના જીવનકોડિયે પ્રેરણાના અમૃત સીંચવાની તેનામાં પવિત્ર શકિત છે. સામાન્યમાં સામાન્ય દરજ્જાની નારીમાં, તેના સ્રીત્વને અજવાળતા જે ગુણો જોવા મળે છે, તે જોયા પછી જ આપણને ખાત્રી થાય કે નારી જેટલાં મોકળાં હૃદય, પુરુષોનાં નથી. જગતની આબાદીને ટકાવી રાખવામાં સ્રીનો જે અંતર્ગત હિસ્સો છે, તેની તુલનામાં પુરુષ તે કંઈ નથી !

નારીજીવનની મહત્તાનાં સાચાં મૂલ્ય આંકવાની જેને દૃષ્ટિ મળી છે, તે પુરુષ જરૂર એમ બોલી શકે કે, **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।**

બાહ્યજગતવ્યવસ્થાનું સંચાલન પુરુષના હાથમાં સોંપવામાં માનવકુલની જે સલામતી છે, એટલી જ સલામતી આંતરજગતવ્યવસ્થાનું સુકાન સ્રીને સોંપવામાં સમાયલી છે.

સંસારમાં નારી છે, માટે જ વિવિધતા, રસિકતા અને કલામયતાનાં ઝરણાં વહી રહ્યાં છે. નારીવિહીન સંસાર ઉજ્જડ જ બની જાય.

અનેક કુદરતી તત્ત્વોના સંભારરૂપ સન્નારી, બનાવટી રૂપ–રંગમાં રંગાઈને જગતના બજારમાં સ્વચ્છંદી રીતે ફરતી ફરે, તેમજ પોતાના બનાવટી રૂપ–રંગની હરિફાઈમાં અન્ય ભોળી સ્રીઓને આંજવાના કડુ પ્રયાસો આદરે, તેમાં નથી તેના નારીજીવનની શોભા કે નથી નારીજગતની પ્રગતિ !

આર્ય મહર્ષિઓએ યોજેલી સમાજ-વ્યવસ્થા અને આજની સમાજવ્યવસ્થા વચ્ચે ઘણું મોટું અંતર પડી ગયું છે. તે અંતરનું મુખ્ય કારણ, આપણા વર્તમાન સમાજવિધાયકોની સાંકડી મનોદશા છે. સુસમાજવ્યવસ્થામાં સ્રીનું એ સ્થાન નિયત કરી દીધેલ હોવું જોઈએ, કે જે સ્થાન માનવશરીરમાં હૃદયનું છે. માનવશરીરમાં કુદરતે હૃદયને જે રીતે સુરક્ષિત રાખ્યું છે, તેજ રીતે, સુસમાજવ્યવસ્થા વડે આપણે સ્રીના જીવનપ્રતાપને જાજ્વલ્યમાન રાખવો જોઈએ.

આજનું જગત, સ્રીને તેના ખરા અર્થમાં સમજી, તે પ્રમાણે ન્યાય તોળતું થાય, તેમાં જ માનવસંસારની આબાદી છે. નારીજીવનની વિવિધતા જાણ્યા વિના, તત્સંબંધી ન્યાય તોળવો તે નારીસમાજનો હડહડતો અન્યાય કર્યા બરોબર છે.

તેમજ માનવકુલ પ્રત્યેની પોતાની જવાબદારીનો યથાર્થ ખ્યાલ બાંધીને, પુરુષવર્ગને ચિંતાની છાયાથી અળગો રાખી, તેની કાર્યશકિતને બેવડાવી, આંતરસમાજ-વ્યવસ્થાનો સઘળો ભાર પોતાના ખભા ઉપર લઈ, નારીવર્ગે પણ જગતના ઇતિહાસમા પોતાનું જે મોભાભર્યું સ્થાન છે, તેને મજબૂત [illegible] જોઈએ.

# સૌરભ

શ્રી. 'મ.'

"હવે અત્યારે આપણે કાંઈક વધારે શાસ્ત્રીયત્તાથી આ પ્રશ્ન તરફ જોતાં થયાં છીએ. એક તરફથી આપણે હમણાં હમણાં બહાર આવેલા કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં સમાયેલી ઐહિક વીગતોની ઝીણવટ તરફ આપણા પાશ્ચાત્ય ટીકાકારોનું ધ્યાન ખેંચીએ છીએ અને કુટ્ટિનીમત, કામસૂત્ર અને ચોરીનાં સાધનો ને પ્રકારોની વિગતત ટીપ આપનાર કર્ણીસુતનો ગ્રન્થ, વગેરે ગ્રન્થો ઊપરથી આપણા દેશના લોકોની ઐહિક કારકિર્દીની વિવિધતા, વ્યાપકતા અને બારીકાઇ જોવા કહીએ છીએ. બીજી તરફ પરલોકાભિમુખતા નિશ્ચ છે માટે પ્રાચીન ભારતવાસીઓમાં ન હતી એમ સ્થાપિત કરવાને બદલે આપણે કહીએ છીએ કે પરલોકાભિમુખતા તેમનામાં હતી એટલું જ નહિ પણ ઇહલોકના સુખની પણ ઉચ્ચતા સાધવાના એક અપ્રતિમ સાધનરૂપે હતી. છેલ્લા શબ્દો વિરોધાભાસ જેવા કદાચ લાગશે, પણ કૌટિલ્ય તરફ જ જોઇશું તો વાત સમજાઇ જશે. પૂર્વાચાર્યોની પેઠે કૌટિલ્ય દંડનીતિ એકલીને જ કે દંડનીતિ અને વાર્ત્તા કે દંડનીતિ, વાર્ત્તા અને ત્રયી, એને જ વિદ્યા ગણતો નથી, એ આન્વીક્ષિકીને પણ, એને 'પ્રદીપ સર્વ વિદ્યાનો' કહી, ઉમેરે છે. છતાં દંડને લીધે જ આન્વીક્ષિકી ત્રયીવાર્ત્તાનું કુશળ સાધી શકાય, એ ત્રણે વિદ્યાઓ દંડાશ્રિત છે, એ નક્કર હકીકત સ્વીકારવામાં પણ વ્યવહારુ શાસ્ત્રકાર ખંચાતો નથી. પણ તેથી દંડનુ દંડ ખાતર એ ગૌરવ કરે છે એમ રખે કોઇ માને. દંડથી પેલી ત્રણ વિદ્યાઓનું કૌશલ છે માટે જ દંડનો મહિમા. દંડનીતિનો એનો ખ્યાલ પણ એ જ બતાવી આપે છે કે રાજકાજની ખટપટોમાં કોઇવાર અધમ લાગે તેવી હદ સુધી જવાની શિખામણ આપનાર 'કંટકશોધન'ના નિઘૃંણ પ્રકારો સમજાવનાર, શાસ્ત્રકાર ઐહિક વસ્તુઓમાં જ ઐકાન્તિકપણે રમમાણ રહેવાનું સૂચવતો નથી. દંડનીતિનું પ્રયોજન તે કહે છે તેમ અલબ્ધનો લાભ, લબ્ધનું રક્ષણ, રક્ષિતનું વિવર્ધન અને વર્ધિતનું 'તીર્થો'માં પ્રતિપાદન તીર્થો એટલે તીર્થરૂપ વ્યક્તિઓ વિદ્વાનો, આચાર્યો, સંતો, વાનપ્રસ્થીઓ અને તીર્થસંસ્થાઓ અને સ્થાનો; એટલે કે જે અર્થશાસ્ત્રકાર રાજાને–સ્વામીને પોતાની સમગ્ર ચર્ચાના મધ્યબિંદુમાં રાખે છે, તે રાજા ખાતર રાજ્ય એમ કહેતો નથી. રાજ્ય ખાતર રાજા એમ કહે છે, એટલું જ નહિ; એ કહે છે કે પ્રજાના ઐહિક સુખો માટે જ દંડનીતિ પ્રયોજવાની છે એમ નહિ, પણ પ્રજાના આત્મિક વિકાસમાં સહાયરૂપ થનાર 'તીર્થો' ને ચરણે પોતાની સમગ્ર શક્તિ અને પ્રાપ્તિનો વિનિયોગ કરવામાં જ દંડનીતિની કૃતાર્થતા છે. આને અવ્યવહારુપણું કહી શકો છો. પણ આ દેશના લોકોએ શોધેલી વસ્તુઓમાં ભાગ્યે જ આના જેવી કોઇ વ્યવહારુ હોય. આને પરલોકાભિમુખતા તરીકે ઓળખાવી શકો છો. પણ પ્રાચીન ભારતવાસીઓએ ઐહિક હિતોની ઉદાત્ત સાધના એની દ્વારા સાધી છે એ નિઃસંશય, અર્થશાસ્ત્રનો લેખક રાજામાં–સ્વામીમાં સમગ્ર સમાજવ્યવસ્થાને કેન્દ્રિત થયેલી જુએ છે ને તેની ઉપર જ સતત એની દૃષ્ટિ લાગેલી રહે છે, પણ પ્રજાજનનો ચોરાયેલો માલ જો રાજા પાછો મેળવી આપી ન શકે તો સ્વકોશમાંથી ( ધ્યાનમાં લેવાનું છે કે સ્વ–ખાનગી–તિજોરીમાંથી ) એણે એ ભરપાઇ કરી આપવો. વગર ગુને જો કોઇ પ્રજાજનનો દંડ થાય તો રાજાનો તેથી

છત્રીસગણો દંડ લેવો ને તે વરુણને અર્પવો (જે પછી તે બ્રાહ્મણોને આપી દે) એમ એ ધડક એણે કહ્યું છે. આ અને સ્વામી (રાજા)–જે વરુણના દાસ તરીકે રાજ્ય કરતો તે–ની દિનચર્યા કેટલી આકરી છે તે જોઇએ છીએ ત્યારે સમજાય છે કે આ દેશના પ્રાચીન લોકોએ ઐહિક અને પારલૌકિક હિતોની સાધનાનો માર્ગ કેવો સેળભેળ કરી દીધો હતો. એમનામાં પરલોકાભિમુખતા એ શરમાવા જેવી વસ્તુ ન હતી. વ્યવહારુપણાની વાત કરતા હો તો તેને એ બાધક નહિ પણ ઊલટી પોષક હતી. એટલે હવે આપણે પેલી જૂની તાંત ઉપર પ્રજાસ્મિતાનું ગીત આલાપતાં નથી કે અમે તો પહેલાં તમે અત્યારે છો તે કરતાંયે વધારે વ્યવહારુ અને કુટિલ હતા અને પરલોકાભિમુખતા તો પાછળથી સંજોગ-વશાત્ અમારામાં દાખલ થઇ. આપણે હવે એટલું જ કહીએ છીએ કે જાતકકથાઓની સૃષ્ટિ, દેશાવરના વેપારવણજ અને વસાહતો અને અર્થશાસ્ત્ર વગેરે શાસ્ત્રોથી સ્ફુટ થાય છે તેમ આ દુનિયાની વીગતોમાં આ દેશના લોકો પણ ઓછા પાવરધા ન હતા, તેમ છતાં આધ્યાત્મિક સાધનાને પણ તેમણે વિસારે મૂકી ન હતી. ભારતવાસીઓના પતનનાં એક હજારને એક કારણ હશે. ધારો કે અંતર્મુખતા પણ એક કારણ છે એમ પુરવાર કરી શકાય, તોપણ જ્યારે ભારતના સમોવડિયા દેશોની સંસ્કૃતિ જડમૂળથી ઊખડી ગઇ છે અને પાછળનાઓની સંસ્કૃતિ આત્મનાશને માર્ગે ધપી રહી છે ત્યારે આ પુરાતન દેશ હજી પણ જીવતો રહ્યો છે, એટલું જ નહિ પણ સમગ્ર માનવ-જાતના જીવનની આશાના એક કિરણરૂપ બની રહ્યો છે તે એની પેલી વગોવાયેલી અંતર્મુખતાને જ આભારી નહિ હોય ? "

( શ્રી. ઉમાશંકર જોષી કૃત ' અખો 'માંથી પૃ. ૧૨૦ થી ૧૨૨ ).

---

' તમારું મન એક આશ્ચર્યજનક બીજ છે તેમાંથી તમે જે કાંઇ પણ પ્રકટ કરવાનો વિચાર કરો તે તમે નિશ્ચિત રૂપે પ્રકટ કરી શકો છો. મનોરથોની સિદ્ધિ માટે લોકો ચિંતામણી અથવા કલ્પવૃક્ષની શોધમાં ફરે છે. પરંતુ તેમને ખબર નથી કે તેમનું મન પોતે જ કલ્પવૃક્ષ હોઇ તે તેઓના મનોરથ પૂર્ણ કરી શકે છે એટલું જ નહિ પણ તે તેઓને માટે સદૈવ સહજ–સુલભ છે........'

*　*　*

'જેમ બીજને ભૂમિમાં વાવવાથી, જલ સીંચવાથી તથા ખાતર નાખવાથી તેને સૂર્યપ્રકાશ અને પવનની અનુકૂળતા આપવાથી વૃક્ષ ઉગે છે, અને ફળફુલ પણ થાય છે, તેમ શ્રદ્ધા, પ્રયત્ન, ઉત્સાહ અને આગ્રહ ધારણ કરવાથી આપણે ચાહીએ તેવું સામર્થ્ય આપણામાં પ્રકટ થઇ શકે છે. '

*　*　*

' જે જે મનુષ્યોએ આશ્ચર્યજનક શક્તિઓનું પ્રદર્શન કર્યું છે અથવા ઇશ્વરની સમાન સામર્થ્ય પ્રકટ કર્યું છે તેઓ કોઇ દેવતા કે ફિરસ્તા હતા અને તમે સામાન્ય મનુષ્ય છો, એ હકીકત બરાબર નથી. તેઓમાં જે મનશક્તિ હતી અને તેમનાં મનને પ્રકાશ અર્પનાર જે આત્મા હતો તે જ મન અને આત્મા તમારામાં પણ છે...પ્રયત્નશીન બની તમે પણ ગુપ્ત સામર્થ્યને બહાર પ્રકટ કરી શકો છો. બીજ તમારી પાસે પણ છે. '

# નોંધ

## ગુણસુન્દરીનો પચીસમાં વર્ષમાં પ્રવેશઃ

ભારતના પૂજ્ય પુરુષ મહાત્મા ગાંધીજીના રાજકારણમાં પ્રવેશ પછી, હિંદભરમાં અનેકવિધ રાજકીય આંદોલનો પ્રવર્ત્યાં. પ્રથમ વિશ્વયુદ્ધના અંત પછી આપણી આઝાદીની લડતે જુદા જુદા સ્વરૂપો ધારણ કર્યાં. સાહિત્ય, કલા વગેરે સાધનોએ પણ પોતપોતાની રીતે રાષ્ટ્રકાર્યમાં ફાળો આપ્યો. ' ગુણસુન્દરી ' માસિકની શરૂઆત પણ સને ૧૯૨૩ માં થઇ. ત્યારથી સતત ૨૪ વર્ષ સુધી ' ગુણસુન્દરી ' એ પોતાની શક્તિ અને સાધનસામગ્રી પ્રમાણે, જનતાની અને ગુજરાતી સાહિત્યની તથા તે દ્વારા રાષ્ટ્રદેવની સેવા કરી છે. ગુણસુન્દરી તેના ૨૫ માં વર્ષમાં પ્રવેશ કરે તેના બરાબર એક પખવાડિયા પૂર્વે જ ભારતવર્ષ સ્વાતંત્ર્યની અક્ષય સિદ્ધિને વરે છે. સમસ્ત દેશ આઝાદીના આનંદમાં ગરકાવ થઇ જાય છે, તેમાં ' ગુણસુન્દરી ' પણ પોતાનો આનંદ-સૂર પૂરાવે છે.

' ગુણસુન્દરી 'ની આનંદની માત્રા વધી જવાનું બીજું પણ એક કારણ એ છે કે, ૨૫ વર્ષના કટોકટીના ગાળામાં, અનેક ગુણસુન્દરીઓ પણ સ્વતંત્રતાની આબોહવાનું નિર્માણ કરવામાં યશસ્વી ફાળો આપી શકી છે. એટલું જ નહિ પણ બહુ વિસ્તૃત પ્રમાણમાં ભારતની-ખાસ કરીને ગુજરાતની-સ્ત્રીશક્તિ જાગૃત થઇ છે. આફ્રિકામાં હિન્દનું ગૌરવ સાચવનાર વિજેતા શ્રી વિજયાલક્ષ્મી પંડિત, રશિયામાં હિંદના એલચી તરીકે કામ કરવાનો જવાબદારીભર્યો અને ( હવે હિન્દ જેવા સ્વતંત્ર સંસ્કૃતિયુક્ત દેશના પ્રતિનિધિ તરીકે ) બહુમાનભર્યો હોદ્દો સંભાળે એ ગુણસુન્દરીઓને ગૌરવ લેવા જેવી હકીકત છે. આ સિવાય શ્રી સરોજિની નાયડુની દેશસેવા વર્ષોથી ચાલતી આવે છે અને તે સુવિદિત છે. તેઓ હાલ યુક્ત પ્રાન્તમાં કામચલાઉ ગવર્નર તરીકે નિમાયા છે, એજ વસ્તુ એમની કાર્યશક્તિની પ્રતીતિ કરાવવા માટે પૂરતી છે. શ્રી સુભાષચંદ્ર બોઝના નામ સાથે ખડી થતી આઝાદ સેના અને તેના એક આવશ્યક અંગરૂપ સ્વતંત્ર સ્ત્રીસૈન્યનું સ્મરણ કરીએ છીએ ત્યારે ઝાંસીની રાણીની આવૃત્તિ સમી શ્રી લક્ષ્મી કેપ્ટન, અરુણા વગેરે પરાક્રમશાલિની બહેનોનો પ્રચંડ પુરુષાર્થ આપણાં મસ્તકોને તેમની આગળ સહેજે નમાવે છે. એ વીરતાની પ્રતિમાઓ આપણી ઘરઘરની કન્યાઓમાં, ગૃહિણીઓમાં, ગુણસુન્દરીઓમાં પ્રતિ સ્થાપિત થાઓ, એવું આપણે ઇચ્છીએ છીએ.

× × ×

## શ્રી. અમૃતકોર આરોગ્યપ્રધાન :

સામાન્ય ઘરોની તથા જમીનદાર કુટુંબની કન્યાઓએ ભારતની સ્વતંત્રતાના યુદ્ધમાં જેમ પોતાનું સર્વસ્વ સમર્પણ કર્યું, તેમ કેટલીક રાજવંશી વ્યક્તિઓએ પણ પોતાની રાષ્ટ્રભક્તિને યોગ્ય વાતાવરણમાં વહેતી મૂકી. રાજપુરુષોમાં શ્રી દરબાર ગોપાળદાસ છે તેમ, સ્ત્રીઓમાં કપુરથલાના રાજકુમારી શ્રી. અમૃતકોર છે. દિલ્હીના મધ્યસ્થ સરકારના મંત્રીમંડળમાં એમને ' આરોગ્ય ' ખાતું સુપ્રત કરવામાં આવ્યું છે, તે પસંદગીમાં ખરેખર, સ્વાતંત્ર્ય-સ્વરાજની શરૂઆતમાં જ સ્ત્રીસમાજની યોગ્ય પ્રતિષ્ઠા કરવામાં આવી છે. પ્રજાજીવનના સ્વાસ્થ્યનો બધો આધાર સ્ત્રીજીવનની સાચી સમજ ઉપર છે. સ્ત્રી અને સ્વાસ્થ્ય વચ્ચે ગાઢ સંબંધ છે. રાજકુમારી અમૃતકોર, પોતાને પ્રાપ્ત થયેલી

આ તકનો સંપૂર્ણ ઉપયોગ કરી, ભારત-માતાની તથા તેનાં સંતાનોની સાચી સેવા કરી શકે તે માટે પરમાત્મા તેમને બળ, બુદ્ધિ અને આયુષ્ય આપે, એવી પ્રાર્થના સહ, અમારાં તેમને અભિનંદન છે.

શ્રી અમૃતકોરને સૌ કોઇ જાણે છે છતાં તેમના શિક્ષણ અને સેવાકાર્યની સંક્ષિપ્ત વિગત આ પ્રમાણે છે. તા. ૨–૨–૧૮૮૭ માં રાજકુળમાં જન્મ પામેલી 'કુંવરી'નું શિક્ષણ, આજથી પચાસ વર્ષ પહેલાંની રાજવંશી પ્રથા પ્રમાણે અંગ્રેજી વાતાવરણમાં થયું હતું. ડોરીટશાયર અને લંડનની શેરબોર્ન કન્યાશાળામાં પણ તેમણે અભ્યાસ કર્યો હતો. હિન્દની શિક્ષણસંસ્થાઓમાંથી પણ તેમણે કેટલુંક અધ્યયન મેળવ્યું હતું. રાજપિતાની આ એકની એક પુત્રીને રાજવંશી તાલીમ મળેલી હતી છતાં તેનો આત્મા રાષ્ટ્રસેવા માટે જુદા જ સંસ્કાર ગ્રહણ કરતો જતો હતો. જુદે જુદે સમયે જુદી જુદી સામાજિક સંસ્થાઓમાં તેણીએ પોતાની સેવા આપી હતી. ૧૯૩૨ માં લોર્ડ લોધીઅન પહેલાં, તેઓ અખિલ હિંદ મહિલા પરિષદ, હિંદી મહિલા રાષ્ટ્રીય સમિતિ વગેરેનાં અધ્યક્ષ હતાં. ૧૯૩૩માં લંડન ખાતે ભરાયેલ હિંદી મહિલારાષ્ટ્રીયસમિતિ તથા મહિલાઓના હિંદી સંઘ વતી તેઓ 'જોઇન્ટ સીલેકટ કમિટિમાં હાજર રહ્યાં હતાં. ૧૯૩૭ થી '૪૧ સુધી અખિલ હિંદ મહિલા ભંડોળ સંઘના તેઓ અધ્યક્ષ–સુકાની હતાં. જાલંદર સુધરાઇને પણ ૧૯૩૪ થી ૩૬ સુધી તેમની સુંદર સેવા મળી હતી. હિંદ સરકારના શિક્ષણવિષયક સલાહકારી બોર્ડમાં તેઓ સૌથી પહેલાં સ્ત્રી–સભ્ય હતાં. પણ રાષ્ટ્રિય કેળવણીના હિમાયતી તરીકે તેમણે તે બોર્ડ-માંથી '૪૨ની ચળવળ વખતે રાજીનામું આપ્યું હતું. આ સિવાય, અખિલ હિંદ ચરખા સંઘ, હિન્દુસ્તાની તાલિમી સંઘ, મહિલામંડળ, અખિલ હિંદ મહિલા પરિષદ, અખિલ હિંદ મહિલા ભંડોળ સંઘ, રાજ-સ્થાન પ્રજાપરિષદની સ્થાયી સમિતિ, વગેરે અનેક સંસ્થાઓના સભ્ય સલાહકાર કે પ્રમુખ તરીકે શ્રી અમૃતકોર સારી સેવા અર્પતાં આવ્યાં છે. ૧૯૩૫ પછી, ગાંધીજીના મંત્રી બનવાનું કસોટીકારક સદ્ભાગ્ય પણ તેમને સાંપડયું છે. હરિજનસેવકસંઘની મહિલા-શિક્ષણ સમિતિને પણ તેમની દોરવણી મળે છે. લેડી ઇર્વિન કોલેજના પણ તેઓ અધ્યક્ષ હતાં. ૧૯૪૫માં સંયુક્ત રાષ્ટ્રોની શિક્ષણ–સમાજ–સંસ્કાર-વિષયક સંસ્થા કે જે 'યુનેસ્કો' નામથી ઓળખાય છે, તેની લંડન ખાતેની તથા પેરિસ ખાતેની બેઠકોમાં હિંદી પ્રતિનિધિ મંડળ હાજરી આપવા ગયું હતું તેમાં શ્રી અમૃતકોર પણ હતાં... તેઓશ્રી આરોગ્ય ખાતાનાં પ્રધાન છે, તેથી રમતગમતનો તેમનો શોખ તથા નિપુણતા પ્રતિ અત્રે નિર્દેશ કરીએ તો તે અપ્રસ્તુત ન ગણાય. વિવિધ રમતોમાં રસ ધરાવવા ઉપરાંત, ટેનીસમાં તેઓ એકકા મનાય છે. સીમલા લાહોર વગેરે સ્થળોની ઘણી ટેનીસ ચેમ્પીઅનશીપ તેમણે મેળવેલી છે.

ભારતનું નાવ ચલાવવા માટે યથાર્થ સેવા કરવા સારૂં શ્રી અમૃતકોરરને પ્રધાનપદ પ્રાપ્ત થયુ છે, તે માટે અમે તેમને અભિ-નન્દન આપીએ છીએ અને તેમના સત્કાર્યમાં સંપૂર્ણ સફળતા ઇચ્છીએ છીએ.

આઝાદ હિંદમાં તથા પચીસમા વર્ષમાં પ્રવેશ કરતાં, "ગુણસુન્દરી" તેના ઉગમ અને વિકાસના ઘડવૈયાઓનું સ્મરણ કરે એ સ્વાભાવિક છે. તેના આદ્ય સ્થાપક શ્રી જયકૃષ્ણ વર્મા 'ગુણસુન્દરી' થી કદી વિભક્ત બની શક્યા નથી અને હજી પણ સૂક્ષ્મતઃ તેઓ તેની સાથે જ છે, એવી અમારી દૃઢ માન્યતા છે. તેમની ગુણપત્નીએ

એ જ ગુણસુન્દરીને જન્માવ્યું અને પોષ્યું છે, એમ કહીએ તો જરાય અતિશયોક્તિ જેવું નથી. તેમનો આત્મા જ્યાં હશે ત્યાંથી, 'ગુણસુન્દરી'ના કાર્ય ઉપર આશીર્વાદ વરસાવતો હશે. તદુપરાંત અત્યાર સુધી શ્રી જયવતીબહેન, શ્રી કુમાર, શ્રી રમાબેન દેસાઈ, શ્રી બકુલ જોષીપુરા વગેરે અનેક ભાઈબેનો તથા લેખકો, કવિઓ વગેરે સાહિત્યરસિકોએ 'ગુણસુન્દરી'ના સુયોગ્ય સંચાલનમાં જે સ્નેહપૂર્વક સહકાર આપ્યો છે તે બધાંનો અમે આ તકે આભાર માનીએ છીએ, અને ઇચ્છીએ છીએ, કે તેઓ આઝાદ હિન્દને અનુરૂપ સંસ્કારશીલ સાહિત્યસામગ્રીથી 'ગુણસુન્દરી'ને સમૃદ્ધ કરવાની અમારી મહેચ્છાને સફળ બનાવવામાં પોતાનો સંપૂર્ણ સહકાર આપતા રહે.

× × ×

શ્રી. જ્યોત્સ્ના બુચ:

વિસનગરના સાહિત્યકલામંડળના સ્ત્રી-વિભાગ તરફથી તા. ૧૫ ઓગષ્ટનો રાષ્ટ્ર-પર્વનો ઉત્સવ સારી રીતે ઉજવાયો હતો. તે સમયે સૌ. શ્રી જ્યોત્સ્ના હસિતકાન્ત બુચ—એમણે સુંદર પ્રેરક પ્રવચન કરતાં, ૧૯૪૨ના ઇન્કિલાબ કરતાં સ્વાતંત્ર્યદિનના વિજય ટંકારનું સવિશેષ ગૌરવ સમજાવતાં જણાવ્યું હતું કે, મહાત્માજીના પ્રેમ તથા અહિંસાના અનન્ય માર્ગે મળેલી આઝાદીનો આ દિવસ ઇતિહાસમાં અજોડ અને મહામંગલ છે. આપણી પાસે આજે સમર્થ નેતાઓ છે પણ લોકોની તૈયારી વિના માત્ર નેતૃત્વ પર પ્રજા પ્રગતિ કરી શકે નહિ. આપણા અલ્પ બલિદાને આઝાદ બનેલા દેશને આબાદ અને પ્રફુલ્લિત રીતે ટકાવી રાખવા, સ્વાર્થ-અપ્રમાણિકતા વગેરે અંગત વ્યક્તિગત હિતાહિતને ભૂલી જઈ, દેશને વફાદાર રહેવા કર્તવ્યપરાયણ થવું પડશે. માટે લોકો તરફથી નેતાઓને નૂતન હિન્દના ઘડતરમાં પૂરો સહકાર મળવો જોઈએ. લોકો એટલે પુરુષો જ નહિ; સ્ત્રીઓનો પણ તેમાં મહાન હિસ્સો છે, દેશના નવવિધાનને અનુકૂલ થવાની સ્ત્રીઓની મોટી જવાબદારી છે. પ્રગતિશીલ દેશોમાં સ્ત્રીઓ દેશના વિકાસકાર્યમાં મોટો ફાળો આપી રહી છે. ભૂતકાળની ભારતની મહિલાઓ પણ દેશસેવા કરતી હતી. ઝાંસી, જીજાબાઈ વગેરેનાં દ્રષ્ટાંતથી શ્રી. જ્યોત્સનાબેને જણાવ્યું કે માત્ર બહારના જ કાર્યને દેશસેવા ન ગણતાં, સંતાનઉછેર, ગૃહવ્યવસ્થા વગેરે દેશોપયોગી કાર્ય જ ગણાય. દેશની પ્રગતિ વ્યક્તિ કે ઘર પર રહે છે. કારણ આ બન્ને પર સ્ત્રીઓનો પ્રભાવ ઘણો રહે છે. 'જે કર ઝુલાવે પારણું તે જગત પર શાસન કરે'—જીવનમાં ઉતારવા માટે છે. જ્યાં નારી સન્માન ત્યાં દેવ વાસ—એ સત્યની સાબીતી માટે નારીસમાજે નિત્ય જાગૃત રહેવું જોઈએ.

ત્યારબાદ તેમણે શ્રી. વિજયાલક્ષ્મી પંડિત વગેરે વર્તમાન સ્ત્રીઓનાં સંગીન દેશ કાર્યની પરંપરા ચાલુ રાખવા માટે, હિંદની આઝાદી અનુકૂળ શકયતાઓ આપશે તેનો સ્ત્રીઓએ લાભ લેવા જણાવી, વ્યક્તિવાદને મૂકી રાષ્ટ્રીયવાદ કેળવવા સૂચન કર્યું હતું. અંતમાં, ગ્રામ્યજનોની તથા ગામડાંની કંગાલ અસ્વચ્છ દશાને સુધારવા, સ્ત્રીઓની ઉન્નતિ કરવા, ભણેલી બેનોએ ગામડાંમાં ફરીને કેમ કાર્ય કરવું જોઈએ, તે વગેરે સમજાવી જણાવ્યું હતું કે તે કાર્યો દેશસેવા જ ગણી શકાય. દેશનો ઝંડો સદાય ઉન્નત રહે તે માટે શક્તિ પ્રાપ્ત કરવા પ્રાર્થના સહ, તેમનું બોધક વ્યાખ્યાન સમાપ્ત કર્યું હતું.

× × ×

**શ્રી. ભાનુમતિ અડાલજા :**

વડોદરાના સાહિત્યકાર શ્રી. તારાચંદ પો. અડાલજાનાં પુત્રી શ્રી. ભાનુમતિબેનને, તેઓ એમ. એ. ની પરીક્ષામાં ગુજરાતી વિષય લઇ બીજા વર્ગમાં ઉત્તીર્ણ થયાં તે બદલ, તેમની મોઢ જ્ઞાતિ તરફથી તા. ૩-૮-૪૭ના રોજ બેન્ક ઑફ બરોડાના ચીફ એકાઉન્ટન્ટ શ્રી. મગનલાલ પરીખના પ્રમુખપદે માનપત્ર આપવાનો સમારંભ થયો હતો. જુદા જુદા મોઢ વણિક બંધુઓએ, મોઢ જ્ઞાતિમાં ગૌરવ લેવા જેવા આ પ્રસંગને યોગ્ય વિવેચન કરી, શ્રી. ભાનુમતિને હાર્દિક અભિનંદન આપ્યાં હતાં. સાક્ષરશ્રી રમણલાલ દેસાઈ, શ્રી. રાયચુરાજી, પ્રો. ગોવિંદલાલ ભટ્ટ તથા પ્રો. ચતુરભાઇ પટેલ-વગેરે વક્તાઓએ અડાલજા કુટુંબના સંસ્કાર, સૌજન્ય, સાદાઈ, સાહિત્યસેવા, વિદ્યાવ્યાસંગ, કલાપ્રિયતા,...વગેરે વખાણી, તે સદ્‌ગુણોનો વારસો શ્રી. ભાનુમતિને મળ્યો હોઈ, તે બેન પોતે પણ વિનયી, તેજસ્વી અને ઉદ્યમી હોવાથી માતાપિતાની યશસ્વી કારકીર્દી ઉપર કીર્તિકળશ ચઢાવ્યો છે એમ જણાવ્યું હતું. સોજીત્રા ના દિવાન શ્રી છોટાભાઇ સુતરિયાએ આશીર્વાદ આપતાં જણાવ્યું કે વિવિધ વક્તાઓ તરફથી આદર્શ સ્ત્રીરત્નના બહુમાનને પામનાર બ્હેન ભાનુમતિ, બીજી બેનોનાં અજ્ઞાનને દૂર કરવા તથા આઝાદ દેશની સેવામાં સંગીન ફાળો આપવા, પોતાની કેળવણીનો સદુપયોગ કરશે એવી આશા છે. ત્યારબાદ શ્રી. ગોપાળદાસ વલ્લભદાસ તરફથી માનપત્રનું વાચન થયું હતું. માનપત્રમાં પ્રાથમિક શિક્ષણથી માંડી બી. એ. (ઓનર્સ) તથા એમ એ. થતાં સુધીની ભાનુમતિબેનના વિદ્યાર્થીજીવનની ઉજ્જ્વલ કારકિર્દીનો, ગૃહવ્યવસ્થા, પાકશાસ્ત્ર, કળાકારીગરી, અતિથિસત્કાર વગેરે કૌટુંબિક ગુણસમૃદ્ધિનો, જ્ઞાતિના પત્રોમાં અને



શ્રી. ભાનુમતિ અડાલજા

પિતાજીના લેખનકાર્યમાં આપેલા સહકારનો, તથા વિનય, સાદાઈ, સભ્યતા વગેરે ચારિત્ર્યનો-ઉલ્લેખ કર્યો હતો. શ્રી ભાનુમતિએ માનપત્રના જવાબમાં, પોતાના જીવનની આ ભાગ્યશાળી ધન્ય પળ પ્રાપ્ત કરવા માટે, માતાપિતા પ્રત્યેની કૃતજ્ઞતા જાહેર કરતાં જણાવ્યું કે વિદ્યાવિલાસી પિતાશ્રીની પ્રેરણા અને અગવડો વેઠી અભ્યાસ માટે સગવડો કરી આપનાર પૂજ્ય માતુશ્રીનો જ આ પ્રતાપ છે. વિદ્યાપ્રેમ અને બુદ્ધિબળ વારસાગત હોવા ઉપરાંત પોતાની મહેનત અને કાળજી છતાં, માબાપનું પ્રોત્સાહન ન મળે તો કેળવણી લઇ શકાત નહિ. માટે આ આજના યશ અને અભિનંદનના અધિકારી તો માતાપિતા છે. ' મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા, ' સદ્‌ભાવથી કરેલું કાર્ય નિષ્ફળ જતું નથી, ' ઉદ્યમપરાયણતા જીવન સાફલ્યની સાચી ચાવી છે. ' कर्मण्येवाऽधिकारस्ते मा फलेषु कदाचन–એ પિતાના જીવનસિદ્ધાન્તોની સતત પ્રેરણાવડે

તેઓ શિક્ષણમાં સફળતા મેળવી શકયાં હતાં, એમ જણાવી સર્વનો આભાર માની, માનપત્રમાં જણાવેલી આશાઓને પોતે લાયક બની લીધેલી કેળવણીને, કુટુંબ, જ્ઞાતિ, સમાજ અને સાહિત્યની સેવાદ્વારા પોતે દિપાવી શકે, એવી શકિત પ્રભુ અર્પે—એવી શ્રદ્ધા વ્યક્ત કરી હતી—પછી, શ્રી. તારાચંદ્ર ખડાલજાએ સર્વનો આભાર માની, પિતા તરીકેની પોતે ફરજ બજાવી શકવામાં અને પુત્રીની સિદ્ધિમાં, પરમાત્માની અમીદષ્ટિનું જ ફળ છે; તેમના કુટુંબની સેવાપરાયણતા ચાલુ જ રહેશે—વગેરે જણાવ્યું હતું છેવટે પ્રમુખે ઉપસંહારમાં સ્ત્રી કેળવણીની અગત્યતા ઉપર ભાર મૂકી, ભાનુમતિનું દૃષ્ટાંત મોટ બ્હેનોએ દૃષ્ટિ સમક્ષ રાખવા સૂચન કર્યું હતું.

× × ×

**ડૉ એની બેસન્ટ શતાબ્દિ સ્મારક અંક**

શ્રીમતી ડૉ. એની બેસન્ટની ૧-૧૦-૪૭ ના રોજ સોમી જન્મજયન્તી છે. શ્રી. અરવિન્દ, ટાગોર, ટોલ્સ્ટોય વગેરે અધ્યાત્મ ક્ષેત્રમાં વિરહનારી વિભૂતિઓની જેમ, શ્રીમતી બેસન્ટ મૈયા પણ અનેક ભારતીય અને ઈતરદેશીય સ્ત્રીપુરુષોનાં અધ્યાત્મગુરુ હતાં—હજુ છે. તદુપરાંત ભારતની મુકિત માટે પોતાનું સમસ્ત સમર્પણ કરનાર આ યોગિનીએ આર્યસંસ્કૃતિના યોગક્ષેમ માટે રાજકીય, શિક્ષણીય, સામાજિક, ધાર્મિક, આધ્યાત્મિક વગેરે જુદાં જુદાં ક્ષેત્રોમાં કેટલું ભગીરથ સેવાકાર્ય કર્યું છે, એનો વાસ્તવિક ખ્યાલ તો કોઈ ચરિત્રકારના ગૌરવગ્રંથમાંથી જ આવી શકે. પરંતુ 'ગુણસુન્દરી' પોતાથી બની શકે તે ફરજ અદા કરવાની તક જતી કરી શકે તેમ નથી. થિયોસોફી સમાજની અનુયાયી સંસ્થાઓ, બ્રિટન, હિંદ, અમેરિકા, ઓસ્ટ્રેલિયા વગેરે તેને સંબંધકર્તા તમામ દેશોમાં, બેસન્ટનું શતાબ્દિપર્વ ઉજવનાર છે તે માટે ત્રીસ લાખ જેટલી મોટી રકમનો ફાળો પણ થયેલો છે. તથા શિક્ષણ-સંસ્કારને લગતી સ્મારક-યોજનાઓ પણ નિર્માણ થઇ છે. હિન્દમાં થિયોસોફીના કેન્દ્ર 'અદ્યાર'માંથી આ ઉત્સવની યોગ્ય દોરવણી થઈ રહી છે. "ગુણસુન્દરી" એક સાહિત્યના સામયિક તથા 'ગુણસુન્દરી'ના ગૌરવપ્રતીક તરીકે, તેનો ઓકટોબર '૪૭ નો આવતો અંક ડૉ. બેસન્ટ શતાબ્દિ સ્મારક અંક તરીકે પ્રસિદ્ધ કરી, એ સંસ્કારમૂર્તિ પ્રતિ પોતાનું અલ્પ ઋણ અદા કરવા પ્રયત્ન કરશે તેમાં સૌ કોઈ લેખક બાઇબ્હેનોને સહકાર આપવા વિનંતિ છે. ડૉ. બેસન્ટના ભવ્ય તથા દિવ્ય વ્યક્તિત્વને અનુરૂપ પોતાની સાહિત્યકૃતિ, તા. ૧૫ સપ્ટેંબર સુધીમાં જેમ બને તેમ જલદીથી 'કુમાર' મહાવીરસ્વામીની પોળ વડોદરા, એ સિરનામે મોકલવા સર્વને નમ્ર સૂચના છે.

---

વૃદ્ધસેવા

**દાદીમા** : મારો દિકરો રણજિત તમારી ઓફિસમાં કામ કરે છે ?
**અમલદાર** : હા જી; શું કામ છે ?
**દાદીમા** : મારે એને જરા મળવું છે.
**અમલદાર** : 'દાદીમાની સ્મશાન-યાત્રાએ જવું છે' એમ કહી અડધા કલાક ઉપર જ એ રજા લઈને ગયા છે.

શ્રી. કૌશિકરામ વિ. મહેતા

# ગુણસુન્દરી

અને સ્ત્રીહિતોપદેશ



આદ્યતંત્રી અને સ્થાપક
સ્વ. જયકૃષ્ણ ના. વર્મા

તંત્રીઓ
કુમાર
નટુભાઈ

ડૉ. એની બેસન્ટ શતાબ્દિ-સ્મારક-અંક : ઑક્ટોબર ૧૯૪૭

ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ
ઑક્ટોબર '૪૭
અંક ૨
વર્ષ ૨૫ : પુસ્તક ૪૫

# HOMAGE

" *I am glad to pay my homage to the life and work of* Dr. Annie Besant, who did a great dead for the revival of our culture and the political freedom of our country. She adopted India as her spiritual home, and worked and suffered for the emancipation of the country. She has been spared the agony of seeing her dear motherland divided; and all that we can do, if we are to be faithful to her memory, is 'to preserve the cultural unity of the country in spite of the political division. "

*26-9-47*
*Guest House, Baroda.* S. Radhakrishnan.

## અંજલિ

ડૉ. બેસન્ટના સ્મારક સમાન 'બનારસ હિન્દુ વિદ્યાપીઠ'ના ભારતીય સંસ્કૃતિના આચાર્ય સર ડૉ. એસ. રાધાકૃષ્ણન્ – કે જેઓ વિશ્વવિખ્યાત તત્ત્વવેત્તા અને જીવનદ્રષ્ટા તરીકે આજે સન્માન પામ્યાં છે – તેમણે ડૉ. બેસન્ટશતાબ્દિ-સ્મૃતિ રૂપે 'ગુણસુન્દરી'માં પ્રસિદ્ધ કરવા ઉપર મુજબ અંજલિ આપી છે જેનો ભાવાનુવાદ નીચે પ્રમાણે છે :

" આપણા દેશના રાજકીય સ્વાતંત્ર્ય અને આપણી સંસ્કૃતિના પુનર્જીવન માટે અથાગ પરિશ્રમ સેવનાર ડૉ. એની બેસન્ટને અંજલિ આપતા મને આનંદ થાય છે. ભારતને તેમણે પોતાની અધ્યાત્મ - માતૃભૂમિ તરીક માની અને (તેથી) દેશની મુક્તિ માટે તેમણે ઘણું કાર્ય કર્યું, અને સહ્યું છે. પોતાની પ્યારી માતૃભૂમિને આજે વિભાજિત (છિન્ન) દશામાં જોવાથી તેમને થનાર દુઃખમાંથી તેઓ ઉગરી ગયાં છે; પણ જો આપણે તેમની સ્મૃતિને કૃતજ્ઞતાપૂર્વક (એકનિષ્ઠાથી) જાળવવા ઇચ્છતા હોઇએ તો, રાજકીય રીતે ભલે ભાગલા પડવા છતાં પણ, આપણા દેશની સાંસ્કૃતિક એકતા સાચવવા આપણાથી બનતું બધું જ કરવાની આપણી ફરજ છે. "

# જીવનવિભૂતિ

શ્રી. મહેન્દ્રકુમાર દેસાઇ

સ્વાતંત્ર્યપ્રેમી, વિશ્વસેવિકા, હિંદહિતૈષી ડૉ. એની બેસન્ટના જીવનની જુદી જુદી બાજુઓ વિષે ઘણા લેખકોએ કથન કરેલું હોવાથી, અત્રે તેનું પુનરાવર્તન કરવું એ હું ઉચિત ધારતો નથી. એટલે અર્ધ્યપ્રદાનના આ લઘુલેખમાં તો, તે પ્રજ્ઞામતિદ્વારા સર્જાયેલા સાહિત્યસિન્ધુમાંની અનેકવિધ સિદ્ધાન્તલહરીઓ પૈકી માત્ર 'જીવનલહરી'ને સારરૂપે રજુ કરીશ.

તેમનું વિશાળ વાઙ્મય વિલોકતાં એટલું સ્પષ્ટ સમજાય છે કે બ્રહ્મવિદ્યા સનાતન, અનંત, સર્વાદિ, અનાદિ અને સર્વનું સર્વસ્વ છે. It is a causeless cause and a rootless root of all. તેમાં સર્વનો સમાવેશ થાય છે, છતાં તે સર્વાતીત છે. થિયોસોફી અથવા બ્રહ્મવિદ્યાનું જ્ઞાન જીવનનું મૂળતત્ત્વ હોઇ, સમસ્ત જીવનવિકાસમાં તેનો પ્રવાહ અખંડ અને અવિરતપણે વહ્યા જ કરે છે.

આ 'જીવન' વિષે, ડૉ. બેસન્ટને તેમના કિશોરકાળપર્યંત અજબ અશ્રદ્ધા હતી. પાદરી પતિ સાથેના ગૃહસંસારમાં અવનવા આપત્તિકારક અનુભવો પછી, તથા બાળકોની માંદગીનું મૂળ કારણ બાઇબલ કે ધર્મગુરુઓ સમજાવી નહિ શકવાથી, અંતરની પૃચ્છાવૃત્તિએ એવો ક્રાન્તિકારક પલટો ખાધો ..કે જેના વડે લાંબે ગાળે સમાજવાદ, નાસ્તિકવાદ, સામ્યવાદ વગેરે તબક્કામાંથી પસાર થઇ અધ્યાત્મના વિરાટ પંથ ઉપર આવીને તેઓ સ્થિર થયાં. અલબત્ત તેમાં મેડમ બ્લેવટ્સ્કી અને તેમનાં અદૃશ્ય ગુરુ-મહાત્માઓની આશીષ અને દોરવણી, પ્રથમ પરોક્ષ અને પછીથી પ્રત્યક્ષ રીતે, સહાયરૂપ નીવડી હતી.

જેમ અર્જુનને વિશ્વના વિરાટ સ્વરૂપની ઝાંખીદ્વારા જગતની યોજનાબદ્ધ સંચાલનાનો સચોટ ખ્યાલ આવ્યો હતો તેમ આ રાજમાર્ગ ઉપર નિષ્ઠાભરી કૂચ કરતા પ્રવાસિની બેસન્ટ મૈયાને, વિશ્વના જીવનને પ્રેરનારા ચોક્કસ નિયતિનિયમોની નિઃશંક પ્રતીતિ થઇ હતી. એ પ્રતીતિ દ્વારા તેમની સમક્ષ માત્ર આદર્શ વિચારણા નહિ પણ સ્પષ્ટ વિષદ અનુભવ-દર્શન થયું હતું. એ દર્શનની સિદ્ધાન્ત-કણિકાઓ લગભગ સવાસો ઉપરાંત દળદાર ગ્રંથોમાં પૃષ્ઠે પૃષ્ઠે જડાયેલી છે. એ અમાપ અને અગાધ જીવનસિન્ધુમાં ડુબકી મારવાને કોઇક વિરલા જ ભાગ્યશાળી થઇ શકે છે.

ડૉ. બેસન્ટ આ 'જીવન' તત્ત્વને સ્પર્શતાં, જીવનની સત્તાનો આપણી પાસે સુંદર રીતે સ્વીકાર કરાવે છે. આપણી આસપાસ વિવિધ રૂપે વિકસતા અને પ્રસરતા તત્ત્વોમાં તથા તેની ભિન્ન ભિન્ન ભૂમિકાઓમાં જીવન સત્ રૂપે પ્રકાશે છે. આ વિકાસની સઘળી શ્રેણીઓમાં જે જીવનનો ધબકાર સંભળાય છે તે જ તેના અસ્તિત્વની સાબિતી રૂપ છે. પ્રત્યેક મનુષ્યને જીવવાની ઇચ્છા થાય તે સામાન્ય જિજીવિષા પણ જીવનના અસ્તિત્વનો એકરાર કરે છે. પણ મણિમાળામાં સૂત્રની સમાન, વિશ્વની વિવિધતામાં તથા બાહ્ય વ્યક્ત થતાં સ્વરૂપોની જણાતી ભિન્નતામાં 'જીવન' તત્ત્વ તો એક જ છે. જગતમાં જુદાઇ જણાય છે; પરંતુ જીવનમાં જુદાઇ નથી. જગતની અંદર અને બહાર, ઉપર અને નીચે, પૂર્વે અને પાછળ-એક જ 'જીવન' વહી રહ્યું છે. અથવા જગત એ અદૃશ્ય જીવનનો જ દૃશ્ય મૂર્ત આવિષ્કાર છે. કોઇ પણ કુટુંબ, કોમ, દેશ કે સામાજિક યા ભૌગોલિક સંયોગોમાં

આપણે હોઇએ, છતાં પણ, આપણુ અણુ અણુઓનુ વ્યક્તિત્વ તેથી છિન્નભિન્ન, કુંઠિત કે સંકુચિત બનતું નથી ડૉ. બેસન્ટ તેમના ઘણા ગ્રન્થોમા વિસ્તારથી વિવરણ કરે છે કે, સર્વ જડ-ચેતન સૃષ્ટિમા ( માત્ર માનવમાં જ નહિ ) એક સમાન રીતે વહેતુ સર્વવ્યાપક 'જીવન' મનુષ્યમા પૂર્ણતાના અંશ રૂપે પ્રતિનિધિ હોઇ ( **ममैवांशो जीवलोके** ), સદા સર્વત્ર વિકાસ પામ્યા જ કરે છે **સત્** સ્વરૂપી પ્રભુની પૂર્ણતા-પ્રભુતા ખીલી શકવાને પૂરતી તકો મળે તે માટે જ. પુનર્જન્મનો અદ્વિતીય નિયમ પ્રવર્તે છે. પ્રત્યેક જીવાત્મા સમજણ-પૂર્વક-ઇશ્વરના **ચિત્** સ્વરૂપના ભાનપૂર્વક-પ્રગતિશીલ રહી, પોતાના પૂર્ણ પ્રભુ સ્વરૂપને પામવાની દિશામાં પ્રયાણ કરી શકે, તે માટે કર્મ અને પુનર્જન્મના પમલા ઉપરાંત, કુદરતનો વિકાસક્રમનો કાયદો તેને સંપૂર્ણ સાનુકૂળતા અને સહાય આપે છે વિશ્વના વિકાસક્રમની યોજનામા, અન્ય કોઇ નહિ પણ ઇશ્વરના **આનંદ** સ્વરૂપનો જ સાક્ષાત્કાર થાય છે.

ખનિજ, વનસ્પતિ, પશુ અને મનુષ્યની જુદી જુદી અવસ્થાઓમાં, આ 'જીવન'ની વિકાસ-વૃદ્ધિની સ્થિતિનું, ડૉ. બેસન્ટે સુંદર આલેખન-સદૃષ્ટાંત કરેલુ-છે. તેમના મત પ્રમાણે, કાળ એ અનંત-અમૂર્ત અને વ્યાપક જીવનની વિકાસ-ગતિનુ મૂર્ત મર્યાદિત સ્વરૂપ છે. તેઓએ આપેલી સમજુતી અનુસાર, જીવન સંબધી સર્વોત્કૃષ્ટ -ઉપનિષદોએ આપેલો-આશાવાદી સૂર સંભળાય છે તથા મૃત્યુ પણ આરામગાહ અને રમ્ય, સ્પૃહણીય રહસ્યવિજ્ઞાન બની રહે છે. મૃત્યુનો ભય મરી જાય, અમરતાના પંથમા તે આવશ્યક આવકારદાયક મંગલ જીવન-ખંડ બની રહે છે.

ડૉ. બેસન્ટ કેટલાક વ્યાવહારિક દૃષ્ટાન્તો દ્વારા સ્પષ્ટ કહે છે કે, 'જીવન'રૂપી વિસ્તીર્ણ સીડીના જુદા જુદા સોપાન ઉપર જુદા જુદા જીવાત્માઓ સ્થિતિ કરે છે. પોતે પોતાની ઉન્નતિ કરવામાં, ઉપરનાં અને નીચેનાં પગથિયાં ઉપર ઊભેલા જીવોને પણ તેમની પ્રગતિની કેડીમાં મદદરૂપ થવાય છે, અને પરિણામે સમસ્ત જીવનવિકાસની સુંદર રચનાને અનુકૂળ થઇ શકાય છે. આવો નિરપેક્ષ 'જીવન'નો સિદ્ધાન્ત, વ્યવહાર દૃષ્ટિથી, સાપેક્ષ હોવાનો પ્રતીત થાય છે. પણ તે ભાસમાન થતી સાપેક્ષતા, તેની નિરંતર નિરપેક્ષતાને જ દૃઢ બનાવે છે-અદ્વૈતપણે બતાવે છે. જીવનવિજ્ઞાનના રહસ્યની ગૂઢતા તથા વિકસતા વ્યક્તિત્વની પૂર્ણ-શક્યતાના દર્શન અહિં જ જોવા-જાણવા મળે છે-પણ ચર્મચક્ષુથી નહિ, પ્રજ્ઞાદૃષ્ટિથી.

માનવપ્રકૃતિની સકલ પ્રવૃત્તિઓની પરાકાષ્ઠાને સર્વોત્તમ રીતે સ્પર્શી રહેલી, વિવિધ, વિશિષ્ટ છતા વિચિત્ર લાગતા વ્યક્તિત્વના પાસાઓને મૂર્ત કરતી વંદ્ય વિભૂતિ ડૉ. બેસન્ટ, 'જીવન'ને તેના જુદા જુદા સ્વરૂપે વ્યક્ત કરી રહ્યા હતાં. શિક્ષણ, ધર્મ, સમાજ, રાજકારણ વગેરે ક્ષેત્રોમા તેમની ક્રાન્તિની ચોટ આમૂલક 'જીવન' પરત્વે હતી. જીવનસંશોધન, જીવનવિકાસ, જીવન-પ્રકટીકરણ એજ એમની પ્રભુપૂજા કે ઇશ્વરની આરાધનાનુ આધ્યાત્મિક મૂલ્યાંકન હતું અને તેજ મહાદર્શની સિદ્ધિ અર્થે, તેમણે સ્વતંત્રતા અને સત્યની શોધ માટે, આર્યસંસ્કૃતિએ રેલાવેલુ અભયામૃત પીધુ તથા પાયુ **सत्यमेव जयते नानृतम् । सत्येन पन्था विततो देवयानः ।** આ મન્ત્રોની સક્રિય ગુંજના વડે, આંતરબાહ્ય વિશ્વ આત્મામા અંતર્હિત સત્ય-સ્વાતંત્ર્ય પ્રકટ કરવા માટે, પ્રકાશ અને માધુર્યની મૂર્તિ બેસન્ટ માતાએ **धर्मक्षेत्र** અને **कुरुक्षेत्र**-ના જંગો નીડરતા તથા વીરતાથી ખેલ્યા એ કર્મવીર ભક્તજ્ઞાની યોગિની શક્તિના જીવનમા પ્રકટેલુ 'જીવન' આપણામાં પ્રકટો, એજ એ જીવનવિભૂતિની શતાબ્દિના શુભ પર્વે પ્રાર્થના.

---

# સંસ્મરણ

શ્રી. છોટાભાઈ જ. સુતરીઆ

શ્રીમીસીસ એની બેસન્ટે હિંદુસ્તાનની ભૂમિ ઉપર સને ૧૮૯૩માં પગ મૂકયો અને સને ૧૮૯૬ની સાલમાં હિંદની સંસ્કૃતિ જાળવવા અને તેની પુનર્સ્થિતિ પ્રાપ્ત કરવા કાશીમાં 'સેન્ટ્રલ હિંદુ કોલેજ' સ્થાપી–જેને પાછળથી હિંદના જ કાર્ય માટે મીસીસ બેસન્ટે "બનારસ હિંદુ યુનિવર્સિટી" ની સ્થાપના માટે પંડિત માલવિયાજીને સોંપી દીધી. તે ઉપકાર પ્રદર્શિત કરવા શ્રી. યુનિવર્સિટીએ બેસન્ટને ડૉકટરની પદવી અર્પણ કરી.

ડૉકટર બેસન્ટના વિષે ઘણું ઘણું લખાયું છે પણ તેમના જીવનની કુંચી અને ધ્યેય તેમના ગુરુદેવને સત્યનો સાક્ષાત્કાર કરવા' પોતે સમર્પિત થયાં હતાં તે હતું. તેમના લગ્નજીવનની ગંભીર મુશ્કેલીઓ વખતે ગુરુદેવે ધ્યાન ખેચ્યું હતું. જ્યારે તે ઈશ્વરના અસ્તિત્વમાં પણ માનતાં નહોતાં, એથીસ્ટ હતાં, અને ગુરુદેવને જાણતાં પણ નહોતાં, અને સત્યના સાક્ષાત્કાર માટે જ્યારે તેઓ અથાગ પરિશ્રમ કરતાં હતાં. ત્યારે તેમના ગુરુનો અવાજ સંભળાયો. " સત્યના સાક્ષાત્કાર માટે જે કંઇ હોય તેનો ત્યાગ કરવા તેઓ તૈયાર છે ? " તેણે જવાબ આપ્યો, "હા, ગુરુદેવ." અને તે પછી તેમના હાથમાં મેડમ બ્લેવટ્સ્કીનું મહાન પુસ્તક જે પ્રસિદ્ધ થવાનું હતું તેનું અવલોકન કરનાર કોઇ ન મળવાથી મી. ડબલ્યુ ટી. સ્ટેડ " રીવ્યુ ઓફ રીવ્યુઝ " ના તંત્રીએ તે પુસ્તક તેમના તરફ મોકલાવ્યું અને તે વાંચતાં વાંચતાં તેની અંદર રહેલ ગુપ્ત જ્ઞાનની તેને પ્રતીતિ થતાં તેણે મેડમ બ્લેવટ્સ્કીને શોધી કહાડયા અને તેની શિષ્યા થયાં.

(૨) ડૉ. બેસન્ટે 'આખા જીવનમાં કીર્તિ, પૈસા, સુખ, દુઃખ કે આરામ કશાનો વિચાર કર્યા સિવાય એક જ લક્ષ રાખેલું. તેમના ગુરુદેવ મોયી રજપૂત શરીરમાં છે અને હિંદ દેશ ભવિષ્યમાં જગતને ધર્મના રહસ્યનો સંદેશ આપનાર છે, એ દૃષ્ટિએ જ તેમણે હિંદને સેવા સમર્પિત કરી હતી. તેમનો અભ્યાસ ઘણો વિશાળ હતો અને એક ભાષણને માટે એક ગાડી ભરીને પુસ્તકો વાંચવાં જોઈએ એ એમનો ઉપદેશ હતો, જે જે કાર્ય તેમણે ઉપાડયું તેમાં તેઓ સર્વોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી શકતાં હતાં. હિંદના ધાર્મિક ક્ષેત્રમાં તેઓનું " ભગવદ્ ગીતાના અભ્યાસ માટે સૂચના " એ પુસ્તક તમામ ગીતાના અભ્યાસીઓને વાંચવાને મનન કરવા જેવું છે. હિંદના રાજકીય ક્ષેત્રમાં તેમણે Wake up Indiaનું પુસ્તક પ્રસિદ્ધ કરેલું–જે તમામ હિંદીઓએ અભ્યાસ કરવા જેવું છે. તેણે ઊપાડેલી "હોમરૂલ લીગ"ની ચળવળે દેશની રાજકીય ક્ષેત્રમાં એટલી જાગૃતિ આણી કે ઇંડિયન નેશનલ કોંગ્રેસનાં તેઓ ૧૯૧૭માં પ્રમુખ થયાં. રાજકીય વિષયનો તેમનો અભ્યાસ હિંદના કોઇ પણ દેશનેતા કરતાં ઘણો ઊંડો હતો. ૧૮૭૫માં તેમણે હિંદ ઈંગ્લાંડ ને અફઘાનિસ્તાન ઉપર મનનીય પુસ્તક લખ્યું છે, ને તેમાં અફઘાનીસ્તાનમાં ઇંગ્લાંડે કેવું ક્રૂર વર્તન ચલાવેલું તેનો ચિતાર આપ્યો છે. તે વખતે તેમણે હિંદ, દેશ જોયો પણ નહોતો. સેન્ટ્રલ યુરોપ એ જ્વાળામુખી છે–તે ઉપર તેમણે બીજા યુદ્ધ પહેલાં ચેતવણી આપનારા પુસ્તકો લખ્યાં હતાં. તેમણે માનસશાસ્ત્ર ઉપર અનેક પુસ્તકો લખ્યાં છે.

(૩) તેમના અથાગ અભ્યાસના અને મનુષ્યસ્વભાવના અભ્યાસના' પરિણામે જ હિંદને 'ડુમીનીઅન સ્ટેટસ' સામ્રાજ્યમાં રહી પ્રથમ પ્રાપ્ત કરવું જોઇએ, અને બ્રિટિશ સામ્રાજ્યમાંથી જ્યારે છૂટા થવું હોય ત્યારે થઇ શકાય તેવી યોજના હતી. અને પાર્લામેન્ટમાં "કોમનવેલ્થ ઓફ ઈંડીઆ બીલ" તેમના પ્રયાસનું પરિણામ હતું, પણ એક વાચન પછી હિંદમાંથી વિરોધ આવવાથી તે પડતું મૂક્યું હતું. હાલ એ ડુમીનીઅન "હિંદુસ્તાન અને પાકીસ્તાન" થયાં છે. તે પરિણામ તે વખતે આવત નહીં. હિંદુ-મુસ્લિમ ભેદ તે વખતે આટલો તીવ્ર નહોતો. પાકિસ્તાનનાં નામનો પણ જન્મ થયો ન હોતો. તેમણે એક ડુમીનીઅન સ્ટેટસ ઇચ્છેલું. હાલ બે થયાં છે. આપણે હજી પણ માનવા કારણ છે કે ભવિષ્યમાં બંને ડુમીનીઅન મળી એક ડુમીનીઅન થશે.'

(૪) ડૉ. બેસન્ટ 'ગ્રેડેડ ફ્રેન્ચાઇઝ'માં માને છે. દરેક પુખ્ત ઉમરના માણસને મત આપવાની તે વિરૂદ્ધ હતાં. She never believed in merely counting heads without examinning what is inside the head as is the principle of universal suffrage. અને આ ધોરણ ઉપર મતાધિકાર કોમનવેલ્થ ઓફ ઇંડિઆ બીલમાં હતો. આ સિદ્ધાંત બહુ વિચારણા માગે છે અને જગતની એક મહાન વ્યક્તિએ હિંદ દેશની સંસ્કૃતિ, ભૂતકાળ અને સ્વભાવનો અભ્યાસ કરી આ મતાધિકારને હિંદ માટે યોગ્ય અને અનુકૂળ ગણ્યો હતો.

(૫) મેડમ બ્લેવટ્સ્કીએ દેહ છોડયો ત્યારે થીઓસોફીકલ સોસાઇટીના ૧૧ દેશોમાં દેશની સોસાઇટી એવા વિભાગ હતા. ડૉ. બેસન્ટના પ્રયાસથી તે વધીને છત્રીસ થયા હતા. સને ૧૯૦૧ થી ૧૯૩૩ સુધી તેઓ સોસાઇટીની આંતર-શાખાના મુખ્ય હતાં અને તેના સભ્યોએ જગતના મોટા મોટા તમામ દેશોમાં ભ્રાતૃભાવનો સંદેશ ફેલાવ્યો છે. મેસોનિકમાં તેઓ ૧૯૦૨ માં દાખલ થયાં હતાં અને પૂર્વાર્ધનાં તેઓ સર્વોત્તમ અધિકારી હતાં. બેડન પૉવેલે હિંદમાં સ્કાઉટની સ્થાપના કરી તે પહેલાં, સ્કાઉટ ભ્રાતૃભાવની સંસ્થા હોવાથી ડૉ. બેસન્ટે મદ્રાસ ઇલાકામાં શરૂ કરી હતી અને તેમને ઓનરરી સ્કાઉટ કમીશનર ઓફ ઇંડિઆનું પદ અર્પણ કરવામાં આવેલ હતું. આ દરેક પ્રવૃત્તિમા તેમણે ઊંચામાં ઊંચું અને અભ્યાસપૂર્ણ સાહિત્ય પ્રસિદ્ધ કરેલ છે.

(૬) દેશમાં જ્યારે અસહકારની ચળવળ શરૂ થઇ અને તોફાનો થયાં તે વખતે ડૉ. બેસન્ટે ખરાબ કાયદાનો ભંગ કરવો એને ટેકો આપેલો, પણ કાયદાનો કાયદો છે માટે ભંગ કરવો તેનો વિરોધ કરેલો અને Brick bats should be met by bullets એમ જાહેર કરેલ) ત્યારે તેમના

---

**—એની બેસંટ અમર રહો—**

એની સ્મૃતિ હૃદયને ઉલ્લાસ આપે,
નિરાશનાં જીવનમાં ઉત્સાહ સ્થાપે.
બેસંટ નામ નવચેતન પૂરનારૂં,
સંતાપ ને સંકળ દુઃખ નિવારનારૂં.
ટકશે સદા હૃદયમાં મનુબાલ કેરાં,
અણમોલ મૌક્તિક મનોહર તેં દીધેલાં.
મનમાં રમંતી સહુના નિરખું હું દેવી,
રસ રમ્યમૂર્તિ તુજ શક્તિસુધા ભરેલી.
રહેજો સદા હૃદયમાં અમ વાસ તારો,
હો વિશ્વમાં વિજયકાર વિદુષી તારો.

શ્રી. કાન્તિલાલ મો. દલાલ

ઉપર અનેક પ્રહારો થએલા. આજે આપણને તેમના કથનમાં કેટલું સત્ય હતું એ સમજાય છે...અને ધ્યેય એક છતાં નીતિભેદને લીધે તેમને કોંગ્રેસમાથી નીકળી જવું પડયું હતું.

(૭) આપણી માન્યતામાં એક માન્યતા ગ્રહોની અસરની અને રાજકીય ક્ષેત્રમાં કેટલાક પ્રસંગોમાં ત્રીસ વર્ષનાં Cycle નક્કી થએલ છે. ૧૯૧૭ માં જે ચળવળ ડૉ. એસન્ટે હુમીનીઅને સ્ટેટસની ઉપાડી તેજ ચળવળનું પરિણામ ૧૯૪૭ માં આપણે જોઈએ છીએ. એટલે દેશનું ભાવી મનુષ્યનાં ભાવીની પેઠે કેટલેક અંશે નિર્માણ થએલ હોય છે. તેને ગતિ આપવી ને પરિણામ લાવવું તે મનુષ્યના હાથમાં છે. જો સમયનો લાભ ન લેવાય તો ફરી તેને માટે રાહ જોવી જ પડે છે. ચોમાસું ગયા પછીની ખેતી એ ખેતીની ગણત્રીમાં નથી ગણાતી.

(૮) ડૉ. એસન્ટ માનતાં હતાં કે, દેશોનું ભાવી નક્કી થએલ છે. તેમનું કાર્ય પણ નક્કી થએલ છે. ઇશ્વરી યોજનામાં તે બધાંનો સમાવેશ છે. તે યોજના ફળીભૂત કરવામાં મનુષ્ય સ્વતંત્ર છે. જો તે યોજનામાં સહકાર આપે તો શાંતિમાં યોજના પરિપૂર્ણ થાય છે—જો મનુષ્ય યોજનાને સહકાર ન આપે, યોજના ન સમજે, મહાન અભ્યાસીઓના અભિપ્રાયો બાજુએ મૂકે તો ઘણાં દુઃખ અને કષ્ટ પછી યોજના ફળીભૂત થાય છે પરિણામમાં ફેરફાર કરવાની સત્તા મનુષ્યમાં નથી. મનુષ્ય જલદી ગતિ આપી શકે અગર પરિણામમાં વિલંબ નાંખી શકે. તેથી વિશેષ કાંઈ કરી શકે તેમ નથી.

(૯) ડૉ. બેસન્ટનું જીવન તદ્દન સાદુ હતું. તેઓ શાકાહારી હતાં. તેમને પ્રમુખ તરીકે ઘણો મોટો પગાર મળી શકતો હતો. અને તેમના શિષ્યોએ તેમને હજારોની રકમો ચરણે ધરી હતી. ઇંગ્લેંડમાંના તેમના એકેક આપણની આવક ૧૦ થી ૧૫ હજારની થતી હતી અને તેમનાં પુસ્તકોમાંથી હજારોની આવક હતી. છતાં અનેક સંસ્થાઓને અને વિદ્યાર્થીઓને મદદ કરવા તેમના અંગત ઉપયોગ માટે ભેટ આપેલી ચીજો અને કિમતી સાડીઓ પણ અન્યને સહાય કરવા ખાનગી રીતે વેચી નાંખતાં અને કેટલેક પ્રસંગે તો તેઓ સાંધેલાં કપડાં પણ પહેરતાં હતાં. તેમના સંપર્કમાં આવનારને તે હમેશાં માતારૂપ જ લાગતાં હતાં. અડયારના ટ્રેઝરરે એક વખતે રકમો ઉચાપત કરી હતી અને અડયાર પેઢીને દેવાળુ કાઢવા પ્રસંગ આવેલો, તે વખતે તમામ રકમ તેમણે પોતાના પદરમાંથી ભરી દીધી હતી. જેટલી ઉદારતાથી લોકો તેમને હજારોની રકમ ભેટ આપતાં તેથી અધિક ઉદારતાથી તે તમામ રકમ જનસમૂહના કલ્યાણ માટે ખર્ચી નાંખતાં.

(૧૦) તેઓ મહાન યોગિની હતાં. યોગના અભ્યાસની શરૂઆતમાં વિલાયત જતાં સ્ટીમર ઉપર પોતાનાં વાસણો પોતે માંજતાં હતાં. આ એક યુરોપીઅન બાઇને માટે પરીક્ષા હતી. તેમની અનેક શક્તિઓ હતી. તેમણે અને તેમના સહકાર્યકર્તા સી. ડબલ્યુ. લીડબીટરે યોગની શક્તિને લીધે Occult Chemistry એ નામનું પુસ્તક ૧૯મી સદીમાં પ્રસિદ્ધ કરેલ હતું. તેમાં વિજ્ઞાની તરીકે તેમણે જે શોધો કરેલી તે શોધો ખરી હતી એમ હવેના વિજ્ઞાનીઓને કબુલ કરવું પડયું છે. હિંદ દેશમાં પહેલાં પાશ્ચિમાત્ય પદ્ધતિનું હાલ વિજ્ઞાન છે તે નહોતું. સાધનો નહોતાં. તે છતાં હિંદની શોધો અનેક ક્ષેત્રોમાં ઘણી હતી. તે શક્ય હતું એની આ Occult Chemistry ઉપરથી આપણને પ્રતીતિ થાય છે.

આવાં વિભૂતિ–આત્માનું સ્મરણ એ ખરેખર આપણું કર્તવ્ય થઇ પડે છે.

---

# ઉપનિષદોની અમર વાણી

ડૉ. બી. ભટ્ટાચાર્ય

( લેખકનો આ લેખ અંગ્રેજીમાં મળ્યો છે. અને તેનો અનુવાદ આપવામાં આવે છે. )

ડૉ. એની બેસન્ટ—કે જેમને આ ગ્રંથ સમર્પણ કરવામાં આવ્યો છે તેઓ ઉપનિષદોનાં ઉત્કટ પ્રેમી હતાં, એટલું જ નહિ પરંતુ તેમના ગૂઢાર્થોનાં તલસ્પર્શી અભ્યાસી પણ હતાં; તેથી જ કરીને હું, ડૉ. એની બેસન્ટના મહાન આત્માના—કે જે આત્માએ જનસેવા માટે સંપૂર્ણ સમર્પણ કર્યું છે તેમના—પ્રત્યેની ઊંડા માનની યાદગીરીના અવશેષ તરીકે તેમને પ્રિય એવા ઉપનિષદોના વિષય પરત્વેનો મારો લેખ આપવો ઇષ્ટ ગણું છું.

કેટલાયે વિદ્વાનોએ તેમના ગ્રંથોમાં ઔપનિષદિક તત્ત્વજ્ઞાનના વિષયમાં ઘણું ઘણું લખ્યું છે અને કહ્યું છે. તેઓએ મહાન પરમાત્મા અને આત્મા, આત્માની અવસ્થાઓ પુનર્જન્મ, મોક્ષ, વિશ્વોત્પત્તિ, અધ્યાત્મ અને એવા બીજા કેટલાયે વિષયો ઉપર ગ્રંથોના ગ્રંથો લખ્યા છે. અત્રે ઉપનિષદોનાં તત્ત્વજ્ઞાન ઉપર જે કંઇ કહેવાયેલું છે તેનું પુનરાવર્તન કરવાની આવશ્યકતા મને જણાતી નથી. સમસ્ત માનવ જાત માટે કદાચ તેનું મહત્વ હોય પરંતુ આ જ્ઞાનને સામાજિક જીવન સાથે કોઇ સીધો સંબંધ નથી; તેથી જ કરીને ઉપનિષદોના એવા ઉપદેશ તરફ હું મારું વક્તવ્ય કેન્દ્રિત કરીશ કે જેનું માનવ જાત માટે નિરંતર મહત્વ હોય, અને જે ઐક્ય, શાન્તિ કે કલ્યાણના શુદ્ધ સુન્દર અને ઉન્નત અસ્તિત્વ તરફ દોરે. ઉપનિષદોને દરેક પ્રતિ કંઇક મહત્વનું કહેવાનું છે, અને તેઓના ઉપદેશની ભાષા એવી મધુર, શુદ્ધ અને નિરંતર મહત્વની હોય છે કે હું તેને માત્ર ઉપનિષદોની અનંત અમરવાણી તરીકે જ કહીશ.

ઉપનિષદો એ વેદોનો તત્ત્વજ્ઞાનનો વિભાગ છે. અને તેઓની સંખ્યા ૧૦૮ થી પણ વધુ છે. જ્યારે મુખ્ય તો દશ જ ગણાયેલાં છે. સને ૧૬૫૬ સુધી ઉપનિષદો માત્ર બ્રાહ્મણ સમાજને માટે જ જાણીતાં હતાં પરંતુ સત્તરમી સદીમાં શાહજહાનના વડીલ પુત્ર અને ગાદી વારસદારા શીકોહે લગભગ ૫૦ જેટલા ઉપનિષદોનું બનારસના પંડિતોની મદદથી પરશિયન ભાષામાં ભાષાન્તર કર્યું. આ ભાષાન્તર પરથી સને ૧૮૦૧–૨ માં લેટીન ભાષામાં પણ અનુવાદો થયાં. જર્મનીના પ્રમાણભૂત ગણાતા તત્ત્વજ્ઞાની શોપેનહોર આ લેટીન ભાષાન્તરદ્વારા જ ઉપનિષદો તરફ આકર્ષાયા. જર્મનીનો આ મહાન ફીલસૂફ તેનાથી એટલો બધો મુગ્ધ થયો કે તેણે ઉપનિષદોના યશોગાન કરતાં કહ્યું છે કે " તે (ઉપનિષદો) મારા જીવનનાં આરામગાહ છે; મૃત્યુનાં દિલાસારૂપ બનશે. " તેની હિમાયતને લીધે જ ઉપનિષદોનો અભ્યાસ અને જ્ઞાન આખાયે યુરોપમાં અને દરીઆપારના બીજા દેશોમાં પ્રચાર પામ્યાં.

સામાન્ય રીતે એમ માનવામાં આવ્યું છે કે, ઉપનિષદો એવું અલૌકિક સાહિત્ય છે કે જે હિન્દુસ્તાનને અને તેના પ્રાચીન ઋષિઓને ગૌરવાન્વિત કરે છે અને તેમનાં ભવ્ય પવિત્ર શાન્તિમય અને ચિંતનાત્મક જીવનનું સૌને સ્મરણ કરાવે છે. ઉપનિષદોથી આગળ હિંદે કશું ન આપ્યું હોત તો પણ આ દેશે કોઇપણ સમયના જગતના બુદ્ધિશાળીઓને દોરવણી આપી હોત. ઉપનિષદનો આ ગુણ શોપેનહોર, મેક્સમુલર અને ધ્યુસેન જેવી યુરોપની મહાન આધારભૂત વિભૂતિઓને પણ અસર કરવામાં નિષ્ફળ નીવડયો નથી. હિન્દુસ્તાન બહારનાઓ પણ આ મહાન ઉપનિષદોની અસર નીચે આવ્યા હોય કે નહિં છતાં આપણાં દેશે તો તેમને હંમેશા ગૌરવભર્યું ઉચ્ચ સ્થાન આપ્યું છે.

સિદ્ધાન્તોના બધાજ સંપ્રદાયો અને ખાસ કરીને વેદાન્તની પેટા સાંપ્રદાયિક શાખાઓએ પોતાના મતો અને સિદ્ધાન્તો મોટેભાગે સંપૂર્ણતઃ ઉપનિષદોમાંથી જ લીધા છે. વાસ્તવિક રીતે વધારે નહીં તો દશ મુખ્ય ઉપનિષદો ઉપર ખાસ ભાષ્ય રજુ કર્યા સિવાય કોઈપણ મતને સંપ્રદાય કહી શકાય નહિ. આ રીતે ઉપનિષદોની ઉપયોગીતા અને મહત્વ ભારતીય વિચાર–જીવનમાં પરમ સ્થાન ભોગવે છે.

સઘળા લોકો ઉપનિષદો વાંચી અને સમજી શકે છે. પરંતુ જુદા જુદા માણસો તેમના માનસવિકાસ પ્રમાણે જુદી જુદી રીતે સમજે છે. એક જ વ્યક્તિ જીવનના જુદા જુદા સમયે વાંચશે છતાંયે એક જ રીતનો અર્થ તેને સ્ફુટ થશે નહીં. દરેક વખતે ગુરૂ પાસે અથવા એકલા વાંચતી વખતે ઉપનિષદો નવીન રહસ્ય તથા તાજું જ્ઞાન આપે છે. વળી મેં જોયું છે કે પ્રવૃત્તિમય ધીચ શહેરોમાં વંચાતાં, ઉપનિષદો અમુક જાતના સંસ્કાર આપે છે; પરંતુ કોઈ ગામડામાં કે ટેકરી જેવા શાન્ત સ્થાને જ્યારે વંચાય ત્યારે તેના સંસ્કાર ઓછા અસ્પષ્ટતાવાળા હોય છે. આવી પ્રતીતિઓથી આપણે કહી શકીએ કે ઉપનિષદો એ માનવબુદ્ધિનું દૈવી પ્રેરણાવાળું મહાન સર્જન છે. અને તેથી જ તે ઇશ્વરોક્ત અપૌરુષેય વાઙ્મયનો વિભાગ ગણાય છે. ભાષા ઘણી સરળ હોવા છતાં ઉપનિષદોને સંપૂર્ણ રીતે સમજવાં–ગુરૂસહાયથી પણ સમજવાં–એ દુષ્કર છે. ઘણા મહાન આચાર્યોએ આ અનંત ગ્રંથો ઉપર ભાષ્યો રચ્યાં છે પરંતુ મૂળ લખાણોનો અર્થાન્વય કરવામાં તેઓ એકસરખી રીતે ભિન્ન મત થયા છે. દરેક પાઠને તેઓ જુદી જુદી રીતે સમજ્યા છે. વસ્તુસ્થિતિ એમ જણાય છે કે, ઉપનિષદોની કંડિકાઓમાં સંગ્રહિત કરેલું જ્ઞાન કોઈથી પણ પુરેપુરું મેળવી શકાયું નથી.

બ્રહ્મવિષયક પરમ સત્યનો સાક્ષાત્કાર કરવા જીવનપર્યંત આધ્યાત્મિક તપશ્ચર્યા કરતા ઋષિઓએ જ ઉપનિષદો રચેલાં હોવાં જોઈએ. આ ઋષિઓ પોતાના આજીવન અનુભવો અને તેની નિષ્પત્તિનો સંગ્રહ, થોડાક શ્લોકોમાં માનવશક્તિથી બને તેટલા સંક્ષેપમાં જગત માટે કરતા ગયા છે, કે જેથી આજીવન તપશ્ચર્યાના પરિપાક રૂપ પ્રાપ્ત કરેલો એ અણમૂલો અનુભવ તેમની પ્રજા ગુમાવી ન બેસે. આ જ કારણને લીધે, ઉપનિષદોની કંડિકાઓમાં યુગયુગના મનુષ્યોની આધ્યાત્મિક જરૂરીઆતોને અનુરૂપ આધ્યાત્મિક જ્ઞાન વહાવી શકે એવી વિશિષ્ટ શક્તિ રહેલી હોવાનું જણાય છે.

ઉપનિષદોના પાઠો પૈકી એક અદ્ભુત અસરકારક અને જીવનની નૈતિક બાજુ રજુ કરતો ત્રણ ' દકાર ' વાળો પાઠ છે અને તે છે દમ, દાન, અને દયા. આ ત્રણ ' દકાર ' સમાજની નીતિ અને ચારિત્ર્યના નિયમોનું એવું પરિપૂર્ણ બંધારણ આપે છે કે તેમાં જણાવેલા ચારિત્ર્યના આદર્શનો, પ્રજાને સુન્દર જીવન જીવવું હશે તો, સમસ્ત જગતે તેનો સ્વીકાર કરવો પડશે. મનુષ્યની અંદર રહેલી પાશવતાનો આવિષ્કાર દુનીઆની શાંતિને જોખમાવવામાં કેવો ભયંકર ભાગ ભજવે છે તેનું જેમને જ્ઞાન નથી, તેવાઓને આ ત્રણ દદા જરૂરથી દોરવણી આપી શકશે. ઉપનિષદોનાં વિધિ–વાક્યો પડકાર કરે છેઃ " જો તમારે કુદરતના નિયમના સહકારમાં રહેવું હોય તો દમ, દાન અને દયા એ ત્રણ ગુણ કેળવો. તમારા આત્માનો ઉદ્ધાર કરો; અને તેને આધ્યાત્મસંસ્કાર માટે દમ એટલે આત્મસંયમ, દાન એટલે આત્મસમર્પણ અને દયા એટલે કલ્યાણકારી કૃપાનો આશ્રય–એ ત્રણ વડે અધિકારી બનાવો.

ઉપનિષદો અણીશુદ્ધ ભાષામાં જાહેર કરે

છે કે, જગતમાં ત્રણ પ્રકારનાં મનુષ્યો હોય છે. દેવ, અસુર અને મનુષ્યોઃ મનુષ્યોમા જેઓ સ્વભાવથી ઇશ્વર તત્ત્વવાળા હોય છે, અને કામનાઓ કે તૃષ્ણાઓ વડે કરીને આમતેમ ઝોલા ખાય છે તેઓ માનવોમાં દેવ જાતીનાં છે. ઘાતકી માણસો કે જેઓ ક્રોધને આધીન હોય છે તેઓ માણસોમાં અસુરો છે. અને જે તકડંચી કરનારાં અને લોભવૃત્તિનાં હોય છે તેઓ મનુષ્યોમાં મનુષ્યો છે સંસ્કાર, જીવન, પરિવેષ્ટન અને શિક્ષણ વગેરે બીજાં તત્ત્વોએ, મનુષ્યોને કામ, ક્રોધ, અને લોભના ત્રણ મહાશત્રુઓને નાશ કરવા માટે ત્રણ સદ્ગુણોને કેળવવા તરફ દોરવા જોઇએ. ઉપનિષદો બધાં જ સ્ત્રીપુરુષોને અપવાદ સિવાય ઉપદેશ પાઠવે છે. તેઓ તેમને સંયમથી તૃષ્ણાને, આત્મસમર્પણથી લોભને અને કલ્યાણકારી કૃપાથી ક્રોધને જીતવા કહે છે.

શું આ પ્રાચીન જ્ઞાનસંપત્તિ વર્તમાન યુગ અને ભવિષ્યના યુગમાં ઘસાઇ જશે ?

હવે ઉપનિષદોની જે ત્રણ ચિરંજીવ પંક્તિઓ અધ્યાત્મજ્ઞાનના શીલ અને હેતુનું આલેખન કરે છે તે આત્મોદ્ધારક અને સર્વવિદિત પંક્તિઓ આ રહી.—

असतो मा सद्गमय, तमसो मा ज्योतिर्गमय, मृत्योर्माऽमृतंगमय ।

અસત્યમાંથી મને સત્ય તરફ, ઊંડા અંધકારમાંથી મને પરમ તેજ તરફ, અને મૃત્યુમાંથી મને અમૃતત્ત્વ તરફ લઇ જા. આ ત્રણે પંક્તિઓનું સત્ય કાળાન્તરે પણ સત્ય જ રહેશે અને અનંત બ્રહ્મજ્ઞાન માટે તે પ્રકાશવાહક બનશે. જગતનાં બધાં જ પરમ સત્યો સહેલાં અને સાદાં જ હોય છે. પરંતુ આ ત્રણે પંક્તિઓમાં સાદાઇ છતાં ભવ્યતા છે. સમય જ આ જ્ઞાનનું સાતત્ય પૂરવાર કરશે—કે જે સત્જ્ઞાન વિતંડાવાદ, એન્સાઇક્લોપીડીઆ (પુસ્તકજ્ઞાન) અને વર્તમાનપત્રોમાંના કહેવાતા જ્ઞાનથી વિપરીત છે. અંતમાં હું એક બીજો નાનો શ્લોક મૂકીશ કે જેણે મારું મન હરી લીધું છે અને તે આ શ્લોક છે.

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः
भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभि-
र्व्यशेम देवहितं यदायुः ॥

આ શ્લોકમાં મારી સમજ પ્રમાણે સર્વને કલ્યાણકારી એવા સામાજિક ગુણોનો ઉપદેશ કરવામાં આવેલો છેઃ એટલું જ નહિ પરંતુ દરેક સુસંસ્કારી સમાજને માટે તે ગુણો આવશ્યક જરૂરીઆતના છે. તેમાં દેવો તે અન્ય કોઇ નહિ પણ માણસો જ છે.

આ એક સામાન્ય માનવનું (Common-man) સામૂહિક માનવ (Collective) અથવા તો અનંત બ્રહ્મના સમાસરૂપ માનવતાના દેવોપ્રતિનું સંબોધન છે. અત્રે એક સામાન્ય મનુષ્ય માનવતાના દેવોને (Gods of Humanity) પ્રાર્થે છે કે " હે દેવો, જે કલ્યાણકર હોય તે જ અમને અમારા કાનથી સાંભળવા દો. અમે સુદઢ અંગો વડ આપને અમારી પ્રાર્થનાઓ રજૂ કરીએ અને જ્યાં સુધી અમારો મર્ત્યદેહ ટકે ત્યાં સુધી અમે દેવહિતનાં કાર્યો કરીએ. "

સંસ્કૃત સાહિત્યમાં ઘણા સુંદર અને ઉપદેશાત્મક શ્લોકો મેં વાંચ્યા છે પરંતુ આના જેવા ભાગ્યે જ જોયા હશે. આ ઔપનિષદિક જ્ઞાન અને સંસ્કારનો અર્ક છે. એક વખત એ જનકલ્યાણ માટેનો ઉપદેશ હતો. આપણે કંઈ પણ ખરાબ, અધમ કે કુત્સિત જોવું જોઇએ નહિ, કારણ કે તે આપણા સત્ત્વમાં રહેલી સૂક્ષ્મ દૈવી અધ્યાત્મશક્તિ અથવા તો આત્મા ઉપર ઘણી જ વિઘાતક વિષમય અસર કરે છે. તેથી જ કરીને જે અકલ્યાણકર હોય તે આપણે જોવું જોઇએ નહિ. કોઇ પણ મુમુક્ષુ તેના

બંધુઓ પાસે માંગી લે છે કે, જે જે અભદ્ર છે તે તે તેની આંખોથી તે જુએ નહિ. આપણાં બાંધવોને તેમની પ્રસન્નતા માટે પ્રાર્થવા સારું પણ શરીરની સુદૃઢતા અને સ્વાસ્થ્યની અપેક્ષા રહે છે. જનસમૂહના કલ્યાણ માટે અને લોકસંગ્રહાર્થે ઉમદા તક મળે એટલા માટે જ જીંદગી છે. તે સિવાય જીંદગી જીવવા લાયક નથી જ. જ્યારે આ જ્ઞાન, હિંદુસ્તાનની ચાર દિવાલોની બહાર જગતના સામાજિક જીવનને હાલ છે તેના કરતાં પણ વધુ દેદિપ્યમાન બનાવવા પ્રયાસ કરશે, એ દિન ક્યારે આવશે !

આપ સર્વને મારી નમ્ર વિનંતિ છે કે, ઉપનિષદોથી પવિત્ર થયેલી આત્મોદ્ધારક વાણી તરફ તમો સર્વ ધ્યાન આપો. આ વાણી જીવન અને શક્તિથી જ સ્ફુરે છે. અને જો પસંદ કરેલા શ્લોકોનું આવર્તન કરવામાં આવે તો–મન સ્થિર કે કોઈ પણ બીજી દિશામાં પ્રવૃત્ત–હોય તો પણ તેઓ જુદી જુદી રીતે તેમની શક્તિ અને અર્થ સ્ફુટ કરશે તથા શરીર અને મન ઉપર તેમની ખૂબ જ શાન્તિપ્રદ અસર કરશે. મારે આગળ જ એ કહેવાની જરૂર છે કે, સમાજનું અને વ્યક્તિઓનું જીવન ઉન્નત, શુદ્ધ અને સુંદર બનાવવામાં ઉપનિષદોના સિદ્ધાન્તો જ ભાગ ભજવે છે. જેમ જેમ અતિલોભથી, દુર્ગુણોથી અને સત્તા માટેની તદ્દન લાપરવાહીથી સમાજ સડતો જાય તેમ તેમ ઉપનિષદોનું અધ્યયન, ઋષિઓનાં દૃઢ આદેશવચનો, ગુરુઓનો ચિરંતન ઉપદેશ અને ઉપનિષદોની અમર વાણીની મનુષ્યને વધારે ઉપયોગીતા જણાય. કારણ તેનાથી તે પોતે તથા પોતાના આજુબાજુના સમાજને સુખી બનાવે. આ નાનો લેખ સમાપ્ત કરતા પહેલાં શુદ્ધ ઉપનિષદની પદ્ધતિ પ્રમાણે ગુરુ તરફથી શિષ્યોને અપાતા ચિરંજીવ ઉપદેશને સાંભળો !

ॐ सत्यं वद । धर्मं चर । मातृदेवो भव ।
पितृदेवो भव । अतिथिदेवो भव ।
यानि अस्माकं सुचरितानि तानि
त्वयोपास्यानि नो इतराणि ।
ॐ स्वस्ति ॥

સત્ય બોલો, ધર્મનું આચરણ કરો, માતાને, પિતાને અને અતિથિને દેવ ભજો. અમારાં સત્કાર્યોને જ અનુસરો; બીજાં નહિ. તમારું કલ્યાણ થાઓ.

---

## થીઓસોફી સમાજના ત્રણ ઉચ્ચ હેતુઓ

(૧) જ્ઞાતિ, જાતિ, રંગ, કોમ વગેરેના ભેદથી પર રહી, માનવતાના વિશ્વબંધુત્વનું કેન્દ્ર રચવું.

(૨) ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનના તુલનાત્મક અભ્યાસને પ્રોત્સાહન આપવું.

(૩) મનુષ્યમાં રહેલી ગુપ્ત શક્તિઓ, તથા કુદરતના નહિ સમજાયેલા સિદ્ધાન્તોનું સંશોધન કરવું.

# એની બેસન્ટ ( નાટિકા )

શ્રી ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા

## પ્રવેશ ૧ લો

[ દીપમાળાયુક્ત હિંદના નકશા મધ્યે ભારતમાતાની બેઠક છે એક બાજુ મીસીસ બેસન્ટ અને બીજી બાજુ ગાંધીજી ઉભા છે. બન્નેની સાથે પારસી, ખ્રિસ્તિ, બુધ્ધિસ્ટ, શીખ, મુસ્લીમ, હિન્દુ, ગુજરાતી, જૈન, અને મહારાષ્ટ્રીઅન બ્હેનો યોગ્ય પોષાકમાં તથા ધૂપદાની, ફૂલ, હાર, મશાલ, દીવા, આરતી, ચામર, શંખ, વગેરે હાથમાં લઇ નેપથ્યમાંથી ગવાતા 'જનગણ-મન-અધિનાયક રે' ના ગીતને સાંભળતાં ધ્યાનમગ્ન વંદનની સ્થિતિમાં ઉભાં છે. ]

●

## પ્રવેશ ૨ જો

[ ૧૯ મી સદીના યુરોપના જાહેર જીવનની રંગભૂમિ ઉપર નાસ્તિક વાદનો સ્થાપક ચાર્લ્સ બ્રેડલા બહુ સભ્ય પુરૂષ તરીકે નામના મેળવી ગયો છે. ગરીબોના તારણહાર તરીકે બ્રેડલોનું કામ એ વખતે વિશેષ ગણાતું. નાસ્તિકવાદના પ્રચારક તરીકે અગ્રગણ્ય ગણાતા એ વિશિષ્ટ પુરૂષ સાથે મીસીસ બેસન્ટે બાર વર્ષ નોંધપાત્ર કાર્ય કર્યું છે. આજે એ મીસીસ બેસન્ટ બ્રેડલો પાસે એક નવિન વાત કહે છે. ]

**પાત્રો :** એની બેસન્ટ અને ચાર્લ્સ બ્રેડલો

[ બન્ને ખુરશી પર બેઠાં બેઠાં વાંચે છે. બન્ને ઉભાં થાય છે. ઉભા થતાં થતાં એની બેસન્ટ બ્રેડલો સામે જુએ છે ]

**એની બેસન્ટ :** બ્રેડલો, મને નવું દર્શન થયું.

**બ્રેડલો :** ( અજાયબી બતાવી ) દર્શન ?

**એની :** હા, દિવ્ય દર્શન, ઇશ્વરની કલાનું.

**બ્રેડલો :** ઇશ્વરની કલાનું ..? ઓહો–હો બાઇ બહુ નવું શોધી આવ્યાં ?

[ બ્રેડલો હસે છે. ]

**એની :** બ્રેડલો, હસવાની વાત નથી. હું આજે પૂર્ણ ગંભીરતાથી કહું છું કે હું એથીઝમને–નિરીશ્વરવાદને, તમારા એ મીશનને માન આપતી રહીશ. પણ મને કુદરતનું, પ્રભુનું ભવ્ય દર્શન થયું લાગ છે. હું જે કંઇ જોઉં છું એનું વર્ણન કરવાને મારી પાસે પુરતા શબ્દો નથી.

**બ્રેડલો :** પણ તું મને કહે તો ખરી કે તારો ઇશ્વર કેવો છે ? ક્યાં છે ? શું કરે છે !

**એની :** બ્રેડલો ! બ્રેડલો ! ! મને એ ન પૂછો. ઇશ્વરના વર્ણન કરવાની શક્તિ જે દિવસે મને પ્રાપ્ત થશે તે દિવસે હું એ બધા પ્રશ્નોના ઉત્તર આપીશ. પણ એ મહાન શક્તિ વિષે વર્ણન કરવા કરતાં એ શકિત શું છે એનો મારો ખ્યાલ આવો છે. આવો બેસો–શાંતિથી સાંભળો. ઇશ્વરે પોતે પોતાની ઓળખાણ મને આ રીતે આપી છે

[ નેપથ્યમાંથી સંભળાય છે. ]

ગીત નં. ૨

સર્વ ભજે મને સહુને હું ભજતો,
રાય ને રંકનો ભેદ ના ધરતો,
સહુની સંગાથે ને સર્વથી છેટો,
સહુથી થાયે મારો અંતમાં ભેટો.

પૃથ્વી આકાશ ને ડુંગરા વાટે,
ઊંડી ખીણોમાં ને પહાડોના ઘાટે,
રેતીના રણમાં ને નદીઓને નાળે,
જુદી જુદી રીતે મુજને સૌ ભાળે.

સરવર ઝરણે ને બાગ બગીચે,
રાજમંદિરે ને ઝુંપડી નીચે,
જળમાં સ્થળમાં ને અણુએ અણુમાં,
નિત્ય વસી રહું કણના યે કણમાં.

પંખીને કલરવ ને–પુષ્પ સુવાસે,
સુર્યને કિરણ ને ચંદ્ર પ્રકાશે,
સાગરને મોજે ને વાયુની લહેરે,
સહુમાં રહી મુજ શક્તિઓ પ્રેરે.

કવિઓના કાવ્યે ને લેખકના લેખે,
વક્તાની વાણીમાં મુજને કો પેખે;

ભક્તને ભજને ને ગાયકને ગાણે,
સહુમાં રહું હું સરખે પ્રમાણે.
બ્રહ્મ બ્રહ્માંડની સંકલના હું છું,
સર્વ છે મુજમાં ને સહુમાંએ હું છું,
સહુથી હું પહેલો ને સર્વથી છેલ્લો,
સહુથી જુદો વળી સહુમાં રહેલો.

[ બ્રેડલો ઉભો થાય છે. ]

બ્રેડલો : એની ! એની !! આ હું શું સાંભળું છું. તને આ બધી વાતો ક્યાંથી ઉગી.

એની : તમારા સહવાસથી, તમારા જીવનથી.

બ્રેડલો : હું એથીસ્ટ, મને પાદરીઓ નાસ્તિક ગણે, મારો જૂના વિચારવાળાઓ બહિષ્કાર કરે, મને આસ્તિકો મારવાની ધમકીઓ આપે, એના મારા જેવા પાસેથી તું ઇશ્વર વિષે કંઇ શીખે એમ કોણ માની શકે ?

' : ચાર્લ્સ, તારા બાર બાર વર્ષના સહવાસથી હું જોઇ શકી છું કે ઇશ્વર છે જ નહી એવું એથીઝમમાં મેં ક્યાંઇ જોયું નથી. એથીસ્ટ તો એટલું જ કહે છે કે " ઇશ્વર વિષે હું કંઇજ જાણતો નથી. એથી કરીને એમાં માનતો નથી"

બ્રેડલો : ત્યારે તું ઇશ્વર વિષે હવે કંઇક જાણે છે એમ તને લાગે છે ?

એની : જરૂર.

બ્રેડલો : એની, તારામાં આ ફેરફાર ક્યાંથી થયો ?

એની : તમે મેડમ બ્લેવેટ્સ્કીને તો પીછાણતા જ હશો.

બ્રેડલો : હા. એ જાદુગરણી તને મળી ગઇ કે ?

એની : એને જાદુગરણી ના કહો. એને તો માનવી અને ઇશ્વર વિષેના ગૂઢ સિદ્ધાંતો સમજનાર મહાસાગર કહો.

બ્રેડલો : એની, તને એ ઘેલછા ક્યાંથી લાગુ પડી ?

એની : ચાર્લ્સ, આપણે મિત્રો છીએ અને છેલ્લા શ્વાસ સુધી મિત્રો રહીશું. તમે મારા જીવનના સાચા માર્ગદર્શક છો. પણ ગુરુ તો મને મેડમ બ્લેવેટ્સ્કીમાં જ પ્રાપ્ત થાય છે.

બ્રેડલો : બ્લેવેટ્સ્કી તારી ગુરુ ! !

એની : હા બ્રેડલો, બ્લેવેટ્સ્કી મારી ગુરુ. એણે મને વાચન, અભ્યાસ અને મનનો માર્ગ બતાવ્યા છે. અને આજથી હું તમારાથી જૂદી પડું છું.

બ્રેડલો : એટલે ?

એની : હું એથીસ્ટ મટી ઇશ્વરને ઓળખવા—જોવાના માર્ગ ઉપર જઇ રહી છું.

બ્રેડલો : એની એની, આ હું શું સાંભળું છું.

એની : સાચી હકીકત તમે સાંભળી રહ્યા છો. આપણે મિત્રો તરીકે એકબીજાને જરૂર માન આપીશું, ઉપયોગમાં આવીશું, પણ હવે મારો માર્ગ જૂદો છે અને તમારો માર્ગ જૂદો છે

બ્રેડલો : એની, મેં તારી પાસેથી આવી આશા નહોતી રાખી. હું તો માનતો હતો કે તારા જેવી સમર્થ સાથીદારની મદદથી હું એથીઝમનો ફેલાવો આખા જગતમાં કરીશ.

એની : બ્રેડલો ! પ્રભુની એ ઇચ્છા લાગતી નથી.

બ્રેડલો : બસ, બસ, એની, હવે તારી પાસેથી તારા એ કલ્પિત પ્રભુની કલ્પિત વાતો હું સાંભળવા માંગતો નથી.

એની : એટલા માટે જ હું આજે તમને કહેવા આવી છું કે આજથી આપણા રાહ ન્યારા છે.

બ્રેડલો : ત્યારે એની, શું તું ખરેખર જશે ?

એની : એમાં હવે શંકાને જરાપણ સ્થાન નથી.

બ્રેડલો : એની, એની, ( બ્રેડલો ગળગળો

થઈ જાય છે ) શું કહું ? બાર વર્ષમાં એથીઝમને તેં જેટલો વેગ આપ્યો છે એટલો હું મારી આખી જીંદગીમાં પણ આપી ન શકત. તારી શક્તિ અગાધ છે, તારી માનવજાતની સેવા કરવાની ધગશ અદ્વિતીય છે, તારી જીભ અને કલમ જગતમાં અજોડ છે, એની, એની, તું જ્યાં જઈશ ત્યાં અગ્રસ્થાને હોઈશ; તું જીવનના જે ક્ષેત્રમાં જોડાઈશ તે ક્ષેત્ર ઉજળું બનશે, એની ! એની ! ! શું તું મને છોડી જશે ?

[ પડદો પડે છે ]

●

## પ્રવેશ ૩ જો

**પાત્રો** : બેસન્ટ અને બ્લેવેટ્સ્કી.

[ ઇશ્વરવાદ અને નિરીશ્વરવાદની વિચારણાનાં યુદ્ધોમાં અટવાતાં અટવાતાં નવું દર્શન કરી મહાન બ્રેડલોની સહાધ્યાયી એનીબેસન્ટ થિયોસોફી તરફ ખેંચાય છે. 'સીક્રેટ ડોક્ટ્રીન્સ'ના મેડમ બ્લેવેટસ્કીનાં પુસ્તકો, જગતના એ જમાનાના ૧૯ મી સદીના મહાન પત્રકાર **વિલિયમ ટી સ્ટેડ** મીસીસ બેસન્ટને પોતાના પત્રમાં રિવ્યુ માટે આપે છે. પુસ્તકોની સમાલોચના લેતાં લેતાં બેસન્ટને નવું દર્શન પ્રાપ્ત થાય છે. અને બ્રેડલોથી છૂટી પડી થિયોસોફીકલ સોસાયટીમાં જોડાય છે. અને તુરત સોસાયટીના મહાન સ્થાપક મેડમ બ્લેવટ્સ્કીને મળવા જાય છે. ]

**સ્થળ** : મેડમ બ્લેવેટસ્કીનું મકાન

[ એની બેસન્ટ આવીને બેસે છે. એટલામાં અંદરના ઓરડામાંથી બ્લેવેટસ્કી હસતાં હસતાં આવે છે. ]

બ્લે : ઓ હો ! મીસીસ બેસન્ટ તમે છો ? કેમ છો ? આવો આવો બેસો.

[ મીસીસ બેસન્ટ ધૂંટણીએ પડી બ્લેવેટ્સ્કીને નમસ્કાર કરે છે. ]

બ્લે : કેમ તમે સોસાયટીમાં દાખલ થયાં ?

**બેસન્ટ** : જી, હા.

બ્લે : તમે બધું સાહિત્ય વાંચ્યું ?

બેસન્ટ : મેં મારાથી બનતું બધું વાંચ્યું છે અને સમજવા પ્રયત્ન કર્યો છે.

બ્લે : એની, તારા જેવા ઉન્નત આત્માને બધું સહેલું જ હોય. તારા ગત જન્મો જ કહે છે કે તું ભવિષ્યમાં મહાન થવાને જ સર્જાયલી છે. કર્મયોગની ચાબખીએ ચડી તું હજારો જીવાત્માઓને વિકાસક્રમમાં જરૂર આગળ લઈ જઈશ.

બેસન્ટ : આપની એ ભલી શુભેચ્છાઓ માટે આભાર. પણ એક માગણી કરૂં ?

બ્લે : માગણી ? શેની માગણી ? શું જોઈએ છે ?

**એની** : આપ, આપ મારા ગુરુ થશો ?

બ્લે : ગુરુ ?

**એની** : હા, અને મને આપની શિષ્યા તરીકે સ્વીકારશો ?

બ્લે : ( ગળગળે સાદે હર્ષાશ્રુ સહિત ) એની, એની, તું એક મહાન સ્ત્રી છે, મારા ગુરુના આશીર્વાદ તારા ઉપર ઉતરે.

**એની** : અઇ કાલ સુધી હું જડવાદી હતી. આજે મારામાં ચેતનની ચિનગારી જાગે છે, અને હું આજના દિવસને મારા સુભાગ્યનો દિવસ ગણું છું.

બ્લે : એની, તારો જન્મ જ પરોપકારને કાજે છે. તું સોસાયટીનું સાહિત્ય વાંચજે, વિચારજે, મનન કરજે અને અભ્યાસ કરી તારી પોતાની ઢબે જગત સમક્ષ મૂકજે.

**એની** : આપણા ગુરુદેવના આશીર્વાદ.

બ્લે : દિકરી, મારા અને મારા ગુરુદેવના આશીર્વાદ તારા પર છે જ. તારૂં કાર્યક્ષેત્ર ભારતવર્ષમાં છે. ત્યાં જજે, ત્યાંનુ તત્ત્વજ્ઞાન તારામાં અજબ પ્રભા જગાડશે. અને એ તેજવડે જગતમાં તું વિશ્વબંધુત્વની ભાવનાની દીપિકા આ જગતને ખૂણેખૂણે પ્રગટાવજે. ભારતવર્ષ

એ પ્રાચીન પુરાણો દેશ છે. જગતના તત્ત્વજ્ઞાનનો મૂળ ઝરો હિંદમાં છે. હિંદે જ જગતને આપણે તત્ત્વજ્ઞાનની પરબ માંડી છે. મહાન વિચારકો, મહાન પ્રચારકો, મહાન સાધુસંતો, મહાન આત્માઓ સહુએ ભારતવર્ષમાંથી જ પ્રેરણા લીધી છે. ભારતે ભૂતકાળમાં જગતને તત્ત્વજ્ઞાનથી પોષ્યું અને ભવિષ્યમાં પણ ભારત જ માનવજાતને પોષશે. ગુરુદેવ તને એ કાર્યમાં પ્રેરણા આપે અને તું ભારતવર્ષની ભવ્ય વ્યક્તિઓમાંની એક વંદનીય વિભૂતિ બને, એવા મારા આશીર્વાદ છે.

[ એની મૂંઝણીએ બ્લેવટસ્કીના ચરણમાં પડે છે. બ્લેવટસ્કી બે હાથ ઊંચા કરી આશીર્વાદ આપે છે ]

[ પડદો પડે છે ]

●

## પ્રવેશ ૪થો

**સ્થળ** : કાશી સેંટ્રલ હિંદુ કોલેજનો બગીચો.

**પાત્રો** : મીસીસ બેસન્ટ, એક કુમાર અને એક કુમારી.

[ ઇંગ્લેંડની ધરતી પર પોતાના ગુરુ મેડમ બ્લેવટસ્કી સાથે અનેકવિધ સેવા કરી, મીસીસ બેસન્ટ હિંદ આવે છે. હિંદમાં આવી સહુથી પહેલો શિક્ષણનો પ્રશ્ન પોતાના હાથમાં લે છે અને છોકરા છોકરીઓને નીતિધર્મના શિક્ષણ સાથે આર્યભાવના અને આર્યસંસ્કાર મળે એ દૃષ્ટિએ ભાગીરથી ગંગાને તટે પુરાણી કાશીપુરીમાં શિક્ષણની એક સહશિક્ષણની-સંસ્થા સ્થાપે છે. પોતાના ગુરુની આજ્ઞા મુજબ અભ્યાસ અને મનન સાથે તપ અને ત્યાગની જ્યોત જગાવતી જગતની આ મહાન વ્યક્તિ હંમેશના નિયમ મુજબ ધ્યાનમાં છે. એ વખતે શિક્ષણ લેતાં કુમાર અને કુમારી આ યોગિની બેસન્ટ મૈયા વિષે નૃત્ય દ્વારા પોતાના દિલની ભાવના અર્પણ કરે છે. ]

[ નેપથ્યમાં ગવાય છે અને રંગભૂમિ પર કુમાર, જેના હાથમાં આરતી છે અને કુમારી, જેના હાથમાં ધૂપદાની છે. એ નૃત્ય સાથે ગવાતાં ગીતના ભાવ ઝીલે છે. ]

[ વાદ્યો સહિત ગીત ગવાય છે અને નૃત્ય ચાલે છે. ]

[ નેપથ્યમાં ]

ગીત ૩જું

જયજય જય બીસેન્ટ માતા,
તુજ ગુણની ગણના કરતાં
વફાદારી ને સત્ય સ્નેહના,
શાંતિ સલિલ ઝરણાં ઝરતાં

× × ×

દયા ધર્મની દેવી માતા,
વિશ્વ વિષે તું છો વિખ્યાત
અમર રહો જગમાં જયવંતાં,
કર્મ યોગિની બીસેન્ટ માત

× × ×

જગ આનંદી વસંત ઋતુનાં,
ફૂલડાં અર્પે જેમ સુવાસ
જ્ઞાનભક્તિ ને કર્મમાર્ગનાં,
કુસુમો ખીલ્યાં છે તુજ પાસ.

× × ×

તુજ કુંજમાં ભ્રાતૃભાવની,
સુવાસ પ્રસરે દિન ને રાત
અમર રહો જગમાં જયવંતાં,
કર્મયોગિની બીસેન્ટ માત.

× × ×

એક ચક્ષુમાં સ્નેહ અને,
છે ધર્મ બીજા ચક્ષુ જ વિષે
જગસેવાનો મહામંત્ર તું,
રસનાથી રટવી જ દિસે

× × ×

જ્યાં જ્યાં જોઇએ ત્યાં તું કરતી,
પ્રભુલીલાની રૂડી વાત,
અમર રહો જગમાં જયવંતાં,
કર્મયોગિની બીસેન્ટ માત.

[ નૃત્ય જામે છે અને પડદો પડે છે. ]

( ક્રમશઃ )

# કેળવણી અને કલા વિષે ડૉ. બેસન્ટ

શ્રી. ઇન્દુમતિ મહેતા

ડૉ. બેસન્ટ એક મહાન વિભૂતિ હતા. તેમણે અનેક ક્ષેત્રોમાં પોતાની વિશિષ્ટ ભાત પાડી છે. ધર્મ, રાજકારણ, કેળવણી, સ્કાઉટીંગ, યોગ વિગેરે વિષયો ઉપર તેમણે વિપુલ સાહિત્ય અર્પ્યું છે. તેમના કાર્યની સમીક્ષા કરવી એ તો એક વામણો વિરાટનું દર્શન કરાવવાની ધૃષ્ટતા કર્યા બરાબર છે. બિંદુ જેવા આપણે એ સિંધુની કલ્પના શી રીતે કરી શકીએ? અંગ્રેજ કવિ લોંગફેલોએ લખ્યું છે કે "પ્રભુના નગરમા મહાન પુરુષ એકલ મિનારાની જેમ ઊભો હોય છે." ડૉ. બેસન્ટ માટે પણ તેમજ હતું. તેઓએ નીડરતાનો ગુણ બતાવીને નેતાગીરી દીપાવી હતી. જે પ્રજાએ તેમને ફૂલે વધાવ્યા હતા અને હર્ષભેર તેમની ગાડી ખેંચી હતી તે પ્રજાએ તેમને પથરા પણ માર્યા હતાં. છતાં બંને પરિસ્થિતિમાં તેમણે કલા-કેળવણીનું સમતોલપણું જાળવ્યું હતુ. તેઓ તો એક જીવતાં એન્સાઇકલોપીડીઆ હતાં.

ગાંધીજીએ તેમના માટે કહ્યું છે કે "She bas built a bridge between politios and religion Suotni withol ralision" આ લેખમાં તેમના કેળવણી અને કલા વિષેના વિચારો ટૂંકમાં હું રજુ કરવા યત્ન કરીશ.

ડૉ. બેસન્ટ કેળવણી વિષે લખે છે કે "કેળવણી એ બહારથી બાળકમાં ઠાંસવાની વસ્તુ નથી પણ બાળકની અંદરથી કાઢવાની વસ્તુ છે." હાલની કેળવણી બાળકના મગજમાં માહિતીઓ ખડકયા કરે છે કોણ જાણે બાળક એ એક ખાલી ટોપલી ન હોય! અને એ માહિતીઓ પાછી પરીક્ષા સમયે બાળકો પાસેથી બહાર કઢાવવામાં આવે છે.

"બાળકોમાં રહેલાં શુભ તત્ત્વોને પુષ્ટ કરવા અને ખરાબ તત્ત્વોને ભૂખે મારવા એ કેળવણીનો હેતુ છે." બાળકમાં દેખાતા સારાં કે માઠાં તત્ત્વો પૂર્વે તેમને ખોરાક મળવાથી બહાર આવે છે. અત્યારના કેળવણીકારો તેના કારણો શોધવા બાળક કયા વાતાવરણમાં ઉછર્યો છે, બાળકના માબાપ કેવા છે–તેની તપાસ કરે છે. બાળકનો ઉછેર અને આનુવંશિક સંસ્કાર બાળકના ચારિત્ર્ય ઉપર અસર કરે છે ખરાં; પણ બાળક એ એક આત્મા છે, અને તેણે પૂર્વે અનેક જન્મોમાં અમુક તત્ત્વો પોષ્યાં છે તેને લીધે આજે તેનામાં અમુક લક્ષણો દેખાય છે. આ સમજવા માટે શિક્ષકે અને માબાપે પુનર્જન્મનો નિયમ સમજવાની જરૂર છે. તેથી ડૉ. બેસન્ટ કહે છે કે "પુનર્જન્મે કેળવણીની નવરચના કરવી જોઇએ."

અત્યારે કેળવણીનું એક બીબું ઘડાઈ ગયું છે. એ ચોકઠામાં બાળકને ઉતારવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આથી કેળવણી ખરું લક્ષ્ય ચુકે છે. ડૉ. બેસન્ટ આનો સખ્ત વિરોધ કરે છે અને કહે છે કે "કેળવણીને અનુરૂપ બાળકને ઘડવા કરતાં બાળકને અનુરૂપ કેળવણીને યોજવી જોઇએ." કેળવણી બાળકના વિકાસમાં સહાય કરવા માટે છે, કંઇ બાળક કેળવણી માટે નથી. માટે બાળકને જ કેન્દ્રમા રાખી કેળવણીની રચના થવી જોઇએ અત્યારે જે પાઠ્યપુસ્તકો લખાય છે તે બાળકના હિતને લક્ષમાં રાખીને લખાતાં નથી, પણ વેચાણને લક્ષમાં રાખીને લખાય છે. આમ કેળવણીનું સાચું ધ્યેય ચુકાવાથી ડૉ. બેસન્ટ આપણને પોકારે છે કે "બાળકનું વ્યક્તિત્વ કચડાય છે"

પાંચ પાંચ કલાક બાળકોને શાળામાં ગોંધી રાખવામાં આવે છે, અને તે જાણે ઓછું પડ્યું હોય તેમ શિક્ષકો ઘેરથી કરી લાવવાનું લેસન આપે છે. આ બોજો બાળક માટે અસહ્ય હોય છે. આટલેથી નહિ અટકતાં આજના શિક્ષિત માબાપ સમાજમાં 'આધુનિક અને સંસ્કારી' ગણાવવા માટે પોતાના બાળક માટે નૃત્યના, ચિત્રના, સંગીતના અને શાળાના જુદા જુદા વિષયોના શિક્ષકો રાખે છે. આમાં બિચારા બાળકની કેવી દશા થાય છે? ભણનાર એક અને ભણાવનાર ઝાઝા.

ડૉ. બેસન્ટ તો કહે છે કે "બાળકમાં સંસ્કારિતા આવે તે સાચી કેળવણી છે" બાળકના મન આગળ આદર્શ ધરી રાખવો તેના કરતાં વધારે અગત્યનું કેળવણીમાં કંઇ જ નથી." બાળકમાં સાચી માણસાઈ જાગે, તે જરૂરી છે. રવિશંકર મહારાજ કે જેમણે કોઈ ડીગ્રી લીધી નથી તેઓએ કેવી રીતે માણસાઈ બતાવી જાણી છે તે સ્વ. ઝવેરચંદ મેઘાણીના પુસ્તક "માણસાઇના દીવા" ઉપરથી ખબર પડે છે. "સાચી સંસ્કારિતા એને કહેવાય." ડૉ. બેસન્ટ સમજાવે છે કે "કેળવણીમાં આપણે જે શીખ્યા છે તેને માનવ જીવનમાં અને મનુષ્ય જાતના વિકાસમાં લાગુ પાડવું." તેઓ વધુમાં સમજાવે છે કે "સંસ્કારિતા એટલે જ્ઞાન અને ઊર્મિનો સમન્વય."

કેળવણીના હેતુઓ ટૂંકમાં ડૉ. બેસન્ટનાં મત મુજબ આ છે.—

(૧) "શરીરને તંદુરસ્ત શક્તિશાળી અને સુંદર બનાવવું કે જેથી તેના શરીરદ્વારા હૃદયની ઊર્મિઓ સૌન્દર્યથી વ્યક્ત થાય અને મન ચોકસાઈ અને શક્તિથી વ્યક્ત થાય."

હાલમાં, શાળાઓમાં બાળકોની દાકતરી તપાસ થાય છે. દિવસમાં અસંખ્ય બાળકોને તપાસવાના હોવાથી ઝીણવટભરી તપાસ થતી નથી, પણ દાકતરી તપાસનું નાટક માત્ર ભજવાય છે. બાળકનું શરીર કેળવવા તેની તંદુરસ્તી ઉપર પહેલું ધ્યાન અપાવવું જોઇએ. ત્યારપછી તેનું શરીર ખડતલ અને મજબુત થાય તે જોવું જોઇએ. શારીરિક કેળવણી માટે આટલું બસ નથી. બાળક તંદુરસ્ત અને ખડતલ થાય તે સાથે તેનું શરીર જડ થવું ન જોઇએ, પણ તેના હાવભાવમાં અને પ્રત્યેક ક્રિયામાં લાવણ્ય જળવાવું જોઇએ.

(૨) ઊર્મિઓને કેળવવી એ કેળવણીનો બીજો હેતુ છે. અત્યારની શાળાઓમાં હૃદયની કેળવણી માટે કંઈ ખાસ પ્રયત્નો થતા નથી. હૃદયને કેળવવા માટે શાળાઓમાં ભાવોદ્રેક જાગ્રત થાય એવા પર્વો ઉજવવા જોઇએ, અને એ દૃષ્ટિએ સાહિત્ય, સંગીત, ચિત્ર, અને નાટ્યકલાનું અભ્યાસમાં સ્થાન હોવું જોઇએ. આ બધાનો હેતુ એ હોવો જોઇએ કે વિદ્યાર્થીઓ

(૧) જે કંઇ ઉમદા અને સુંદર છે તેને ચાહે;
(૨) બીજાના આનંદો અને દુઃખોમાં ભાગ લે,
(૩) વધારે અને વધારે વિસ્તૃત ક્ષેત્રોમાં સેવા અર્પવા પ્રેરાય,
(૪) મહાન આદર્શો માટે અને અનાથો ખાતર બલિદાન આપવામાં આનંદ માણે,
(૫) સન્માનની વ્યક્તિઓ તરફ માનબુદ્ધિ રાખે,
(૬) દલિતો, અસ્પૃશ્યો અને ગુનેગારો તરફ અનુકંપા સેવે.

આવી બધી લાગણીઓ સંગીત, અભિનય, કાવ્ય અને સાહિત્ય દ્વારા ખીલવવા પ્રયત્ન કરવો જોઇએ. કારણ કે આ બધી કળાઓ લાગણીઓને વિશુદ્ધ કરે છે.

ડૉ. બેસન્ટ કહે છે કે "અસંસ્કારી રાખેલી લાગણીઓવાળી કિશોરાવસ્થામાંથી ખરેખરું ઉમદા પુરુષત્વ ખીલી શકે નહિ." આજે પણ જ્યારે વિદ્યાર્થીઓ પાસેથી ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવા માટેના પૈસા ઉઘરાવવામાં આવે છે ત્યારે તેઓ ઉમળકાભેર આપે છે. આવા પ્રસંગોથી ગરીબો અને દુઃખી પ્રત્યે તેમનામાં સહાનુભૂતિની લાગણી બહાર આવે છે, વળી વિદ્યાર્થીઓ કોઈ પણ મહાન પુરુષને પોતાના તારક તરીકે રાખતા શીખે એ ઇચ્છવા યોગ્ય છે. જો કોઈ પણ મહાન વ્યક્તિ આગળ આપણું મસ્તક ન નમતું હોય તો તે એક રોગ છે.

(૩) "કેળવણીનો ત્રીજો હેતુ મનને વિકસાવવાનો અને તેને શિસ્તબદ્ધ રાખવાનો છે."

અત્યારની કેળવણી મન ઉપર ઘણો બોજો નાંખે છે અને મનનો સાચો વિકાસ રૂંધે છે. ખરી રીતે અત્યારે "અંશતઃ કેળવણી બાળકના અંશતઃ તત્ત્વને આપવામાં આવે છે." ડૉ. બેસન્ટ કહે છે કે, મનની સાચી ખીલવણીથી બાળકમાં (૧) સમ્યક્ વિચાર (૨) સમ્યક્ વિવેક (૩) સમ્યક્ નિર્ણય (૪) સમ્યક્ સ્મૃતિ આવવાં જોઇએ.

(૪) કેળવણીનો ચોથો હેતુ ડૉ. બેસન્ટ ગણાવે છે કે "મન હૃદય અને શરીર અંતરાત્માના કાબુમાં રાખી શકાય" તે હોવો જોઈએ.

અત્યારે તો આત્મા કે જે આ ત્રણે શરીરોનો રાજા છે તેને આ શરીરો ગણકારતા નથી. જ્યારે તે પોતાના નિશ્ચય પ્રમાણે અમુક કાર્ય કરવા માંગતો હોય ત્યારે શરીર ક્યાં તો થાકને આગળ કરે છે કે આળસ અને પ્રમાદને લીધે તે કામ કરવાની આનાકાની કરે છે. મન તરતજ તેની મદદે આવે છે અને જાત જાતની દલીલો કરી આત્માને સમજાવી દેવાને પ્રયત્નો કરે છે. જીવનની સાચી તાલીમ પામ્યા વગરનો જો આત્મા હોય તો શરીરોની આ અવળચંડાઈ આગળ લાચાર બને છે અને શરીરો આત્મા રૂપી રાજાને 'પુતળું' બનાવી દે છે. પરંતુ સાચી કેળવણીના પરિણામે

(૧) મન જીવાત્માની આરસી બને છે.

(૨) હૃદય પરાબુદ્ધિની આરસી બને છે.

(૩) શરીર નિશ્ચયશક્તિની આરસી બને છે.

ટુંકમાં ડૉ. બેસન્ટ કહે છે કે, કેળવણીનો હેતુ "માણસને માનવકુળના એક સ્વતંત્ર અને આધ્યાત્મિક સામ્રાજ્ય (કૉમનવેલ્થ) નો સાચો નાગરિક બનાવવાનો છે."

હાલની શિક્ષણસંસ્થાઓ વિદ્યાર્થીઓને પદવી આપવી તેજ પોતાનું કાર્ય માને છે. પરંતુ ડૉ. બેસન્ટ કહે કે "જ્યારે બાળકના મગજમાં, એક કચરાપેટીની જેમ, અસંખ્ય માહિતીઓનો ઢગલો ઠાલવવામાં આવે છે અને તે પણ પરીક્ષાગૃહમાં ખાલી કરી નાખવા માટે જ, અને પછી જ્યારે જગતમાં તે ખાલી ડબ્બો જ લઈ જવામાં આવે ત્યારે કેળવણી નિષ્ફળ જ જાય છે." વળી ડૉ. બેસન્ટ ઉમેરે છે કે પરીક્ષાઓને અંતે જ્યારે વિદ્યાર્થીને એક સંકુચિત, ચસકેલ (nervous wreck), શરીરે થાકેલા અને માનસિક ભારે મનોના તરીકે કેળવણી બહાર મુકે છે ત્યારે તે કેળવણી નિષ્ફળ જાય છે."

પરંતુ સાચી કેળવણીને અંતે વિદ્યાર્થી ઉમંગ અને શક્તિથી સભર હોવો જોઇએ અને બહારના જગતનો ભાર આનંદપૂર્વક

ઉપાડી લેવા તૈયાર હોવો જોઇએ." વર્ગમાં બાળકોને પૂછવામાં આવતા પ્રશ્નો વિષે ડૉ. બેસન્ટ કહે છે કે "એ શિક્ષક કે જે સારા પ્રમાણમાં જાણે છે તે બાળક કે જે ઘણું ઓછું જાણે છે તેને પ્રશ્નો પૂછે તે હું સમજી શકતી નથી.ખરી રીતે વિદ્યાર્થીઓએ પ્રશ્નો પૂછવા જોઇએ અને શિક્ષકે તેના જવાબ આપવા જોઇએ. કારણ કે વિદ્યાર્થી પોતે જે જાણવા માગે છે તેના ઉપર પ્રશ્નો પૂછે છે."

ત્યાર પછી ડૉ. બેસન્ટ જીવનના ક્ષેત્રો અને કેળવણીનો સંબંધ દર્શાવે છે. પ્રથમ તો વિદ્યાર્થી સાચો નાગરિક થાય તેવું તેઓ ઇચ્છે છે અને કહે છે કે "સંકુચિત વ્યક્તિવાદ ખીલવવા કેળવણી નથી પણ વ્યક્તિનો સમાજ સાથેનો સારો સંબંધ ખીલવવા માટે છે."

રાજકારણમાં વિદ્યાર્થીઓ સક્રિય ભાગ લે તે યોગ્ય નથી એમ-ડૉ. બેસન્ટ માનતાં. કારણ કે વિદ્યાર્થીઅવસ્થામાં તે પુખ્ત વિચાર કરી શકતો નથી અને લાગણીવશ થઇને, ઉશ્કેરણીનો તે ભોગ બને છે. વિદ્યાર્થીઓએ રાજકારણનો અભ્યાસ કરવો, રાજકીય પ્રશ્નો ઉપર ચર્ચાઓ કરવી તેટલું તેમના માટે બસ છે.

નિર્મળ ધાર્મિક કેળવણી માટે ડૉ. બેસન્ટનો આગ્રહ જાણીતો છે. તેઓ કહે છે કે "પારણામાંથી કે કબર સુધી સમગ્ર કેળવણીમાં ધર્મ વ્યાપી જવો જોઇએ." પરંતુ તે ધર્મ કેવો? "ઉપદેશની હારમાળા નહિ પણ જીવનનો માર્ગ." ડૉ. બેસન્ટ કહે છે કે "ધૂતી થયા વિના ધાર્મિક થવાનું, ધર્માંધ બન્યા વગર ભક્ત થવાનું, બીજા ધર્મોને ઉતારી પાડ્યા વિના પોતાના ધર્મને ચાહવાનું બાળકોને શીખવો. કારણ કે **ધર્મનું શિક્ષણ એકીકરણ માટે છે, વિભાગીકરણ માટે નથી.** અને જ્યારે સાચા બ્રાહ્મણો, સાચા શિક્ષકો મળશે ત્યારે કેળવણીના બધા પ્રશ્નો ઉકેલાઈ જશે."

જીવન અને જગતની પુનર્ઘટનામાં કલા કેટલો મહત્ત્વનો ફાળો આપે છે એ પણ એમણે દર્શાવ્યું છે. જેટલા પ્રમાણમાં દેશની કલા ઉન્નત હશે એટલા પ્રમાણમાં જ દેશ આબાદ થશે. કલા એ તો પ્રજાના સૌન્દર્ય, સંવાદિતા, સપ્રમાણતા, વ્યવસ્થા વગેરે વિષેના ખ્યાલોનો આવિર્ભાવ છે. ઈશ્વરે જગતનું સ્થાપત્ય અનેક મહાન સ્થંભો ઉપર કર્યું છે એમાંનો એક સ્થંભ તે સૌન્દર્ય છે. કલાદ્વારા તો આપણે વિશાળ અને આદર્શ જગતનાં દર્શન કરીએ છીએ. સાચી કલા તો મનુષ્યમાં રહેલી ઉચ્ચ ભાવનાઓને જાગૃત કરીને એને વધુ સુંદર અદ્દ્ભુત જગતમાં લઈ જાય છે. આપણા આદર્શો સાથે યોગ કરાવવો એ કલાનું કામ છે. આપણા રાષ્ટ્રને જગતભરમાં અદ્વિતીય બનાવવો હોય તો એના પ્રાચીન આદર્શો ફરીથી સજીવન કરવા જોઇએ, એ આદર્શો જ આપણને જીવાડનાર જીવન છે.

ખાસ કરીને આપણી શિક્ષણસંસ્થાઓમાં કલાને 'મહત્ત્વનું સ્થાન આપવું જોઇએ. કારણ કે મનુષ્યમાં રહેલી અધમ મનોવૃત્તિઓને ઉન્નત બનાવવાનું એ એક જ સાધન છે. ધર્મનો સીધો બોધ કે નીતિશિક્ષણનાં શુષ્ક પાઠો જીવનનું ઘડતર નહિ કરી શકે તે કલા અદ્દ્ભુત રીતે કરશે. આજે તો આપણે કલાને ધનિકોના મહાલયોમાં પૂરી રાખી છે. કલાની સાચી ઉપાસના ધનિકો જ કરી શકે એવી માન્યતા પ્રચલિત છે. કલા કાંઈ ધનિકોનું વિલાસ અને શોખનું સાધન નથી, પણ ગરીબ કે તવંગર ઉભયના જીવનની અનિવાર્ય જરૂરીઆત છે. જીવનનાં તમામ ક્ષેત્રોમાં આ માન્યતા પ્રવર્તી રહેશે ત્યાર રાષ્ટ્રનો સાચો ઉદ્ધાર થશે.

જગતમાં અસ્તિત્વ ધરાવતા કલહો, કંકાસો અને વિસંવાદ દૂર કરવા માટે કલા એક અજોડ ઉકેલ છે. રાષ્ટ્ર-રાષ્ટ્ર અને માનવ માનવ વચ્ચેના કલહો દૂર કરવા ઉચ્ચ કલાનો જન્મ આવશ્યક છે. કલા એ માનવજાતિનો ઉદ્ધાર કરનાર, હૃદયને વિશાળ કરનાર, જીવનની ક્ષુલ્લકતા, બદ્ધ મતો, અને જડતાને બાળી નાંખનાર અગ્નિ છે. કારણ કે કલાને કોઈ રાષ્ટ્ર કે ભાષા સાથે સંબંધ નથી. એ તો આંતરરાષ્ટ્રીય છે. એની ભાષા આબાલવૃદ્ધ સૌ સમજી શકે છે. કલા જગતભરનાં માનવીઓનાં મન, હૃદય સાથે અનેરી વાતો વાણીના ઉચ્ચાર વિના કરી શકે છે, અને માટે જ શાન્તિનું સામ્રાજ્ય સ્થાપે છે. કારણ કે મોટા ભાગના વિગ્રહો અને કલહો વાણી જ કરાવે છે. ચિત્રકલા, સંગીતકલા, શિલ્પ કે સ્થાપત્યનાં ભાષાંતર કરવાની જરૂર નથી; એટલું જ નહિ પણ સામાજિક રૂઢિઓ એને નિઃસત્વ બનાવી શકતી નથી અને કાળ એનું યૌવન લુંટી શકતો નથી. કલા એ દેશકાલથી પર છે.

રાષ્ટ્રઘડતરનો મોટો આધાર શિક્ષણ ઉપર છે. માટે જ શિક્ષણને કલાથી વિભૂષિત કરવું જોઈએ મનુષ્યને સાચી સંસ્કારિતા આપનાર કલા છે. શિક્ષણ અને સંસ્કારમા ઘણો તફાવત છે. **શિક્ષણ એટલે લેવું, અને સંસ્કાર એટલે આપવું.** સંસ્કાર એટલે બીજાનાં જીવનની જરૂરીઆતો અને દુઃખો પ્રત્યે શોધ, આંતર્-પડઘો પાડવો તે, સમગ્ર જીવન સાથે એકતારતા અનુભવવી તે. શિક્ષિત માનવી મનથી અન્ય માનવીના જીવનમાં પ્રવેશ કરે, સંસ્કારી માનવી હૃદયથી એની સાથે એકતા અનુભવે. સંસ્કાર એટલે ઊર્મિયુક્ત જ્ઞાન, જ્ઞાન અને ઊર્મિનું સંલગ્ન. જ્ઞાન મનુષ્યને તટસ્થ રહી માનવદુઃખોનો વિચાર કરવા પ્રેરે છે, જ્યારે ઊર્મિ માનવ-દુઃખોનું સત્વર નિવારણ કરવા પ્રેરે છે. એકલી ઊર્મિ લાગણીવેડા તરફ લઈ જાય છે અને એકલું જ્ઞાન જડતા તરફ પ્રેરે છે. માટે સાચી સંસ્કારિતામાં જ્ઞાન અને ઊર્મિનો સપ્રમાણ મેળ આવે છે. મનુષ્યની વિકારી વૃત્તિને વિશુદ્ધ ઉર્મિમાં લઈ જવામાં કલા મહત્વનો ભાગ ભજવે છે. શિક્ષણસંસ્થાઓનું કાર્ય બાળકની અધમ અને સ્વચ્છંદી વૃત્તિને ઉન્નત અને સંયમી ઊર્મિમાં ફેરવવાનું છે. સાહિત્ય અને લલિત કલાઓ આ પ્રકારના ઉચ્ચ સંસ્કાર આપવાનાં સાધનો છે.

આ રીતે જોતાં રાષ્ટ્રઘડતરના ખરા વિધાયકો તો કલાકારો જ છે, અને એમને શિરેજ રાષ્ટ્રનો બોજો છે. તેથી જ કલાકારોએ પોતાની કલાને ઉચ્ચ સિંહાસને જ બેસાડવી જોઈએ. એમની કલાને પવિત્ર અને આધ્યાત્મિક ગણવી જોઈએ, તથા મનુષ્યજાતિની અધમ વૃત્તિઓની પોષક નહિ પણ ઉદ્ધારક હોવી જોઈએ માત્ર લોકરંજનનો જ નહિ પણ માનવજીવનમાં રહેલી દિવ્યતાનાં સાચાં દર્શન કરાવવાનો હેતુ કલાકાર સમક્ષ સતત રહેવો જોઈએ, જ્યારે આ જીવનધર્મ કલાકારને બરાબર સમજાશે ત્યારે માનવજાતિ અનેરી પ્રગતિ કરી શકશે. કલા એ માત્ર ધનપ્રાપ્તિનું સાધન નથી, પણ માનવજીવનને અધમતામાંથી ઉચ્ચતામા ફેરી નાંખનાર કિમિયો છે. એ ઉચ્ચ આદર્શનુ ખ્યાલ પણ વિસ્મરણ કલાકારને ન થવું જોઈએ. જનતાની વૃત્તિઓને વિકસાવવી એ કલાકારનું કાર્ય છે, નહિ કે જનતાએ પોતાની વૃત્તિઓને વશ કલાકારને બનાવવાનો છે.

આ કલાકારનો ધર્મ છે; તો જનતાનો પણ ધર્મ છે કે આવા ઉચ્ચ કલાકારની આજીવિકાની ચિન્તા એણે ઉપાડી લેવી જોઈએ. જો કલાકાર ઉદરનિર્વાહની

ચિન્તામાં હશે તો એની કલાને વેચવા પ્રેરાશે, અને પછી તો જાહેર જનતાની મનોવૃત્તિને અનુકૂળ જ કલાનું સર્જન કરશે. એ કલામાં એનો આત્મા નહિ ઉતરે, પણ એની કિંમત ઉપજાવવાની વૃત્તિ એનામાં જાગશે. સમાજનો ધનિક વર્ગ આવા કલાકારોના ઉદરનિર્વાહનો પ્રશ્ન ઉકેલે અને આવા કલાકારો જગતને સંસ્કારી બનાવવાનો ભેખ લે તો જગત સાચેજ સ્વર્ગસમું બની રહે.

કલા અને સૌન્દર્ય એ મનુષ્યના જીવનમાં દૈનિક જરૂરીઆતની વસ્તુ છે. જ્યાં સુધી આપણાં મકાનો, મંદિરો, શાળાઓ, ઑફીસો વગેરે સૌન્દર્યહીણ હશે ત્યાં સુધી મનુષ્યના મન, હૃદય, કે શરીરો સુંદર નહિ બને. આંતરસૌન્દર્ય, બાહ્ય સૌન્દર્યના સુંદર વાતાવરણથી જ વિકસે છે. જ્યાં આવા બાહ્ય સૌન્દર્યનો અભાવ છે ત્યાં જીવનમાં વિકૃતિ અને અધમતા આવે છે. આંતર અને બાહ્ય જગતનું વિશદ દર્શન થયું હતું એવા પ્લેટોએ કહ્યું છે કે " દેશમાં બળવો થશે કે નહિ એ મનુષ્યની સંગીત પ્રત્યેની મનોવૃત્તિના ફેરફારો ઉપરથી તમે કહી શકો. " મનુષ્યની કલા પ્રત્યેની વૃત્તિ ઉપર દેશની આબાદીનો આધાર છે. કલા એ રાષ્ટ્રનાં આંતર જીવનનું પ્રતીક છે, માટે જ આપણાં બાળકોની આસપાસ સૌન્દર્યનું વાતાવરણ ઊભું કરવું જોઇએ. જેથી અરસ-પરસનાં સંબંધમાં એમનો વર્તાવ સંવાદી હોય. એને માટે આપણી ભાષા, રહેણી કરણી, પહેરવેશ વગેરેમાં સંસ્કારિતા અને ઉચ્ચ પ્રકારનું આભિજાત્ય હોવું જોઇએ.

કલાના ક્ષેત્રમાં અનેક પ્રકારના પ્રશ્નો ચર્ચાય છે. કલાનો ઉદ્દેશ શું હોવો જોઇએ ? કલાને ખાતર કલા કે નીતિને ખાતર કલા, એ બધા પ્રશ્નોની ચર્ચા પુષ્કળ થઇ છે. પણ ડૉ. બેસન્ટના મત પ્રમાણે આપણી પ્રાચીન કલા હંમેશાં ધર્મ સાથે જોડાયેલી હતી. સંગીત, ચિત્ર, શિલ્પ, અને નૃત્ય આ બધી કલાઓ પ્રભુને ચરણે અર્પણ થતી અને તેથી એમાં ઉન્નત ભાવના જોડાયેલી હતી. એ વખતે આવા પ્રશ્નો ઉત્પન્ન થયા જ નહોતા. આજે કલાને ધર્મથી વિખુટી પાડવામાં આવી છે એટલે કલાના ઉચ્ચ આદર્શો વિસરાઇ ગયા છે જો અત્યારે આપણી પાસે કલાના ઉત્તમ નમૂના ન હોય તો એનું કારણ આપણી પાસે ધાર્મિકતાની ખામી છે. અને તેથી સાચી કલાને બદલે નકલ જોવામાં આવે છે.

આપણા દેશને ઉન્નત બનાવવો હોય, જગતભરમાં અજોડ બનાવવો હોય તો, આપણા જીવનમાં કલાને મહત્વનું સ્થાન આપવું જોઇએ, એટલે સાચી જીવનકલા આવડવી જોઇએ. કલા આપણને સનાતન સૌંદર્યની ઝાંખી કરાવે છે. આપણાં જીવનનું ઉજ્જવલ ભવિષ્ય આપણી સમક્ષ રજુ કરે છે, એટલું જ નહિ પણ આ સૃષ્ટિનું સર્જન કરનાર મહાન કલાકારની પિછાન કરાવે છે. ચિત્રકારની પીંછી, શિલ્પીનું ટાંકણું અને સંગીતકારની વીણા અનેરી કલાકૃતિને જન્માવે છે, એમ એ વિશ્વનો મહાન કલાકાર માનવીમાંથી સંપૂર્ણ સુંદર કલાકૃતિ સરજે છે. એ ઉજ્જવલ ભાવિ જીવનમાં વ્હેલું મૂર્તિમંત કરવા માટે એ મહાન કલાકારની યોજનામાં સાથ આપવો એ આપણું કર્તવ્ય છે. કલાના સેવન દ્વારા આપણે એ કર્તવ્ય સારી રીતે બજાવી શકશું.

ડૉ. બેસન્ટની કેળવણી અને કલા વિષેની સંક્ષેપમાં રજુ કરેલી આ ઉન્નત ભાવના આપણા જીવનમાં ઉતારવાને શક્તિશાળી થઇએ, એજ આજના 'મંગલ પર્વે' આર્થીશું.

# વૃત્તિવિજ્ઞાનના અભ્યાસી ડૉ. બેસન્ટ

શ્રી. હરજીવન, મહેતા

ડૉ. બેસન્ટની વિચારણા મુજબ સાચો ધર્મ એ કહેવાય કે જે જીવાત્માને આત્મસાક્ષાત્કાર કરવાનો માર્ગ બતાવે, માનવનીતિમાં ઐક્ય વધારે અને ચારિત્ર્ય-શુદ્ધિ પર ખાસ ભાર મૂકે; સાચી કેળવણી એ કહેવાય કે જે જીવાત્માના શારીરિક, હાર્દિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસમાં સહાય કરે અને તેને સ્વશિક્ષણ, સ્વનિયમન, સ્વપરિક્ષણ, સ્વરક્ષણ અને સ્વપોષણની દિશા બતાવે; સાચી સમાજ સુધારણા એ કહેવાય કે જે જીવાત્માના વિકાસમાં વિઘ્ન રૂપ થતાં બંધનો, રૂઢીઓ અને રીતરિવાજોને, સમજપૂર્વક દૂર કરે; સાચું રાજકારણ એ કહેવાય કે જે મનુષ્ય માત્રને સંયમ, સમભાવ અને સેવાભાવ સાથેની સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં સહાય કરે; અને પ્રજા જીવનને સુવ્યવસ્થિત બનાવે. આવી સર્વદેશીય સુધારણામાં આગેવાની લેવા ઇચ્છનારે વૃત્તિવિજ્ઞાનનો અભ્યાસ કરવાની જરૂર છે કે જેથી તે મનુષ્ય સ્વભાવ સમજીને લોકોને જુદી જુદી દિશામાં યોગ્ય માર્ગદર્શન કરાવી શકે. પરદેશી શરીર હોવા છતાં ડૉ. બેસન્ટે હિંદમાં ધાર્મિક, સામાજિક, રાજકીય અને કેળવણીક્ષેત્રમાં ખૂબ કામ કર્યું તેનું રહસ્ય એ હતું કે તેમણે યોગવિદ્યાનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ અભ્યાસ કર્યો હતો, અને યોગવિદ્યાના એક અંગ તરીકે વૃત્તિવિજ્ઞાનનું પણ સારૂ જ્ઞાન મેળવ્યું હતું.

ડૉ. બેસન્ટે A Study in Consciousness નામનું પુસ્તક પ્રગટ કરેલું છે. તેના પહેલા ભાગમાં ભાન, આત્મભાન ને શરીરનું બંધારણ સમજાવેલ છે અને બીજા ભાગમાં વૃત્તિવિજ્ઞાન આપેલું છે.

### વૃત્તિવિજ્ઞાનનો ટુંકસાર

બહારની સજીવ-નિર્જીવ વસ્તુઓના સંસ્પર્શથી, આંદોલનથી મનુષ્યના શરીર હૃદય અને મન પર અસર થાય છે. આ અસરથી જીવનમાં સંવેદન ઉત્પન્ન થાય છે. આવાં અનેક સંવેદનો થતાં સુખ કે દુઃખની લાગણી ઉદ્ભવે છે. આવી અનેક લાગણીઓ ઉત્પન્ન થતાં સુખ આપતી વસ્તુ પ્રાપ્ત કરવાની અને દુઃખ આપતી વસ્તુ દૂર કરવાની રાગદ્વેષાત્મક વાસના જન્મે છે. આવી વાસના વધતાં તે બે વૃત્તિઓ: પ્રેમ-વૃત્તિ અને ધિક્કાર વૃત્તિમાં બદલાઇ જાય છે. પછી પ્રેમ પ્રધાન વૃત્તિમાં સદ્દગુણો અને ધિક્કાર પ્રધાન વૃત્તિમાંથી દુર્ગુણો અને આ બંનેના મિશ્રણથી મિશ્ર ભાવનાઓ ઉદ્ભવે છે. પ્રેમપ્રધાન વૃત્તિઓ સદ્દગુણો કુટુંબમાં, ગામમાં, કોમમાં, પ્રજામાં, માનવજાતિમાં કુસંપ કલેશ વધારે છે, ભાગલા પાડે છે, તથા વૈરવૃત્તિને પોષે છે.

### કૌટુંબિક સદ્દગુણો-દુર્ગુણો

પ્રેમવૃત્તિ ગૃહમાં ત્રણ કૌટુંબિક સદ્દ-ગુણોને જન્મ આપે છે: વડીલ પ્રત્યેનો પ્રેમ મન્માનનો ગુણ, સરખા પ્રત્યેની પ્રેમવૃત્તિ મિત્રતાનો ગુણ અને નાના પ્રત્યેની પ્રેમવૃત્તિ સહાયકભાવનો ગુણ બને છે. આ ત્રણ સદ્દ-ગુણો કુટુંબભાવનાને દૃઢ કરે છે

ધિક્કારવૃત્તિ ગૃહમાં ત્રણ દોષોને જન્મ આપે છે. વડીલ પ્રત્યેનો ધિક્કાર ભયમાં, સરખા પ્રત્યેનો ધિક્કાર વૈરમાં અને નાના તરફનો ધિક્કાર જુલમીપણામાં પરિણમે છે. આ ત્રણ દોષો કુટુંબના ટુકડા કરે છે.

### જાહેર જુસ્સો: માનવપ્રેમ: ભૂતદયા:

ગૃહમાં જો ત્રણ કૌટુંબિક ગુણો સારી રીતે કેળવાયા હોય તો તે ઘરમાં, ગામમાં, કોમમાં, દેશમાં જ્યાં જ્યાં પોતાનાથી કોઇ

મોટું હોય તેમના તરફ સન્માન, જ્યાં જ્યાં કોઈ સરખું હોય તેમના તરફ મિત્રના અને જ્યા જ્યાં પોતાના કરતા કોઇ નાનું હોય તેમના તરફ સહાયક ભાવે વર્તવું એ સજ્જનની–દરેક શહેરીની ફરજ છે એમ સમન્વય છે. જે દેશમાં જે પ્રજામાં આવો જાહેર જુસ્સો હોય અને જે દેશના લોકો દેશના દરેક દેશ બંધુ કે ભગિનીને સુખે સુખી અને દુઃખે દુખી બને છે. તે દેશનો જાહેર જુસ્સો માનવ પ્રેમમાં પરિણમ્યો છે અને તે દેશના લોકો સ્વતંત્રના કરતાંય પરસ્પર તંત્રના અને આન્તર રાષ્ટ્રીય ઐક્યમાં માનતાં થાય છે. અને જગતની આન્તર રાષ્ટ્રીય પ્રવૃત્તિને વેગ આપવા બનતું કરે છે. છેવટે માનવપ્રેમ પણ ભૂતદયા સર્વ પ્રાણી પ્રત્યેના મિત્રતામાં બદલાઇ જાય છે. આ રીતે પ્રેમવૃત્તિનો અભ્યાસ કરી તેને સમજપૂર્વક ખીલવવામાં આવે તો કુટુંબ, ગામ, કોમ, દેશ, માનવજાતિ અને ભૂતપ્રાણુ માત્રમાં ક્રમશઃ બંધુભાવ પ્રકટી વિશ્વ-બંધુત્વમાં વિરમે છે અને નાનો એવો 'અહમ્' પરિણામે 'સોહમ્' બની જાય છે.

### વિશ્વ યુદ્ધનું બીજ

ધિક્કારની વૃત્તિ જો પોષવામાં આવે તો તે કુટુંબની માફક ગામમાં, કોમમાં, દેશમાં, અને માનવજાતિમાં વૈર ઝેરને વધારે છે; મજબૂત કરે છે અને જ્યાં ત્યાં આંદોલનોહેતુ યુદ્ધ અને વિશ્વ યુદ્ધ ખડાં કરે છે. માટે કુટુંબમાંથી, ગામમાંથી, કોમમાંથી, દેશમાંથી, ધિક્કાર વૃત્તિ દૂર કરવાના પ્રબળ પ્રયત્ન કરવાની મો કોઇ સજ્જનને સાચા શહેરીને જરૂર છે.

### વૃત્તિ અને વિચારનો સુમેળ

પ્રેમવૃત્તિ વિસ્તારવો અને દ્વેષવૃત્તિ દૂર કરવા માટે મનુષ્યમાં વૃત્તિ અને વિચારનો સુમેળ સાધવાની જરૂર છે. કેટલાક લોકોમાં વૃત્તિ પ્રબળ હોય છે અને વિચાર નિર્બળ હોય છે. આવા લોકો આવેશ પ્રધાન બની જાય છે અને આવેશમાં આડે માર્ગે ચઢી જાય છે અને આવેશ શાન્ત થઇ જતાં આવેગ પણ અટકી પડે છે કેમકે માર્ગદર્શન કરાવનાર દૃઢ વિચાર તેઓમાં નથી. કેટલાક લોકોમાં વિચાર પ્રબળ હોય છે. અને વૃત્તિ બહુ નબળી હોય છે આવા લોકો મોટી મોટી વાતો કરે છે. ઘણી ઘણી કલ્પનાઓ કરે છે પણ તેનું પરિણામ કંઇ લાવી શકતા નથી. કેમકે વિચારને વેગ આપનાર પ્રબળ વૃત્તિ તેઓમાં નથી. પોતાની દરેક પ્રવૃત્તિમાં માર્ગદર્શન, વ્યવસ્થા અને ઉત્સાહ સતત મળતાં રહે એમ જો આપણે ઇચ્છતા હોઇએ તો આપણે સૌએ સદ્વૃત્તિ અને સદ્વિચાર બન્નેને મજબૂત બનાવવા જોઇએ અને આ બંનેનો સુમેળ સાધવા શીખવું જોઇએ.

### વૃત્તિનિગ્રહ

મનુષ્યે, સદ્વૃત્તિના પણ માલીક બનવું જોઇએ. ગુલામ નહિ. વૃત્તિ જ્યાં ખેંચે ત્યાં ખેંચાઇ જવું નહિ પણ દરેક વૃત્તિને સંયમમાં રાખવી અને તેને આત્મવિકાસનાં અને માનવ સેવાના સાધન રૂપ બનાવવી.

### નિગ્રહની રીતિ

વૃત્તિનો નિગ્રહ કરવા ઇચ્છનારે (૧) રોજ સવારમાં વહેલા ઉઠી શરીર શુદ્ધ કરી થોડો વખત શાન્ત બેસવા પ્રયત્ન કરવો. શાન્ત બેસવું એટલે માત્ર શરીરની ક્રિયાઓ બંધ કરવી એટલું જ નહિ પણ હૃદયની વૃત્તિઓ અને મનના વિચારોને પણ બંધ કરી, શરીર હૃદય અને મનના પર માલિકી-હક્ક સિદ્ધ કરવો. પછી પોતે નક્કી કરેલી સદ્વૃત્તિનો અભ્યાસ અને વિકાસ રોજ થોડો થોડો સમજપૂર્વક કરવો અને જ્યારે જરૂર પડે ત્યારે તે વૃત્તિનો ઉપયોગ કરવાનો નિશ્ચય કરવો અને દિવસ જાય તે પ્રમાણે વર્તવું.

(૨) ઉપઃ સ્નાનનું ધ્યાન પુરૂ કરી

દિવસના ક્યાં ક્યાં જવાનું થશે, કોને કોને મળવાનું થશે, શું શું કામ કરવાનું હશે અને ત્યાં ત્યાં કેવી કેવી સદ્વૃત્તિઓનો ઉપયોગ કરવો પડશે તેની યોજના વિચારી જવી અને તેનો અમલ કરવાનો સંકલ્પ કરવો.

(૩) કોઈની પણ સાથે વાત કરવા પહેલાં શું વાત કરવી છે, તે કઈ રીતે કરવાની છે, એટલે કેવા અવાજથી, કેવા શબ્દોથી, કેવા ભાવથી કરવાની તે વિચારી જવું અને વિચાર્યા સીવાય કંઈ પણ નહિ બોલવાની ટેવ પાડવી.

(૪) આવેશ હોય ત્યારે કંઈ પણ બોલવું કે કંઈ કરવું નહિ એવો નિશ્ચય રાખવો.

(૫) કોઈ મંડળીમાં કે સભામાં કોઇ એક માણસ બોલતું હોય ત્યારે મૌન સેવવું અને વગર પૂછયે અભિપ્રાય આપવા તૈયાર થવું નહિ.

ઉપર મુજબ પ્રયત્ન કરતાં વૃત્તિ ઉપર સારો સંયમ જામશે.

### વૃત્તિનો સાધન તરીકે ઉપયોગ

વૃત્તિશાસ્ત્રનો અભ્યાસી દરેક વૃત્તિને આત્મવિકાસના અને જનસેવાના સાધન તરીકે વાપરી શકે છે. પોતાનું બુરૂં ઇચ્છનાર કે બુરૂં કરનારના તરફ તે શુભેચ્છા પાઠવે છે. ક્રોધ કરનારના તરફ તે પ્રેમ બતાવે છે, ધુરકનાર તરફ નમ્રતા બતાવી શકે છે. પોતામાંથી વેર વૃત્તિને નાબુદ કરીને જગતમાંથી એટલી વેર વૃત્તિ ઓછી કરે છે, સદા, સર્વથા અને સર્વત્ર પ્રેમ વૃત્તિથી વર્તીને જગતમાં પ્રેમ ભાવનો વધારો કરે છે.

### વૃત્તિ અને વિચારનો આરોગ્ય સાથે સંબંધ

મનુષ્યના સાચા આરોગ્યનો સંબંધ તેનાં વૃત્તિ અને વિચારની સાથે સવિશેષ છે. ખરાબ વૃત્તિ અને ખરાબ વિચાર સ્થૂલ શરિરમાં જુદા જુદા રોગો ઉત્પન્ન કરે છે. સદ્વૃત્તિ અને સદ્વિચાર સ્થૂલ શરીરનું આરોગ્ય વધારે છે. જે મનુષ્ય સુખી લોકો પ્રત્યે મિત્રભાવ, દુઃખી લોકો પ્રત્યે કરૂણાભાવ, પુણ્યશાલી પ્રત્યે મુદિતાભાવ અને પાપીના પાપીકર્મ તરફ ઉપેક્ષાભાવ રાખે છે અને શરીરના આહારવિહારની શુદ્ધિ અને તે બાબતમાં સંયમ જાળવે છે તે મોટે ભાગે તંદુરસ્ત રહે અને દીર્ઘાયુ થાય છે. પ્રારબ્ધયોગથી માંદગી આવે તો તે આનંદપૂર્વક ભોગવી લે છે.

ડૉ. બેસન્ટ વૃત્તિવિજ્ઞાનના સારાં અભ્યાસી હતાં એટલું જ નહિ પણ તે પ્રમાણે આચરણ રાખનારાં હતાં. માટે અનેક દેશોમાં અનેક લોકોનો પ્રેમ અને સહકાર તેઓ મેળવી શક્યાં હતાં, અને અનેક સત્ પ્રવૃત્તિઓ પ્રારંભી અને નિભાવી શક્યાં હતાં.

અત્યારે જ્યારે હિંદ અને પાકીસ્તાનમાં તેમજ જગતના ઘણાં ભાગોમાં કુસંપ કલેશ અને વૈરભાવ વધી રહ્યા છે ત્યારે તેને સમજપૂર્વક દૂર કરવા માટે વૃત્તિવિજ્ઞાનના અભ્યાસ અને આચરણની ખૂબ જરૂર છે. અંતરની વૈરવૃત્તિ બહારના કાયદાથી, ગોળીબહારથી કે એટમ્ બોમ્બના ધડાકાથી દૂર થશે નહિ પણ અંદરથી પ્રેમવૃત્તિ ખીલવવાથી દૂર થશે.

વૃત્તિવિજ્ઞાનનો સવિશેષ અભ્યાસ કરવા ઇચ્છનાર વાચકને ડૉ. બેસન્ટનું પુસ્તક A Study In Consciousness અને બાબુ ભગવાનદાસનું પુસ્તક Science Of Emotion વાંચવા સપ્રેમ વિનંતિ છે.

જય બેસન્ટ

# ડૉ. એની બેસન્ટની સત્યનિષ્ઠા

શ્રી. ચિમનલાલ મ. ડૉકટર

શ્રીમતી એની બેસન્ટ હિન્દભરમાં 'બેસન્ટ મૈયા' તરીકે ૧૯૧૫ના અરસામાં 'હોમરૂલ લીગ' ચળવળના આદ્ય સ્થાપક તરીકે ઓળખાતાં. તેમનું અંગ્રેજી વકતૃત્વ આખી દુનિયામાં અનુપમ હતું. તેમની સત્યનિષ્ઠા એટલી જ પ્રખર હતી. તેઓ એક વખતે ચાર્લ્સ બ્રેડલોના સાથી તરીકે નાસ્તિક હતાં અને મૅડમ બ્લૅવટ્સ્કીનું 'સીક્રેટ ડૉક્ટ્રીન' (Secret Doctrine) એ વિશાળ ભાગમાં પ્રગટ થયેલું પુસ્તક વાંચી જતાં તેઓ પકકાં 'થીઑસૉફિસ્ટ' બન્યાં. તેમના લાંબા જીવનકાળમાં શરૂઆતની યુવાનીમાં તેમણે માનેલા સત્ય ખાતર તેમના પતિ પાદરી બેસન્ટ સાથે તેમને ગંભીર મતભેદ પડયો અને સંતાનનો વિયોગ સહન કરીને જૂદા પડવું પડ્યું. આ સત્યનિષ્ઠા તેમણે જિંદગીભર પાળી હતી. આ સત્યનિષ્ઠાને લીધે રાજકીય ક્ષેત્રમાં તેમને મહાત્મા ગાંધીજી સાથે ગંભીર મતભેદ થયો અને આ ક્ષેત્રમાંથી નિવૃત્ત થવું પડયું. તેઓ 'ઇન્ડો-બ્રિટિશ કૉમનવેલ્થ'માં માનતા હતાં અને તેથી બ્રિટનથી તદ્દન છૂટું પડેલું સ્વતંત્ર હિન્દ ઇશ્વરી યોજના બહાર હોવાનું કહેતાં હતાં. એમ કહે છે કે, હિન્દના રાજકીય ક્ષેત્રમાં ઝંપલાવવા તેમને 'થીઑસૉફિકલ સોસાયટી'ના સ્થાપક મહાત્માઓ પણ જેમની આજ્ઞાનું અનુસરણ કરી રહ્યા છે તે મહાન વ્યક્તિ ભગવાન સનતકુમારનો ચંભાલામાં આદેશ મળ્યો હતો તથા હિન્દના સંરક્ષક 'અગસ્ત્યમુનિ'ની દોરવણી મળી હતી, પરંતુ તે વખતે હિન્દના નસીબમાં આઝાદી નહિ હોય તેથી નેતાઓમાં મતભેદ પડયા અને 'The Commonwealth of India Bill'નું બીજું વાચન પાર્લામેન્ટમાં થઇ ન શકયું. તે મુસદ્દો જો આપણા નેતાઓએ સ્વીકાર્યો હોત તો હિન્દે આજે જે દરજ્જો 'ડુમિનિયન સ્ટેટસ'નો પ્રાપ્ત કર્યો છે તે ડૉ. બેસન્ટની સેવાના પરિણામે ૧૯૨૫માં જ પ્રાપ્ત કર્યો હોત. એ બિલનો પાયો 'ગ્રામરાજ્ય' જ હતો, તેમ ચૂંટણીની પદ્ધતિ સર્વોચ્ચ લોકસભા માટે આડકતરી જ હતી—જેની તરફેણ મહાત્માજી પણ લાંબા વખતથી કરે છે. ગમે તેમ હોય, પણ તે વખતે 'વિભકત હિન્દ'નો તો કોઇને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નહોતો. હિન્દી રાષ્ટ્રીય મહાસભાનો પાયો એક અંગ્રેજ એ. ઓ. હ્યુમે નાખ્યો હતો. અને દાદાભાઇ નવરોજીએ તે પાયો પૂર્યો હતો. લોકમાન્ય બાલ ગંગાધર તિલકે દેશભરના યુવાનોને પોતાના સાથીદારો શ્રી. અરવિન્દ ઘોષ, બિપિનચંદ્ર પાલ તથા લાલા લજપતરાયની મદદથી ખૂબ પ્રેરણા આપી ભોગ આપતા કર્યા હતા. બેસંટ મૈયાએ તેમાં 'હોમરૂલ લીગ' દ્વારા હિન્દના આઝાદીના આદર્શને પાણી પાઇ પલ્લવિત તથા કુસુમિત કર્યો હતો, અને મહાત્મા ગાંધીજીએ આ માટે પ્રજા પાસે ભારે ભોગ અપાવી આઝાદીનું ફળ પ્રજાના ખોળામાં આણી આપ્યું છે. આ ફળની મિષ્ટતામાં 'વિભકત હિન્દ'નું હલાહલ ભળ્યું છે પરંતુ નીલકંઠ ભગવાન શંકર એ ઝેરને પી જઇ દેશનું ફરી ઐકય સાંસ્કૃતિક પાયા પર સ્થાપી અમૃતનું પાન કરાવશે એવો મને ભરોંસો છે. શ્રીમતી બેસંટ એ અનેક પહેલ વાળો હીરો હતો. તેમણે જે જે ક્ષેત્રમાં ઝંપલાવ્યું તે દરેક ક્ષેત્રમાં તેમને સુંદર સફળતા મળી હતી. કાશીના હિન્દુ

વિશ્વવિદ્યાલયનો વિકાસ શ્રી બેસંટે સ્થાપેલી Central Hindu College ( સેન્ટ્રલ હિન્દુ કૉલેજ )માંથી થયો છે એ વાત આપણે ન ભૂલીએ.

'થીઓસોફી 'ના ક્ષેત્રમાં તેમની સેવાઓ અપૂર્વ છે. તેમણે બિશપ લેડબીટર સાથે સહકાર કરી ' કર્મ તથા પુનર્જન્મ 'ના સિદ્ધાન્તનો અમલ કર્મના નિયામકો કેવી રીતે કરે છે તે સંબંધી ' અધ્યાત્મ-તપાસણી તથા પ્રયોગો' અને શાસ્ત્રીય સંશોધન કરી પુસ્તકો બહાર પાડયા છે; તથા માનવ-જાતની શરૂઆત, કયાંથી કેવી રીતે થઇ તથા ભવિષ્યમાં કેવો વિકાસ થવાનો છે તે સંબંધી વિદ્વત્તાપૂર્ણ પુસ્તક 'Man, How, Whence & Whither' સહકર્તાઓ તરીકે લખ્યું છે તથા આ શોધખોળને ટેકો આપતું થી. જે. કૃષ્ણમૂર્ત્તિના જીવન સાથે સંકળાયેલા પૂર્વજન્મના ઋણાનુબંધના સાથીઓના તથા કૃષ્ણમૂર્ત્તિના પૂર્વજન્મના જીવનપ્રસંગો આલેખતું પુસ્તક ' Lives of Alcyone ' બે ભાગમાં પ્રકટ કર્યું છે. આ પુસ્તકો ' કર્મ તથા પુનર્જન્મ 'ના સિદ્ધાન્ત કેવી રીતે કામ કરે છે તે ઉપર સુંદર પ્રકાશ નાંખે છે. ડૉ. બેસન્ટે શ્રી લેડબીટર સાથે ' અધ્યાત્મ-રસાયનશાસ્ત્ર 'માં શોધખોળ કરી ' Occult Chemistry ' પાડી છે. કહેવાની મતલબ એ છે કે શ્રીમતી બેસન્ટની સત્યનિષ્ઠા જોતાં તેમની પોતાની માન્યતા પ્રમાણે તથા પ્રત્યક્ષ જે દશ્યો પૂર્વજન્મના તેમને 'આકાશી દફતર' (Astral Light) વાંચતાં નજરે પડયાં તે મુજબ, તેમણે વિશ્વને તે સંબંધી અનુપમ માહિતી પૂરી પાડી છે. જો કે શ્રી. કૃષ્ણમૂર્ત્તિ શ્રી. મૈત્રેય ભગવાનના આવેશાવતાર હોવાનો પ્રચાર થઇ આ સર્વ શોધખોળ કદાચ એની બેસન્ટ તથા બિશપ લેડબીટરની ભ્રમણાઓ તો નહિ હોય, એવી શંકા ઘણા સાચા થીઓસોફિસ્ટોના મનમાં ઉત્પન્ન કરી તેમને થીઓસોફિકલ સોસાયટીથી જુદો ચોકો સ્થાપવા પ્રેર્યા હતાં. તેમ છતાં ડૉ. એની બેસન્ટની સત્યનિષ્ઠા જોતાં, તેમણે જાણી જોઇને દુનિયાને ઠગવા બિશપ લેડબીટર સાથે મળી જઇ કાવતરું કરી આ પુસ્તકો બહાર પાડયાં હતાં એમ માનવા હું આગ્રહપૂર્વક ના પાડું છું.

ડૉ. એની બેસન્ટના જીવનચરિત્રમાં મહાત્મા ગાંધી સંબંધે તેમના વિચારો તથા પૂર્વગ્રહો આપણને પસંદ પડે એવા નહોતા, તેમ અસહકારની હિલચાલ દબાવવા માટે પરદેશી સરકારે દમનના ભયંકર પગલાં લીધાં હતાં ત્યારે ' ' Brickbats must be answered with bullets. ( ઈંટ-પત્થરનો સામનો ગોળીમારથી જ થાય ) એવા ઉદ્ગાર એમણે કાઢયા હતાં, એ વાત આપણને જરૂર ખટકે છે; તો પણ ડૉ. એની બેસન્ટની આ માન્યતા તેમના અંતરના અવાજને અનુસરીને હોવાથી દેશભરના પૂર્ણ વિરોધી વાતાવરણમાં આમ ખુલ્લી રીતે તેમનાં જેવાં દેશનેતાએ જાહેર કરવું એ માટે હિંમત માંગી લે છે, અને પોતે માનેલા સત્યની ખાતર જીંદગીભરની લોકપ્રિયતાનો ભોગ આપવાની તત્પરતા આપણી પ્રશંસા માંગી લે છે.

ડૉ. એની બેસન્ટની આ શતાબ્દિના પ્રસંગે આપણે એમના ગુણો અપનાવીએ અને દોષદૃષ્ટિને ફગાવી દઇએ એજ આજે આપણને શોભે છે. પૂર્ણ તો પ્રભુ છે; સર્જાયલાં દરેક પ્રાણી અપૂર્ણ છે, પછી તે ગમે તેટલી મહાન વ્યક્તિ હોય. મહાત્મા ગાંધીજી પણ આપણી દૃષ્ટિએ પોતાની ' હિમાલય જેવડી ભૂલો ' કર્યાનું કબૂલ કરે છે. ડૉ. એની બેસન્ટના જીવનમાં પણ એવી ભૂલો થઇ હોય તો પણ તે માનવ-સ્વભાવને અનુસરતી હોવાથી આપણે તે આજે ન સંભારીએ, પણ ગુણગ્રાહક જ બનીએ.

---

# પુરુષાર્થ-પ્રતિભા પ્રારબ્ધની દ્રષ્ટિએ. શ્રી. બાબુભાઈ એચ. શાહ.

વિશ્વવિભૂતિ મૈયા બેસન્ટ ઈ. સ. ૧૮૪૭ ઑકટોબર માસની પહેલી તારીખે સાંજના ૫-૨૦ કલાકે જન્મ પામ્યાં. જીવનની કેટલીય વિટંબણાઓ, સાંસારિક મુશ્કેલીઓ, ઇત્યાદિ ઝંઝાવાતોમાંથી તેમણે પોતાના જીવનનું-સંકલ્પ બળ, આત્મિક શક્તિઓ, સંયમ, સેવા, સાધના, ભકિત અને ઉપાસના દ્વારા-અજબ પરિવર્તન કર્યું. રાજકીય, શિક્ષણીય, સામાજિક, ધાર્મિક ઇત્યાદિ ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં તેમણે પોતાનો સંપૂર્ણ સેવા-ફાળો આપ્યો અને ભારત માતાની મુકિતમાં જીવન સર્વસ્વ સમર્પણ કર્યું, તથા સંપૂર્ણ સાક્ષાત્કારનો અનુભવ કર્યો.

આવી મહાસિદ્ધિ પ્રાપ્ત કરનાર યોગિનીના જીવનને, અંકવિદ્યા, જ્યોતિષશાસ્ત્ર, હસ્તરેખા ઇત્યાદિ ભવિષ્યદર્શન કરાવનાર શાસ્ત્રોનાં પ્રમાણોથી અવલોકતાં એક નવિન માર્ગદર્શન પ્રાપ્ત થાય છે, અને એમનામાં રહેલી ગૂઢ શકિત પણ જાણી શકાય છે. જે કે ગ્રહબળ કરતાં આત્મબળ પર છે. ( Spiritual Powers are higher than Astral powers ) અને તેથી જ સાક્ષાત્કારની કક્ષા સુધી પહોંચનાર વિભૂતિઓ માટે ગ્રહબળ, સંખ્યા બળ, અને રેખાબળ બધું જ જરા અર્થવિહોણું બને છે. પરંતુ ગ્રહબળ, વગેરેની અસરો આધ્યાત્મિક શકિતઓ દ્વારા કેટલી નરમ થઈ શકે છે, તે આ લેખ ઉપરથી સમજી શકાય છે.

હવે આપણે ડૉ. એસન્ટના નામ ગુણો-શકિત ઇત્યાદિનું અવલોકન અંકવિદ્યાના શાસ્ત્રની મદદદ્વારા કરીએ. સંખ્યાશાસ્ત્રમાં દરેક ગ્રહો-અક્ષરો વગેરેને આંકડામાં ફેરવવામાં આવ્યા છે અને તેના ઉપરથી ફળવિધાન કરવામાં આવે છે. દરેક આંકડામાં પ્રેરણાબળો હોય છે કે જે મનુષ્યના જીવન ઉપર અસર કરે છે. જૂના સમયમાં આ શાસ્ત્ર પ્રચલિત હતું, પણ એની ઉત્પત્તિના હેવાલો નાશ પામ્યા છે. ઇજીપ્તના પ્રાચીન ગ્રંથોમાં આ શાસ્ત્ર ઉત્તમ ગણાયું છે. તે શાસ્ત્રોમાં દરેક અક્ષરો-ગ્રહોની શકિત બતાવી છે તે મુજબ અત્રે ફળ આપવામાં આવ્યું છે.

આ શાસ્ત્રમાં દરેક અક્ષરોને તથા ગ્રહોને જે નંબર આપ્યા છે તેને Mystic Value of Numbers કહેવાય છે. હવે નામ, જન્મ તારીખ ઇત્યાદિ, અક્ષરોમાંથી આંકડામાં ફેરવી તેના સ્વતંત્ર અંક બનાવવા અને તે ઉપર ફળવિધાન કરવું તે ન્યુમેરોલોજી શાસ્ત્રમાં ખાસ મહત્ત્વનું છે.

આ આધારે ડૉ એની બેસેન્ટના નામની સંખ્યા બનાવીએ તો નીચે મુજબ થાય.

| | | |
|---|---|---|
| Annie | Besant | જન્મ તારીખ |
| ૧૧ | ૨૦ | ૧-૧૦-૧૮૪૭ |
| ૮ + | ૨ = ૧૦ = ૧. | જેનો મુખ્ય અંક ૧ |

આ એક નંબર સૂર્યનો છે. આ નંબરની અસર નીચે આવનાર, સંપૂર્ણ સ્વતંત્ર વિચારક, નવિન તત્ત્વવિચારક આદર્શમય, દૃઢનિશ્ચયી તથા રજીવા હોય છે. કોઈ પણ કાર્ય પૂર્ણ ન થાય ત્યાં સુધી તેઓ ઝંપતા નથી. જીવનમાં તેઓ ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરે છે. ધર્મ-તત્ત્વમાં તેઓ ઊંડા ઉતરે છે, વળી જીવનમાં સારું માન-કીર્તિ સંપાદન કરે છે. આ મુજબ ૧ ની અસર હોય છે, જે આપણે

શ્રી બેસન્ટના જીવનમાં સંપૂર્ણપણે જાણી શકીએ છીએ.

નવથી ઉપરના આંકડાઓ એ ફક્ત સ્વતંત્ર આંકડાઓથી જ બનેલા હોય છે, પણ તેમની સ્વતંત્ર સંજ્ઞાઓ છે. જે ચિન્હના રૂપમાં, ઇજીપ્તના પ્રાચીન સ્થળો ઉપર પણ કોતરેલી છે. તેમાં ૧૭ અને ૨૦ ના આંકડાનું વર્ણન નીચે મુજબ કરવામાં આવ્યું છે.

ANNIE=17=This is highly spiritual Number and is expressed in symbolism by The 8-pointed Star of venus-a symbol of "Peace and Love." It is also Called "The Star of Maji" and expresses that the person it represents has risen superior in spirit to the trials and difficulties of his life or his career. It is Considered a "Number of immortality and that, the person's name "lives after him."

BESANT=20=This number is called "The Awakening"; also "The Judgment." It is symbolised by the figure of a winged angel sounding a trumpet, while from the below a man, a woman, and a child are seen rising from a tomb with their hands clasped in prayer. This number has a peculiar interpretation : The awakening of new purpose, new plans, new ambitions, the call to action, but for some great purpose, cause or duty. It is not a material number, and consequently is a doubtful one as far as worldly success is concerned. If it is used in relation to a future event, it denotes delays, hindrances to one's plan, which can only be conquered through the development of the spiritual side of the Nature.

આ ઉપરથી આપણે સ્પષ્ટ રીતે સમજી શકીએ છીએ કે શ્રીમતિ એનીબેસન્ટમાં કેવા પ્રકારની શક્તિઓ આવિર્ભાવ પામેલી હતી. અધ્યાત્મજ્ઞાન માટેની આકાંક્ષા, મહત્વાકાંક્ષા અને મહાન પદ, ૨૦ નો અંક સ્પષ્ટ સૂચવે છે. અને ગૂઢ-ગંભીરતા, પ્રેમ-સેવાભાવના ૧૭ મો અંક સૂચવે છે. સાંસારિક આફતો-લગ્નજીવનની નિષ્ફળતા અને તેમાંથી પરિણમેલી આધ્યાત્મિક ઉન્નતિ-એ ખાસ મહત્વની વસ્તુ પણ આમાંથી સમજી શકાય છે.

આ ૧૭ અને ૨૦ નો સરવાળો સ્વતંત્ર રીતે કરતાં; ( ૧૭ = ૧ + ૭ = ૮ અને ૨૦ = ૨ + ૦ = ૨ ) ૮ અને ૨ આવે છે, જેનો સરવાળો ૧૦ થાય છે.

10–Symbolised as "wheel of Fortune." It is a number

of honour, of faith and Self Confidence. It is fortunate in the sense that one's plans are likely to be carried out.

આ વર્ણને ઉપરથી એટલું તો જણાઈ આવે છે કે તેમને અધ્યાત્મજ્ઞાનની ઊંડી આકાંક્ષા હોય અને તે તેમની આત્મિક શક્તિઓ–પ્રયત્નોથી જ પૂર્ણ થાય અને આવી સતત પ્રયત્નશીલ યોગિની, સંયમ–તપ–સાધના, ભક્તિ ઇત્યાદિ દ્વારા સાક્ષાત્કારની કક્ષા પ્રાપ્ત કરે એ સહજ છે. તેણીની તમામ યોજનાએ આજે ફલીભૂત થયેલી આપણે જોઈ રહ્યાં છીએ. આગળ કુંડળીમાં ગ્રહો આ વસ્તુનું સ્પષ્ટ સૂચન કરતા નથી પણ આધ્યાત્મિક શક્તિ દ્વારા આટલે ઊંચે ગ્રહોની વિપરીત પરિસ્થિતિ છતાં ચઢવું પણ બીલકુલ શકય છે એમ મારૂ માનવું છે.

હવે આપણે વર્ષસંખ્યા લઈએ. તેમનો જન્મ ૧૮૪૭ માં થયો. ( ૧ + ૮ + ૪ + ૭ = ૨૦ ) જેનો સરવાળો ૨૦ થાય. ૧૮૪૭ + ૨૦ = ૧૮૬૭. આ જીવનનું પ્રથમ અગત્યનું વર્ષ. આ વર્ષમાં તેમનાં લગ્ન થયાં. વધુમાં ૧ અને ૪ એ સાથે રહેલા નંબરો છે. અને અહીં પણ જન્મ તારીખનો અંક તથા નામનો અંક પણ એકમાં પરિણમે છે. અને જન્મ તારીખ ૧–૧૦–૧૮૪૭ ને આપો અંક પણ ૪ માં પરોણમે છે. ( ૧ + ૧ + ૦ + ૧ + ૮ + ૪ + ૭ = ૨૨ = ૪ ). આ એક અને ૪ નંબર તેમના ૮૬ મા વર્ષમાં સાથે થયાં ૮ + ૬ = ૧૪. જેમાં તેમનું આયુષ્ય પૂર્ણ થયું. આ ૧૪ નો સરવાળો પાંચ થયો. અને સપ્ટેમ્બર માસ, નંબર પાંચ નેગેટીવનો મહિનો છે કે જે માસમાં તેમનું મરણ થયું.

હવે જ્યોતિષશાસ્ત્રની દષ્ટિએ જોઈએ.

| | | | |
|---|---|---|---|
| કેતુ | મંગળ લગ્ન | ચંદ્ર | ગુરુ |
| શની | રાશિ | | |
| | | | |
| | | | સૂર્ય બુધ શુક્ર રાહુ |

| | | | |
|---|---|---|---|
| શની | | સૂર્ય | ગુરુ રાહુ |
| | નવમાશ | | શુક્ર ચંદ્ર |
| | | | બુધ |
| કેતુ | મંગળ | લગ્ન | |

પ્લેનેટરી લોન્જીટયુડ

| | |
|---|---|
| સૂર્ય | ૧૬૬°૩૮' |
| ચંદ્ર | ૫૨°૪૦' |
| મંગળ | ૨૪°૫૬' |
| બુધ | ૧૭૬°૨૪' |
| ગુરુ | ૮૮° ૮' |
| શુક્ર | ૧૭૦°૪૭' |
| શની | ૩૧૭°૧૨' |
| રાહુ | ૧૬૯°૨૮' |
| કેતુ | ૩૪૯°૨૮' |
| લગ્ન | ૨૩°૨૦' |

Balance of Moon's Dasha at birth years. 0-0-0

હવે ગ્રહોની દ્રષ્ટિએ મુખ્ય મુદ્દાએનો વિચાર કરીએ. લગ્નસ્થાન મેષનું છે અને તેમાં મેષાધિપતિ મંગળ સ્થાપિત થએલો છે. શનિદેવની દષ્ટિ લગ્નસ્થાન ઉપર છે. બુધ અને રાહુનો સંયોગ પાંચમા ભુવનમાં છે અને શુક્ર તથા રવિદેવ ફક્ત તેઓથી દસ ડીગ્રીથી વધુ દૂર નથી. ચંદ્ર ઉચ્ચનો છે પરંતુ ગુરુની દ્રષ્ટિ તેના ઉપર પડતી નથી. સાતમું ભુવન જોતાં તેના ઉપર મંગળ અને ગુરુની દ્રષ્ટિ છે. પરંતુ શુક્ર નીચનો છે અને

રવિ તથા ગ્રહ સાથે ભેગો થએલો છે. ચંદ્રથી સાતમા ભુવન ઉપર મંગળ અને શનીની દ્રષ્ટિ છે, જે ખરાબ છે. રવિ, શુક્ર અને રાહુનો યોગ ખરાબ છે. લગ્ને મંગળ શની અગીઆરમે અને ગુરુ અષ્ટમેશનો અધિપતિ હોવાથી લાંબુ આયુષ્ય સૂચવે છે.

૧૮૬૭ માં તેમનાં લગ્ન થયાં. ગ્રહોની દ્રષ્ટિએ જોતાં લગ્નજીવન કલેશમય અને અશાંતિમય છે. આ લગ્ન શુક્રભુક્તિની શરૂઆતમાં રાહુદશામાં થયાં. વિચારોની ભિન્નતા-સ્વતંત્ર તત્ત્વચિંતકવૃત્તિ તેમને-વિપયોગ તરફ દોરી ગયાં અને તે રાહુ દશાના અંતભાગમાં જ બન્યું. ગુરુદશાની શરૂઆતમાં જ એઓ National Secular Societyમાં જોડાયાં અને મહાન સ્વતંત્ર વિચારક Charles Bradlaughના સંસર્ગમાં આવ્યાં. વળી શની-ભુક્તિમાં બ્રેડલો અને બેસન્ટ બન્નેને Malthusian pamphlet પ્રસિદ્ધ કરવા માટે પકડવામા આવ્યાં, પણ શનીની અસર સારી હોવાથી તેઓને પાછળથી છોડી મૂકવામા આવ્યાં.

શનીની દશા ઉત્તમ પ્રકારનું ફળ સૂચવી ગઇ. કારણ કે તે સમયમાં તેઓ Madame Blavatskyની વિચારસૃષ્ટિની અસરમાં આવ્યા. આ બધા સંજોગો જોતાં તેમનામાં આધ્યાત્મિક દ્રષ્ટિ ઉત્તમ હતી તેમ કહ્યા વિના ચાલશે જ નહીં. તેથી, તેઓ થીઓસોફીકલ સોસાયટીનાં પ્રમુખ શની દશાના અંતભાગમા એટલે ૧૯૦૭માં બન્યાં બુધ દશામાં તેમણે હિન્દના રાજકારણમાં અગત્યનો ભાગ લીધો. કુંડળીમાં ગ્રહોની દ્રષ્ટિ જોતાં પણ રાજકીય ક્ષેત્ર માટે સારા યોગ છે. ૧૯૧૭ માં કોંગ્રેસના પ્રમુખ બન્યા. શુક્રદશામાં આયુષ્ય પૂર્ણ થયુ. ૧૯૩૩.

મંગળ પ્રથમભુવનમાં, સૂર્ય દશામાં છે જેથી તેઓના ધર્મ સંબંધી વિચારો નવીન પ્રકારના હતા. ચર્ચ વગેરેની વિરૂદ્ધ પડયાં અને નૂતન ઉત્તમ ધર્મ સ્થાપિત કરવાના વિચારવાળાં થયાં. જેથી તેમણે દયા-ભાવના સેવા ઇત્યાદિ કાર્યક્ષેત્રમાં સારો ભાગ ભજવ્યો. આમ કુંડળીમાં જોતાં, તેમના ગ્રહો તેમનામાં ઉત્તમ બુદ્ધિ, સેવાવૃત્તિ, સહનશીલતા, સ્પષ્ટ વક્તૃત્વ, ઇત્યાદિ ગુણો સૂચવે છે. તેમનાં ભાષણો ઉપર લોકો ગાંડાં થઇ જતાં. તેમનુ વ્યક્તિત્વ જાદુ જેવું અજબ પ્રકારનું હતું. આધ્યાત્મિક જ્ઞાન ઉચ્ચ પ્રકારનું હતું. સાક્ષાત્કાર અને અંતિમ ઉચ્ચકક્ષા ગ્રહો બરાબર સૂચવી શકે નહિ પણ મેં શરૂમાં કહ્યું છે કે, ગ્રહબળ અધ્યાત્મ અને આત્મશક્તિ આગળ ગૌણ બને છે. જેથી ઊંચામાં ઊંચી કક્ષા ઉપર તેઓ જઇ શકે એમ વિના સંશયે કળી શકાય છે.

હવે આપણે હસ્તરેખાના શાસ્ત્રવડે થોડો વિચાર કરીએ. તેમના હાથની છાપ અત્રે આપવામાં આવી છે. હાથનો આકાર જોતાં તે Philosophic Typeનો છે. ધર્મ-યોગ અને અધ્યાત્મવિદ્યામાં ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરી શકાય એવી જાતનો હાથ છે. રેખાઓ પણ સ્પષ્ટ છે બુદ્ધિરેખા બળવાન છે. Logic વેઢો અંગુઠાનો પ્રબળ છે. Will-force ઉત્તમ છે. આયુષ્ય રેખા બળવાન છે. બુદ્ધિ રેખા, બુધરેખા અને શની રેખા મંગળના મેદાન ઉપર Mystic ત્રિકોણ બનાવે છે. ગુરુ બળવાન છે. આયુષ્ય રેખામાંથી ગુરુ ઉપર જતી રેખાઓ મહત્વાકાંક્ષા જ્ઞાનવૃદ્ધિ ધર્મભાવનાનું સૂચન કરે છે સૂર્યરેખા ચંદ્રથી સૂર્ય સુધી જાય છે, જે બળવાન છે. Influence lines બધી જ સીધી અને લાભસૂચક છે. આંગળીઓ ગઠ્ઠાવાળી અને ચિંતનપ્રધાન છે. અંગુઠો પ્રજ્ઞા, પ્રેમભાવના



અને સેવાત્મામ સૂચવે છે. વધુ મહત્ત્વની વસ્તુ એ છે કે ધનરેખા–શનીરેખા શુક્રમાંથી નીકળે છે જે લગ્નજીવનની નિષ્ફળતા સૂચવે છે. તથા વર્ષ ૨૪ ના ગાળામાં શની-રેખા બીજી નીકળે છે. આ રેખાના પ્રભાવવડે તેમણે દરેક ધર્મો અને મતમતાંતરો છોડી સમાજ–સુધારક તરીકે જીવન જીવવાની શરૂઆત કરી. ૨૫ થી ૨૬ મા વર્ષમાં તેમણે કાયદેસર છૂટાછેડા પ્રાપ્ત કર્યો. સૂર્યરેખા, ધનફલુઅન્સરેખાઓ ઇત્યાદિ જોતાં તેઓ મોટા લોકોના સમાગમમાં આવ્યાં અને મહાન કક્ષા પ્રાપ્ત કરી. આગળ બતાવેલ બનાવોને રેખાઓ પણ ટેકો આપે છે. આ જોતાં તેમના હાથની રેખાઓ તેમના જીવનમાં યૌવન-કાળથી જ પરિવર્તન અને આધ્યાત્મિક ઉચ્ચતા સૂચવે છે. તેમણે આખી દુનિયાનો પ્રવાસ કર્યો. મુસાફરીની રેખાઓ પણ વધુ છે. યુરોપ, અમેરિકા વગેરે દેશોમાં તથા હિન્દના ખૂણે ખૂણે ફરી તેમણે તેમના વિચારો વ્યાખ્યાનો દ્વારા બતાવ્યા. પ્રેક્ષકો ઉપર ઊંડી છાપ પાડી. બુદ્ધિરેખા આયુષ્યરેખાથી છૂટી છે તે વ્યક્તિત્વ અને વક્તૃત્વની છટા સૂચવે છે.

ડૉ. બેસન્ટે પોતાના છેલ્લાં વર્ષો હિંદમાં જ વ્યતિત કર્યાં. અડ્યાર (મદ્રાસ)માં તેઓ રહ્યાં અને સપ્ટેમ્બરની ૨૦ મી તારીખે ૧૯૩૩ માં નિર્વાણ પામ્યાં. અનેકવિધ પારાવાર મુશ્કેલીઓના માર્ગમાં આત્મબળ, સ્વશક્તિ, સ્વપરાક્રમ, સ્વતંત્ર ચિંતન, સંયમ, યોગ, અને અધ્યાત્મજ્ઞાન દ્વારા જીવનમાં **પ્રારબ્ધવાદ ઉપર પુરુષાર્થવાદનો પડકાર** સૂચવી, સંપૂર્ણ જીવનપરિવર્તન કરી, સાધુચરિત યોગિની ડૉ. બેસન્ટે પોતાનું જીવન જગતના ઉદ્ધાર માટે સમર્પણ કર્યું–એવી એ જગદંબા વિભૂતિને મારા અનેકવાર વંદન છે.



# પાયોનિયર ડૉ. બેસન્ટ

શ્રી. વામન આપાજી નિકતે

તા. ૧૪ ઓગસ્ટ ૧૯૪૭ ની મધ્ય રાત્રીએ ખુબ ગંભીરતાથી દિલ્હીમાં બંધારણ ઘડનારી લોકપ્રતિનિધિસભાએ સત્તા સ્વિકારી ત્યારે સ્વાતંત્ર દેવીના દર્શનના આનંદથી શંખધ્વનિ થયા, ઉત્સાહના પૂર વહ્યાં–તો પણ સભાએ માનપૂર્વક અને ગંભીરતાથી ઊભા થઇ જ્ઞાત–અજ્ઞાત સર્વ રાષ્ટ્ર-ઘડવૈયાઓના, આઝાદી માટે જીવન સમર્પણ કરનાર તમામ દેશભક્તોના કૃતજ્ઞતાપૂર્વક આભારનો ઠરાવ કરી તેમનું પુણ્ય સ્મરણ કર્યું.

કોઇ સ્વતંત્ર યુદ્ધમાં કોઇ રાષ્ટ્ર પડે છે ત્યારે, આગળનું સૈન્ય ખપી જાય છે. તેની ભરતી બીજા કરે છે, તે પણ ખપી જાય છે. ર વિજય પ્રાપ્ત થાય છે, ત્યારે તે વિજયોન્મત્ત સમસ્ત સેનાઓ અને તેના સેનાપતિઓ ઉજવે છે. પરંતુ રણાંગણ યુદ્ધના મેદાનમાં પડેલા વીરોએ તો પોતાનું જીવન ભાવી પેઢીના કલ્યાણ માટે જ અર્પેલું હોય છે. ઘણા ત્યારે ક્રાન્તિની શરૂઆત કરે છે ત્યારે તેમના જીવનમાં સ્વતંત્રતા પ્રાપ્ત થવાની આશા જ હોતી નથી. છતાં ભાવી જનકલ્યાણ માટે તે ક્રાન્તિના વીરો સતત પ્રયત્ન કરી ખપી જાય છે. તેમના તો આત્મા જ સ્વર્ગમાંથી આશ્વાદ લેતા જુએ છે ત્યારે જ તેમને સંતોષ–આનંદ થાય છે.

જે પોતાના વિદેશી દેહ ઉપર હિંદી શૈલીની રેશમી સાડી પરિધાન કરતી હતી, પગમાં સાદા ચંપલ પહેરી, કોણી સુધી ખુલ્લી પહેલવાનની ભૂજાઓના અભિનય વડે હિંદી જનતાને આઝાદીના અમૃતપાન પાતી હતી; જ્ઞાન, ભક્તિ અને કર્મના અધિષ્ઠાન ઉપર સ્થિત થઇ, હિંદુ ધર્મના મર્મને સમજાવી હિંદનું ગૌરવ વધારી, હિંદુઓમાં આઝાદી માટે આત્મવિશ્વાસ, શ્રદ્ધા અને તમન્ના ઉત્પન્ન કરતી હતી એવી એક પુણ્યશ્લોક દેવી ડૉ. એની બેસન્ટનું પુણ્ય સ્મરણ કરી તેમના આપણા ઉપરના ઋણની તેમના શતાબ્દિના ઉત્સવ સમયે કદર કરવી, એ દરેક હિંદવાસીનું કર્તવ્ય છે.

ડૉ. બેસન્ટ પોતાને આયરીશ કહેવડાવતા. પોતાનો જન્મ ઇંગ્લેંડમાં ૧૮૪૭ ની સાલમાં થયો. ઘણા યુરોપીયન પુણ્યાત્માઓએ હિંદની સેવાઓ કરી છે. તેમાં ડૉ. બેસન્ટ અગ્રગણ્ય હતાં. મેડમ બ્લેવટ્સ્કી જે એક રશીઅન બાઇ હતાં અને જેમણે અડયારમાં સમુદ્રતીરે આશ્રમ બનાવ્યો હતો, તેમની તે શિષ્યા બન્યાં અને ૧૮૯૩ માં હિંદ આવ્યાં. પહેલું બનારસમાં શિક્ષણનું કામ ઉપાડયું–જેનું પરિવર્તન હાલ બનારસ હિંદુ યુનિવર્સિટીમાં થયું છે. હિંદની સંસ્કૃતિના અભ્યાસને કારણે તેમની ખાત્રી થઇ કે, જગતમાં ધાર્મિક સંસ્કૃતિ ફેલાવવી હોય તો હિંદ જ તે કરી શકે. અને **હિંદ જ્યાંસુધી પરદેશી એડી નીચે કચડાયલું છે ત્યાંસુધી પોતાની સુવાસ જગતમાં પ્રસરાવી શકે નહીં માટે તે સ્વતંત્ર થવું જ** જોઇએ. ડૉ. એની બેસન્ટ વિચારે અને આચારે પૂર્ણ હિંદી હતાં. મૃત્યુ પછી પણ તેમના દેહને અગ્નિસંસ્કાર જ કર્યો હતો. તેઓ જન્મ્યાં ખ્રિસ્તિ અને સ્વર્ગવાસ પામ્યાં હિંદુ તરીકે. તેમણે હિંદને પોતાનો જ દેશ માન્યો હતો અને તન, મન, ધનથી, તેની સેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું.

એ સમય એવો હતો કે જ્યારે પશ્ચિમમાં આવતું બધું જ સારું અને પૂર્વની સંસ્કૃતિમાં કશું જ નથી. ક્રિશ્ચિયન ધર્મ સારો, વિદેશી વિચારો, આચારો બધા જ ઉમદા, અને હિંદની સંસ્કૃતિ તથા હિંદીઓ ક્યાંએ

કામના નહીં. એવી ભાવના વિદેશી વિજેતાઓએ પેદા કરેલી. તે વખતે હિંદવાસીઓને પોતાની અપમાનિત સ્થિતિમાંથી બહાર લાવવા અને હિંદી પાસે અપૂર્વ અજોડ અને અલૌકિક ખજાનો છે. તેનું ભાન કરાવવું હતું. સુશિક્ષિત વર્ગમાં વિશ્વાસ પેદા કરી તેમને કાર્યક્ષમ કરવાની જરૂર હતી. તે વખતે સ્વામી શ્રી. વિવેકાનંદે બંગાલમાં, શ્રી. શ્રદ્ધાનંદે પંજાબમાં અને મદ્રાસ પ્રાન્તમાં તથા અન્ય સ્થળે ડૉ. બેસન્ટે ખૂબ જ કામગીરી કરી. હિંદુધર્મની અને હિંદી સંસ્કૃતિની મહત્તા જનતાને સમજાવી એટલું જ નહિં પણ વિદેશોમાં તેની પ્રતિષ્ઠા ખૂબ વધારી. આથી મધ્યમ વર્ગ કે જે સમાજનું ખરૂં પીઠબળ હોય છે, તેને પોતાનો ભૂતકાળ અનેક શક્યતાથી ભરેલો અને ગૌરવશાલી લાગ્યો અને દુનિયાના બીજા દેશોની હરોળમાં ઊભા રહેવા માટે આપણી પાસે ખૂબ સામગ્રી છે તે માટે વિશ્વાસ પણ ઉત્પન્ન થયો.

શ્રી. જવાહરલાલજી, તેમના " ડીસ્કવરી ઓફ ઈન્ડીઆ" નામક પુસ્તકમાં લખે છે કે,

**Mrs. Annie Besant was a powerful influence in adding to the confidence of the Hindu middle classes in their spiritual and national heritage.**

મીસીસ એની બેસન્ટ હિંદુ મધ્યમ વર્ગમાં તેમનાં ધર્મ–અધ્યાત્મને રાષ્ટ્રભાવના માટે વિશ્વાસ પેદા કરવામાં ખૂબ જ ફાળો આપ્યો છે. અખિલ હિંદના લોકોને, સ્વરાજના પ્રશ્ન ઉપર સંયુક્ત બનવા માટે તેમણે જે સંદેશા મોકલ્યા છે તે ઉપરથી તેમનું હૃદય હિંદ માટે કેટલું દ્રવતું હતું તે સહેજે જણાય તેમ છે. તેમણે વિલાયતથી એક મોકલેલા સંદેશામાં તેમણે જણાવેલું કે :

" એક જ માતાનાં સંતાનો ! એક અને અદ્વિતીય પ્રભુના ઓ પૂજકો ! શા માટે એ બન્નેને તમો તમારા રાજકારણી–ધાર્મિક કલહ વડે દુનિયાની સન્મુખ લજ્જિત બતાવી રહ્યા છો ? એક બાજુથી માતાના ઘવાએલા લોહીલોહાણ અંગો પર તમો પક્ષાપક્ષીની-વૈરની શૃંખલાઓ જડી રહ્યા છો અને બીજી બાજુ એને માટે સ્વતંત્રતા માંગી રહ્યા છો. એનો અર્થ શો !

૧૮૯૩માં મેં જ્યારે તમારી પુનિત ભૂમિ ઉપર પગ મૂકયો ત્યારે મારા પહેલા વ્યાખ્યાનમાં મેં કહેલું કે હિંદ મરી નથી ગઈ, એ તો માત્ર સૂતેલી છે! એને એના સંતાનો સિવાય કોઈ જ મારી નહી શકે. પરંતુ આજ ૧૯૨૭ની સંધ્યાએ અર્ધી શતાબ્દિ સુધી હિંદને વિદેશી ધુંસરીમાંથી છોડાવવા મથ્યા પછી–એને કાજે મારૂં સર્વસ્વ અર્પણ કરી રહ્યા પછી, આજની ઉદાસ સંધ્યાએ મારા હૃદયને પૂછી રહી છું કે, શું એના જ બાળકો એની હત્યા કરશે ? "

તે આગળ કહે છે કે–મને જો હિંદના ઋષિમુનિઓમાં વિશ્વાસ ન હોત તો, "મારૂં ભેદાએલું હૃદય ભારત માતાના પ્યારા ચરણોમાં ધરી દીધું હોત .."

" ઓ બાંધવો ! તમોને તમારો ભૂતકાળ બોલાવે છે. તમોને તમારો વર્તમાનકાળ એના ગરીબી, અજ્ઞાન, ને અલ્પ આયુષ્યના ગર્તમાંથી પુકારે છે. તમારે ખાતર નહી તો તમારા સંતાનની ખાતર પણ એકત્ર બનો. "

ઉપરનો સંદેશો, તેમણે પાર્લામેન્ટમાં, ' કોમનવેલ્થ ઓફ ઈન્ડીઆ '–નામનુ હિંદની સ્વતંત્રતા માટેનું, બીલ રજુ કર્યું હતું તે એક વાચનમાંથી પસાર પણ થયું હતું તે વખતનો છે. હિંદમાં એક્તા ન હતી. તેથી એકત્ર અવાજે તેને ટેકો મળ્યો નહી. અને તે નાપાસ થયું.

ત્યારે તેમણે જોરશોરથી કહ્યું હતું કે–"સંયુક્ત અવાજે સ્વતંત્રતા માગો તે બ્રિટનથી ના પડાશે નહિ. જો આ ખરડો તમને પસંદ ન હોય તો બીજો ઘડો, તે તમને પૂર્ણ સ્વતંત્રતા આપતો હોય તો હું મારો ખરડો કાઢી નાખવા તૈયાર છું."

ઉપરના સંદેશામાં હિંદની સ્વતંત્રતા માટેની તેમની લાગણી પ્રદર્શિત થાય છે. આજે પણ બાબતો માટે જ્યારે બધા એક થયા ત્યારે તે બ્રીટને સ્વીકાર્યા પણ–ભાગલાથી પણ–ધાર્મિક કલહો શાન્ત થયા નથી અને ભાઈ ભાઈને કાપીને આપણે દુનિયા સમક્ષ લજ્જિત બની ગયા છીએ, એ વાતની ના પાડી શકાય તેમ નથી

અખંડ હિંદ માટે ડૉ. બેસંટ મથતાં થીઓસોફીકલ સોસાયટીનો અને યોગેશ્વર અરવિંદ ઘોષ જેવા યોગીઓનો પણ આદર્શ તેજ હતો. છતા હિંદના નસીબે, શોણિતના વહેણ જોવાના લખ્યા હશે કદાચ રક્તવિહોણી ક્રાન્તિ ઇતિહાસને ગમતી નહી હોય ! ગમે તેમ હો પણ ડૉ બેસંટના સંદેશામાં ભરેલુ ધાર્મિક કલહનુ દર્દ હજુ આપણે મટાડી શકયા નથી, આ વાત પણ સાચી છે

ડૉ. બેસન્ટ હિંદી મહાસભાના પ્રમુખ હતાં. તેમણે હોમરુલની ચળવળ ચલાવી હતી. સરકારે તેમને નજરકેદ કર્યાં હતાં. એ વાતો તો ઇતિહાસને પાને નમુદ છે જ. પણ તે કરતા પણ વિશેષ તેમણે જે અનેક પુસ્તકો દ્વારા અને થીઓસોફીકલ સોસાયટી દ્વારા વિચારોનો પ્રવાહ વહેવડાવી આપણામાં જે વિચાર–ક્રાન્તિ કરી છે તેનું જ મહત્વ ભારી છે

જંગલને કાપીને સાફ કરી, તેની જમીનને ખેતીલાયક બનાવ્યા પછી, તે જંગલને સાફ કરનારાના સંતાનો સુખેથી ખેતી કરી રોટલો મેળવે છે. પણ આ પ્રથમ પુરુષોના કષ્ટો ઉપર જ આપણે આપણી આઝાદીનો આનંદ માણીએ છીએ. એવા "**પાયોનિયર**"–આગળના સૈનિક તરીકે સંતાનો માટે જીવન અર્પનાર–આઝાદીની ઉષા પ્રકટાવનાર ડૉ. બેસન્ટને હમારાં હજારો હજારો વંદન !



# હિંદની અજોડ આર્યા

પ્રો. જમુભાઇ વ. દાણી

હિંદની સેવામાં અને તેના આદર્શોને અનુકૂળ, કરવી જોઇતી પુનર્ઘટનામાં કોઇ હિંદીએ અથવા અન્ય પ્રદેશીએ વધુમાં વધુ જીવન રેડયું હોય તો એનું માન સ્વર્ગસ્થ ડૉ. એની બેસન્ટને છે. જીવનનું એકેય ક્ષેત્ર એણે એની અજોડ સેવા વગર, એની સહાય વગર સૂનું રહેવા દીધું નથી. શું ધાર્મિક કે શું સામાજિક ક્ષેત્ર, શું બાલસેવા કે શું મજૂર સેવા, શું હિંદસ્વાતંત્ર્ય કે શું સ્ત્રીસ્વાતંત્ર્ય. શું હિંદમાં કે શું હિંદ બહાર, શું સરકારના સહકારે કે શું સરકારને વિરોધે. શું શિક્ષણમાં કે શું સંસ્કૃતિસંજીવનમાં, ડૉ. બેસન્ટે હિંદને ચરણે જે ધર્યું છે અને જે પ્રેરણા પાઈ છે, જે જાગૃતિ આણી છે ને જે ચેતન પ્રેર્યું છે તે હિંદના ઇતિહાસમાં અજોડ છે; અતિ વિરલ છે. એનો હિંદપ્રેમ અને એનો ત્યાગ, એની ભાવના અને એની ભક્તિ, એમનું કાર્યકૌશલ્ય અને એમની આર્ષદૃષ્ટિ–ઘણું ઘણું હિંદના સંસ્કૃતિજીવનમાં સુવર્ણ અક્ષરે નોંધાયા વગર રહેશે નહિ.

આયર્લૅન્ડ અને ઇંગ્લૅંડના વાતાવરણમાં ઉછરેલી આ ઍનીએ, હિંદ માટેની આ ઘેલછા ક્યાંથી પ્રાપ્ત કરી ? જન્મનો દેશ છોડી, આત્માના ઓજસને અનુસરી, એ અહીં કેમ આવી ? એક દિવસ નાસ્તિક તો બીજે દિવસે પાખંડી પાદરીઓથી વિરક્ત બનતી આ બેસન્ટને હિંદમાં શું દેખાયું ? એશ-આરામ અને માનપાન છોડી, ગામડે ગામડે ભટકી હિંદીઓમાં જીવન પ્રેરવાનું એને ક્યાંથી સૂઝયું ? આજે પ્રશંસા પામતી તો કાલે એ જ હિંદીજનોથી નિંદાતી આ વિરલ સન્નારીએ હિંદબાળો પરનું વાત્સલ્ય કેમ ન છોડયું ? ઘડીમાં હિંદમાં તો ઘડીમાં ઇંગ્લાંડમાં, ઘડીમાં રાજકીય ક્ષેત્રે તો ઘડીમાં સર્વધર્મસમન્વયમાં, નૂતન પ્રકાશ પાથરતી એની પ્રતિભા એ ક્યાંથી લાવી ? હિંદને માતૃભૂમિ તરીકે સંબોધતી ને રાતદિન કામ કરતી, ઇંગ્લાંડ–હિંદ એકતાનો આદર્શ આદેશતી, એ કઈ આદર્શસિદ્ધિની ઝંખના ઝંખતી હતી ? જીવનની પળે પળે, સત્યને જ સંશોધતી અને સત્યને જ આચરતી, એ મહાનારી ઍની બેસન્ટ, બ્રહ્મવિદ્યાની યોગિની હતી; સર્વવિશ્વસમભાવની પૂજારિણી હતી; અદૃશ્ય પૂર્ણપુરુષોની સેવિકા હતી.

કચડાતાં અને સબડતાં, દુઃખી અને દરિદ્રની એ સાચી માતા હતી. ગરીબોનાં ઊનાં આંસુ એને હૈયે વ્યથા પ્રગટાવતાં; સ્ત્રીઓના દુઃખે એ સદાય દુભાતી; હિંદનું હિંદત્વ, આર્યત્વ નષ્ટ થતું જતું દેખાતાં એના અંતરે વિષાદ જામતો.

ઇંગ્લાંડના મજૂરસત્તાઓમાં કે નાસ્તિકવાદીઓની મહેફિલમાં, સર્વત્ર એ નો કોઈ વિરલ વસ્તુની શોધમાં ભટકતી. પરિણીત છતાં પાદરીને ત્યાંનું પત્નીત્વ એને નહોતું ગમતું. ધર્મના દંભથી એનું હૃદય કકળી ઊઠતું. પુત્રપુત્રીને ભોગે ય એણે તો સત્યની જ પૂજા આદરી. પળ પછી પીવા ધારેલી આત્મહત્યાની પ્યાલી એણે દૂર ફેંકી દીધી; એ મરવા નહિ, અનેકને જીવનનાં સાચાં દર્શન કરાવવા, જીવનદાતા બનવા સર્જાઈ હતી. એને આત્મદર્શને તો અનેકના આત્મદીપ પ્રગટાવવાના હતા.

અતિ વિચિત્ર સંજોગોમાં એના હાથમાં મૅડમ એચ. પી. બ્લેવેટ્સ્કીના ' સિક્રેટ ડોક્ટ્રિન 'ના ગ્રંથો આવ્યા. એની સમાલોચના કરતાં કરતાં એના અંતરમાં પ્રબળ આત્મ-

જ્યોત પ્રગટી ઊઠી. એનાં જ્ઞાન અને એના સંદેશ એને પૂર્વજન્મોની યાદ આપવા લાગ્યાં. લંડનની એક મહાસભામાં મૅડમ બ્લેવેટ્સ્કીનું પ્રવચન સાંભળી એ એમની શિષ્યા બની. એને આદેશે એણે જીવન સમર્પણ કર્યું. સર્વ પ્રિયને ત્યજી દઇ એ ચાલી નીકળી હિંદના કિનારા તરફ. જાણે કોઇ મહાભિનિષ્ક્રમણ.

હિંદમાં આવી અને એણે ઉપાસના આદરી. હિંદનો પ્રાણ એને રૂંધાતો દેખાયો. આર્યસંસ્કૃતિના અવશેષ એણે લોપાતા જોયા; જીવનનું દર્શન એને ઝાંખું થતું જણાયું. હિંદના ગુણગૌરવ પ્રત્યે હિંદજનતાની એણે ઉદાસીનતા નીરખી. અંગ્રેજી શિક્ષણને ભારે કચડાતા અને કંતાયેલા શરીરવાળાં બાળકોને એણે જોયાં. પુરુષોના અને સમાજના અજ્ઞાનઅંધારે સબડતી સ્ત્રીઓને એણે જોઇ. ધર્મ, નીતિ, અને સંસ્કૃતિ પ્રત્યેનો શિક્ષિત-સમુદાયનો ઉપેક્ષાભાવ નિહાળ્યો. વિશ્વની સર્વ સંસ્કૃતિની ધાત્રી હિંદને, અંધારામાં અટવાતી જોઇને એણે ક્ષેત્રે ક્ષેત્રે ચેતનાપ્રદીપ ધરવા માંડ્યો.

અંધારામાં પ્રકાશ પ્રગટ્યો; નિરાશામાં આશા જાગી; ઉપેક્ષામાંથી આદર જાગ્યો; નિશ્ચેતનમાં ચેતન રેડ્યું; વિદેશના અંધ અનુકરણમાંથી જીવનની વિશિષ્ટ દૃષ્ટિ લીધી; નિષ્ક્રિય ભારતમાં નવસંજીવનના ધબકાર ધબકી ઊઠ્યા.

પંડિતો અને આચાર્યોને ચરણે બેસી એણે વારાણસીની શાંતિકુંજમાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ આદર્યો. મહાભારત ને રામાયણ, ગીતા અને મનુસ્મૃતિ, વેદ અને ઉપનિષદનાં ઊંડાં રહસ્યોને એણે ઉકેલવા માંડ્યાં. સમસ્ત વિશ્વને માર્ગદર્શક એવો પ્રકાશ એણે એમાં જોયો. બાહ્ય ક્રિયાકાંડ રૂપે જ રહેલા હિંદુ ધર્મમાં એણે નવી દૃષ્ટિ આપી. ગીતા અને ઉપનિષદો ઉપર પ્રવચનો કરવા માંડ્યાં. સનાતન ધર્મનાં પાઠ્યપુસ્તકો પ્રગટ કર્યાં. અશિક્ષિત, અર્ધશિક્ષિત અને સુશિક્ષિત લોકો, હિંદુ ધર્મમાં કોઇ અવનવું જ્ઞાન જોવા લાગ્યા. નિર્જીવ બનેલા ક્રિયાકાંડોમાં એણે અજબ જીવન રેડ્યું. હિંદની ધર્મભાવનામાં આમ નવું બળ સંચારિત થઇ ગયું.

પણ હિંદના નવઘડતરનો સાચો માર્ગ તો એને શિક્ષણ દ્વારા જ લાગ્યો. પરદેશી માનસવાળી બનતી જતી શાળાઓને ત્યજી એણે નવી શિક્ષણશાળાઓ સ્થાપી. આશ્રમજીવનના આદર્શોને એણે ફરી સંજીવન આપ્યું. બાળક એ શરીર જ નથી, પણ એને હૃદય અને મન પણ છે માટે ત્રણેયનો સર્વાંગી વિકાસ આવશ્યક છે, એવો બોધ એણે રજૂ કર્યો. શહેરે શહેરે શાળાઓ સ્થાપી અને કવિવર ટાગોરને કુલપતિપદે રાષ્ટ્રીય વિદ્યાપીઠ શરૂ કરી. અડ્યારના પ્રકૃતિમંડપમાં બેસી બ્રહ્મવિદ્યાની અનુપમ સંસ્થાની સ્થાપના કરી. શિક્ષણના ક્ષેત્રમાં એણે આમ નવનવો પ્રાણ પૂર્યો.

આ બધું છતાં હિંદ તો પરતંત્ર જ હતું ને! એનો જીવ પુકારી ઊઠ્યો સ્વરાજ્યને. એનો એ જીવનમંત્ર એણે અખિલ હિંદ મહાસભાના પ્રમુખપદેથી વહેતો કર્યો. હિંદને એક છેડેથી બીજે છેડે સુધી ભમી એણે મહાસભાના પ્રમુખપદને ઓર દીપાવી દીધું. ભારતમૈયાની પ્યારી પુત્રી ડૉ. બેસંટ "વાસંતી મૈયા" તરીકે પૂજાવા લાગી. કો તપસ્વિની જેવી એની શ્વેત સાડી અને યોગિની શું મુખ અવલોકી, હિંદ ઘેલું બની ગયું. હિંદને સ્વતંત્રતા ન મળે ત્યાં સુધી એ નહિ જંપે એવી પ્રતિજ્ઞા લીધી. હિંદમાં અને ઇંગ્લન્ડમાં એણે રાત અને દિવસ, જંપ્યા વગર લડત ઉપાડી. એનું સ્વપ્ન તો વિશાળ હતું.. એને તો

સ્વતંત્ર ભારતને મુખેથી, વિશ્વનવસંજીવનના મંત્રો અપાવવા હતા. વિશ્વરાષ્ટ્રસંઘને પ્રમુખપદે હિંદને જોવું હતું. 'ન્યુ ઇન્ડિયા' નામના સાપ્તાહિક વર્તમાનપત્રની કટારોથી એણે હિંદનો સાદ રજૂ કરવા માંડ્યો. વિરોધીને ય વશ કરવાની હૃદયવિશાળતા એનામાં હતી. અન્યથા ન થાત તે એની પ્રતિજ્ઞાએ કરી બતાવ્યું. આજની આપણી સ્વરાજ-પ્રાપ્તિમાં ડૉ. બેસંટનો ફાળો અસંત મોટો છે.

ડૉ. બેસંટની એક માન્યતા હતી કે જ્યાં સુધી દેશનો સુંદરીસમાજ ન જાગે ત્યાં સુધી આખા રાષ્ટ્રની સ્થિતિ સુધરવી મુશ્કેલ છે. રાષ્ટ્રનું સાચું બળ તો એની નારીસમાજ છે. એણે બાળલગ્નોની બદી અટકાવી. બાળાઓને આર્યત્વનું શિક્ષણ આપવા કન્યા-શાળાઓ ખોલી. અખિલ હિંદ સ્ત્રીમંડળની સૌથી પહેલી શરૂઆતનો યશ ડૉ. બેસંટને છે. સ્ત્રીઓમાં રહેલી વિશિષ્ટ શક્તિને એણે રાષ્ટ્રના નવઘડતરમાં આમંત્રી અને બંધનો અને અજ્ઞાનતા, વહેમ અને રૂઢિમાં રૂંધાતી હિંદુ નારીને એણે બહાર કાઢી. હિંદના જીવનમાં એક મહાબળ લાધ્યું.

હિંદનો યુવાનસમાજ ત્યારે હતાશ બનતો. એને નવા ચેતને આંજી, સોનામાં નવાં સ્વપ્નાં ને નવું જોમ સર્જનાર એની બેસંટ. જૂના રૂઢિરિવાજોને નાબૂદ કરવા આ યુવક–યુવતીઓ તૈયાર થયાં. દેશને કાજે એમણે વિરલ એવી પ્રતિજ્ઞાઓ ઝીલી. નિર્વીર્ય બનતા જતા યુવાનોને, સ્કાઉટીંગ જેવી પ્રવૃત્તિઓથી વીર્યવાન બનાવ્યા. પૃથ્વીને પાટલે હું ય એક કાંઇક મહા વ્યક્તિ છું એ ભાવ એણે સારે સંચરાવ્યો. એને બોલે યુવાનો સર્વસ્વ ત્યજતા; એને પ્રવચને નાસ્તિકો આસ્તિક થતા; એના વાણીપ્રવાહે નિષ્પ્રાણનો પ્રાણ ભભૂકી ઊઠતો. એના કંઠમાં કવિત્વ હતું; એની આંખમાં અનેરું ઓજસ હતું; એને શબ્દે શબ્દે સંજીવન વિસ્તરતું. મંત્રમુગ્ધ કરતી એની આર્યવાણી હિંદને તમસમાંથી મહાજ્યોતિનાં દર્શન કરાવી ગયું. રાજાઓ ને મહારાજાઓ, પૈસાદારો અને ગરીબો, શિક્ષિત અને અશિક્ષિત, આસ્તિક અને નાસ્તિક સૌનાં મસ્તક એને ચરણે નમતાં. હિંદ સમસ્તને એકભાવે દાખવતી એની બેસંટ એક અજબ વીરાંગના હતી.

સ્થળ અને કાળનાં બંધન એને કદી અવરોધતાં નહિ. આજે એ ગામડાના પ્રવાસે ગાડામાં દેખાતી, તો કાલે વાયુમાર્ગે સંચરી લંડનના ક્વીન્સ હૉલે દેખા દેતી. કંઈ કંઈ લાંબા પ્રવાસો એણે, શું જળમાં ને શું સ્થળમાં ભમી ભમી કર્યા અને જીવનનું રહસ્ય દાખવ્યું. ચાલતી સ્ટીમરમાં અને દોડતી ગાડીમાં બેઠાં બેઠાં એમણે ગહન અને આધ્યાત્મિક ઊંડાણભર્યાં પુસ્તકો લખ્યાં. જીવનભર આટઆટલાં ક્ષેત્રોની આટલી સંગીન અને અવિરત પ્રવૃત્તિઓ વચ્ચેથી, ચિરંજીવ રહે તેવાં, નાનાં મોટાં ૩૩૦ પુસ્તકો લખનાર કોઈ અન્યને તો પૃથ્વી પર જાણ્યું નથી. એ જેટલાં મહાન હતાં, એટલાં જ એમનાં કાર્યો અને લખાણ પણ મહત્તાભર્યાં હતાં...એનું જીવન જ એમાં ધબકતું દેખાતું.

દેશ, રંગ, બંધનોથી એ પર હતાં. સર્વ બંધનોથી પર એવા, થીઓસો-ફિકલ સોસાયટીનો મહામંત્ર 'ભ્રાતૃભાવના,' એના એ પ્રતીક હતા. જીવનની સર્વ પ્રવૃત્તિની એની પ્રેરણા એને એમાંથી મળતી. અદૃશ્ય મહાપુરુષોના ગૂઢ અસ્તિત્વમાં એની શ્રદ્ધા અજબ હતી. એને અંતરે માનેલા મહા-ગુરુને બોલે, એણે જીવનનાં ઝંઝાતો ય સહ્યાં છે અને ટીકાઓ પણ સહી છે. સારું હિંદ જ્યારે વિમાર્ગે જતું એને લાગ્યું ત્યારે એણે જ હિંદને લાલબત્તી બતાવેલી. એનું

જોયેલું ને કહેલું કંઇ કંઇ આજે તો સાચું પડયુ અનુભવાય છે.

જીવનનો સુંદરમાં સુંદર કાળ અને તેનાં મહામૂલા ચાલીસ વર્ષ એણે હિંદની અખંડ સેવામાં અર્પ્યાં. ત્રણ ત્રણ વાર સુધી એ અખિલ વિશ્વ થીઓસોફિકલ સોસાયટીના આંતરરાષ્ટ્રિય પ્રમુખ ચૂંટાયાં દેશે દેશે એણે સર્વધર્મસહત્તાના સંદેશ આપ્યા અને એકતાના સૂર ઝિલાવ્યા. ભાષાના કે ભૂગોળના જડ બંધનો એને નહોતા ગમતાં. સર્વ માનવી વિશ્વનાગરિક બને અને એનામાં અને એના દેશમાં પ્રગટતી સંસ્કૃતિની વિશિષ્ટ સુંદરતા વિશ્વને અર્પે અને એમ કરી વિશ્વને સુંદરતર બનાવે એ એનું સ્વપ્ન હતું

એનું જીવ્યું ઓછાં જ જીવે છે; એનું હૃદયોચ્યું ઓછાં જ બોધે છે જગતમાં. વિશ્વના માનવકુલની એ મહાવિભૂતિ હતી. પ્રભુએ જે બક્ષેલું, તે સર્વને આપીને એ આનંદતી; અન્યને સુખ આપી એ સંતોષાતી; સાન્ત જગતમા એ અનન્તની ઉપાસક હતી. સેવા એનું સંજીવન હતું; આત્મબલિદાન એને આનંદ આપતાં; ત્યાગમાં એ રાચતી; કર્મમા એ કુશલ યોગિની હતી; સર્વની સમપૂજ્ય, સમપ્રિય એ વત્સલ માતા હતી. આજે એ યોગિનીને, એના શતાબ્દિ મહોત્સવે વિશ્વના કોટિ કોટિ વંદન હોજો!

## Birth-day Message

*" Watchman ! What of the Night ? "*
*The Night is near to the Dawning,*
*" How know you the Sun is near ? "*
*The Morning Star, the Star in the East,*
*Is shining above the horicon,*
*" Brothers ! Prepare ! Lift up your heads.*
*your Elder Brother draws near.*

October 1, 1921

**Annie Besant.**

# સમાજસુધારક ડૉ. બેસન્ટ

શ્રી. વી ગોપાલન

[શ્રી. ગોપાલન એમણે આ લેખ અંગ્રેજીમાં લખી મોકલ્યો છે તેનો અનુવાદ અત્રે આપવામાં આવ્યો છે–તંત્રી]

ડૉ. બેસન્ટનું જીવન એટલે અનેક પાસાવાળો હીરો અને એ દરેક પાસું અનેરા તેજથી ઝળકે છે. જીવનના દરેક ક્ષેત્રનો, દરેક પ્રશ્નનો એમણે સંપૂર્ણ વિચાર કર્યો છે, અને એનો ઉકેલ પણ સનાતન છે.

ડૉ. બેસન્ટના સામાજિક કાર્ય માટેના વિચારો જીવનના મૂળભૂત સિદ્ધાન્તો ઉપર રચાયેલા છે. એઓ હંમેશાં માનતાં હતાં કે સામાજિક કાર્યકર્તાએ હંમેશાં યાદ રાખવું જોઈએ કે, "મનુષ્ય એક વિકાસ પામતી વ્યક્તિ છે, અને જેમ જેમ એ વિકસિત થતી જાય છે તેમ તેમ એનું ચૈતન્ય વિસ્તૃત બનતું જાય છે. જેમ એનું ચૈતન્ય વિકસતું જાય છે તેમ તેનું જીવન પરત્વેનું દર્શન પણ બદલાતું જાય છે. એ જીવનને જુદીજ રીતે જોતાં શીખે છે. પછી કેટલાક સામાજિક વહેમો અને જૂનવાણી વિચારસરણી, જે એકવાર એને જીવનની પ્રગતિ માટે સહાયક લાગતાં હતાં તે નિષ્પ્રાણ અને અવરોધક લાગે છે. માટે એની ભાવિ પ્રગતિને સહાયક થાય અને એનાં વર્તમાન જીવનનાં દૃષ્ટિબિન્દુને બંધ બેસતા થાય એવા એના ચૈતન્યના વિકાસ સાથે, સામાજિક બંધારણમાં ફેરફાર થવા જોઈએ. આ રીતે મનુષ્યના આંતર-વિકાસની સાથોસાથ બાહ્ય પરિસ્થિતિમાં જો ફેરફાર ન થાય તો સમાજમાં બળવો જાગે. ફ્રાન્સની ક્રાન્તિ એ એનો સુંદર નમૂનો છે."

ડૉ. બેસન્ટ માનતાં હતાં કે, સમષ્ટિ અને વ્યષ્ટિના પરસ્પર સંબંધ "આપ–લે"ના સિદ્ધાન્તો ઉપર રચાવા જોઈએ. આ બાબતમાં એમનું ચિરપરિચિત સૂત્ર એ છે કે "દરેક વ્યક્તિ પાસેથી એની શક્તિના પ્રમાણમાં માંગવું, અને દરેક વ્યક્તિને એની જરૂરિયાતના પ્રમાણમાં આપવું." દરેક વ્યક્તિએ સમાજ તરફની પોતાની ફરજ સમજવી જોઈએ, અને પોતાની શક્તિના પ્રમાણમાં સમાજની સેવા કરવી જોઈએ. સમાજે વ્યક્તિના વિકાસ માટે સગવડ કરી આપવી જોઈએ.

સમાજસુધારક પાસે કેટલાક સામાજિક પ્રશ્નો ખડા થાય છે એ સંબંધી એમણે કહ્યું છે કે, સમાજમાં અસ્પૃશ્યતાનો પ્રશ્ન જ ન હોવો જોઈએ. અત્યારે સમાજમાં કહેવાતા હરિજનો છે તેને જીવનનિર્વાહનાં સારાં સાધનો અને સાચું શિક્ષણ આપવાં જોઈએ. એમની એવી દૃઢ માન્યતા હતી કે જ્યાં સુધી સમાજમાં હરિજનોનું અસ્તિત્વ રહેશે ત્યાંસુધી સમાજ કાંઈ પણ પ્રગતિ કરી શકશે નહિ. એજ રીતે ગુન્હેગારો સંબંધે પણ એઓ માનતાં હતાં કે, એમને શિક્ષા ન થવી જોઈએ, કારણ કે એમાંનાં ઘણાંખરાં તો વિકાસક્રમની દૃષ્ટિએ ઘણાં પછાત છે. એમની માનસશાસ્ત્રીય તપાસ થવી જોઈએ. બાલ-ગુન્હેગારોને સુધારવાની સંસ્થામાં એમને ઊંચામાં ઊંચું શિક્ષણ અપાવું જોઈએ, અને એ બાળકો જ્યારે ત્યાંથી છૂટે ત્યારે એની આજીવિકા અને પ્રગતિને અનુરૂપ કાર્ય આપવું જોઈએ. શારીરિક શિક્ષા કદિ પણ ગુન્હાનો અંત લાવતી જ નથી. ખરી જરૂરિયાત તો એમને પ્રેમપૂર્વક સમજાવવાની છે.

સ્ત્રીઓ પરત્વેના એમના વિચારો બહુજ પ્રગતિશીલ હતા. સ્ત્રીઓને બધા હક્કો આપવા સાથે જ્યાં સુધી સમાજનો અર્ધો ભાગ એટલે કે સ્ત્રીઓ, અશિક્ષિત, અસંસ્કારી અને અપમાનિત દશામાં છે; ત્યાં સુધી સમાજ પ્રગતિ નહિ કરી શકે: કારણ કે એ સ્ત્રીઓ:

પ્રત્યે અન્યાય છે. સ્ત્રીઓ કાંઇ ક્ષુલ્લક વ્યક્તિઓ નથી. અને માટે જ લગ્નનો ઉદ્દેશ માત્ર વ્યક્તિગત વિલાસ વૃત્તિને પોષવાનો નહિ, પણ વધારે આગળ વધેલા જીવોને જન્મ આપવા માટે, યોગ્ય શરીરો બનાવવાનો છે.

૧૯૦૪ માં કન્વેન્શનના મોટા સમારંભમાં ભાષણ કરતાં એમણે કહેલું કે, ઘણા વિકસિત આત્માઓ અહિં અવતાર લેવા આતુર છે પણ એમને અનુરૂપ માતાપિતા –ખાસ. કરીને માતા–મળવાં મુશ્કેલ છે, અને એજ વખતે એમણે કહેલું કે "મારે પણ આવતા જન્મમાં હિન્દમાં જન્મ લેવો છે, અને એને માટે યોગ્ય માતાપિતાની જરૂર છે." અને તેથી જ સ્ત્રીઓને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ. સ્ત્રીઓને રસોડામાંથી મુક્ત કરી પ્રાચું માતૃત્વનું ગૌરવ સમજાવવું જોઇએ હિન્દની, સ્ત્રીઓ રૂઢીપરંપરામાં ડૂબી ગઇ હતી અને અસંસ્કારી બનતી હતી. તેની મુક્તિ અને કેળવણીને માટે એમણે બનારસમાં એક કન્યાશાળા કાઢી અને દરેક થિયેસોફીકલ લૉજને જેટલી કન્યાશાળાઓ કાઢાય એટલી કાઢવાની વિનંતિ કરી. અને જો એ શક્ય ન હોય તો જ્યાં જ્યાં સ્ત્રીશિક્ષણની સંસ્થાઓ અને સ્ત્રીઓનો વિકાસ કરાવનારાં કેન્દ્રો હોય એને સક્રિયપણે મદદ કરવાનું કહ્યું.

હિન્દમાં એ આવ્યાં કે તરતજ પહેલું કાર્ય એમણે સામાજિક પુનર્ઘટનાનું હાથ ધર્યું. એઓ માનતા હતાં કે શાળા અને કૉલેજમાં ભણતા વિદ્યાર્થીએ લગ્નજીવનની જવાબદારી ન લેવી જોઇએ. અને તેથી સેન્ટ્રલ હિન્દુ કૉલેજમાં માત્ર અપરિણિત વિદ્યાર્થિઓને દાખલ કરવામાં આવતા, અને દરેક વિદ્યાર્થી પાસે જ્યાંસુધી અભ્યાસ કરે ત્યાંસુધી નહિ પરણવા માટે ફરજીઆત પ્રતિજ્ઞા લેવડાવતાં.'

૧૯૦૭ માં થિયૅસોફીકલ સોસાયટીનાં એઓ જેવાં પ્રમુખ થયાં કે તરતજ હરિજનનાં ઉદ્ધારનાં કાર્યમાં પ્રવૃત્ત રહ્યાં અને એમને માટે ચાર શિક્ષણસંસ્થાઓ સ્થાપી. બીજી શાળા અને કૉલેજના વિદ્યાર્થીઓને તેઓ હરિજન વિદ્યાર્થિઓના સંપર્કમાં આવવા માટે વારંવાર આમંત્રણ આપતાં. આ રીતે ડૉ. બેસન્ટે હિંદમાંથી મોટા પ્રમાણમાં અસ્પૃશ્યતાને દૂર કરી. એજ વર્ષમાં એમણે 'થિયૅસોફીકલ સેવામંડળ' સ્થાપ્યું, જે હજીપણ અસ્તિત્વ ધરાવે છે અને સમાજની સારી સેવા કરે છે.

હિંદમાં ગરીબો અને મજુરોની ગંદી ચાલીઓની અસહ્ય સ્થિતિ જોઇને એમણે કહ્યું હતું કે આ બધી ચાલીઓનો વ્હેલી તકે વિનાશ થવો જોઇએ અને એને બદલે એમને સારાં ઘરો આપવાં જોઇએ. એમાંજ હિન્દનું ગૌરવ છે.

૧૯૧૩ માં હિન્દનું પ્રાચીન ગૌરવ પુનઃ સજીવન કરવા માટે ઘણાં ભાષણો આપ્યાં હતાં અને એ બધાં 'વેક અપ ઇન્ડીઆ' નામે પુસ્તકાકારે છપાયાં છે. એની સાથોસાથ એમણે એક 'સ્ટૉલવર્ટ લીગ' કાઢી હતી જેના મુખ્ય ઉદ્દેશો-વિવિધ ધર્મો, સંપ્રદાયો અને માન્યતાઓનું એકીકરણ કરવું, સામાજિક રૂઢિચુસ્તતામાં જકડાઈ ગયેલાઓને રાહત આપવી, અને દેશભરમાં ભ્રાતૃભાવના સિધ્ધાન્તનો પ્રચાર કરવો,–એ હતા. ૧૯૦૭ માં જુદી જુદી દિશામાં હિન્દની સામાજિક પુનર્ઘટનાને માટે કાર્યકરો તૈયાર કરવાના ઉદ્દેશથી ડૉ બેસન્ટે "બ્રધર્સ ઑફ સર્વિસ" નામની સંસ્થા સ્થાપી આ સંસ્થાના સભ્યોએ સામાજિક, ધાર્મિક અને કેળવણીવિષયક ક્ષેત્રોમાં અમૂલ્ય સેવા કરી છે.

ડૉ. બેસન્ટ માનતાં હતાં કે, 'સામાજિક પુનર્ઘટના કરનારાઓ અનુભવી, સમજણ શક્તિવાળા, ઉચ્ચ નીતિવાળા, નિઃસ્વાર્થી

અને પ્રેમાળ હોવા જોઈએ. જેમને નવયુગનું સાચું દર્શન છે, જેઓ નીડર છે, પ્રજ્ઞા અને સૌન્દર્યની ભાવનાથી ઓતપ્રોત થયેલા છે, અને જેઓ લોકોમાં રહેલા–સ્વાર્થી અને અધમ તત્ત્વોને નહિ પણ–ઉમદા તત્ત્વોને જમાડી શકે છે તેમના હાથમાં જ નેતૃપદ સોંપવું જોઈએ. "

આ રીતે ટૂંકમાં ડૉ. બેસન્ટની હિન્દની સામાજિક સેવા અને એમના સામાજિક પુનર્ઘટનાના વિચારો દર્શાવ્યા છે. આજે એમના જ અથાગ પરિશ્રમ અને પ્રયાસને પરિણામે, ભારતવર્ષ જગતભરમાં અનોખું સ્થાન ભોગવે છે. ડૉ. બેસન્ટનું ક્રાન્તદર્શન, ઉમદા વિચારસરણી અને સેવાઓ જગતમાં અદ્વિતીય છે.

ડૉ. બેસન્ટ એક ભવ્ય વ્યક્તિ હતા. અને એમના જેવી વ્યક્તિ હજુ જન્મવાની બાકી છે, અને કોણ જાણે છે કે એ વ્યક્તિ ડૉ. બેસન્ટ પોતે જ નહિ હોય ? આપણે ઇચ્છીએ કે માનવજાતિની આ અનિશ્ચિત અને અવ્યવસ્થિત પરિસ્થિતિમાં યોગ્ય માર્ગ-દર્શન કરાવવા એ વ્હેલાં પાછાં આપણી વચ્ચે આવી જાય. પ્રભુ આપણામાં એમની અદમ્ય સેવા–ભાવના અને ઉચ્ચ આદર્શ-વાદ પ્રેરે એ જ છેવટે આજના બેસન્ટ શતાબ્દિના મંગલ દિને પ્રાર્થીશું.

---

# "હિંદ શું માંગે છે ?"

ઇ. સ. ૧૯૧૬માં ડૉ. બેસન્ટે India A Nation નામની પુસ્તિકા ઈંગ્લેંડમાં પ્રકટ કરી હતી. તેના છેલ્લાં પૃષ્ઠોમાં What does India Want–'હિંદ શું માંગે છે ?'ની સ્પષ્ટ ઘોષણા કરી હતી કેઃ

"કોઇ પણ પ્રજા પોતાને માટે જે કાંઈ ઇચ્છે તે સર્વ માગે છે.–એક અંગ્રેજ ઈંગ્લેંડમાં જેટલો સ્વતંત્ર છે તેટલો જ સ્વતંત્ર હિંદી જન હિંદમાં બને. હિંદી પ્રજાએ પોતે સ્વતંત્રતાથી ચૂંટેલા પોતાના હિંદીઓ જ દેશનું શાસન ચલાવે; પોતાનું પ્રધાનમંડળ પોતે જ રચે, અને પોતે જ તેને રૂખસદ આપે. હિંદી જનો હથિયાર રાખે, તથા પોતાનું લશ્કર, પોતાનું નૌકાસૈન્ય અને પોતાના જ સ્વયંસેવકો તૈયાર કરે. હિંદ પોતે જ પોતાના કરો નાંખે, અંદાજપત્રક તૈયાર અને પસાર કરે. પોતાની પ્રજાના શિક્ષણનો પ્રબંધ હિંદ પોતે જ કરે. પોતાની જમીન માટે પોતે જ નહેરો બાંધે; પોતાની ખાણોનો માલ પોતે જ કાઢે; પોતાની ટંકશાળમાં પોતાના સિક્કા પાડે; પોતાની હદમાં પોતે જ ચક્રવર્તી રાષ્ટ્ર બને; સામ્રાજ્યની અંદર તાજની સત્તા સ્વીકારો, સામ્રાજ્યની પરિષદમાં પોતાના પુત્રોને મોકલે.

તમે કહેશો કે એટલી મોટી માગણી ?

તો શું ઇંગ્લેંડમાં એક અંગ્રેજ પોતાના માટે આથી ઓછું માંગે છે ?

જો, તેમ ન હોય તો પછી, હિંદમાં રહી એક હિંદી એટલું માગે તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? તેઓ બન્ને વચ્ચે એવો ઉંચો ખાસ ભેદ છે કે જેથી હિંદી ગુલામીમાં સંતોષ માની શકે ? માત્ર દૃષ્ટિબિન્દુ જ બદલવાની જરૂર છે એમ નથી લાગતું ? રાગદ્વેષથી રહિત વિશુદ્ધ દૃષ્ટિ જ ચોક્ખું દર્શન કરી શકે છે; દર્દથી મુક્ત હૃદય જ નિરોગી ધબકારા આપી શકે છે.

હિંદ અને ઈંગ્લેંડ બન્ને હાથ મીલાવીને રહે–એ જ વિશ્વના હિત માટે અમારો આશા છે, પણ એ સિદ્ધ થવા માટે, અસમાનતાના સ્થાને ન્યાયની સ્થાપના થવી જોઈએ...કારણ જ્યાં સુધી હિંદુસ્તાન સ્વતંત્ર નહિ થાય ત્યાં સુધી, તે દેશ કદાપિ જંપીને શાંત બેસી શકશે નહિ. "

# કર્મયોગિની બેસન્ટ

શ્રી. વેણીશંકર શો. ભટ્ટ

જગતમાં આટલા બધા સ્ત્રીપુરુષો છે. તે પૈકી શતાબ્દિ કોની ઉજવાય છે? જેઓ દેહવાસનાથી પર હોય, લોકવાસનાથી પર હોય અને શાસ્ત્રવાસનાથી પર હોય, તેમની શતાબ્દિ ઉજવાય છે. ડૉ. બેસન્ટ સવારના ચાર વાગે જાગતાં, રાત્રીએ અગીઆર વાગે સૂતાં. તેમણે દેહની કદી પરવા કરી ન્હોતી છતાં તેઓ સૂર્ય અને ચંદ્રની માફક નિયમિત કાર્ય કરતાં હતાં.

તેમણે સત્યની શોધમાં કદી લોકપ્રિયતાની પરવા કરી નહોતી. સત્યની શોધમાં એક સંસ્થામાંથી બીજી સંસ્થા તેઓ ખોલતાં હતાં અને જતાં હતાં. તેઓ જૂના મિત્રને ત્યજી દેતાં હતાં, છતાં તેમને હંમેશાં ચાહતાં હતાં. શાસ્ત્રના આધારથી તેઓએ કદી વ્હેમને માન્યા નથી. તેઓ શાસ્ત્રમાં કદી બદ્ધ થયા નથી. તેઓ ખ્રિસ્તિ પાદરીની સ્ત્રી હોવા છતાં તે ધર્મની ખોટી માન્યતાને તેમણે સ્વીકારી નથી, એટલું જ નહિ પણ તેમણે દરેક ધર્મના શાસ્ત્ર ઉપર પ્રકાશ ફેંક્યો છે, અને આ રીતે દરેક ધર્મની તેમણે સેવા કરેલી છે. તેમનાં પુસ્તકોમાં ભગવદ્ગીતાનું અધ્યયન, યોગ, ઉપનિષદમાં સમાએલું જ્ઞાન વગેરે પુસ્તકો અનુપમ હતાં. તેમનું ખ્રિસ્તિધર્મના રહસ્યનું પુસ્તક, ઇસ્લામ ધર્મની ખૂબીઓનું પુસ્તક, થીઓસૉફીની દૃષ્ટિએ જરથોસ્તિ ધર્મ—તે બધાં પુસ્તકો વાંચીએ તો આ તેમની દૃષ્ટિ તેમના નિત્ય જીવનમાં દેખાઈ આવે છે.

ઈશ્વર તે સત્ ચિત્ અને આનંદ સ્વરૂપ છે. જીવ તે તેનો અંશ છે. તેથી જ્ઞાન, ક્રિયા અને ઈચ્છા તે જીવનો સ્વભાવ છે. તેથી જીવને પ્રભુતા પામવાનાં ત્રણ સાધનો છે. કર્મ માટે મનુષ્યને સ્થૂલ દેહ, ઇચ્છા માટે વાસના દેહ અને જ્ઞાન માટે મનુષ્યને મન મળેલાં છે. આ ઉપરથી પ્રભુતા પામવાને જ્ઞાન માર્ગ, ભક્તિ માર્ગ અને કર્મ માર્ગ યોજાએલ છે. દરેક મનુષ્યમાં જ્ઞાન, ભક્તિ અને કર્મ દેખાય છે. તેમાં એક પ્રધાનપદે હોય છે તો બીજાં સાધનો ગૌણ હોય છે, પણ મનુષ્યને તે તે સાધનો દ્વારા પ્રભુતા પ્રકટાવવામાં સાધનભૂત થાય છે.

જ્ઞાનમાર્ગમાં પરમાત્માનું સ્વરૂપ, વિશ્વ-સર્જન, જૂદાં જૂદાં લોકો, કર્મ, પુનર્જન્મ, વિકાસક્રમના નિયમોનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.

ભક્તિમાર્ગમાં ભાવના દ્વારા પરંતત્વનો સ્પર્શ થાય છે. કર્મયોગમાં ઉચ્છૃંખલ ચિત્તના વિકારોને શમાવીને મનુષ્ય જાતિની સેવા દ્વારા તેને પરંતત્વનો સ્પર્શ થાય છે.

ડૉ. બેસન્ટ એક કર્મયોગિની અને સંન્યાસિની હતાં. ડૉ. બેસન્ટ જ્ઞાની હતાં, અને ભક્ત પણ હતાં.

ડૉ. બેસન્ટના કર્મયોગનો વિચાર કરતાં, અત્રે શ્રીમદ્ ભગવદ્ગીતાના આચાર્ય શ્રી કૃષ્ણ અર્જુનને કહે છે તેનું સ્મરણ થાય છે.

तपस्विभ्यो अधिको योगी ज्ञानिभ्यो मताधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद् योगी भवार्जुन ॥
योगहीनं कथं ज्ञानं मोक्षदं भवति ध्रुवम् ।

તપસ્વિ કરતાં, જ્ઞાનિ કરતાં, કર્મિ કરતાં, યોગી તે મહાન છે માટે તું યોગી થા. યોગ વિનાના મનુષ્યને મોક્ષ પ્રાપ્ત થતો નથી.

શ્રીમદ્ ભગવદ્ગીતામાં યોગની વ્યાખ્યા પણ આપેલી છે.

(૧) ચિત્તની વૃત્તિનો નિરોધ એટલે યોગ.
(૨) યોગ એટલે કર્મની કાર્યદક્ષતા.
(૩) યોગ એટલે સમત્વ.
(૪) દુઃખના સંયોગના વિયોગ એટલે યોગ.

શ્રીમદ્ ગીતાજીમાં કહેલું છે, કર્મનો ત્યાગ કરવાથી સિદ્ધિ મળતી નથી. કોઇપણ મનુષ્ય કર્મ કર્યા વિના એક ક્ષણ પણ રહી શકતો નથી. કર્મ તો અનાદિ છે કારણ કે કર્મ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થાય છે અને પ્રકૃતિ અનાદિ છે. માટે આસક્તિ રાખ્યા સિવાય, અહંતા મમતા રાખ્યા સિવાય, ફળની ઇચ્છા રાખ્યા સિવાય, પ્રભુને અર્પણ કરીને, સર્વ ભૂત પ્રાણી માત્રના હિતમાં રહીને મનુષ્યે કર્મ કરવાં.

માટે જ કહ્યું છે કે સંન્યાસયોગ કરતાં પણ કર્મયોગ ઉત્તમ છે; પરંતુ તેમાં કર્મ, વિકર્મ અને અકર્મમાં વિવેક કરવાનું કહેવામાં આવેલું છે.

ડૉ બેસન્ટ ગીતામાં દર્શાવેલા સાચા અર્થમાં કર્મયોગિની અને સંન્યાસિની હતાં એ તેમના જીવન સમસ્તના ખંડેખંડ તપાસી જોનારને જણાયા વિના રહેશે નહિ. એવી કર્મયોગિની-તપસ્વિની વીર વિભૂતિની શતાબ્દિના ઉત્સવ સમયે, તેમના ભવ્ય જીવનમાંથી પ્રેરણા લઇને આપણે સર્વ સાથે મળીને કૂચ કરીએ, એમની તેવી જ ઇચ્છા હતી. માટે તેમણે સર્વધર્મની પ્રાર્થના શરૂ કરી. માટે જ અદ્યારમાં સર્વ ધર્મનાં મંદિરો-બધા ધર્મો એક છે તેનો સૂર બજાવતાં-ઊભાં કર્યાં છે. તેમાં ડૉ. બેસન્ટને કોઇ નિગૂઢ જગતનો નાદ પૂકારી રહ્યો હોય તેમ લાગે છે. આજે ડૉ. બેસન્ટ જેવા આત્માની હિંદને અને હિંદ દ્વારા જગતને જરૂર છે, ત્યારે આપણે સર્વ તેના આત્મામાંથી પ્રેરણા લઇને બીજા દેશોને ડૉ. બેસન્ટનો પ્યારો સૂર સંભળાવીએ તેમાં જ સાચી કૃતકૃત્યતા છે.

આવા મહાન આત્માને મારા કરોડ વખત વંદન હો ! અને તેમના આત્મામાંથી જગતમાં શાંતિના સૂર પથરાય તેવી મારી ઇષ્ટ પરમાત્મા પાસે પ્રાર્થના છે.

---

## વસંત મૈયા

હૈયામાં જ્યોત તેં જગાવી
એ માત મારી હૈયામાં જ્યોત તેં જગાવી.

ઉદધિ ઉછળે છે તારા ચરણોને ચૂમવા,
મોંઘેરાં મોતીડે વધાવી, એ માત મારી–
હૈયામાં.

સરિતા અર્પે છે મીઠાં જળ કેરી અંજલિ,
લહરિનાં નેણુલાં નચાવી, એ માત મારી–
હૈયામાં.

કૂજે કોયલડી કાંઇ જીવનનાં ગીતડાં
મંજરીની માળા ધરાવી, એ માત મારી–
હૈયામાં.

ભમરો સીંચે છે શિરે પ્રાટળનાં બિન્દુડાં
પુલડાંના હૈડાં નચાવી, એ માત મારી–
હૈયામાં.

પરીઓ પ્હેરાવે તને તેજ કેરી પામરી
તારલાના હીરલા મઢાવી એ માત મારી–
હૈયામાં.

ભવના સાગરની તું ઝળકંતી દીવડી
જીવન નાવડી બચાવી, એ માત મારી–
હૈયામાં.

દોર્યાં તેં દેવિ ! ભાન ભૂલેલાં માનવી
પ્રભુતાનો પંથ બતાવી, એ માત મારી–
હૈયામાં.

જગની વસંત ઉડી આભની અટારીએ
ઉરમાં વસંત પ્રકટાવી, એ માત મારી–
હૈયામાં જ્યોત તેં જગાવી.

શ્રી ઇન્દુમતી મહેતા

# ડૉ. એની બેસન્ટની અધ્યાત્મભાવના

શ્રી. માણેકલાલ બક્ષી
શ્રી. ધનસુખરામ હીરા

વિશ્વવિખ્યાત મહાન વિભૂતિ-ડૉ. એની બેસન્ટનો વિકાસક્રમ એટલી ઉચ્ચ કક્ષાએ પહોંચ્યો હતો, કે મનુષ્યજાતને માટે પૂર્ણતા પ્રાપ્ત કરવાની જે મર્યાદા બાંધેલી છે, તેટલી કક્ષા સુધી લગભગ તેઓ પહોંચેલાં હતાં. તેમના પરિચયમાં આવનાર દરેક વ્યક્તિને એમ જ જણાતું કે, તેઓ કોઇ અલૌકિક શક્તિના સમીપમાં છે. મનુષ્યના વિકાસક્રમમાં જેટલી કલાઓ ખીલવી જોઇએ તેટલી કલાઓ શ્રીમતી એની બેસન્ટના જીવનમાં ખીલેલી હતી. તેમના જીવનની દરેક ક્રિયાઓમાં આધ્યાત્મિક વિકાસ ઝળકી રહ્યો હતો. જનસમાજને ઉન્નતિના માર્ગે આગળ વધારવાને માટે તેઓ સતત પ્રયત્નશીલ રહેતાં, એટલું જ નહિ પરન્તુ એવા જિજ્ઞાસુ લોકોને પરંપદનો માર્ગ બતાવી તેમને તે માર્ગપર પ્રયાણ કરવામાં યોગ્યતા પ્રમાણે સહાયતા આપતાં હતાં. હાલમાં તેવા થિયોસોફીના અભ્યાસીઓ, પૈકી જેઓ પરંપદના માર્ગ પર ઉપસ્થિત થયા છે, તેઓ સર્વ તેમની અપૂર્વ સહાયતાને આભારી છે.

ભગવતી એની બેસન્ટ જગતનાં એક આદર્શ કર્મયોગિની અને સેવિકા તરીકે પ્રસિદ્ધ થયાં છે. તેમની મહાન સેવાનું કાર્ય તેમણે જુદા જુદા દેશોમાં ફરી જે વ્યાખ્યાનો આપ્યાં છે અને વિવિધ-ધાર્મિક, સામાજિક, કેલવણી, રાજકીય તેમજ આધ્યાત્મિક વિષયો પર જે સંખ્યાબંધ પુસ્તકો અને લેખો લખેલા છે, તે જોવાથી આપણને તેમની મહત્તાનું સાચું ભાન થાય છે. આ સર્વ કાર્ય તેમણે તેમના ગુરુદેવની ઇચ્છા પ્રમાણે કરેલું હતું.

આ મહાન વ્યક્તિના આધ્યાત્મિક જીવનના સંબંધમાં તેમની સાથેના અંગત પરિચયની કેટલીક હકીકત આપવાના હેતુથી આ ટુંકો લેખ લખવામાં આવ્યો છે. તેમના જાહેરજીવનની પ્રવૃત્તિઓ-મોટે ભાગે-ભારતવર્ષને અધોગતિમાંથી ઉચ્ચ સ્થિતિમાં લાવવા માટે જ થયેલી છે. તેઓ પ્રથમ જ્યારે હિન્દમાં આવ્યાં અને હિન્દવાસીઓની પરિસ્થિતિ ઘણી જ અધોગતિએ પહોંચેલી જોઇ, ત્યારે તેમના હૃદયમાં આઘાત થયો કે, જે ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિ માટે પોતે ઘણું ઘણું વાંચ્યું હતું અને સાંભળ્યું હતું તેની આવી અધોગતિ! તેમણે જોયું કે પશ્ચિમની કેટલીક નહિ ગ્રહણ કરવા જેવી નીતિરીતિની અસર ભારતીય જનતામાં વ્યાપક થઇ ગયેલી હતી. તેથી પ્રથમ તેમણે ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિ કેવા પ્રકારની હતી અને મનુષ્યને તેનાં ઐહિક જીવનની દરેક ક્ષણે ક્ષણે તે કેટલી ઉપયોગી હતી, તેનું રહસ્ય સમજાવવાની શરૂઆત કરી.

અત્રે એક વાત જાણવી ખાસ આવશ્યક છે. તે એ કે, જગતમાં જે વિકાસક્રમની ઇશ્વરી યોજના ચાલે છે, તેને વ્યવસ્થિત ચલાવવાના કાર્યમાં સહાયતા કરવા, કેટલાક જીવનમુક્ત-પૂર્ણ-પુરુષોનું બનેલું એક ઋષિ-મંડળ ઘણા પ્રાચીન કાળથી વિદ્યમાન છે. તેઓ, આ જગત માટેની વિવિધ પ્રકારની ઇશ્વરી યોજનાને સુવ્યવસ્થિત ચલાવવાને માટે ઇશ્વરના પ્રતિનિધિ તરીકે કાર્ય કરતા હોય છે, અને અદ્યાપિ પર્યંત એ અનાથ ગણાતા જનસમાજને સહાયતા આપવાનું કાર્ય કરી રહ્યા છે. આ સિદ્ધો અને મહાત્માઓના સમાજ અથવા મંડળને માટે આપણા લિમ-

પુરાણુના અધ્યાય ૭ અને ૨૪ માં વિસ્તૃત વર્ણન તથા ' યોગાચાર્યો 'ના નામથી વિવેચન કરેલું છે. એ સિવાય, બીજાં શાસ્ત્રો અને પુરાણોમાં પણ આવે છે કે તેઓનું મુખ્ય કાર્ય, જગતમાં અધ્યાત્મ-જ્ઞાન આપવાનું એટલે કે, દરેક યુગમાં તેનો મનુષ્યોના થયેલ વિકાસના યોગ્ય પ્રચાર કરવાનું છે. દરેક સદીના છેલ્લા ભાગમાં આ મહાત્માઓ તરફથી જગતના વિકાસ માટેનું કંઇક નવીન કાર્ય હાથ ધરવામાં આવે છે. અને તે પ્રમાણે છેલ્લા ૮ સૈકાની ઐતિહાસિક સંકલના જોઇએ, તો આ મહાન ' શ્વેતમંડલ ' તરફથી જગતના વિકાસ માટેનું નવીન અને મહાન કાર્ય અવસ્ય થએલું છે. તે નીચે જણાવેલા આઠેક પાછલા સૈકાઓની હકીકત તપાસવાથી સ્પષ્ટ જણાઇ આવે તેમ છે. " શ્વેતમંડળ " તરફથી આ કાર્ય તેના સંબંધમાં રહેલી મહાન વ્યક્તિઓ મારફત પ્રગટ કરવામાં આવે છે.

- ૧૨૭૫ રૉજર બેકન અને માનસિક કેળવણીની સ્થાપના.
- ૧૩૭૫ ક્રિશ્ચિયન રૉઝેનક્રુઝ અને રોસીક્રુશીઅન મંડળની સ્થાપના.
- ૧૪૭૫ પુસ્તકોને છાપવાની કળાની શરૂઆત. તે દ્વારા જ્ઞાનને સંગ્રહિત કરી જગતમાં પ્રચાર કરવાની યોજના.
- ૧૫૭૫ ફ્રાન્સીસ બેકન અને વિજ્ઞાનનો વિકાસ અને તેના પ્રચારના સાધન તરીકે અંગ્રેજી ભાષા.
- ૧૬૭૫ જુદા જુદા વર્ગના લોકોનાં સંગઠનની શરૂઆત. છૂપાં મંડળોની સ્થાપના
- ૧૭૭૫ રાજકીય સ્વાતંત્ર્ય, ક્રમનશીએ બળવા ફાટી નીકળવાના પરિણામે.
- ૧૮૭૫ થિઑસૉફિકલ સોસાયટીની સ્થાપના. સાઇકીકલ રીચર્સ સોસાઇટી, લીબરલ કૅથોલિક ચર્ચ, કૉમેસન્રી અને વિકાસક્રમ.

એ રીતે વિકાસક્રમને વ્યવસ્થિત ચલાવનાર " શ્વેતમંડલ "ની સાથે **એની બેસન્ટ** પણ જોડાયેલાં હતાં.

જે લોકો ભગવતી એની બેસન્ટના અંગત પરિચયમાં હતા તેમનો ખાસ અનુભવ છે કે, જ્યારે જ્યારે પ્રસંગ હોય ત્યારે તેઓના પ્રત્યે એક અત્યંત વહાલ કરનારી માતાના કરતાં અધિક પ્રેમ વ્યક્ત કરતાં હતાં. કોઇ પણ એવો ગૂઢ અધ્યાત્મિક વિષય ચર્ચતાં હોય તે વખતે અમારી ખાત્રી થતી હતી, કે માતાનો પ્રેમ એ કેવી દિવ્ય વસ્તુ છે, અને તેમનું હૃદય કેટલી પૂર્ણતા સુધી વિકસેલું છે. તેનો પ્રત્યક્ષ અનુભવ થતો હતો. તેઓ જ્યારે કોઇ મહાન ઋષિ મુનિઓ વિષે કે તેમના આશ્રમો અને તેમની સાથેના અંગત રિચયનું વર્ણન કરતાં હોય ત્યારે આપણને તેમના વિશાળ હૃદયની સાથે જોડીને આપણને તેઓ દિવ્યતા તરફ ઉંચકી જતાં હોય તેમ લાગતુ હતું. જેવી રીતે એક પ્રેમપૂર્ણ અને જ્ઞાનપૂર્ણ માતા પોતાના બાળકો પર અમૃતનો વરસાદ વરસાવે તેમ તેઓ પોતાની આસપાસ તેમનું અલૌકિક પ્રવચન સાંભળવા બેઠેલાં બાળકો પરત્વે તેમનું અપૂર્વ વાત્સલ્ય પ્રગટ કરતાં અને તે વખતે તેમનો આસપાસનું વાતાવરણ દિવ્ય બની જતું હતું.

એવો એક પ્રસંગ વડોદરામાં બનેલો તે યાદ આવે છે. વર્ષો પૂર્વે ડૉ. એની બેસન્ટ વડોદરામાં આવેલાં તે વખતે મહારાજા થીએટરમાં તેમનું જાહેર વ્યાખ્યાન રાખવામાં આવેલું હતું, અને તેમને સાંભળવા માટે અસંખ્ય શ્રોતાજનોથી થીએટર ચિકાર ભરાઇ ગયું હતું. અમોને અગાઉથી સૂચના મળ્યા પ્રમાણે ભાષણ પૂરૂં થયા બાદ તેમની સાથે ગેસ્ટ હાઉસમાં તેમના મુકામે એક વિધિમાં સામેલ થવા માટે અમારે ( એટલે

ગ્વાલીયરના શ્રી. હોરા, બક્ષી, પ્રો. કુલકર્ણી અને શ્રી કાશીભાઈ અમીનને ) જવાનું હતું. એટલે ભાષણ પુરૂં થવાની સાથે અમારામાંના ત્રણ જણ તો એકત્ર થઈ તેમની સાથે થઈ ગયા, પરંતુ એક જણ માણસોની અસંખ્ય ગીરદીમાં ગુંચવાઈ ગયા. તેથી અરધા કલાક સુધી તેમની રાહ જોઈ. પાછળથી તેઓ જુદી ગાડી કરી ગેસ્ટ હાઉસમાં પહોંચી ગયાં. આ વખતે અમે માજીનું ધૈર્ય અને મનની શાન્તિ જોઈ રહ્યા હતા. તેમના મનમાં જરા પણ ક્ષોભ કે અસ્થિરતા જોવામાં આવતાં ન હતાં. તે બાઈના આવતાં સુધી એ અપૂર્વ વિધિનું કાર્ય શરૂ કર્યું નહિ. તેઓ આવ્યા પછી જ કાર્ય શરૂ કર્યું. તેઓ દરેક કાર્ય કેટલી કાળજી, વ્યવસ્થા અને પ્રેમપૂર્વક કરતાં તેનો ખ્યાલ તો તેમના પરિચયમાં આવ્યા પછી જ થઈ શકે.

તેઓ અધ્યાત્મવિદ્યામાં એટલાં બધાં પારંગત હતાં કે, તેમની આંતરિક પ્રગતિનું માપ કાઢવું એ સાહસમાં ઉતરવા જેવું છે. તેમણે કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાન સંપૂર્ણ રીતે સાધ્યો હતો. તેઓ અભ્યાસ અને મનન કરવા માટે શ્રી. ભગવદ્‌ગીતા અને ઉપનિષદોના સતત અભ્યાસને આદર આપતાં હતાં. અને ભગવદ્‌ગીતાને તો તે સમસ્ત જનસમાજની સંપત્તિરૂપ છે, એમ માનતાં હતાં. “ થિયૉસૉફી ” એટલે બ્રહ્મવિદ્યા કે પરાવિદ્યાના અભ્યાસીઓ માટે તો તે પાઠ્યપુસ્તક છે. ઋષિઓદ્વારા જગતની ઉત્પત્તિને વખતે વારસામાં મળેલું સનાતન જ્ઞાન ધર્મ, પંથ કે સંપ્રદાયનો મર્યાદિત વાડો નથી, પરન્તુ તે એવા પ્રકારનું અલૌકિક જ્ઞાન છે કે, જેનાથી સકળ ચરાચર જગતની અસલ વસ્તુસ્થિતિનું તેમજ પોતાના નિજસ્વરૂપનું અને પરમાત્મા સાથેના અભેદભાવનું ભાન થાય છે.

ઉપર જણાવેલી હકીકતથી સ્પષ્ટ સમજમાં આવશે કે, “ થિયૉસૉફી ”-અને “થિયૉસૉફીકલ સોસાઈટી”નો કેવા પ્રકારનો તફાવત છે. બ્રહ્મવિદ્યા કે પરાવિદ્યાને “ થિયૉસૉફી ” કહેવામાં આવે છે. અને થિયૉસૉફીનો અભ્યાસ તથા પ્રચાર કરવા માટે–સન ૧૮૭૫ના વર્ષમાં મહાત્માઓની પ્રેરણા અનુસાર જે મંડળ સ્થાપવામાં આવેલું છે, તેને “થિયૉસૉફિકલ સોસાઈટી” કહેવામાં આવે છે. જગતભરમાં એટલે દુનિયાના દરેક ખંડોમાં આ મંડળની શાખાઓ સ્થપાયેલી છે, અને તેમાં બ્રહ્મ-વિદ્યાનો અભ્યાસ કરવામાં આવે છે.

જગતનાં સમષ્ટિકર્મોને લીધે અને વિકાસક્રમમાં યુગધર્મ પ્રમાણે, મહાન પરિવર્તન થવાની હકીકત આ “શ્વેતમંડળ”ના બે મહાત્માઓ–જેમનાં નામ મહાત્મા મોરૂ અને કૌથુમી છે, તેમણે “થિયૉસૉફિકલ મંડળ” “Theosophical Society”ની સ્થાપના કરવાનું કાર્ય હાથમાં લીધું. આ કાર્ય તેઓના વિકાસક્રમમાં આગળ વધેલા શિષ્યોની મારફત શરૂ કરાવ્યું. તેમાં પ્રથમ મૅડમ હેલીના પેટ્રોવ્ના બ્લૅવટ્સ્કી નામનાં રશિયન બાઈને પસંદ કરવામાં આવ્યાં, અને ત્યાર પછી કર્નલ ઑલકોટ નામના અમેરિકન ગૃહસ્થને તેમની સાથે તેમના સોસાઈટી સ્થાપન કરવાના કાર્યમાં મદદ કરવા માટે જોડવામાં આવ્યા. સોસાઈટીની પ્રથમ સ્થાપના અમેરિકામાં કરવામાં આવી, પણ પાછળથી તેનું કેન્દ્રસ્થાન હિન્દુસ્થાનમાં રાખવામાં આવ્યું, અને અદ્યાપિ પર્યંત એનું પ્રચારકાર્ય અડ્યાર (મદ્રાસ)થી જ કરવામાં આવે છે. જગતના અધ્યાત્મવિકાસનાં કેન્દ્રોમાં અડ્યાર એ ઘણું જ મહત્ત્વનું કેન્દ્ર છે.

[ અનુસંધાન પાન ૯૪ ઉપર ]

# સ્મૃતિ-સૌરભ

શ્રી. કુમાર

ડૉ. એસન્ટનું વ્યક્તિત્વ અનેકને મન કોયડારૂપ હતું ઘણા વિચારકો તેમને મૂર્તિભંજક માનતા. તો કેટલાયને તેઓ જુના વિચારના વહેમી Old and Orthodox તરીકે જણાતાં. અગમ્ય પંથના પ્રવાસીને તો તેમનામાં એક મહાન જાગૃત આત્માનાં દર્શન થતાં. તેમના અનુયાયીઓમાં તેઓ સત્યશોધક તરીકે પૂજાયાં. તેમના શિષ્યમંડળમાં તેઓ સદ્ગુરુ-સ્થાને સન્માનાયાં. બુદ્ધિવાદીઓનાં મનમાં તેમની કારકિર્દી એક વિચિત્ર ચિત્રાત્મક મહત્વાકાંક્ષા તરીકે જડાઇ ગઇ હતી. આવી ભિન્ન ભિન્ન વ્યક્તિત્વના અંશોને ધારણ કરનારી વિભૂતિ, માનવતાના ઇતિહાસમાં બહુ વિરલ પ્રમાણમાં મળી આવે છે. વિરોધાભાસોથી ભરપૂર છતાં સત્યપૂર્ણ તેમના જીવનનું વ્યક્તિત્વ અદ્દભુત અને અપૂર્વ છે.

જ્યાં જાય ત્યાં સત્યના અંશનો ય હ્રાસ કે વિપર્યાસ થતો દેખાતાં, તેઓ જાણે યુદ્ધે ચઢતાં ! કુસુમથી ય કોમળ અને ચાંદનીથી ય શીતલ સમાન લાગતાં એસન્ટમાં વારંવાર સેનાની યોદ્ધાના એવાં દર્શન થતાં કે બાહ્યદૃષ્ટિએ જણાતા પરાજયના પરિણામમાં પણ તેમની વિજયપતાકા ફરફરતી-પ્રતિપક્ષને પણ જણાતી. વક્તા તરીકે તો તેઓ અપ્રતિમ અને સ્વતંત્રતાના હિમાયતી તરીકે તો તેઓ અજોડ જ રહ્યા છે. તેમની વાણીમાં મનગમતું માધુર્ય ઉપરાંત, મનહરતું ઓજસ મઘમઘતું. તેમના પ્રતિભાશાળી પ્રવચનમાં, વિદ્વત્તા, વેધકતા, હૃદયસ્પર્શી અસરકારકતા તો હોય જ. પરંતુ પ્રારંભથી અંત સુધી તેમાં સમયની નિયમિતતા ( punctuality ) અને એકધારો સંવાદી પ્રવાહ પણ ઓતપ્રોત રહેતાં. લાખોની મેદનીમાં જ્યારે એમનો બોલ ઝીલાતો, ત્યારે સંપૂર્ણ શાંતિ પ્રસરતી. વિરોધી પણ પોતાના અંતરમાં ઊઠતાં વિરોધનાં વમળોને હૃદય બહાર લાવવા ઉત્સુક થઇ શકતો નહિ. આવી જાદુઇ અસર તેમની વાગ્ધારાની હતી.

તેમના શ્વાસેશ્વાસે સ્વતંત્રતાનો સાદ સંભળાતો. સ્વતંત્રતાના ઉચ્ચાકાશમાં ઉડ્ડયન કરવા આડે જે જે પ્રતિબંધો નડયાં, વિરોધની છૂટો ફેંકવામાં આવી અને તેમની પાંખોને વીંખી નાંખવા જે જે પ્રતિકૂળતાઓની દિવાલો ઊભી કરવામાં આવી—તે સર્વમાં હિમાલયની પેઠે અડગ—અચલ રહેનાર વીર વાસંતી મૈયાએ, ધર્મ—રાજકારણ શિક્ષણ કે સમાજ આદિ દરેક ક્ષેત્રમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યનો જ ઝંડો ઊડાવ્યો. આઝાદીની આબોહવાનો એમનો આદર્શ અપ્રતિમ હતો. પાખંડી પાદરીઓએ રચેલી સમવડીઆ સિદ્ધાન્તોની જાળમાં ગુંચવાતા ધર્મને મુક્તિ અપાવવા બેસન્ટે પોતાના ગૃહસંસારનો પણ ભોગ આપ્યો. રાજકારણમાં ય અખંડ હિન્દ અને આઝાદીના આદર્શ માટે, તેમની નીતિ સ્પષ્ટ અને સત્યપૂર્ણ રહી-અને તે માટે તેમણે લોકપ્રિયતાનો ભોગ સરકારનો બન્નેનો બોજ પોતાના ઉપર ઉતરવા દીધો. થિયોસોફી તથા અધ્યાત્મના ક્ષેત્રમાં પણ, બિલકુલ માંડવાળ ધરછોડ કે અર્ધદગ્ધતાને અનુમોદન ન ન આપતાં, તેમણે નિર્મળ સત્ય અને પૂર્ણ સ્વાતંત્ર્યનો જ આગ્રહ જારી રાખ્યો. આ તેમની સત્યનિષ્ઠા અને અણનમ ટેકના કારણે, પ્રત્યેક ક્ષેત્રમાં તેમનો માર્ગ સર્વદા કાંટાળો અને પ્રત્યાઘાતોથી ભરેલો જ રહ્યો. પણ તેમાંજ તેમણે જીવનશુદ્ધિનું લક્ષ્ય નિહાળ્યું.

नायमात्मा बलहीनेन लभ्यः । એ ઋષિવચનમાં શ્રદ્ધા સેવી, તેમણે બલ-સ્વરૂપ બનવાનો સંકલ્પ કર્યો. અને ખરે જ, અબલા મહાશકિત રૂપે થઇ. આત્માવલંબી બલસહ, ધૈર્ય, ઉત્સાહ, શ્રદ્ધા અને શકિત વડે, તેમણે હિંદમાં આવી જોયું તો, કરોડો મનુષ્યો ઊંડા મૂળ ઘાલેલી ગુલામીના પંથ નીચે ચગદાતા હતાં, ઢોંગી ધર્મ-ધુતારાઓના પાખંડ-ચક્ર નીચે પીસાતાં હતાં, અસંખ્ય વાડા-વર્ગ અને વિભાગોમાં તથા નિર્બલ વિદીર્ણ બની રહ્યા હતાં, આર્થિક શોષણ તથા અજ્ઞાન કે ધર્મવિમુખી કેળવણીના ભારથી પીડાતા હતાં. આ સઘળું જોઇને સ્વાતંત્ર્યના હિમાયતી બેસન્ટે, ધર્મોપદેશકના વાઘા પહેર્યાં. કારણ, એની ખાત્રી હતી કે, જીવનના કેન્દ્ર સમાન ધર્મ સિવાય વિશ્વના વિષમ ઝંઝાવાતોના મધ્યમાં ક્યાંય શાંતિનું સ્થાન નથી. ધર્મોના અભ્યાસે તેના આંતરશ્રવણમાં એક જ મંત્ર ગુંજારવ કરતો હતો. ' There is no religion higher than Truth. '

આ સંકલ્પથી, તેઓએ હૈયેહૈયામાં ધાર્મિક એકતાનો બંધુભાવ રેલાવ્યો. તેની અસરથી, લોકો પોતાના ધર્મની દરેક વિધિ-ક્રિયા વગેરેનું વાસ્તવ રહસ્ય વિચારતા થયાં, એટલું જ નહિ પણ માનવતાની બંધુતાના આધારે સર્વ ધર્મના અનુયાયીઓ પ્રત્યે સમભાવ કેળવવાની જરૂરિયાત ઉપર ભાર મૂકતા થયા. પ્રેય યા શ્રેય-ના કોઇ પણ ક્ષેત્રમાં,-પ્રથમ સત્યની સમજ અને પછી તે સમજુતીનો જે તે ક્ષેત્રમાં ઉચિત અન્વય-કરવા પ્રત્યે બેસન્ટની ધર્મક્રાન્તિએ ભાર મૂક્યો. અગણિત બંધનો અને રૂઢિ, મર્યાદાઓથી રૂદ્ધ થઇ રહેલા ભારતના આત્માને જોઇને, બેસન્ટમાંના દ્રવી ઊઠેલા સમભાવી હૃદયે મહાત્માઓની વાણીનો પોકાર કર્યોઃ .

उत्तिष्ठ जाग्रत । Wake up India નો ઉદ્‌ઘોષ વાણીવિલાસ નહોતો પણ કારુણિક હૃદયમાંથી સ્વયંસ્ફુરિત વહેતો સ્રોત હતો. તેમણે વારંવાર જગત સમક્ષ અને પાર્લામેન્ટ પ્રતિ ઉચ્ચારેલું કે જો, ભારત સ્વતંત્ર થાય તો તે જગતની માનવતાનો અમૂલ્ય ખજાનો બની જાય-એ એની ભવ્ય આશા સફળ બનાવવા, આપણે તે વીર વિભૂતિનું સ્મારક શી રીતે કરશું ?-એક જ રીતે, તેમણે પ્રબોધેલ વિશ્વબંધુત્વ, સત્યનો આશ્રય અને પૂર્ણ પ્રેમનું સ્વરાજ્ય-એ સિદ્ધાન્તોનો અમલ કરીને. અંતમાં છેલ્લા સૈકામાં સ્વામી વિવેકાનંદની પેઠે ભારતભૂમિમાં અજબ જાગૃતિ આણવાનું કાર્ય કરનાર, આદર્શ અભ્યાસી કાર્યકર્તાઓ ઉત્પન્ન કરનાર, વિભૂતિને વંદન. કારણ,

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥

ગીતા, ૧૦-૪૧ ॥

---

## ડૉ. એની બેસન્ટની અધ્યાત્મભાવના : [ પાન ૯૨નું ચાલુ ]

ડૉ. બેસન્ટ પ્રથમ ચાર્લ્સ બ્રેડલો સાથે " ફ્રી થીંકર " મંડળના કાર્યમાં જોડાયાં હતાં, પરન્તુ જ્યારે મૅડમ બ્લેવેટ્સ્કીનાં લખેલા "સીક્રેટ ડૉક્ટ્રીન"નાં પુસ્તકો વાંચવામાં આવ્યાં, ત્યારે તેમને ઇશ્વરના અસ્તિત્વના સંબંધમાં ઉદ્‌ભવેલા કેટલાક પ્રશ્નોનું સમાધાન થયું અને તેમનાં ચક્ષુ ખુલી ગયાં. તેઓ ત્યાર પછી મૅડમ બ્લૅવટ્સ્કીને રૂબરૂમાં મળ્યાં, અને તેમની સાથે થયેલ વાર્તાલાપથી સંપૂર્ણ સમાધાન કરી થિયોસૉફીકલ સોસાયટીમાં જોડાયાં. તેમના ગુરુદેવ મહાત્મા ઓના પ્રથમ સંબંધમાં આવી તેમના સંકેત પ્રમાણે સોસાયટીનું કાર્ય ઉપાડી લીધું. અને એ કાર્યને માટે પોતાનું આખું જીવન અર્પણ કીધું. ત્યાર પછીનું તેમનું વૃત્તાન્ત તો સર્વથી સુવિદિત છે.

વિદુષી બેસન્ટના જીવનનું ધ્યેય કેવલ સત્ય ઉપર રચાયેલું હતું. અને સત્યની શોધ ખાતર તેમણે ઘણી વિટંબણાઓ વેઠી, અને જીવનના શરૂ કાળમાં તો ધર્મનું રહસ્ય પ્રાપ્ત કરવામાં તેમણે ધર્મગુરુ પતિ તથા કુટુંબસુખ ઉપરાંત ભારે મૂલ્ય અને ભારે ભોગો આપ્યા.

એવી વીર વિભૂતિને અમારાં આજે વંદન હો ।

# અમ્માને અભિવંદના

શ્રી. કાન્તિલાલ મો. દલાલ

સત્ય અને માનવસેવાના મહાન આદર્શોને જીવનમાં ઉતારનાર, એક સાચા કર્મયોગીનું જીવંત દૃષ્ટાંત રજુ કરનાર, અવનતિને આરે ઉતરેલી, નિષ્પ્રાણ બનેલી હિન્દી પ્રજામાં નવચેતન અને નવશ્રદ્ધાના પૂનઃમંડાણ કરાવનાર મહાન વિભૂતિ ડૉ. એની બેસન્ટની જન્મશતાબ્દિ તારીખ પહેલી ઓકટોબરે અનેક સ્થળોએ ઉજવાતી હશે.

ડૉ. એની બેસન્ટનો જન્મ સને ૧૮૪૭ની પહેલી ઓક્ટોબરે લંડન શહેરમાં થયેલો. તેમના માતા આયરીશ હતા. અને તેમના પિતા મોસાળ પક્ષે આયરીશ હતા એટલે તેમનામાં પોણા ભાગનું આયરીશ લોહી વહેતું હતું. તેઓ પોતાને એક અંગ્રેજ નહિ, પરંતુ આયરીશ કહેવરાવવામાં ગૌરવ લેતાં. તેમનો બાલ્યકાળ સામાન્ય સુખી સંયોગોમાં વ્યતીત થયેલો. ધાર્મિક જ્ઞાન ઉપર તેમને નાનપણથી પ્રીતી હતી. ખ્રિસ્ત ધર્મના પુસ્તકો, " પીલ્ગ્રીમ્સ પ્રોગ્રેસ " અને " પેરેડાઈસ લૉસ્ટ " નો બાલ્યવયે તેમણે અભ્યાસ કરેલો, અને તે પુસ્તકોમાંની અદ્દભુત કલ્પનાસૃષ્ટિમાંથી પ્રભુની શોધનાં મંડાણ માંડેલા.

યુવાવસ્થામાં પગલાં માંડતાં, તેમના લગ્ન એક પાદરી સાથે થયાં, પરંતુ તેમનો ગૃહસંસાર સફળ નિવડયો નહિ—તેમને બે બાળકો એક પુત્ર અને એક પુત્રી—થયેલાં, પરંતુ રૂઢિચુસ્ત સામાજિક ધોરણોના અટપટા બરાબાઓ ઉપર અફળાઇ તેમના લગ્નજીવનનું નાવ ભાંગી ગયું. નાનપણથી તેઓ ધર્મ-શ્રદ્ધાળુ હતાં, પરંતુ જીવનની અનેક વિપરીત ઘટનાઓએ તેમને નાસ્તિકવાદ તરફ ધકેલ્યા. પછી તો તેમણે ધર્મની અને સમાજની અનેક દંભી માન્યતાઓ સામે પડકાર ફેંકયાં, અને તે સામે અઢાર વર્ષો સુધી સતત યુદ્ધ ચલાવ્યુ. તેમની તેજસ્વી લેખિની અને એટલી જ તેજસ્વી વાણી સમક્ષ ધર્મસત્તાઓ અને સમાજસત્તાઓના પાયા ડગમગવા લાગ્યા.

નાસ્તિકવાદમાંથી નીકળી તેઓ સમાજ-વાદમાં જોડાયા. ગરીબોનાં દુઃખો અને મજુરોનાં શોષણ વિદારવા તેમણે 'અનેક ઝુંબેશો ઉપાડી. દુઃખીઓની યાતનાઓને દૂર કરવા માટે તેમણે અવિરત્ પ્રયત્નો આદર્યાં. બેકાર શ્રમજીવીઓનો રોજી અપાવવા, અર્ધભૂખી મજુરબાળાઓને પેટ પુરતું અન્ન મળે એટલું વેતન અપાવવા, વગેરે અનેક પ્રકારની સમાજવાદી પ્રવૃત્તિઓમાં તેમણે અગ્રભાગ લીધો. માનવસેવા અને માનવકલ્યાણના કાર્ય માટે તેમણે જાતજાતના્ અખતરાઓ અજમાવ્યા.

પરંતુ એક દિવસ તેમને આ સર્વ જીવન કલહો અકારા લાગ્યા. તેમને માનવજીવન પાછળ કોઇ ધ્યેયની ઝંખના જાગી. અંતર-માંથી કોઇ ઉકેલ મળ્યો નહિ, પરંતુ તેમના અંતરનો અવાજ સાંભળી ઉકેલ મોકલ્યો હોય તેમ થોડા જ વખતમાં સુવિખ્યાત પત્રકાર મી. સ્ટેડ તરફથી અવલોકન અર્થે તેમને બે મોટાં પુસ્તકો મળ્યાં. એ પુસ્તકો બીજાં કોઇ નહિ, પણ થીઓસોફીકલ સોસાયટીના સ્થાપક મૈયા બ્લેવટ્સ્કીના લખેલ "સીક્રેટ ડોકટ્રીન"ના બે વોલ્યુમ હતાં.

એની બેસન્ટે એ બે ગ્રંથો વાંચ્યાં. તેઓ જેમ જેમ વાંચતા ગયા તેમ તેમ તેમના મનમાંની અનેક શંકાઓનાં ઉકેલ મળતા ગયા અને તેમને પ્રકાશનાં દર્શન થયાં; વિશ્વમાં ભિન્ન ભિન્ન દેખાતા તત્ત્વોનો કોઇ નિગૂઢ મહા યોજનામાં સમાવેશ થતો તેમણે નિહાળ્યો. અવલોકન લખી મોકલી, તેઓ તુરત પુસ્તકના લેખક મૈયા બ્લેવટ્સ્કી પાસે પહોંચી

ગયાં અને થીઓસોફીકલ સોસાયટીમાં જોડાઇ સનાતન પ્રકાશને પંથે વળ્યાં.

ઈ. સ. ૧૮૯૩માં છેતાલીસ વર્ષની વયે તેમણે આપણા પ્રાચીન આર્યાવર્તની પુણ્ય ભૂમિ પર પગ દીધો. તેમણે હિંદ વિષે ઘણું વાંચેલું અને હિંદ આવતા અગાઉ તેમને હિંદ પ્રત્યે પ્રેમ જાગેલો. તેમણે હિંદને પોતાની સાચી આધ્યાત્મિક માતૃભૂમિ માનેલી છે. હિંદમાં આવી તેઓ કાશી ગયા અને દેશની પરિસ્થિતિનું અવલોકન કર્યું. તેઓ જોઇ શકયા કે ઋષિમુનીઓનો આ પ્રાચીન દેશ પોતાની પૂર્વની સંસ્કૃતિને વિસરી રહ્યો છે, અને પાશ્ચાત્ય દેશોની કેવળ ભૌતિકવાદી માન્યતાઓ અને ભૌતિકવાદી જીવનપ્રણાલીઓ તરફ ઘસડાઇ રહેલ છે. તેમણે હિંદના જુદા જુદા ધર્મોનો અભ્યાસ કર્યો. તે દરેકની ફીલસુફીઓમાંથી એકપનું દોહન કર્યું, અને તેને પ્રજા સમક્ષ પોતાની સમર્થ વાણી અને કલમ દ્વારા રજુ કરવા માંડયું તેમણે રામાયણ, મહાભારત અને ગીતા જેવાં ધર્મપુસ્તકોના સુંદર અનુવાદો કર્યા, અને થોકબંધ પુસ્તકો લખી, અખબારોમાં લેખો લખી તથા વ્યાસપીઠો પરથી વ્યાખ્યાનોનો મહાપ્રવાહ વહેવરાવી, પશ્ચિમમાંથી આવી રહેલ જડવાદની આંધીને અવરોધી

એક સમયે સંસ્કૃતિના શિખરે પહોચેલ આ આર્યભૂમિની થઇ રહેલ અવનતિનાં કારણો તેમણે શોધવા માંડયા. તેમણે જોયું કે એ સર્વ અનિષ્ટોનું મૂળ વિદ્યાર્થીઓને શાળાઓ અને કૉલેજમાં અપાતી, હિંદને ગુલામીમાં રાખવા પરદેશીઓએ કરેલી કેળવણીની પ્રથામાં હતું તેમણે સારાયે શિક્ષણ ક્રમમાં ક્રાંતિ આણવાની આવશ્યકતા પારખી, અને પરિણામે બનારસ સેન્ટ્રલ હિન્દુ કૉલેજની સ્થાપના કરી, ત્યાં પ્રાચીન આર્ય ભાવનાને અનુરૂપ કેળવણી આપવાની શરૂઆત કરી. તેમણે શિક્ષણક્રમમાં ધાર્મિક પુસ્તકોનો અભ્યાસ, સર્વ ધર્મ. પ્રાર્થનાઓ, સંતપુરુષોનાં જીવનચરિત્રોનો અભ્યાસ ઇત્યાદિ દાખલ કર્યું. ક્રમે ક્રમે સેન્ટ્રલ હિંદુ કૉલેજ વિકસિત થઈ અને તેમાંથી અત્યારની મહાવિખ્યાત બનારસ હિંદુ યુનિવર્સિટિ પરિણમી છે કે જેણે દેશને અનેક સમર્થ સેવાભાવી કાર્યકરો તૈયાર કરી આપ્યા છે. સેન્ટ્રલ હિન્દુ કૉલેજ ઉપરાંત તેમણે દક્ષિણમાં મદનપલ્લીમાં, અડ્યારમાં તેમજ બીજાં સ્થળોએ કેળવણીનાં કેન્દ્રો સ્થાપી સાચી રાષ્ટ્રીય કેળવણીના પાયા રોપેલા છે. કેળવણીના ક્ષેત્રમાં ડૉ. બેસન્ટની અનેકવિધ સેવાઓ માટે બનારસ યુનિવર્સિટીએ તેમને ડી. એલ. ની માનવંત પદવી એનાયત કરી હતી.

ડૉ. બેસન્ટે સામાજિક ક્ષેત્રમાં પણ ઘણું કાર્ય કરેલું છે. તેમણે અસ્પૃશ્યતા-નિવારણ માટે અનેકવિધ પ્રવૃત્તિઓ હાથ ધરી હતી, અને અંત્યજો માટેની એક શાળા પણ અડ્યારમાં કાઢી હતી. સ્ત્રી કેળવણી તેમ જ સ્ત્રીઓના સામાજિક અને આર્થિક ઉત્કર્ષ માટે તેમણે કાર્ય કરેલું છે. સ્ત્રીઓને પોતાના જીવનવિકાસ માટે પુરુષો જેટલી જ તકો મળે અને તેમના જુદા જુદા સામાજિક તેમજ રાજકીય હક્કોનો સ્વીકાર થાય, તે માટેની લડતમાં ડૉ. બેસન્ટ મોખરે રહેલાં છે. બીજા પણ અનેક સામાજિક પ્રશ્નો, બાળલગ્નો, વિધવાઓના પ્રશ્નો ઇત્યાદિ બાબતોમાં તેમણે ઉપયોગી માર્ગદર્શન આપેલું છે.

રાજકીય ક્ષેત્રમાં ડૉ. બેસન્ટનો ફાળો અનેરો છે. પોતે અંગ્રેજ શરીરમાં જન્મ લીધો હોવા છતાં તેમણે હિંદને પોતાની માતૃભૂમિ તરીકે અપનાવેલી હતી. પરદેશી અમલ હિંદના આત્માને કચરી રહ્યો હતો તે તેમણે જોયું

અને હિંદ માટે સ્વરાજ્યની લડતમાં ઝંપલાવ્યું. સને ૧૯૧૪ માં તેમણે પોતાનું "ન્યુ ઇન્ડિયા" દૈનિક પત્ર શરૂ કર્યું અને તે દ્વારા પ્રજામતને તૈયાર કરવા માંડયો. સને ૧૯૧૬ માં તેમણે "હોમરૂલ"ની ચળવળ શરૂ કરી અને સારાયે દેશમાં ઘૂમી એક મહાપ્રચંડ આંદોલન ઊભું કર્યું. ચારે કોર "બેસન્ટ માતકી જય"ના ઘોષ ઉઠયા.. સરકાર તેમના કાર્યની વ્યાપકતાથી થરથરી ઊઠી. મદ્રાસના તે સમયના ગવર્નર લોર્ડ પેન્ટલેન્ડે તેમને રૂબરૂ તેડાવી આવી રાજ્યદ્રોહી ચળવળ છોડી દેવા બહુ સમજાવ્યાં, પણ ડૉ. બેસન્ટ ન ડગ્યાં. સરકારે તેમને નજરકેદમાં પૂર્યાં, પણ છેવટે લોકજાગૃતિ સમક્ષ તેને નમવું પડયું અને ત્રણ જ મહિના પછી તેમને છોડી દેવા પડયાં. તે પછી કલકત્તાના કોંગ્રેસ અધિવેશનમાં ડૉ. બેસન્ટ પ્રમુખ તરીકે નિમાયાં, અને એ રીતે તેમણે આ દેશના રાજકારણમાં મહત્વનો ભાગ ભજવેલો છે. પાછળથી તેઓ મહાત્મા ગાંધીજીની સત્યાગ્રહ અને અસહકારની લડત સાથે સંમત થયાં નહિ. તેમને આ પ્રકારની લડત દેશને આંતરિક અશાંતિની ઊંડી ગર્તા તરફ દોરી જતી દેખાઇ, તેમાં કોમી વેરઝેરનાં બીજો વવાતાં દેખ્યા, અને તેથી તેમણે આ લડત સામે પોતાનો બુલંદ અવાજ ઊઠાવ્યો. તે વખતની તેમની માન્યતા કેટલી સાચી હતી તે આપણે આજે દેશમાં પ્રસરેલી કોમી આગમાંથી જોઇ શકીએ છીએ.

થીઓસોફીકલ સોસાયટીના સ્થાપક પ્રમુખ કર્નલ એચ. એસ. ઓલ્કોટનું અવસાન થતા સને ૧૯૦૭ માં બેસન્ટ થીઓસોફીકલ સોસાયટીના પ્રમુખ તરીકે ચુંટાયાં અને તે સ્થાને દર સાત વર્ષે ફરી ફરી ચુંટાઇ પચીસ વર્ષ સુધી થીઓસોફીકલ સોસાયટીના જગદ્વ્યાપી મહાવૃક્ષને પોતાના જ્ઞાન-ભક્તિ અને કર્મના ત્રંડાગેમાંથી અમૃત સીંચી સીંચીને સદાએ નવપલ્લવિત રાખેલું છે. થીઓસોફી એટલે ઇશ્વરી જ્ઞાન ઉપર તેમણે સેંકડો પુસ્તકો લખેલાં છે અને જગતને આધ્યાત્મિક સત્યોનો માર્ગ ચીંધેલો છે.

જાહેર જીવનમાં તેઓ જેમ મહાશક્તિશાળી હતાં, તેમ અંગત જીવનમાં તેઓ એક પુષ્પથી પણ અધિક મૃદુ હતાં. તેમના સંબંધમાં જેઓ જેઓ આવતા તે સર્વના પ્રત્યે ડૉ. બેસન્ટ બહુજ પ્રેમપૂર્વક વર્તતાં અને તેથી દરેકના મનમાં તેમના પ્રત્યે માતૃભાવ ઉત્પન્ન થતો. અને ખરેજ હજારો મનુષ્યો તેમને 'અમ્મા'ના સ્નેહભર્યા નામથી સંબોધતા. વિરોધીઓ પ્રત્યે પણ તેઓ સદા ઉદારવૃત્તિ રાખતાં અને કોઇપણ પ્રતિસ્પર્ધીની પીઠ પાછળ તેમણે કદી પણ ઘા કર્યો નથી.

માનવજાતિના ભાવિનું તેમણે સ્પષ્ટ દર્શન કરેલું હતું વિકાસક્રમની પાયરીઓ ઉપર આગળ વધતાં મનુષ્ય જે મહાસિદ્ધિ પ્રાપ્ત કરશે તે ભવિષ્યનું તેમને દર્શન થયું હતું અને તેથી તેમના જીવનમાં આદર્શવાદ જન્મ્યો હતો. તેઓ મનુષ્યજાતિના વિકાસમાં સ્હાયરૂપ નીવડે તેવી દરેક પ્રવૃત્તિમાં રસ લેતાં અને તેમાં પોતાની સહાનુભૂતિ અને સેવા અર્પતાં. તેઓ મહા પરોપકારવાદી હતાં. તેમણે અનેક વિદ્યાર્થીઓને અને દુઃખી મનુષ્યોને આર્થિક સ્હાયો આપેલી છે, પરંતુ તેમણે જે મહાન કાર્ય કર્યું તે તો એ છે કે, તેમણે બીજાંઓને પોતપોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખવ્યું અને તેમનામાં આત્મશ્રદ્ધા અને આત્મગૌરવ ઉત્પન્ન કર્યાં. અનેક સ્ત્રી પુરુષોને તેમણે સાચા જીવનની તાલીમ આપેલી છે અને પરમપદના માર્ગે વાળેલાં છે. ડૉ. બેસન્ટ આજે આપણી વચ્ચે નથી. તેમનો ક્ષર દેહ ચાલ્યો ગયો છે, પણ તેમના અક્ષરદેહે તેઓ આપણી વચ્ચે સદા વિદ્યમાન છે—રહેશે, અને આપણને પ્રોત્સાહન તથા પ્રેરણાનાં સદા પાન કરાવશે. હો એ અનેકાનેક માનવગાથાના અંતરમાં અમર બનેલી **અમ્માને અભિવંદના !**

# ડૉ. બેસન્ટ ગાય છે નારીગૌરવ

શ્રી. શિવલાલ અ૦ મોદી

હિન્દમાં રાજકીય જાગૃતિની સાથે સાથે સ્ત્રીઓમાં પણ જાગૃતિ આવી છે. પ્રાચીન સમયમાં જેમ સ્ત્રીઓ યજ્ઞાદિ વિધિમાં પુરુષોની સાથે રહેતી તેમ આપણા દેશના મુક્તિ યજ્ઞમાં પણ સ્ત્રીઓ પુરુષોના પડખે રહી છે. બંગાળાના ભાગલાઓ સામે ઝુંબેશ ઉઠાવવામાં, દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ તરફના અન્યાયો સામે, અને એક પછી એક આવતા આઝાદીના સંગ્રામોમાં પુરુષો સાથે ખભેખભા મેળવી હિન્દની સ્ત્રીઓએ અનેક યાતનાઓ સહી છે, સંકટો વેઠર્યા છે, જેલો ભરી છે, લાઠીઓ, ગોળીઓ અને ટીઅરગેસ સામે ઝઝુમી છે. એટલું જ નહિ પણ ભારતની લાડિલી પુત્રી વિજયાલક્ષ્મી પંડિતે સંયુકત રાષ્ટ્રપરિષદમાં ભારતનો અવાજ ગુંજતો કર્યો છે.

## સ્ત્રીઓની અવદશાના મૂળમાં :

પરંતુ આજેય હિન્દની સ્ત્રીઓનો આમ-સમુદાય અંધકારમાં, અજ્ઞાનતામાં સબડે છે. હિન્દે રાજકીય ગુલામીની જંજીરો તોડી છે, પરંતુ સ્ત્રીઓ એ મુકત હવાની આલ્હાદકતા માણી શકે ત્યારે ખરી. હજુ યે સ્ત્રીઓનો મોટો ભાગ ભયંકર અવદશા ભોગવે છે. સ્ત્રી અને પુરુષ વચ્ચે આજે પણ ઘણું અંતર રહ્યું છે. ડૉ. એની બેસન્ટ આ પરિસ્થિતિનું કારણ સમજાવતાં લખે છે કે " મધ્ય સદીમાં હિન્દમાં બે સંસ્કૃતિઓના પ્રવાહો વહેવા લાગ્યા હતા. એક પૂર્વની સંસ્કૃતિ અને બીજી પશ્ચિમની. સ્ત્રીઓ પૂર્વની સંસ્કૃતિના વહેણમાં વહી જતી હતી, ત્યારે પુરુષો સંજોગોવશાત પશ્ચિમની સંસ્કૃતિના પ્રવાહમાં તણાવા લાગ્યા. આના પરિણામે સ્ત્રી અને પુરુષ વચ્ચે પહેલાં જે સહકાર હતો તે પછી ભાંગ્યો સ્ત્રીઓની ધર્મપરાયણતામાં પુરુષોની સહાનુભૂતિ ન રહી. બુદ્ધિની ખીલવણીના અભાવે ધાર્મિક જીવન સંકુચિત બની ગયું અને આદર્શવાદની પ્રેરણાના અભાવે જાહેર જીવન વિકૃત બની ગયું. આમ જીવનના આ બે પાસાઓના સમીકરણને બદલે વિભાગો થઈ ગયા. "

સ્ત્રીઓની હાલની પરિસ્થિતિ ઉપર વધુ પ્રકાશ નાખતા ડૉ. બેસન્ટ લખે છે કે, સ્ત્રીઓ પૂર્વની સંસ્કૃતિનું સાચું સ્વરૂપ જાળવી શકી નહિ અને પ્રાચીન સંસ્કૃતિની માત્ર વિકૃત અનુકૃતિ જ સ્ત્રીઓમાં રહી તેનો સ્વાર્પણભાવ ચાલુ રહ્યો, પરંતુ પ્રાચીન જ્ઞાન ભૂલાઈ ગયું. ઘરમાં તેનું આધિપત્ય રહ્યું ખરું પણ જાહેર જીવનમાંથી તે ખસી ગઈ. "

## ભારતનું પ્રાચીન સ્ત્રીત્વ :

પ્રાચીન ભારતનું સ્ત્રીત્વ કેવું હતું તેના દાખલાઓ ટાંકી બતાવતાં ડૉ. એની બેસન્ટ લખે છે કે " પ્રાચીન ભારતની આદર્શ સ્ત્રી ખમીરવાળી માટીમાંથી ઘડાએલી હતી. દમયન્તી પાસે તેના પતિના રાજ્યના સચિવો અને ધુરંધરો સલાહ પૂછવા આવતા, અને તેના પતિના દોષો માટે તેની આગળ ફરિયાદ પણ કરતા. સીતા, દુશ્મનો વચ્ચે એકલી હોવા છતાં નીડર રહી. તેણે અનેકવાર પોતાની સચ્ચાઈ પુરવાર કરી આપી અને છેવટે ગૌરવભેર વનમાં ગઈ. ગાર્ગીએ મહાવિદ્વાનોને પણ દલીલબાજીમાં હરાવ્યા. કુંતિએ પોતાના પુત્રોને વીરત્વભરી દોરવણી આપી. ગાંધારીએ સેનાનાયકોની વચ્ચે જઈને પોતાના પુત્રને ઠપકો આપ્યો...રાજપૂતાના અને મહારાષ્ટ્રની વીરાંગનાઓએ પ્રાચીન હિન્દના સ્ત્રીત્વનો ગૌરવભર્યો વારસો જાળવ્યો. તેઓ પોતાના પતિને રાજકાર્યમાં સલાહ આપતી, રણક્ષેત્રમાં પતિના પડખે રહી લડતી, પોતાનો પુત્ર સગીર હોય ત્યારે રાજ-કારભાર પોતે સંભાળી લેતી અને જરુર પડે રાજ-દંડ પણ ધારણ કરતી...પરંતુ પશ્ચિમનો પવન વાયો અને સ્ત્રીઓના જીવનની સભરતા હણાઈ; પુરુષો કઠણ કાળજાના, અનાદરકતવાળા અને ઓછી દેશભકિતવાળા થયા. "

**સ્ત્રીની દિવ્યતા :**

સ્ત્રી અને પુરુષના દૈવી સંબંધનો ઉલ્લેખ કરતાં મિસિસ બેસન્ટ લખે છે, "સ્ત્રી અને પુરુષ એ બન્ને પ્રભુના અંશ જ છે ઈશ્વરે સૃષ્ટિના સર્જન માટે પોતાનામાંથી જ સ્ત્રીને ઉત્પન્ન કરી. તેથી પુરુષ જેટલી જ સ્ત્રી પણ દૈવી છે. જીવનના વિકાસ માટે સ્ત્રી અને પુરુષમાં એક બીજાનાં પૂરક લક્ષણો છે. એ લક્ષણોને પૂર્ણપણે ખીલવીને એક બીજાની ત્રુટીઓ દૂર કરવાની છે. એક બીજામાં વ્યક્તિત્વ ભેળવી દેવાનું છે, અને પાછું અદ્વૈતને પામવાનું છે."

તેથી ડૉ. બેસન્ટ પુરુષોના જેટલી જ સ્ત્રીઓની પણ કેળવણી એ મૂળભૂત આવશ્યકતા છે એમ પ્રતિપાદન કરે છે. તેઓ કહે છે કે "પુરુષોની જેમ સ્ત્રીઓ સમક્ષ પણ ફિલસુફી, સાહિત્ય, વિજ્ઞાન અને કલાના ભંડારો ખુલ્લા મુકી દેવા જોઇએ....પુરુષ સંતોના જેટલી જ સ્ત્રીસંતોની પણ હિન્દને જરૂર છે નૂતન હિન્દનો મજબુત અને ઊંડો પાયો નાખવા પુરુષની બુધ્ધિ જેટલી જ સ્ત્રીઓની બુધ્ધિની પણ જરુર છે....જ્યારે ભારતની પુત્રીઓ તેમના નાજુક પણ મક્કમ હાથ હિન્દની ઉન્નતિમાં લગાડશે ત્યારે હિન્દનો ઉધ્ધાર ત્વરિત બનશે." જાહેર જીવનમાં પડેલાં સરોજિની નાયડુ અને વિજયાલક્ષ્મી પંડિતનાં દૃષ્ટાન્તો જોતાં ડૉ. બેસન્ટના આ ઉદ્દ્ગારોને સત્ય હકિકતનું રૂપ ધારણ કરતા આપણે આજે જોઇએ છીએ.

**વિશિષ્ટ લક્ષણ :**

સ્ત્રીઓની વિશિષ્ટ મહત્તા દર્શાવતાં ડૉ. બેસન્ટ લખે છે કે "સ્ત્રી જે શીખે છે તે પુરુષ કરતાં વધારે સારી રીતે જીવનમાં વણી લે છે. કારણ કે પુરુષ જેમ જન્મથી કાયદા ઘડનારો છે તેમ સ્ત્રી જન્મથી જ તેનો અમલ કરનારી છે...જીવનના સત્યને આચરણમાં ઉતારવું તે સ્ત્રીનું વિશિષ્ટ લક્ષણ છે. પુરુષ વધારે તર્કવાદી છે જ્યારે સ્ત્રી વ્યાવહારિક છે. માત્ર બૌધ્ધિક વિહારથી તે સંતોષ માનતી નથી. જ્ઞાનને આચરણમાં ઉતારવાની તેનામાં સહજ વૃત્તિ છે. આદર્શ પ્રમાણે જીવન જીવવામાં આવતી મુશ્કેલીઓ અને આપવા પડતા ભોગોને તે ગણકારતી નથી સ્વાર્પણ એ તો તેના દૈનિક જીવનનો ક્રમ છે. તે પુરુષની જેમ ભોગ આપવામાં ગણત્રીબાજ નથી. પત્ની તરીકે કે. માતા તરીકે, કુટુંબનું હિત તેના હૈયે એટલું તો વસેલું હોય છે કે પોતાના અંગત સુખ-સગવડને પોતાના પ્રિયજનોના હિતને આડે કદિ યે આવવા દેતી નથી. આ સ્વાર્પણ-ભાવના દેશના કલ્યાણ સુધી વિસ્તૃત બને છે ત્યારે તે ત્યાં પણ તેટલીજ ખીલી ઊઠે છે.

ડૉ. બેસન્ટ ઘણીવાર પોતાના વ્યાખ્યાનોમાં ભગવાન મનુનાં સૂત્રો ટાંકતાં અને કહેતા કે "પિતાઓ ભાઇઓ પતિઓ અને પતિના ભાઇઓ જેઓ કલ્યાણ ઇચ્છે છે તેઓએ સ્ત્રીઓને સન્માનવી જોઇએ. જ્યાં જ્યાં સ્ત્રીઓ પૂજાય છે ત્યાં ત્યાં દેવો આનંદે છે. પરંતુ જ્યાં સ્ત્રીઓનું સન્માન થતું નથી ત્યાં ધર્મક્રિયાઓનું ફળ મળતું નથી. જ્યાં સ્ત્રીઓ તરફ ગેરવર્તાવ હોય છે ત્યાં આખા કુટુંબનો વિનાશ થાય છે. જ્યાં સ્ત્રીઓ દુઃખી નથી, ત્યાં કુટુંબ આબાદ થાય છે. જે ઘરમાં સ્ત્રીનું યોગ્ય સ્થાન નથી તે ઘર ઉપર શ્રાપ ઉતરે છે. અને તેનો સર્વ નાશ થાય છે."

ડૉ. બેસન્ટ સ્ત્રીઓનું ફક્ત ગૌરવ જ ગાતાં નથી-તેઓ સ્ત્રીઓના સાચા હિતને દૃષ્ટિ બહાર રાખતા નહિ. તેઓ પશ્ચિમના આંધળા અનુકરણ સામે હિન્દની સ્ત્રીઓને ચેતવે છે, અને લખે છે કે "હિન્દની સ્ત્રીઓએ પશ્ચિમનું અનુકરણ કરવાનું નથી. પશ્ચિમમાં જીવન ટકાવવા માટે આર્થિક પરિસ્થિતિને લીધે સ્ત્રીઓને પુરુષો સામે હરિફાઈ કરવી પડે છે. ગર્ભાવસ્થા સમયે પણ તેમને સખ્ત જીવન જીવવું પડે છે. પરિણામે તેમના બાળકોને વેઠવુ પડે છે." તે સાથે સાથેજ પશ્ચિમમા હિન્દનું સ્ત્રીત્વ ફેલાવવું ઇચ્છવા યોગ્ય છે કે કેમ તેના જવાબમા ડૉ. બેસન્ટ કહે છે કે "આ અશક્ય છે. પશ્ચિમના ધમાલિયા જીવનમાં અને વ્યક્તિમત્તામાં હિન્દની નારીની

કોમળ, લાવણ્યમયી, મધુતા અને મૃદુતાભરી વિનમ્ર સભ્યતા અને સૌમ્ય ગૌરવશીલતા ફાલી શકે જ નહિ "

**સ્ત્રીની મુક્તિ –**

સ્ત્રીઓને દરેક ક્ષેત્રમાં ઝંપલાવવાની તકની સમાનતાની હિમાયત કરતાં ડૉ. બેસન્ટ કહે છે કે " હિન્દની ઉન્નતિ માટે સ્ત્રીઓને ઉઘાડું ક્ષેત્ર મળવું જોઇએ. તેમના હાથ છુટા હોવા જોઇએ અને તેમને અબાધિત પ્રવૃત્તિ મળવી જોઇએ. એક જાતિ બીજાને ગુલામ બનાવે તે માટે બે જાતિઓ ઘડાઇ નથી, પણ જીવનને પૂર્ણ બનાવવા, બન્ને જાતિઓમાં રહેલી પરસ્પર ભિન્નતાનું સમીકરણ કરવા ભિન્ન જાતિઓ ઘડાઇ છે. પરષત્વની જેમ સ્ત્રીત્વ પણ માતૃભૂમિને ચરણે ..ણ થવું જોઇએ. બન્નેના ઐક્યમા જ હિન્દની તાકાત, શિસ્ત અને સ્વતંત્રતા રહેલી છે.

ડૉ. બેસન્ટ ભારતના સ્ત્રીત્વને અંજલિ આપતા લખે છે કે " ચારે તરફ આપણે જોઇશું તો આપણને હિન્દના સ્ત્રીત્વનો ભવ્ય ઉદય દેખાશે સ્ત્રી એ તો દિવ્યશક્તિ છે. તેના વગર પુરુષ જીવનની પૂર્ણતાને પામી શકતો નથી...સ્ત્રીઓ તો પુરુષમાં રહેલી મહત્તાને પ્રેરનારી' છે...સ્ત્રી પુરુષની ભાગીદાર છે, ગુલામ નહિ; સ્ત્રી પુરુષની સહચરી છે, હરિફ નથી; સ્ત્રી પુરુષની પૂરક છે, વિરોધી નથી; સ્ત્રી પુરુષની સહાયક છે, બોજો નહિ સ્ત્રીની મુક્તિમાં ભારતની સાચી મુક્તિ છે. માતૃભૂમિ અને માતાની ગુલામીનો અંત સાથે જ આવવો જોઇએ. "

આમ ડૉ. બેસન્ટ તેમનાં વ્યાખ્યાનો અને લેખોદ્વારા સ્ત્રીઓનું સાચું સ્થાન સમજાવે છે. સ્ત્રીઓને યોગ્ય સન્માન આપવા અને તેના સ્થાને સ્થાપવા ઉદ્‌બોધે છે, સ્ત્રીઓને તેમના કર્તવ્યનું ભાન કરાવે છે, અને જ્યાં જ્યાં જરુર લાગે ત્યારે ચેતાવે છે. તેઓ એક પરદેશી બાઇ હોવા છતાં હિન્દને તેમણે પોતાની માતૃભૂમિ ગણી છે. હિન્દની અનેકવિધ સેવામાં તેમણે હિન્દની સ્ત્રીઓની પણ સેવા કરી છે. માનવતાને ચરણે તેમણે પોતાનું સમગ્ર જીવન સમર્પીને સ્ત્રીત્વના ગૌરવને જ્વલંત બનાવ્યું છે. હિન્દ ડૉ. બેસન્ટનું ઋણ શી રીતે અદા કરશે ? હાલ તો ડૉ. બેસન્ટની શતાબ્દિ શાનદાર રીતે ઉજવીને જ.

---

## —: નિવેદન :—

જીવનને ઉન્નત કરનાર સદ્‌ગુણોથી સંપન્ન અને સુન્દર એવી ગુણસુન્દરી ડૉ. એની બેસન્ટની મહાવિભૂતિને, " ગુણસુન્દરી " માસિક આ શતાબ્દિગૌરવના અંક દ્વારા પ્રણામપૂર્વક અંજલિ આપે છે. માત્ર હિન્દના જ નહિ પણ સમસ્ત વિશ્વનાં ગૃહે ગૃહો, ગુણસુન્દરીઓના ગૌરવ સમી બેસન્ટના વ્યક્તિત્વથી ગાજી ઉઠો, એવી આશીષ એની માતા આ પર્વના અવસરે આપે એજ અભ્યર્થના.

આ અંક માટે જે લેખક બાઇબેનોએ તથા બંધુઓએ અમને સહકાર આપ્યો છે તેમનો અમે હાર્દિક આભાર માનીએ છીએ અને તેઓની સેવા શ્રી. બેસન્ટ માતાના ચરણોમાં નિવેદન કરીએ છીએ

સ્થળસંકોચ અને ઇતર કારણોસર, ઘણા લેખોને અમે સ્થાન આપી શક્યા નથી. તો લેખકો અમને દરગુજર કરશે. આવતો અંક દિવાળી અંક તરીકે તા. ૧૦ મી નવેમ્બરે પ્રકટ થશે. તે માટે લેખકોને તેઓનું લખાણ જલદીથી –' કુમાર ' મહાવીરસ્વામીની પોળ વડોદરા–ને મોકલવા વિનંતિ છે.

કોમળ, લાવણ્યમયી, મધુતા અને મૃદુતાભરી વિનમ્ર સભ્યતા અને સૌમ્ય ગૌરવશીલતા દાખી શકે જ નહિ "

**સ્ત્રીની મુક્તિ –**

સ્ત્રીઓને દરેક ક્ષેત્રમાં ઝંપલાવવાની તકની સમાનતાની હિમાયત કરતાં ડૉ. બેસન્ટ કહે છે કે " હિન્દની ઉન્નતિ માટે સ્ત્રીઓને ઉઘાડું ક્ષેત્ર મળવું જોઇએ. તેમના હાથ છુટા હોવા જોઇએ અને તેમને અબાધિત પ્રવૃત્તિ મળવી જોઇએ. એક જાતિ બીજાને ગુલામ બનાવે તે માટે બે જાતિઓ ઘડાઇ નથી, પણ જીવનને પૂર્ણ બનાવવા, બન્ને જાતિઓમાં રહેલી પરસ્પર ભિન્નતાનું સમીકરણ કરવા ભિન્ન જાતિઓ ઘડાઇ છે. પુત્રત્વની જેમ સ્ત્રીત્વ પણ માતૃભૂમિને ચરણે ...ણ થવું જોઇએ. બન્નેના ઐક્યમા જ ...ન્દની તાકાત, શિસ્ત અને સ્વતંત્રતા રહેલી છે.

ડૉ. બેસન્ટ ભારતના સ્ત્રીત્વને અંજલિ આપતાં લખે છે કે " ચારે તરફ આપણે જોઇશું તો આપણને હિન્દના સ્ત્રીત્વનો ભવ્ય ઉદય દેખાશે સ્ત્રી એ તો દિવ્યશક્તિ છે. તેના વગર પુરુષ જીવનની પૂર્ણતાને પામી શકતો નથી...સ્ત્રીઓ તો પુરુષમાં રહેલી મહત્તાને પ્રેરનારી છે...સ્ત્રી પુરુષની ભાગીદાર છે, ગુલામ નહિ; સ્ત્રી પુરુષની સહચરી છે, હરિફ નથી; સ્ત્રી પુરુષની પૂરક છે, વિરોધી નથી; સ્ત્રી પુરુષની સહાયક છે, બોજો નહિ સ્ત્રીની મુક્તિમાં ભારતની સાચી મુક્તિ છે. માતૃભૂમિ અને માતાની ગુલામીનો અંત સાથે જ આવવો જોઇએ. "

આમ ડૉ. બેસન્ટ તેમનાં વ્યાખ્યાનો અને લેખોદ્વારા સ્ત્રીઓનું સાચું સ્થાન સમજાવે છે. સ્ત્રીઓને યોગ્ય સન્માન આપવા અને તેના સ્થાને સ્થાપવા ઉદ્બોધે છે, સ્ત્રીઓને તેમના કર્તવ્યનું ભાન કરાવે છે, અને જ્યાં જ્યાં જરુર લાગે ત્યારે ચેતાવે છે. તેઓ એક પરદેશી બાઇ હોવાં છતાં હિન્દને તેમણે પોતાની માતૃભૂમિ ગણી છે. હિન્દની અનેકવિધ સેવામાં તેમણે હિન્દની સ્ત્રીઓની પણ સેવા કરી છે. માનવતાને ચરણે તેમણે પોતાનું સમગ્ર જીવન સમર્પીને સ્ત્રીત્વના ગૌરવને જ્વલંત બનાવ્યું છે. હિન્દ ડૉ. બેસન્ટનું ઋણ શી રીતે અદા કરશે ? હાલ તો ડૉ. બેસન્ટની શતાબ્દિ શાનદાર રીતે ઉજવીને જ.

---

## —: નિવેદન :—

જીવનને ઉન્નત કરનાર સદ્‌ગુણોથી સંપન્ન અને સુન્દર એવી ગુણસુન્દરી ડૉ. એની બેસન્ટની મહાવિભૂતિને, "ગુણસુન્દરી" માસિક આ શતાબ્દિગૌરવના અંક દ્વારા પ્રણામપૂર્વક અંજલિ આપે છે. માત્ર હિન્દના જ નહિ પણ સમસ્ત વિશ્વનાં ગૃહે ગૃહે, ગુણસુન્દરીઓના ગૌરવ સમી બેસન્ટના વ્યક્તિત્વથી ગાજી ઉઠે, એવી આશીષ એની માતા આ પર્વના અવસરે આપે એજ અભ્યર્થના.

આ અંક માટે જે લેખક ભાઇબહેનોએ તથા બંધુઓએ અમને સહકાર આપ્યો છે તેમનો અમે હાર્દિક આભાર માનીએ છીએ અને તેઓની સેવા શ્રી. બેસન્ટ માતાના ચરણોમાં નિવેદન કરીએ છીએ.

સ્થળસંકોચ અને ઇતર કારણોસર, ઘણા લેખોને અમે સ્થાન આપી શકયા નથી. તો લેખકો અમને દરગુજર કરશે. આવતો અંક દિવાળી અંક તરીકે તા. ૧૦ મી નવેમ્બરે પ્રકટ થશે. તે માટે લેખકોને તેઓનું લખાણ જલદીથી — 'કુમાર' મહાવીરસ્વામીની પોળ વડોદરા—ને મોકલવા વિનંતિ છે.



# દીપોત્સવી અને નવા વર્ષનાં અભિનંદન



નૂતન મંગલ

[illegible]

આવે છે પ્રતિ વર્ષ, નૂતન છતાં ક્હેવાય જે સર્વદા,
ભાસે નિત્ય પ્રભાત ભાનુ સમ જે, ટાળે તિમિરાપદા,
ભાંગી ઘોર ગુલામી નિંદર નિશા, ઉગી ઉષા મુક્તિદા,
સાચી ભારત ભાગ્ય દર્શ પ્રતિભા સિદ્ધિપ્રદા મંગલા.

શ્રી 'કુમાર'



ડીઝાઈન આર્ટીસ્ટ ] [ સૌ. ભામિની વિ. મહેતા

રંગોળીનો એક કલાત્મક નમૂનો

ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

દીપોત્સવી અંક



## नूतनवर्षाभिलाषा

( वसन्ततिलकावृत्तम् )

स्वातन्त्र्यसिद्धिवशतो नितरां प्रसन्नो
देशो महर्षिगणवाससमृद्धकीर्तिः ।
विद्याकलोद्यमविभूतिमनोज्ञयोगं
प्राप्तः प्रभावमवनावतुलं तनोतु ॥

મહર્ષિઓના સમુદાયના નિવાસથી જેની કીર્તિ વૃદ્ધિ પામી છે, અને સ્વતંત્રતાની સિદ્ધિથી જે અત્યંત પ્રસન્ન થયો છે તે ભારતદેશ વિદ્યા, કલા, ઉદ્યોગ અને વૈભવના રમણીય સહકારને સિદ્ધ કરી પૃથ્વી વિષે પોતાના અનુપમ પ્રભાવને પ્રસારો !

શ્રી. કૌશિકરામ વિ. મહેતા



## હરણું

( હો મારાં નયના નિંદર વિસર્યા. એ લય )

હો મારા તનવનમાં એક હરણું !
ચરતું ફરતું લઇ તરણું....હો મારા૦

તેને પકડવાને આતુર થઇ હું પાછળ પાછળ ફરતો,
ચંચળ પગલે મૃગલું નાસે, યત્ન હું વિધવિધ કરતો,
એનું શીઘ્ર ગમન જેમ શરનું....હો મારા૦

પકડું પકડું ત્યાં તત્ક્ષણ છટકે,
ઘડીમાં અહિં ઘડીમાં તહિં ભટકે,
નયનચરણુને લટકે,
એનું ચપલપણું શું વર્ણું !....હો મારા૦

એવામાં નાદ અનાહત ઊઠયો, મુગ્ધ થઇ ગયું મૃગલુ,
ચંચળતા તેની ચાલી ગઇ, તેનું ત્યાંજ ઠરી ગયું પગલું.
એ તો થઇ ગયું પશુ મુજ ઘરનું....હો મારા૦

શ્રી. સૂરીશ્વરાચાર્યજી

卐

## આ એક અહીં

આ એક અહીં ઝીણું ઝરણું,
કો વનપરીનું ભમતું ચરણું.—આ એક અહીં૦

કો પંખીડું ટહુકલ ટહુકે,
કો વેલ લચી ફુલફુલ ઝૂકે,
મારું મનડું માઝા આંહિ મૂકે.
આ એક અહીં ઝીણું ઝરણું.

કો સૌરભ વહી લાવી લહરી,
કો છંલકી રહી મધુની ગગરી,
મારી આંખ પીએ ઘૂંટઘૂંટ ભરી.
આ એક અહીં ઝીણું ઝરણું.

ઓ સારસ જોડ ઊડી ગગને,
આ તરુવર ડોલી રહ્યાં પવને,
મારું સ્વપ્ન રમે જાણે આજ વને.
આ એક અહીં ઝીણું ઝરણું.

શ્રી. સુન્દરમ

# શારદોત્સવ

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ

શરદ ઋતુના ઉત્સવો હિંદુસ્તાનમાં વિપુલ છે. એ ઋતુ જ એક ઉત્સવમાલા બની જાય છે. વિજયાદશમી એ એક રામવિજયનું–કહો કે આર્ય સંસ્કૃતિના દક્ષિણાપથના વિજયનું પ્રતિક છે. તેજ દિવસે શમીપૂજન પણ થાય છે, જે મહાભારતની યાદ આપે છે. વિરાટ નગરમાં ગુપ્ત વેશે રહેલા પાંડવો તે દિવસે શમીના વૃક્ષ ઉપર સંતાડેલાં પોતાનાં હથિયારો લઇ પાંડવો તરીકે પ્રગટ થાય છે. આ બંને યુદ્ધવિજયસૂચક ઉત્સવો છે, જે સમગ્ર હિંદુસ્તાનમાં વ્યાપક છે. દેશી રાજ્યોમાં રાજાઓના વિજયદરબારો અને વિજયસ્વારીઓ પ્રાચીનકાળની ચઢાઇઓના દૃષ્ટિપ્રિય પડછાયા તરીકે આજ પણ ઉજવાય છે, અને લોકોની મેદનીને આનંદનું, અને રાજ્યોને પોતાના વૈભવપ્રદર્શનનું એક સારું કારણ પૂરું પાડે છે. મરાઠાઓ અને મોગલોનાં સૈન્યો પણ ચોમાસાની ઋતુ પૂરી થતાં, નદી નાળાં ઓળંગી શકાય એવાં બનવાને લીધે દશેરા ઉપર જ ચઢાઇઓ લઇ જતાં. પરંતુ આજ તો હિંદુસ્તાનના દેશી રાજાઓને યુદ્ધો કરવાનાં રહ્યાં નથી એટલે માત્ર ઝમકદાર દ્રષ્ય તરીકે, દરબારો અને સ્વારીઓ ગોઠવવામાં આવે છે.

દશેરાના–વિજયા દશમીના દિવસ પહેલાંના નવ દિવસો આસો માસના પડવાથી નવમી સુધીના નવરાત્રિના ઉત્સવ તરીકે ઓળખાય છે. નવરાત્રિનો ઉત્સવ એ શક્તિપૂજનનું સંભારણું છેઃ અને તેમાં સ્ત્રીશક્તિનો મહિમા જોવામાં આવે છે. ઇશ્વરનું જેમ પુરુષત્વ કલ્પવામાં આવ્યું છે તેમ ઇશ્વરનું સ્ત્રીત્વ પણ કલ્પવામાં આવ્યું અને તેને પૂજનને પાત્ર ગણવામાં આવ્યું છે. સાચો ઇશ્વર માત્ર પુરુષ જ હોય એમ માનવું એ વધારે પડતું છે. શક્તિપૂજાનો આખો સંપ્રદાય એમાંથી ઉત્પન્ન થયો છે અને તેનો માત્ર વામ નહિ, પરંતુ દક્ષિણ માર્ગના ઉત્સવ તરીકે તે લગભગ હિંદુસ્તાનમાં ઉજવાય છે. બંગાળ અને ગંગા–જમનાના દોઆબમાં તે દુર્ગાપૂજાને નામે બહુ મહત્વનો ઉત્સવ બની રહે છે. એ ઉત્સવમાં પુરુષો અને સ્ત્રીઓ કડક વ્રત પાળે છે, ઉપવાસ કરે છે અને શક્તિપૂજનમાં ઘીના દીવા અને જવારાની સ્થાપના કરી નવે દિવસ તેમને સતત રાખી રહે છે. માતાની સ્તુતિ અને તેમાંથી શેરીઓના સામુદાયિક ગરબા એ ગુજરાતને શક્તિસંપ્રદાયે આપેલી મોટી બક્ષીસ છે. ગુજરાતમાં સ્ત્રીઓને પડદા પાછળ રાખવામાં આવતી નથી. તેમાંયે નવરાત્રિ ઉત્સવમાં રાત્રે થતા ગરબા એ સ્ત્રીઓના ગ્રમત્વનો સ્વીકાર કરી રહેલા આપણા ઉત્સવો છે.

ગરબાની વ્યુત્પત્તિ કેટલાક વિદ્વાનો ગર્ભ–દીપમાંથી કરે છે. માતાના પૂજનમાં મૂકેલા દીવાઓ ઉપર ઘડા–માટીના ઘડા કાણાં પાડીને મૂકવામાં આવે છે અને એ ઘડામાં મુકાએલા દીપકને માથે લઇને અગર તે ઘડાની આસપાસ ફરીને સ્ત્રીઓ, શક્તિનાં ગીતો ગાતી હોવાથી આખા એ સંગીત અને નૃત્યના પ્રકારને ગરબાનું નામ મળ્યું હોય એ સંભવિત છે. ઘડાના ગર્ભમાં એટલે વચમાં દીપક રહેવાથી ગર્ભદીપ તરીકે તે ઓળખાય. ગરબા સ્વરૂપે આપણા આખા ઉત્સવ જીવનમાં એ ઉત્સવ અને કલા પ્રકાર કેમ કાયમનું સ્થાન લઇ શક્યો એ બહુ જ રસપ્રદ સામાજિક કૌતુક કહી શકાય.

કેટલેક સ્થળે પુરુષો પણ પોતાના સ્વતંત્ર ગરબા ગાતા હતા. હાલ એ પુરુષ–ગરબાની પ્રથા લગભગ બંધ પડી છે, અને તેજ

સારું થયું છે. ગરબાનું નૃત્ય અને સંગીત ઓછુંસૂક્ષ્મ લાલિત્ય જ માગે છે.

નવરાત્રિના પૂજનમાં જવારાનો ઉછેર એ પણ એક બીજું સૂચક તત્વ છે. ઘરની ન્હાની સરખી જગ્યામાં પૂજનને સ્થળે થોડીક માટી નાંખી તેમાં ઘઉં વાવી તેના બહુ જ ન્હાના કુમળા છોડ આ નવ દિવસમાં ઉછેરવામાં આવે છે. જવારા શબ્દ ઉપરથી પ્રથમ તો તેમાં જવ વાવતા હોય એવો સંભવ દેખાય છે; અને જવ એક આપણું પવિત્ર ધાન્ય વેદકાળથી મનાતું આવ્યું છે જે આજના અનાજવહેંચણીના યુગમાં સજીવન થાય છે. આસો મહિનો એટલે ચોમાસાનો અંત વિભાગ. ચોમાસુઅનાજ બાજરી, જુવાર, ડાંગેર વિગેરે તેજ અરસામાં તૈયાર થઇ લણવાની સ્થિતિમાં આવી જાય છે. એટલે પૃથ્વીની–ભૂમિ માતાની ફળદ્રુપતાને આ એક પૂજન–અંજલિ અપાતી હોય તો હોય તો તેમાં નવાઇ નથી.' આમ નવરાત્રિના ઉત્સવ શક્તિપૂજનનું–પરમતત્ત્વના સ્રી વિભાગનું મહત્વ રજુ કરે છે અને તે ઉપરાંત માનવીનું પોષણ કરતી પૃથ્વીના પોષકત્વ પ્રત્યે મનુષ્યની માનભરી દૃષ્ટિ દોરે છે. ધરતીને પણ માતા કહે છે.

આમાંથી સમાજે ઝડપી લીધેલો નવરાત્રિનો આજ પણ સજીવ રહેલો ઉત્સવ પ્રગટ થયો અને ખીલ્યો.

એમાં રાધાકૃષ્ણના રાસનું નૃત્યસ્વરૂપ પણ ગુજરાતે સામેલ કરી દીધું. રાસધારીઓના રાસ ગુજરાતે મથુરાં કે વ્રજભૂમિ જેવા આખા ઝડપ્યાં નથી, પરંતુ કૃષ્ણલીલાનાં ગીતો તો ગુજરાતની રસિકતાએ બહુ સારા પ્રમાણમાં ખીલવ્યાં છે. કૃષ્ણભક્તિ અને કૃષ્ણગોપીના વિશિષ્ટ સંબંધની કલ્પના સુંદર લય અને હિંચવાળાં કાવ્યો આપી રહી હતી; અને શક્તિપૂજાનો નવરાત્રિનો ઉત્સવ ચાલુ જ હતો. કૃષ્ણની રાધા કે ગોપી એ પણ બાકનનું એક સ્વરૂપ છે, એવી ભાવના પણ ધીમે ધીમે પ્રગટ થઇ અને આમ નવરાત્રિમાં કહાનગોપીની ગરબીઓ પણ ઓછેઓને કંઠે ઉતરો આવી–ને એટલે સુધી કે શક્તિનાં–માતાનાં ગીતો પણ બાજૂએ મુકાય એટલા પ્રમાણમાં કૃષ્ણલીલાની ગરબીઓ નવરાત્રિ ઉત્સવમાં દાખલ થઇ ગઇ.

પુરુષોનાં ટોળે ટોળાં આ ગરબાના ઉત્સવો જોવા શેરીએ એમાં મળે છે એ છેક આજ સુધી આપણે જોઇ શકીએ છીએ.

આ ગરબાનો નવરાત્રિ ઉત્સવ, નવરાત્રિ પૂરી થયા પછી પણ, આસો સુદ પુનમ–શરદપુનમ સુધી લંબાય છે. શરદપુનમ એ પણ શરદોત્સવનો એક વિભાગ છે. અજવાળી રાત્રે કુટુંબીજનો અગાસીમાં બેસી, બાળકો શેરીમાં તડકોછાયો રમી, નવી અને લીલી ડાંગેરમાંથી બનાવેલા પૌંવા દૂધમાં નાખી આપણાં પ્રાચીન ઋષિમુનિપ્રિય સાત્ત્વિક " પાયસ "નો પ્રસાદ લે છે, અને ચંદ્રના તેજમાં સોયદોરો પરોવી આંખના તેજનું માપ કાઢવાની પણ રમત કરે છે !

આ શરદોત્સવનું જીવંત સ્વરૂપ ગુજરાતે ઝડપી લીધેલું છે. નવીન જીવનનું એ પ્રતિક છે.

ભાદ્રપદ માસને પણ શરદઋતુનો એક વિભાગ ગણવામાં આવે તો, એ માસમાં ઉજવાતો ગણેશ–ઉત્સવ એ પણ શરદોત્સવનો એક પ્રકાર ગણી શકાય–જો કે ગણેશ–ઉત્સવ આપણને મહારાષ્ટ્રે આપ્યો છે અને લોકમાન્ય તિલકના સમયથી એ ઉત્સવનું નાવિન્યકરણ–Orrientation પણ થયું છે, જેમાં ગણેશપૂજન સાથે બુદ્ધિજન્ય પ્રવૃત્તિઓ, વ્યાખ્યાનો પણ યોજવામાં આવે છે. ગુજરાતે પણ એનો ઠીક ઠીક સ્વીકાર કરી લીધો છે.

એજ ધોરણે ગુજરાતના જૂના શરદોત્સવમાં પણ અત્યારે નવીન ચેતન આવી રહેલું છે.

લગભગ ૧૯૨૦ની આસપાસના એકાદ વર્ષે વડોદરાની સાહિત્યસભામાં શરદોત્સવ વ્યાપક ઢબે ઉજવવાની એક દરખાસ્ત આવી ગુર્જર જીવનનાં રસરંજન અને વિદ્વતાનું સત્ર એ શરદોત્સવને બનાવી શકાય એવો એક કાર્યક્રમ નક્કી થયો.

ગરબાની પ્રથા તો ગુજરાતમાં હતી જ. ન્હાનાલાલ જેવાના રાસ તેમજ ગુર્જર નાટકમંડળીઓએ ઉપજાવેલા કેટલાક રાસ ગુજરાતની શેરીએ શેરીએ પહોંચી ગયા હતાઃ એટલે સાહિત્યસભાના કાર્યક્રમમા તે તો હોય જ. પરંતુ સાથે સાથે ધસાઇ જતા ભાટચારણોની લોકવાર્તાઓ, વિદ્વાનોનાં, વ્યાખ્યાનો, સગીતકારોના સંગીત, બની શકે તો નાટયપ્રયોગ અને રંગોળી જેવાં ચિત્રદર્શનનો એકત્ર સમુદાય, સાહિત્યસભાદ્વારા ત્રણચાર દિવસ માટે રચાય, એવો તેમાં પ્રબંધ હતો. ટૂંકમાં ગુર્જર જીવનની સઘળી રસબાજુએ આ ઉત્સવમાં પ્રતિબિંબિત થાય એવી યોજના તેમાં વિચારાઇ હતી. એ યોજના અંશતઃ અને ધીમે ધીમે પૂર્ણપણે અમલમાં પણ મૂકાઇ, અને જોતજોતામાં આખા ગુજરાતે શરદોત્સવને પોતાનો બનાવી લીધો છે. હવે એ શરદોત્સવમાં સુંદર ગરબાઓ થાય છે, નાટયપ્રયોગો અને મૂકદશ્યો પણ થાય છે; નૃત્યકલા પણ તેમા આછી આછી ઉપમાં આવે છે. કંઠ અને વાદ્યસગીત પણ તેમા ઝબકી ઊઠે છે. સાથે સાથે વિદ્વાનો, નેતાઓ અને વિચારકોનાં વ્યાખ્યાનો પણ યોજાય છે લોકસાહિત્ય અને લોકગીતના ડાયરા, મુશાયરા અને કાવ્યપ્રદર્શન પણ જામે છે, અને રંગોળી કે ચિત્રકળાની હરિફાઇઓ પણ તેમાં ગોઠવાય છે. દૂર દૂરથી વિદ્વાનો અને

—આજ નિરાળી આવી દિવાળી—

આવી દિવાળી આઝાદીવાળી
આજ નિરાળી આવી દિવાળી.

ઘોર ગુલામી કાજળકાળી
ચાર દિ ચાંદની-દિપક બાળી
કાલ સુધી કીધી ઉજમાળી,
(તે) આજ બની રઢિયાળી
કુંકુંમજ્યોત રૂપાળી.
આવી દિવાળી
આઝાદીવાળી.

ગાતી મુક્તિની બલિહારી
નૂપુરના નાદે ઝંકારી
તે જ મુદાર સદેવ દુલારી
રૂમઝુમ આવી એ ચાલી;
મુગ્ધ બને જગ ન્યાળી.
આવી દિવાળી
આઝાદીવાળી.

દાઝેલ દિલ ને શોણિતઘેરી
પાંપણભીની કરૂણ અનેરી
કલંકકથા સૂણીને જન ઃકેરી,
કહેતી સ્તબ્ધ દિવાળી
(સૌને) લેવા એક જ તાળી.
આવી દિવાળી
આઝાદીવાળી.

વૈર વિષમતાનાં વિષ કારી
પ્રેમપીયૂષ થકી દો ઠારી
માનવતાને લિયો ઉગારી,
ભાગ(લા) ભેદ દો ટાળી
ભારતભાગ્ય ઉજાળી.
આવી દિવાળી
આઝાદીવાળી.

શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ

કલાકારોને નોતરવામાં પણ આવે છે અને સંસ્કારી વર્ગોનો એ માન્ય અને અભિમાન લેવા યોગ્ય ઉત્સવ થઇ પડયો છે. એને માટે હવે શેરીઓ ટૂંકી પડે છે એટલે મોટાં ચોગાનો, ચોક, કે થીએટરો પણ એની રંગભૂમિ બની જાય છે.

વડોદરાની સાહિત્ય સભાએ આ સાલમાં કાર્યક્રમ સાથે ખાદ્ય પદાર્થોની વાનગીઓની હરિફાઇ આ ઉત્સવમાં ગોઠવી હતી. શરદઋતુનો અંત અન્નકૂટના ઉત્સવથી આજ પણ વૈષ્ણવ સંપ્રદાયમાં થાય છે. દિવાળી તરીકે ઓળખાતો દીપોત્સવ પણ શરદોત્સવનો એક વિભાગ છે, કે જેમાં સુષમય વર્ષાન્ત અને વિક્રમના વિજયનામ સાથે જોડાયેલા નૂતન વર્ષની શુભ આશા સમાયેલી છે. શ્રીકૃષ્ણે વર્ષાના દેવ ઇંદ્રનો ગર્વ હરીને તેની પૂજાને બદલે ગિરિરાજ ગોવર્ધનની પૂજા શરૂ કરી; અતિવૃષ્ટિથી ખેતીને ઉગારી લીધાનું પણ એમાં સૂચન છે.

આમ નવેરાત્રોત્સવથી શરૂ કરી, પિતૃઓનાં સ્મરણને સાચવતા ભાદ્રપદ અને અશ્વિન એ શરદઋતુના માસમાં એક આખી ઉત્સવમાળા રચાય, દિવાળીની દીપમાળ અને બેસતા વર્ષના અન્નકૂટની શુભ ભાવનાથી જૂનો શરદોત્સવ પૂરો થાય છે, અને નવીન ગુર્જર સંસ્કૃતિએ તેમાં નવીનતા ઉમેરી રસ અને બુદ્ધિજન્ય આનંદ પ્રયોગો દાખલ કરી હોય તો શરદોત્સવને દીર્ઘજીવી બનાવ્યો છે–જે ચિરંજીવી રહેવાની આશા આપે છે.

ઉત્સવો એ પ્રજાજીવનના ઉત્સાહ-ફુવારા છે. જેમ જીવનજાગૃતિ વધારે તેમ ઉત્સવો વધારે વ્યાપક અને પ્રફુલ્લ બને છે. શરદોત્સવનો નવી ઢબે થયેલો પુનરોદ્ધાર પ્રજાના નવચેતનની સાક્ષી પૂરે છે. જુની નવી ભાવનાઓનો સંબંધ કેમ ઘાનિષ્ટ બને છે તેનું પણ તેમાંથી દૃષ્ટાંત મળી આવે છે; અને શક્તિપૂજન–નારી મહિમાના ગંભીર રસપ્રદ અને નવીનતાવાળા ભણકાર તેમાં ચાલુ રહે છે. નવરાત્રિનું શક્તિપૂજન, ગરબામાં તરી આવતું ગોપીપૂજન અને નવા પ્રયોગોમાં દેખાઇ આવતું સ્ત્રીઓનું વિશિષ્ટત્વ, શરદોત્સવને પ્રજાના સંસ્કાર–ઉલ્લાસનો એક સાચો રણકાર બનાવી દે છે–જે સાચો રણકાર કોઇ પણ સંસ્કૃતિમાં ભિમાનતા વિના શકય નથી.

---

## સૂતું જીવન જાગે

સૂતું જીવન જાગે,
હો, સૂતું જીવન જાગે.
મધુરા કોઇ પરાગે
હો, સૂતું જીવન જાગે.

ચાંદનીની રજમાંહિં પોઢેલું,
ચાંદનીનાં અંગાંગે,
ફૂલથી કોમળ, વજ્રથી કઠીન,
જાગે નવલા રાગે!
હો, સૂતું૦

ઊઘડે શું એનાં લોચન મીંચ્યાં
ક્ષીરભર્યાં અનુરાગે!
ચાંદનીકેરો પ્રવાહ મૃદુ મૃદુ
ઢોળાયે જગતબાગે!
હો, સૂતું૦

શ્રી. પ્રજારામ રાવળ

# કાગદી ફૂલ [એક પત્રાત્મક કથા] શ્રી. શંકરજતિ મો. ગોસ્વામી

પત્ર ૧ લો

મુંબઈ
૨૧ જુન, ૧૯૪૦

પ્રિય હીના,

તારો પત્ર મળ્યો. મને તો શંકા હતી કે નવા સંસારમાં માથાબૂડ ડુબી ગયેલી, મકરંદભાઈના પ્રેમની વિસ્તરતી જતી પદ્મજાળમાં અટવાઈ ગયેલી હીનાને ડોકું બહાર કાઢવા કે જાળમાંથી છૂટી થઈ પત્ર લખવાની કોણ જાણે ક્યારે ય મોકળાશ મળશે કે નહિ !

કોલેજ છોડી સંસારમાં પડ્યા છતાં કોલેજની પ્રવૃત્તિઓમાં તારો રસ હજી એટલો જ તીવ્ર છે એ જાણી આનંદ થયો. નહિ તો આપણી સાથે પહેલા વર્ષમાં હતી તે લીલા બિચારીનો આઠ મહિને ત્રણ લીટીનો પત્ર છે કે સંસારની ઉપાધિમાં કશું ય સાંભરતું નથી. ઘરકામમાંથી નવરાશ જ મળતી નથી.

કોલેજના નભોમંડળમાં આજે તો બે સિતારા ખૂબ તેજથી ચમકી રહ્યા છે—એક તો આપણી સીમા ને બીજો ગયે વર્ષે જ સિન્ધથી આવેલો રાહુલ મજમુદાર. સીમા તો આખા કોલેજજગતનું જાણે કેન્દ્ર છે. એના વિનાની કોલેજની કોઈ પ્રવૃત્તિ નથી : વાઙ્મયમંડળ, વિવાદસભા, સંગીત કલા વર્ગ, વિદ્યાર્થીની કલબ, વાચનાલય, મેગેઝીન, રાહુલ પણ પોતાની પ્રતિભાથી ઝડપથી આગળી હરોળમાં આવી ગયો છે. વિવાદસભાની ચિક્કાર હાજરી મુખ્યત્વે તેના ઓજસભર્યાં વક્તૃત્વને જ આભારી છે.

' નવયુગની નારી ' વિષેની ચર્ચામાં રાહુલે દર્શાવેલા વિચારો ખૂબ પુરોગામી હતા. એનું દૃષ્ટિબિંદુ વિશાળ અને માનવતા ભર્યું હતું. આચાર્યવર્યે રાહુલને એના તેજસ્વી વિચારો માટે બિરદાવ્યો. સીમાએ તેને ખૂબખૂબ અભિનંદનો આપ્યાં. લીલાધર સેંટવાણીને તુ શાવ ભુલી નહિ ગઈ હોય. એણે એની હંમેશની હમે મોહું ગંભીર રાખી રમુજી શૈલીમાં અને આવેશથી ' ન સ્ત્રી સ્વાતંત્ર્યમ્ અર્હતિ 'નું સૂત્ર ઉચ્ચારી ઉમેર્યું કે ' નવી સ્ત્રી ' એટલી ઉચ્છૃંખલ અને માથાભારે બનતી જાય છે કે જો સરકાર અને ધર્મપ્રેમી સમાજ તેને માટે યોગ્ય ચાંપતા ઉપાયો નહિ લે તો સનાતન ધર્મ અને આર્યત્વ જગતમાંથી નામશેષ થઈ જશે. સેંટવાણી રાહુલ કરતાં ય વધારે તાળીઓ જીતી ગયેલો. લીલાધર વિનાની વિવાદસભા, હું નહિ તો, રસહીન તો બને જ.

લીલાધર સેંટવાણી, નોરિર કોન્ટ્રાક્ટર રસેલ તોદાની બારિકસ,—ભૂપેન ગુપ્તા, રસિક ' રેંકડી, ' ભાસ્કર સાહ, પ્રવીણકુમાર, કુમન દેસાઈ, વગેરે સીમાના મિત્રોમાં રાહુલ સૌથી જુદો તરી આવે છે. એનું વ્યક્તિત્વ પ્રભાવશાળી છે. એની દૃષ્ટિ વિશાળ છે. એની વાણી સંસ્કારી અને મધુર છે. સ્વાભાવિક રીતે જ તેની આજુબાજું એક મંડળ જામવા માંડ્યું છે.

રાહુલ આવ્યા પછી સીમાએ એક નવી પ્રવૃત્તિ આદરી છે: નૃત્ય શીખવાની. કહેવાય છે કે રાહુલને નૃત્ય આવડે છે એવી વાયકાએ સીમાને આ નવા પ્રદેશ તરફ દોરી છે. આ વખતના સંક્રાન્ત સમારંભમાં આ બન્નેનાં નૃત્યોનો કાર્યક્રમ મુખ્ય આકર્ષણ બને તો નવાઈ નહિ.

સીમાની કાવ્યોપાસના તો ચાંખુ જ છે. હૃદયના ભાવો, મનના વિચારો, અનુભવો,

## જાદુગર

હૈયાને પુર એક આયો જાદુગરો
 નેણાં મોહે રસેલ એનાં જી હો,
આયો ને પુર બધું ઘેલું ઉમંગમાં
 કામણના તંતે બંધાયું જી હો.

જાણે ના પંથ વળી જાણે ના શેરીઓ,
 જાણે ના કોણ દેશ આયો જી હો;
લોકાં અહીંક ને અજાણી વાળી રીતો,
 ચિન્તામાં દૂર દૂર બેઠો જી હો.

બોલે ન કાંઇ દૂર બેઠો એકાન્ત જઇ
 અધરે ના મોરલી વાગી જી હો;
જાદુના ખેલ અને જાદુઇ લાકડી
 વિના છે હાથ વળી ખાલી જી હો.

હરિયા વટાવી કૈંક મ્હાટો ઓળંગિયા,
 રણની ઉન્હી વરાળ ચાખી જી હો,
કીમિયાગર કૈંક અહીં આવી પધારિયા,
 ક્યાંયે ના પુર આ જીતાયું જી હો.

એવે આ ઉરપુર આયો જાદુગરો,
 સાદો સુશાન્ત ને સલુણો જી હો.
'આવે આ પુર મને હાવે સત્કાર શો?'
 શંકામાં દૂર મૌન બેઠો જી હો.

હોઠે નાજુક હાસ મીઠેરાં નેણલે,
 સુંવાળાં કેશગુચ્છ કાયાએ હો.
મીઠેરા મૌન અને ભોળી સાદાઇએ,
 ડાહ્યાં પુરતણાં અંગોને હો.

જાણ્યું ના શીદ ત્હોય જોઇ જાદુગરે,
 નગરી નખશિખ પ્રેમડૂબી જી હો,
છૂટાં રસગંગનીર કીધાં જાદુગરે,
 હૃદયની બંસરી બજાવી જી હો.

ભૂલી સ્વભાવ રહ્યો ડાહી જાદુગરે,
 હૈયાનું પુર ભાન ભૂલ્યું જી હો.
બન્ને વિરાટ પ્રેમગોદે લપાઇને,
 રસની અનંત રાત માણે જી હો.

શ્રી. હસિત હ. બૂચ

અભ્યાસ અને નિરીક્ષણ આવિષ્કાર માગે અને પરિણામે વાઙ્મય સર્જાય. હમણાં જ કૉલેજમાં મુશાયરો ગોઠવાયો હતો ત્યારે, સીમા સોળે કળાએ ખીલી ઉઠી હતી. એનાં કાવ્યોની રસમંજુલપદાવલિ અને કંઠની મીઠી હલકે સૌને મુગ્ધ કરી દીધાં હતાં. એનાં પ્રેમગીતો તો કૉલેજનાં પારેવડાંનો સામાન્ય કલરવ બની ગયાં છે.

તું વારંવાર મને પૂછ્યા કરે છે તે પ્રશ્નનો કૈંક અંશે આધારપદ જવાબ હવે હું આપી શકવાની સ્થિતિમાં છું. અનેક પુરુષ મિત્રોના સહવાસમાં કૉલેજની અને સાહિત્યની પ્રવૃત્તિઓમાં મોકળાશથી ઘૂમતી સીમા સૌની માત્ર મિત્ર હતી ને છે. પરંતુ છેલ્લા થોડાક માસથી મને લાગે છે કે હવે તેના કોમાર્ય જીવનનું નાવ ઝડપથી કોઇ બંદરે લાંગરાઇ જવાના સંજોગો પ્રવર્તે છે. રાકેશ સાથેની તેની મૈત્રીમાં કૈંક વિશેષ છે એમ મને ને મધુને લાગે છે. એની આંખમાં કોઇ નવી જ ચમક હમણાંની દેખા દે છે એનાં ગીતોમાં આજકાલ પ્રેમનો જ રાગ આલાપાતો સંભળાય છે. એની રસવૃત્તિનો સાગર આજકાલ હિલોળે ચડ્યો છે. એકલી હોય છે ત્યારે તે ઘણી વાર શૂન્યમનસ્ક જેવી દેખાય છે. ઘણી વાર મોડી રાત સુધી એ પાસાં ફરયા કરે છે: આ બધાં લક્ષણો એક ચોક્કસ દિશામાં જ આંગળી ચીંધે છે, એમ તને નથી લાગતું?

લોલા, મંદા, બીજુ, ચંપા અને શું પરણી ગયાં. કમલે તો આંતરજાતીય આંતરપ્રાંતીય લગ્ન કર્યું. હવે સીમા એ સર્વના રાહ પર જઇ રહી છે. પંખીનો મેળો વિખરાતો જાય છે. આ ગયાં તો બીજાં નવાં આવશે. નવાં પંખીનો મેળો જામશે. આમ આ પટમાળ તો આમ્યા જ કરવાની–

માત્ર આ બધાના સાક્ષીરૂપ રહેશે માત્ર આપણી કૉલેજની પુરાણી ઇમારત.

આ સાથે સીમાનું છેલ્લું નવું ગીત મોકલું છું. એ નાનકડું ગીત તને ઘણી છાની વાતો કહેશે.

મકરંદભાઇને મારાં ને સાથે સીમાનાં પણ સ્નેહસંભારણાં.

લિ. સ્નેહાધીન,
મુદ્રા.

○

## પત્ર ૨ જો

મુંબાઇ,
૭ જાન્યુઆરિ ૧૯૪૧

લાડકી બહેન હીના,

તારો માયાભર્યો પત્ર મળ્યો—મકરંદની નાનકડી ચબરખી પણ.

સૌ. પ્રથમ તો તને ને મકરંદને મારાં ને મુદ્રાનાં અભિનંદન—બાબાના જન્મ માટે. લીલાધરની ભાષામાં કહું તો ‘ માતૃત્વ એટલે તો સ્ત્રીજીવનની પૂર્ણતા અને આર્ય સ્ત્રીના અવતારની પરમોચ્ચ મંગલ સિદ્ધિ—આર્યકુલકુંજની મંજરી તો મ્હોરે, પ્રફુલ્લે ને પાંગરે ને જગતને સ્નિગ્ધ સૌરભથી મ્હેંકાવે.’

રાહુલ અને મારી વચ્ચે વધતા જતા પરિચયનો તેં ભય દર્શાવ્યો છે. મને ખાતરી છે કે આ ભયથી મુદ્રાએ તને ભંભેરી છે, ખરું કે નહિ ?

નિખાલસતા એ મારો દુર્ગુણની હદે પહોંચેલો ગુણ છે એમ નોશિર હમેશ કહેતો આવ્યો છે. કૈં પણ છૂપું રાખવાનું મારાથી બની શકતું નથી. રાહુલ પ્રત્યેનો મારો પક્ષપાત—મારા જવાબદારીભર્યો જાગ્રત પ્રયત્ન છતાં—મારી અણઆવડતને કારણે મુદ્રાથી છૂપો રહ્યો ન હોય એ સ્વાભાવિક છે જે મને ગમતું નથી તે હું તરત નકારું છું—જેમ મેં ભૂપેનનો પ્રેમ જાહિર નકારેલો હતો

### કોણે ?

કોણે મારા હૈયાના તાર
કીધા રણઝણતા ?
એમાં એણે જોયો શો સાર ?
કીધા રણઝણતા !
હૈયાનું બીન હતું વર્ષોથી શાન્ત જો
જીવનના ભારથી છેક હતું શ્રાન્ત જો
એના કોના અંગુલિએ તાર
કીધા રણઝણતા ? ૧
—કોણે૦
છોડી'તી આશ મેં પુનર્જીવન તણી
કઠોર આઘાતથી બધિર બની'તી ઘણી
તો ય જગાડી વીણાના તાર
કીધા રણઝણતા !
—કોણે૦
મમતાથી લેઇને ધીમેથી ગોદમાં;
મૂકીને શક્તિ સૌ પોતાની હોડમાં
નિજ સંસ્પર્શે સ્ફુરાવી તાર
કીધા રણઝણતા !
—કોણે૦
નિંદરથી જાગતાં બીન જુએ બ્હાવરું
કોણ જગાડી ગયું ઉર એનું અબાવરું ?
જોતામાં ખોયું-જોયું તાર
કીધા રણઝણતા !
—કોણે૦
માણેલી માધુરી ત્હોયે ના ભૂલતું
એક વાર સ્ફુર્યું તે ચાલુ રહ્યું સ્ફુરતું
એની સ્મૃતિના સંસ્પર્શે તાર
એના રણઝણતા !
—કોણે૦

શ્રી. જદાભાઇ હા. પટેલ

તેમ. મને જે ગમે છે તેના પ્રત્યેનો મારો પક્ષપાત પણ એ પ્રમાણે જ ઢાંકયો રહેતો નથી. જેને મુદા 'વ્યાવહારિક ઊંડાણ'નું નામ આપે છે તે મારે ભાગે આવ્યું જ નથી. ઢોંગ પ્રત્યે મારો તિરસ્કાર છું. જાણે છે જ. મોકળું મન એ સ્વચ્છ માનસનું પ્રથમ લક્ષણ છે એમ હું હમેશ માનતી આવી છું.

સાચું છે કે રાહુલ તરફ હું ખેંચાઇ રહી છું. એના દેખાવનું વર્ણન હું નહિ કરું. એ કર્તવ્ય કદાચ મુદાએ પવિત્રતાથી બજાવી દીધું હશે. બાહ્યસૌન્દર્ય એ મારા આકર્ષણનું મુખ્ય કારણ નથી. આત્માનું સૌન્દર્ય એ જ સાચું સૌન્દર્ય. રાહુલનાં વિચારો મારા વિચારોને મળતા આવે છે. એની દૃષ્ટિ સંકુચિત નથી. સ્ત્રી વિષે તે બહુ ઉચ્ચ, ક્રાંતિકારી, પ્રગતિવાદી વિચારો ધરાવે છે. અને તેથી જ મને તેના તરફ ભાવ પ્રગટયો છે. ધર્મ, સમાજ અને સરકારે સ્ત્રીની જે અધોગતિ કરી છે, તેનો પ્રાણ રુંધી નાખ્યો છે, તેના અધિકારો આંચકી લીધા છે. આ બધા વિષે તે જ્યારે બોલે છે ત્યારે તેની ભાષા અને આંખ બન્નેમાંથી આગ ઝરે છે. સ્ત્રીની માનવસુલભ ભાવનાઓ, એની શક્તિઓ અને મર્યાદાઓ, જીવનના દરેક ક્ષેત્રમાં એનું માનભર્યું સ્થાનઃ એ વિષે એ જ્યારે ભાવનામયતાથી એની અનોખી શૈલીમાં બોલે છે ત્યારે હું એની વાણીનું જાણે આકંઠ પાન કરતાં ધરાતી જ નથી. સ્ત્રી તરફની તેની ભાવનાઓ, એની શક્તિઓ વિષેનો આદર, એનામાં એનો નીરસીમ વિશ્વાસ એ છે, મને રાહુલ તરફ ખેંચતું લોહચુંબક.

સ્ત્રીપુરુષનું આકર્ષણ સનાતન છે—નિસર્ગસ્થાપિત છે. એનાથી પર તો કોઇ શું કોઇ વિરલ ઉચ્ચાત્મા. હું તો લોહીમાંસની ઘડેલી સ્ત્રી છું. જીવનની વસંત મ્હોરે છે. યૌવનની કોકિલાને કંઠ ફૂટે છે—એને હું કેમ અટકાવી શકું? ટહૂકતી રોકી શકું?

મકરંદને મારા સ્નેહસંભારણાં—મુદાનાં પણ, બાબા ને બન્ને માસીનાં ઢગલો ભરીને ચુંબનો ને શુભાશીર્વાદ.

તારી ને ચિ. બાબાની તબિયત જાળવજે.

તારી

સીમા

o

પત્ર ૩ જો

મુંબઇ,

૧૮ એપ્રિલ ,૧૯૪૧

પ્રિય લીના,

તારો નાનકડો પત્ર અને તે સાથે ચિ. બાબાનો ફોટો મળ્યાં. તારા બાબાની આંખો આબાદ મકરંદભાઇ જેવી છે, નહિ? ખૂબ સ્વસ્થ ને સુંદર બાળક છે—તમારા બન્નેનાં સ્વાસ્થ્ય ને સૌન્દર્યની જાણે પ્રતિકૃતિ.

આ વખતનો કૉલેજનો વર્ષાન્ત સમારંભ ખૂબ ધામધૂમથી ઉજવાઇ ગયો. આખો સમારંભ કૉલેજના ઇતિહાસમાં અનોખી ભાત પાડે એવો હતો. મારી ધારણા પ્રમાણે સીમારાહુલનાં નૃત્યો ઉત્સવનું આકર્ષણકેન્દ્ર હતાં. સીમારાહુલના મધ્યબિન્દુની આસપાસજ જાણે આખા ઉત્સવનું વર્તુળ ચકરડાં લેતું હતું. ઓછી મુદતમાં ય નૃત્યમાં સીમાએ મેળવેલી સિદ્ધિ અનેકને ઇર્ષ્યા ઉપજાવે એવી હતી. 'રાધાકૃષ્ણ' અને 'જીવનનૃત્ય' આ બે નૃત્યોને સમારંભનાં શિખરો કહી શકાય. વેશભૂષા અને પ્રકાશનિયોજનની કલાને આ વખતે ભૂપેને ટોચે મુકી હતી. સીમાનો અભિનય, તેનાં મુગ્ધકર અંગલાલિત્ય ને દેહચાપલ્ય, તેની ભાવમય મુદ્રાઓ ચિત્તાકર્ષક હતાં. કૉલેજની રંગભૂમિના તખ્તા પર

રાધાકૃષ્ણ ' બનેલાં સીમા–રાહુલ જીવનમા પણ નાયકનાયિકા બને તો મને તો લેશ પણ આશ્ચર્ય નહિ થાય

સીમાને તુ સારી રીતે ઓળખે છે. એનો અનુરાગ અને ક્રોધ સરખાં જ ઉત્કટ અને તીવ્ર હોય છે એનું નિખાલસ ને ભાવનાશાળી હૃદય રાહુલમાં એના આદર્શો આરોપતું લાગે છે. સમારંભ પછી તો એની પાતો રાહુલની કોઇ પ્રવૃત્તિની આસપાસ જ ફર્યા કરે છે. એટલે હવે ફકત તારે સીમાના લગ્નની કંકોતરીની જ રાહ જોવી રહી.

સીમાએ તમને બન્નેને ઘણા ભાવથી સંભાર્યાં છે. ચિ. બાબાને અમારા બન્નેના આશીષ. એને અમારા વતી વ્હાલથી રમાડજે.

લિ સ્નેહાધીન

મુક્તા

પત્ર ૪ થો

મુંબઈ

૨૧ ડીસેમ્બર ૧૯૪૧

પ્રિય હીના

ગજબ થઈ ગયો ! સીમા ક્યાંક ચાલી ગઈ છે

ચિ. બાબાની તબિયત બગડવાથી તું લગ્નમાં આવી શકી નહિ તે બાબતનો તારો પત્ર વાંચી સીમા થોડી નિરાશ થઇ હતી. એનાં સો નવાજૂનાં મિત્રોમાં તારી જ ગેરહાજરી તરી આવતી હતી. લગ્ન હતાં એટલે ધામધૂમ તો ખરી જ. મંગલાષ્ટકો ગવાયાં, રાસગરબાનો કાર્યક્રમ થયો અને નૃત્યો પણ. સૌના આગ્રહથી છેવટે સીમાએ ' બંધના 'ના ભાવ દર્શાવતું નાનકડું નૃત્ય કર્યું. એ નૃત્યમાં સીમાની ભાવનામયતા અને વૃત્તિઓ વાચાળ બની ઉઠી હતી. આટલું સુભગ ભાવદર્શન મે મારા નાનકડા જીવનમાં પહેલવાર જ જોયું.

મધરાત વીતી ગયા પછી સૌએ વિદાય લીધી સૌથી છેલ્લે હું એનાથી છૂટી પડી ત્યારે એની અધીરી સીમાએ પહોંચી હતી. મે એની મીઠી મજાક કરી ત્યારે એ મારા ગાલ પર ચુંટી ખણી અંદરના ઓરડામાં દોડી ગઈ.

હૅાસ્ટેલમાં પાછા ફરતાં હું વિચારતી હતી રાહુલ કેટલો નસીબદાર ! સીમા જેવું સ્ત્રીરત્ન મેળવીને એ અનેકની ઇર્ષ્યાનો વિષય બની ગયો !

વચન આપ્યા પ્રમાણે હું બીજે દિવસે સીમાને મળવા ગઈ ' સીમા–સીમા...' બૂમ મારતી જ હું તો સીધી અંદરના ખંડમાં ગઇ–ઓરડે ઓરડે અધીરતાથી ફરી વળી–સીમા ક્યાંય દેખાઇ નહિ. પાછી દિવાનખંડમાં આવી ત્યારે રાહુલ નજરે પડયો ટેબલ પર માથુ ટેકવી ખુરશી. પર બેઠેલો 'સીમા ક્યાં ?' મેં પૂછ્યું. તે અનુત્તર જ રહેલા–એની એ સ્થિતિમાં. મેં ફરી પૂછ્યું. બેદરકાર જવાબ મળ્યો : ' મને ખબર નથી. ' હું ચકિત થઇ ગઇ. એક રાતમાં જ શું પ્રેમના ગુલાબી કસોટી શરૂ થઈ ગયા !! હું વધુ ખુલાસાનો વાટ જોતી ઉભી રહી. રાહુલ ખુરશી પરથી ઉઠયો. તેની આંખો લાલચોળ હતી. મેં ત્રીજી વાર પ્રશ્ન પૂછયો. તેણે ભાવહીન અવાજે જવાબ આપ્યો . ' સીમા પરોઢે અહીંથી ચાલી ગઇ છે. ' હું અવાક્ બની ગઇ. ટેબલનો ટેકો લેવા જતાં કાચની ફૂલદાની ધકો લાગી ફૂટી ગઇ.

એવું શું બન્યુ હશે ! સીમા લગ્નની રાતે જ કયા ચાલી ગઈ હશે ! કેમ ચાલી ગઇ હશે ! આ બધા પ્રશ્નો અનુત્તર જ છે. કોઇ કશું કહી શકતું નથી. રાહુલ કશો જ ખુલાસો કર્યા વિનાજ એકાએક ક્યાંક ચાલ્યો ગયો છે.

હું કશું કલ્પી શકતી નથી. હું મુંઝાઇ

ગઈ છું. અનુમાન દોડાવવા માટે કશો જ દોર'રીમા પાછળ મુકી ગઈ નથી.

સીમાના આમ એકએક-લગ્નની પહેલી જ રાતે ચાલી નીકળવા પાછળ શું રહસ્ય હશે?

હું તો મૂઢ થઈ ગઈ છું.

શો ગજબ થઈ ગયો, હીના !

લિ. સ્નેહાધીન,

મુદ્રા

●

પત્ર ૫ મો

વડોદરા

૧, મે ૧૯૨૧

પ્રિય નંદાબહેન

તારો પત્ર મળ્યો-નિર્મળ ને નિખાલસ. હૈયાનો ઊંડે ખૂણે જતનથી જાળવેલી ઊર્મિઓને તેં તારા પત્રમાં જે નિર્દોષ મોકળાશથી વહેતી મુકી છે, ને ભાવિજીવનનાં સોણલાંને આશાની રંગપિંછીથી જે કુશળતાથી દોર્યાં છે તેથી મને અત્યંત આનંદ થયો છે. સહૃદયતા અને સમભાવથી વિકસેલી મૈત્રી એ એવો મંગળ માનવસંબંધ છે જે ઘણી વાર લોહીના સંબંધનેય ટપી જાય છે. તેં આ પત્રથી મારી આગળનો રહ્યોસહ્યો પડદો પણ દૂર સારી દઈ તારી આશાઓની, તારી એકલતાની, સહચાર માટે જાગેલી યૌવનસુલભ તીવ્ર ઝંખનાની તસ્વીર મારી સમક્ષ ખડી કરી છે. એ તસ્વીરે મને અંતર્મુખ બનાવી દઈ મારી સુપ્ત ભાવનાઓને ઢંઢોળીને જગાડી છે. પરિણામે વિવેક અને સંયમની કાંટાળી લગામ નીચે જકડી ગયેલી મારી આંતર્વ્યથા વાચામાં વ્યક્ત થવા મથી રહી છે. મારું હૃદ્ગત હું આજ તારી આગળ ખુલ્લું કરી હૈયાનો એક પ્રચંડ બોજ હળવો કરવાની છું.

નંદા, મારા મોકળા વર્તન અને આનંદી જણાતા ચહેરા પરથી સૌ માને છે કે હું જાણે વરિ સુખી છું-મારું નિર્બંધ જીવન ઈર્ષ્યા કરવા જેવું છે. તું મને હસતા ફુલ સાથે સરખાવે છે. બહેન ! ચમકીશ નહિ-આજ સુધી હું તને અને બીજાને છેતરતી આવી છું. જે એક વખતે અવ્યવહારિકતાની હદ સુધી નિખાલસ હતી, જે દંભના પડછાયાથી પણ દૂર હતી તેણે એકાએક નિખાલસતાને દેશવટો દઈ દીધો, ને દંભનો રળિયામણો બુરખો ઓઢી લીધો. રડતે હૃદયે તેણે હોઠને હસતા રાખ્યા. હૈયામાં વેદનાનો વહ્નિ ભભૂકતાં છતાં વાણીમાં તેણે હીમઝંઝાની શીતળતા વહેવરાવી. આવો ભયંકર દંભ હું આચરી શકી તે માટે મને પણ ખૂબ આશ્ચર્ય થાય છે ને મારી જાત પર ઘણી વાર તિરસ્કાર છૂટે છે.

જાણીને તને આંચકો લાગશે, આઘાત થશેઃ નંદાબહેન ! હું એક વખતે પરણેલી હતી. મારા જીવનની આ સાંસારિક સ્થિતિ વિષે મેં સૌને અંધારામાં જ રાખ્યાં છે-કોઈએ મારી એ અંગત બાબતમાં પ્રત્યક્ષ માથું માર્યું નથી-છતાં સ્વતંત્ર રીતે એકલી રહેતી જુવાન સ્ત્રી વિષે બધાએ કંઈક તર્કો તો કર્યાં જ હશે. આવું કુતૂહલ કર્યા વિના જગત રહી શકતું નથી. પણ ધારતાં હશે તેમ હું કુંવારી નથી, વિધવા પણ નથી, ત્યક્તા પણ નથી. મારી હાલની સ્થિતિને શું નામ આપવું તે હું જાણતી નથી. કારણ કે હું પરણેલી છું, છતાં સાચા અર્થમાં પત્ની નથી. કેવળ હાથ ઝાલ્યાની જ હું ગુનેગાર છું-પરણ્યાની રાતે જ મેં એનું ઘર છોડ્યું છે.

નંદા, જાગતું ને જાગેલું યૌવન સહચાર માગે છે. નિસર્ગ પ્રબળતાથી માર્ગ શોધે છે. જાગેલી જુવાનીએ સાદ દીધો ત્યારે મેં પણ સહચાર ઝંખ્યો મેં પણ તારી માફક કેંક મનોરમ મનોરથો ઘડ્યા હતા. હું કૉલેજમાં હતી ત્યારે એ આવ્યો. પરિચયે

મને એના તરફ ભાવ થયો. હું સરળ અને નિખાલસ હતી ને સૌને એવાં જ માનતી. એના વિચારોમાં મેં વિશ્વાસ મુકયો. મારું સંસ્કારી કવિહૃદય એનાં તરફ ઝૂક્યું. પરિણીત જીવનનાં સુરંગી સ્વપ્નસુમનોની મનોહર માળાઓ મેં મનમાં ગૂંથીઃ એ સ્વપ્નોના જલમાં મેં મારાં ગીતોને ઝબકોળવા માંડયાં. એ મનોરથો, એ સ્વપ્નો મૂર્ત અને સિદ્ધ થવાની મંગળઘડી જ્યારે પ્રત્યક્ષ આવી પહોંચી છે એમ જ્યારે મને લાગ્યું ત્યારે મારી વૃત્તિઓનો વારિધિ હૈયાની નાની નાજુક ગોરસીમાં ગાંડો બનીને ઘૂઘવી ઊઠયો. સ્વપ્નકુસુમોની મનોહારી મંદારમાળાઓ મુક્ત હસીને મધમધી ઊઠી .. અમે પરણી ઊઠયાં. સૌ ક્યારે જાય એમ મને થઈ ગયું. સૌ આખરે ગયાં પણ મુદા મારો કેડો નહોતી મુકતી. પ્રેમમાં પડેલાં ગજબનાં આપમતલબી બની જાય છે, નહિ નંદા ? હું અકળાઈ ઉઠી. મારી વ્યાકુળતા ચકોર મુદાની આંખની ચોકીમાંથી ન છટકી શકી. ' મને ધક્કો મારીને કાઢી મુકવા તારા હાથ સળવળી રહ્યા છે, નહિ ? તારો રાહુલ ખોટી થાય છે, નહિ ? " તેના ગાલે ચૂંટી ખણી શરમાઈ હું ઓરડામાં ભરાઈ ગઈ.

કેટલી આશાથી, કેટલા ઉલ્લાસથી, પણ ધબકતે હૈયે હું શય્યાખંડમાં પ્રવેશી. મને મારા જ ભાગ્યની ઈર્ષ્યા આવીઃ હું 'એની' નવવધૂ હતી. ખીલતાં બારણાંના અવાજે મેં જે પ્રથમ મધુર કંપ અનુભવ્યો તે વર્ણવવા તો મારી કલ્પનાય કદાચ પાંગળી નીવડે !

હું પલંગની પાંગતે મોઢિયું વાળીને બેઠી. જીંદગીમાં અનુભવી નહોતી એવી શરમનો ભાર મારી પાંપણો પર બેસી ગયો હતો. એ ધીમે પગલે આવ્યો. મારી અધબીડી આંખો મીંચાઈ ગઈ. હૈયાનાં સ્પંદનો ઉતાવળાં થયાં. મારી સ્વપ્નભરી બંધ આંખો-મારી કલ્પના અપરિચિત છતાં મનગમતાં સુખદ સ્વપ્નોની હરિયાળી કુંજમાં સંતાકુકડી રમી રહી. એણે પાછળથી મારા ખભે હાથ મુકયો. એ સ્પર્શનો સુખદ રોમાંચ શમે તે પહેલાં તો એના અકલ્પ્ય પ્રશ્નોના વજ્રપાતે મારા મનોરથોની મોહક મહોલાત માટીમાં મેળવી દીધી. પ્રશ્નોના વિષભર્યો સ્પર્શે મારાં સ્વપ્નોની મંદારમાળાઓ કરમાવી દીધી.

આકાશમાંથી જાણે વિજળી પડી ને મારી હરિયાળી કુંજ રાખ થઈ ગઈ.

પરણ્યાની પહેલી રાત ! જીવનની એ રૂપાળી રાત માટે માનવીએ કેવાં મનોરમ કાવ્યો રચ્યાં છે, એની ભાવનાને કેવા રમણીય રસે રસી છે ! મેં ય એ રાતને કેવી ઝંખી હતી !–કલ્પનાજળમાં ઝબોળી હતી,–ગીતોમાં ગાઈ હતી ! એ રાતે કરવાની પ્રેમવાતોની માદક મદિરા પીધા પહેલાં જ ઢોળાઈ ગઈ, નંદા !

પરણ્યાની પહેલી રાતે એ મને આવા પ્રશ્નો પૂછશે– મારા પ્રત્યે તે આટલો બધો અણવિશ્વાસ દાખવશે–મારા ચારિત્ર્ય પર કલંકનો કાદવ ઉરાડશેઃ એમ કલ્પવાને ય એણે મને તે પળ સુધી કદી ય કારણ આપ્યું નહોતું–આછો ઈશારો સુદ્ધાં નહિ. લગભગ દોઢ બે વર્ષનો અમારો નિકટ પરિચય હતો. મારું જીવન તો ખુલ્લી કિતાબ જેવું હતુંઃ મારે કોઈથી કૈં છુપાવવાનું નહોતું. ક્ષુલ્લક વાત પણ હું છુપાવી શકતી નથી એવો મારા મિત્રમંડળનો મારા પર હમેશનો આક્ષેપ હતો. અમારા પરિચયકાળમાં એણે વ્યક્ત કરેલા ઉદાર વિચારો, ઉચ્ચ ભાવનાઓ, એણે દાખવેલું દાક્ષિણ્ય, સ્ત્રીઓ વિષેની એની પ્રશસ્ય વિચારસરણીઃ આ બધું મને એના તરફ ખેંચી ગયું હતું...ને એક દિવસે મેં અનેક પ્રશંસક મિત્રો અને અગ્નિદેવની સાક્ષીએ એનો હાથ ઝાલ્યો ને તે જ રાત્રે

પ્રેમના ઉમળકાથી પકડેલો હાથ સદાને માટે ધિક્કારથી તરછોડ્યો પણ. કારણ !

કારણ એની અનેક શંકાઓ અને કુત્સિત પ્રશ્નો. એ પ્રશ્નો અને શંકાઓની બાધાફાટ દુર્ગંધથી હું અકળાઇ ઉઠી. ઉદાત્ત ભાવનાઓને ભાવભરી ભાષામાં ઉચ્ચારનારનું સંકુચિત ગંદુ ને ગંધાતું માનસ જોઇ મને અપરિમિત ધિક્કાર છૂટ્યો : શું આ મારો પતિ ! વામનોમાં ય વામન ! પોતાની પત્નીને માટે આટલો હીન અભિપ્રાય ધરાવનાર અધમાધમની ઝેરી છાયામાં રહેવાનું મારે માટે શક્ય નહોતું.

હું ધ્રૂંધવાઇ ઉઠી. કેટલીક ક્ષણો પહેલાં આહ્લાદક રોમાંચ જગાડનાર એનો સ્પર્શ મને રૂંવેરૂંવે બાળી રહ્યો-મેં એનો હાથ ખભેથી ખેસવી નાખ્યો. હું ક્રોધાતિશયમાં ઉભી થઇ ગઇ. મેં શું સાંભળ્યું હતું ? એણે મને કેવી ધારી હતી ? મેં સામી પ્રશ્નની ઝડીઓ વરસાવી. એના જવાબો એના વિકૃત માંદલા માનસના પ્રતિબિંબ રૂપ હતાં. આક્ષેપોની આખી ઇમારત કેવળ કલ્પના પર-વહેમ પર, અવિશ્વાસ પર, કેટલાક વિકૃત પૂર્વગ્રહો પર રચાઈ હતી. એને નિશ્ચિત અનુમાનો તરફ દોરવી જનારાં કારણે કેંક આવાં હતાં મારી ઉમરે, મારા જેવી માતાપિતા કે ભાઇભાંડુના રક્ષણ કે અંકુશ વિનાની, સાહિત્યવિલાસી કલા અને સૌંદર્યપ્રેમી, મોકળાશથી પુરુષમિત્રોમાંય ગમે ત્યારે ગમે ત્યાં એકલી ફરનારી સુન્દર યુવતી અનેકની પ્રેમપાત્ર-અનેકના આલિંગનોથી સંસ્કારાયલી-અનેકની ભુજાઓમાં ભીડાયેલી-નિરંકુશ વિલાસના રંગમાં રોળાયેલી સાચા અર્થમાં કુમારિકા હોઇ શકે જ નહિ-રહી શકે જ નહિ. બહેન, આ હતી મારા પરણ્યાની અધમ વિચારસરણી. કલ્પિત વ્હેમનો વાસુકી એના મગજમાં પ્રચંડ ફૂંફાડા મારી રહ્યો હતો. ભૂપેન, નૌશિર, ભાસ્કર ને ભૂતકાળના બીજા કેટલાક સહાધ્યાયીઓ, સહકાર્યકરો-જેનાં નામો એણે ભેગાં કર્યાં હતાં: એ સૌ એને મન મારા પ્રિયકરો હતા. હું કોની સાથે ક્યારે સભામાં કે સિનેમામાં ગયેલી તેની એની પાસે રોજનિશી હતી. રજાઓ કોની સાથે ગાળેલી તેની એની પાસે નોંધ હતી. મારાં કેટલાંક પ્રેમગીતોની જીવંત નાયિકા એણે મને ધારી લીધી હતી. નાયિકાના પ્રેમોદ્‌ગારો, તેની વિરહવ્યથા, તેની પ્રેમવિહ્‌વળતા, પ્રિયમિલનથી નાયિકાએ અનુભવેલી ચરમ તૃપ્તિનું વર્ણનઃ આ બધાને એણે મારા જાતઅનુભવો માની લીધા હતા. પ્રત્યક્ષ અનુભવ વિના આવા તાદૃશ પ્રેમગીતો લખી જ શકાય નહિ-ને એવાં કેટલાંક ગીતો લખવાનો મારા અપરાધ થઈ ગયો હતો-આ હતી એ પામરની સડેલી મનોવૃત્તિની વિકૃત દૃષ્ટિ !

એણે નરાતાર જૂઠા આક્ષેપો કરીને મારું-મારા જીવનનું-સમસ્ત સ્ત્રીસમાજનું અધમમાં અધમ અપમાન કર્યું હતું. એક પળ મને થયું: એની જીભ ખેંચી કાઢું-એનું મોં રંગી નાખું. પણ બીજી પળે મને થયું: આવા અધમ પામરને શિક્ષા માટે પણ સ્પર્શ કરું તો ય મારો દેહ અભડાય ! પળ પણ વધુ થોભ્યા વિના હું ઉઘડતા પરોઢના ગાઢ અંધકારમાં ચાલી નીકળી.

હું ચાલી ગયા પછી એણે શું ધાર્યું હશે-મારાં મિત્રોએ શું ધાર્યું હશે ? એણે શું ખુલાસો કર્યો હશે, વાતને કેવા વિકૃત રૂપમાં રજુ કરી હશે ?-હું કશું જાણતી નથી. એ કૉલેજની અપ્તરંગી દુનિયા-જેમાં મારા ઘણાં સહૃદય મિત્રો હતાં: શોભા, હીના, સુધા, પરીન, લિલાધર, નૌશિર, ભાસ્કર, ભૂપેન-થી હું દૂર ભાગી નીકળી છું. કોઇ ડરની મારી નહિ. રાક્ષસ જેવા દેખાવના સંસ્કારાભાસના જરિયાન નીચે ગંધાતી ને અધમ મનોવૃત્તિનાં કાદવ સંઘરનાર, ભાષાનો વ્યભિચાર કરનાર, સંસ્કારી અને નિષ્કલંક સ્ત્રીનું હડહડતું અપમાન કરનાર ક્ષુદ્ર કીટકનું પડખું સેવી નારકીય જીવન ભારરૂપે ઢસડવા કરતાં એના પડછાયાથી દૂર રહેવાનું મેં યોગ્ય ધાર્યું છે.

મે હવે ઘણું જોયું છે, જાણ્યું છે, ને અનુભવ્યું છે. બહારથી આનંદી દેખાતી હું જાણે મરેલા જીવે જીવું છું. છતાંય હું સ્ત્રી છું. જુવાનીના દરિયામાં ઘણીવાર જુવાળ ચઢે છે ત્યારે એકલતા અસહ્ય લાગે છે, જીવ અકળાઈ ઉઠે છે. મન મોકળા મેદાનમાં શરતના ઘોડાની જેમ ચારે પગે પૂરપાટ દોટ મુકે છે. પરંતુ કેળવેલા સંયમ અને વિવેકની કાંટાળી એવડી લગામ વડે હું મનની નિર્બંધ ગતિને કુંઠિત બનાવી દઉં છું, વૃત્તિઓને ગુંગળાવી દઉં છું. જો કે હું જાણું છું કે આ ગુંગળામણ ઘણીવાર સહેવાતી નથી–કોઈને કહેવાતી નથી. કોઈ દિવસ કૃત્રિમ સંયમની પાળ તોડી ફોડીને જીવનનાં જકડી રાખેલા જીવંત ને પ્રાણવાન જળ મુક્તપ્રવાહે ધસમસતાં વહી જતાં રોકાવાના નથી.

મારે પણ તારી માફક હવે સમાજ સામે, સ્થાપિત નીતિકલ્પના સામે બંડ ઉઠાવવું છે. મારે શા માટે મારું જીવતર એળે જવા દેવું? તારે પુનર્લગ્ન કરવું છે તો મારે મારા કહેવાતા લગ્નમાંથી મુક્તિ મેળવવી છે.

નંદાબ્હેન! આ છે મારી કથા! દુનિયા દેખાવને માને છે. જગત જુએ છે મારા ફેશનનાં આખોનાં હાસ્યનાં ફૂલ, પણ મારા અંતરમાં તો અંગારા જળે છે તને ને અનેકને આકર્ષતું મારું જીવન તો નિર્જીવ કાગદી ફૂલ જેવું છે–આંખને આકર્ષે એવું પણ સાવ ચેતનહીન, રસ અને ગંધ વિનાનું. ફૂલ એટલે તો ફોરમ. ફૂલમાં જેટલે અંશે આકૃતિનું, માર્દવનું કે રંગનું સૌન્દર્ય હોય એટલું તે સૌને વધુ ગમે. કેવળ ઘડી–બેઘડી છેતરે–આકર્ષે પરંતુ પોતાની મસ્ત કે મંદ મ્હેંકથી મન અને પ્રાણને પ્રફુલ્લાવે નહિ એવાં શોભાનાં કાગદી ફૂલનાં શાં મૂલ? એ કાગદી ફૂલોને બદલે સાચાં રસગંધી પુષ્પો મઘમઘી ઉઠે એ દિવસની હું રાહ જોયા કરીશ.

તારી, સીમા

---

## બને

પ્રેમ ના એવી વિભૂતિ મારા મનમોહન બને
જેમના દર્શનથી લાખો ઝિંદગી પાવન બને.
પ્રેમ સાચો હોય ને જો કલ્પના વાહન બને
જેમના મનમાં જઈ વસીએ અમારું મન બને
દ્રષ્ટિવાળા મેળવે છે પાઠ સંતોથી જુઓ
છે નિયમ કે જેવું જીવન જીવીએ, જીવન બને
એક ન્હાની કાય વ્યક્તિ જગવિભૂતિ થઈ ગઈ,
ન્હાનું મન જો હોય આખા વિશ્વનું એ મન બને
સત્ય, માનવતા, અહિંસા પ્રેમ, શ્રદ્ધા, ધીરતા
કેટલા સદ્ગુણ મળે ત્યારે કોઈ મોહન બને.
વિશ્વપ્રેમી સંત એક જ હિંદનું ગૌરવ છે આજ
વિશ્વના દુશ્મન છે, જેઓ તેમના દુશ્મન બને
એ દિવસ ક્યારે હયાતીમાં મળે લેવા 'અમીન'
હોય શાસન પ્રેમનું ને સર્વજન સજ્જન બને

શ્રી. અમીન આઝાદ

# સજા

:: સવૈયા ::

‘ અરે, અરે, આ પાણો વાગ્યો ’ કહીને એણે હાટ મૂકી
તખ્તસિંહ રાજવીને વાગ્યો, આવ્યો ક્યાંથી વાત પૂછી.
ચપરાસી દોડે બે હાંફી, સજ્જા કેડે ચઢી ઘૂમી
રાજાવાસે સોપો ચિંતે ( થયું ગજબનું ) કોપ ઝૂમી. ૪
રાજા ધૂંવા થશે વળી કે કશે કર્યાં કે રોષમહીં
ભૂંડાં કૈં કૈં કાર્ય નકામાં રોષ થકી—વિચાર નહીં—
એવું ચિંતે સૌયે જનતા, નોકર સૌએ બીક ભરી
ફરજ બજાવે ધ્યાન દેને ( રૂએ કસાઈ ) એમ ડરી. ૮
એવે આવ્યો બાળક લૈને નોકર કહેતો ‘ મહારાજા,
પથ્થર વાગ્યો, માર્યો આણે, કરો ન્યાય એ મહારાજા ! ”
બાળક ધ્રૂજે, માણસ ધ્રૂજે, ચિંતે થાશે કેવા હાલ !
કૂણા આ બાળકને માથે પડશે કેવી શિક્ષાઝાળ ! ૧૨
નોકર પણ ધ્રૂજે છે સાથે જાણે પોતે ભૂલ કરી
બાળકના નિઃશ્વાસો લીધા, પ્રભુતણો મે કોપ ગ્રહી;
પહેલાં સોચ્યું મનમાં એણે, રાજા કંઈ દેશે ‘ બક્ષી
જોયું મુખ ભારે સોચંતુ, ક્ષુબ્ધ થયો ને શોક વળી. ૧૬
‘ કહી દે સાચું, શાથી માર્યો ! પથ્થર નાખ્યો કેમ અહીં ?
વાગ્યું મુને, રક્ત વહ્યું તો કરવી શિક્ષા કેમ નહીં !
સુણતા કંપે નોકર સૌ ને, મૂંગા સોચે શુભ નહિ,
થાશે શું બાળકનું આજે, શિશુ નહીં હા મુક્ત કદી. ૨૦
બાળક બોલે, ‘ રાજા, હું તો બહાર ઊભો’તો આંબા પાસ
કેરી ખાવા મન લલચાયું પાણો નાખ્યો તેથી રાજ,
સાચું કહું છું રાજા, આજે જૂઠું બોલવું મારે પાપ
આંબા કેરી કેરી ખાવા પથ્થર માર્યો લીધો સાથ. ૨૪
‘ માફ કરો રા, ’ બાળક નાનો, પાણો ભૂલથી નંખાયો
રમતે રહીને ભાન ભૂલાયું દિશ ભૂલીને ફંકાયો
વાંક નહિ રા’ ‘ રહેવા દો એ નથી જ સુણવું છંટાયો
રક્ત વહ્યાની સજા નહિ કાં ? પથ્થર લાગ્યો ફંટાયો.
રાજા સોચે ‘ બાળક જ્યારે મારે પથ્થર આંબા ડાળ
આંબો દે કેરી રસવંતી, મારે શું ત્યાં દેવું બાળ !
તખ્તસિંહ કહેવાઉં છું ને ઉદારતાની નિઃસીમ પાળ,
ઇનામમાં રે દે દો એને પચાસ રૂપિયા તત્કાળ. ’ *

શ્રી. મધુરમ્

---

* ભાવનગરના રાજા સ્વ. તખ્તસિંહજીના જીવનમાં બનેલા પ્રસંગ ઉપરથી.

# ગરબા : જૂના અને નવા

શ્રી. ચતુરભાઈ શંકરભાઈ પટેલ

ગરબા એ ગુજરાતની અનોખી વિશિષ્ટતા છે. સાહિત્ય, સંગીત અને કલાની એ રસત્રિવેણી ગુજરાતની આગળ સંસ્કારસમૃદ્ધિ છે. ગુજરાતનાં ઘરેઘર અને ઉરેઉર એનાથી ગુંજી રહે છે. શહેરની શેરીઓ અને ગામડાના ચોક એનાથી ગાજી ઉઠે છે. ચંદનીનીતરતી અજવાળી રાતે કે વારતહેવારે બધે એની રમઝટ જામે છે અને નવરાત્રના મંગલ દિનોમાં તો જ્યોતિ-ર્મોલા ફરતા એનાં નવરંગી ફુવારા ઊડી રહે છે.

પરંતુ શોચવા જેવું છે કે ગુજરાતનો એ રસનિર્ઝર ધીરે ધીરે સુકાતો જાય છે. ગુજરાતનું એ સંસ્કારધન ક્રમે ક્રમે ઘસાતું જાય છે. આપણા જીવનમાંથી આનંદો ઓસરતા જાય છે. પરિણામે આપણી શેરીઓ ગીતસૂની થતી જાય છે. આપણા ચંદનીચોક ગરબાસૂના બનતા જાય છે. પરાપૂર્વથી ચાલ્યુ આવેલું, કંઠોપકંઠ ઊતરી આવેલું, એ અમોલું લોકસાહિત્ય ધીમે ધીમે લોપાતું જાય છે અને નવીન નકલી સાહિત્ય એની જગા લઈ શકતું નથી. સાચા સુવ-ર્ણનું સ્થાન 'રોલ્ડ ગોલ્ડ' શી રીતે લઈ શકે? એટલે સમાજ જૂનું ગુમાવે છે, પણ નવું વસાવતો નથી અને ધીમે ધીમે રસ-શૂન્ય, સંસ્કારશૂન્ય બનતો જાય છે.

આ પરિવર્તનના મૂળમાં અનેક કારણો રહેલાં છે, તેમાં પલટાયેલો દેશકાળ મુખ્ય છે. અતિપરિચયાત્ કે અન્ય કોઈ કારણે જૂનાની અકારણ અવજ્ઞા અને નવાનો નિરર્થક મોહ પણ એમાં કારણભૂત છે. આજના ભણતરની અર્ધદગ્ધતાનો પણ એમાં ભારે હિસ્સો છે. ભણેલી દીકરીને દાદીમા પાસેથી ગીતો શીખવાં ગમતાં નથી અને ભણતરે આપેલાં ગીતોનો મેળ જગત જોડે જાળતો નથી. જૂનાં ગીતોની શક્તિભક્તિ કે કૃષ્ણભક્તિની એકવિધતા પણ આજના અશ્રદ્ધાના યુગમાં કેટલાકને અકારી થઈ પડે છે. સાદું, સરલ અને નિર્બીજ સમાજજીવન વિનાશક પલટો લઈ ભપકાદાર, દંભી અને કૃત્રિમ બની રહ્યું છે. ત્યાં મૂળ ભાવનાઓ પલટાયા વિના શે રહે?

એ પલટાને લઈને ભણેલી સ્ત્રીઓના ગરબા આમજનતાના મટી ખાસ વર્ગના બનતા જાય છે. સાર્વત્રિક મટી એકાંતિક બનતા જાય છે. સર્વસામાન્ય અને સમૂહગત મટી વિશિષ્ટ અને વૈયક્તિક બનતા જાય છે. શેરીએથી ખસી દીવાનખાનામાં પૂરાતા જાય છે. પ્રસન્નતાને બદલે પ્રદર્શનનો વિષય બનતા જાય છે. આનંદના સ્વયંભુ આવિર્ભાવને બદલે કર્તવ્યનું કૃત્રિમ પ્રકટીકરણ બનતા જાય છે.

તેમ છતાં ગુજરાતની એ પ્રકૃતિ વિકૃત સ્વરૂપે ય ટકી રહી છે એ આનંદની વાત છે. ભણતરે ભલે એને ભ્રષ્ટ કરી, છતાં એની જરૂરીઆત સ્વીકારી એ સંતોષની વાત છે. એને લઈને ગરબા આજે કોઈ પણ ઉત્સવનું અનિવાર્ય અંગ થઈ પડ્યા છે. શાળા-પાઠશાળાના ઉત્સવો કે સંસ્થા-સમાજોના સમારંભો એના વિના સંપૂર્ણ થતા નથી. એટલે ગરબા સારેનરસે સ્વરૂપે ય પ્રવર્તી રહ્યા છ એ હર્ષની વાત છે.

પ્રશ્ન એ થાય છે કે આવા તૈયાર કરેલા ગરબા લોકઝીલાતા કેમ થતા નથી? ચલણી નાણાની જેમ સમાજમાં પ્રચલિત કેમ બનતા નથી? એ પ્રશ્ન વિચારતાં જ

જૂના અને નવા ગરબાનો લાક્ષણિક ભેદ આપણા લક્ષમાં આવે છે.

જૂના ગરબા સેંકડો વર્ષોથી લોકકંઠે વસી રહ્યા છે, લોક હૈયે રમી રહ્યા છે એ જ એની સફલતાનો અચૂક પુરાવો છે. ગરબાના આવશ્યક અંતસ્તત્ત્વ વિના આટલો લાંબો સમય એ ટકી શકે નહિ. લોકહૈયામાં ધબકતા એના કુમળા રસીલા ભાવ, હળવી ફૂલ જેવી એની મધુર સુકુમાર ભાષા અને સૂરીલા તળપદા સંગીતભરેલા એના મીઠા મનોરમ ઢાળ એ અનુપમ સિદ્ધિના ઘટક અંશો છે. જૂના ગરબાનો મોટો ભાગ ગુજરાતની અજ્ઞાત ગુણસુંદરીઓએ રચેલા નૈસર્ગિક લોકસાહિત્યથી ભરેલો છે, અને એમાં નરસિંહમીરાં વલ્લભદયારામ, ન્હાનાલાલબોટાદકર જેવા લોકલાડિલા રસસિદ્ધ કવિઓએ ઉમેરો કરેલો છે. પછી એની સાફલ્યસિદ્ધિમાં શું બાકી રહે ?

એથી વિરુદ્ધ નવા ગરબાનો મોટો ભાગ નવીન લેખકોના અવનવીન અખતરાઓથી ભરેલો છે. એમાં પ્રયત્નપૂર્વક ખડકેલા ભાવરહિત અને રસરહિત શબ્દોના ખડકલા, એની કર્કશ જડમાંતોડ ભાષા અને એના અટપટા નાટકી ઢાળ એને ગરબા તરીકે નિષ્ફળ ઠરાવવાને બસ છે. ગરબા નામધારી કેટલાંક જોડકણાં મૂળે ગવાવાં જ ઘટતાં નથી, પણ નવીનતાનો આત્મઘાતક મોહ કે એના લેખકની અંગત લાગવગ એમની અઘટિત પસંદગી કરાવે છે અને એક વાર પસંદ થયા પછી એને સફળતાથી પાર ઉતારવાની જવાબદારી ઉત્સવ કરનારને શિર આવી પડે છે. એટલે સંગીતના વિપુલ સાજ સાથે, અપાર ઠઠારાથી અને બાર બાર પૂર્વતૈયારીથી એને રજૂ કરાય છે અને તરકાલ વાહવા મેળવાય છે. પણ બીજી જ ક્ષણે બિલાડીના ટોપની જેમ એ ભૂંસાઈ જાય છે. અંતર્ગત કાવ્યતત્ત્વ વિનાની અને માત્ર બાહ્ય સાધનસામગ્રી પર નિર્ભર વસ્તુ કેવી રીતે ટકે ?

આવી વસ્તુ પાછળ ખરચેલો વખત, પૈસો અને પરિશ્રમ બરબાદ જાય છે. કેમકે એને ગાનારી પોપટિયા બાળાઓ એનાં સાધનોની ગેરહાજરીમાં ઘણુંખરું એને સૂરમાં ગાઈ શકતી નથી અને ગાય છે તો શેરીની બીઓ એને ઝીલી શકતી નથી. ગરબો લોકઝીલાતો ન થાય ત્યાં લગી એની કશી સાર્થકતા નથી.

લોકઝીલાતા થવાને નવા ગરબાએ જૂનાના સહુ અંશો અપનાવવા જોઈએ. કિલષ્ટતા અને કૃત્રિમતા દૂર કરી સરલતા, અને સાદાઈ રાખવી જોઈશે. રાજસ ઠઠારો છોડી જૂનાની સાત્ત્વિકતા સાધવી જોઈશે. સાધનનું પરાવલંબન પરહરી સ્વનિષ્ઠ-રસનિષ્ટ થવું જોઈશે. તરેહ તરેહની તર્જોનો શંભુમેળો ત્યજી સહિ ઢાળ સ્વીકારવા જોઈશે. નાચણિયા અને નાટકિયા વૃત્તિ છોડી લજ્જા અને વિવેક ધારવાં જોઈશે, એકતાલી અને ચાપટીની અતિ નાજુકતા અળગી કરી ત્રણ તાલીનું સ્ફુર્તિવંતું જોમ જમાવવું જોઈશે.

"જૂનું એટલું સોનું" કહેવાનો મારો આશય નથી, પણ એ કહેવત બનવા જેટલી સારપ જૂનામાં રહેલી છે તે તરફ દુર્લક્ષ કરવું ઘટતું નથી.

જૂના ગરબા મરીમસાલા વિનાના સાત્ત્વિક આહાર સમા છે. નવા ગરબા આહાર વિનાના એકલા મરીમસાલા જેવા છે. નિઃસ્વાદ આહારથી જીવી શકાય પણ નિઃસત્ત્વ મરીમસાલાથી જીવ્યું જાણ્યું નથી. નવાનો મરીમસાલો વિવેકસર જૂનામાં મળતાં જૂનું પરમ સ્વાદિષ્ઠ બની રહેશે. રસકલાની અધિષ્ઠાત્રીઓ શું એટલું ન કરી શકે !

# જીવજે સવાસો વર્ષ બાપુ

જીવજે સવાસો વર્ષ બાપુ,
ભારતના પ્યારા, જીવજે સવાસો વર્ષ બાપુ.
જગને દેવાને શાંતિદાપુ,
ભારતના પ્યારા, જીવજે સવાસો વર્ષ બાપુ.

સત્ય અહિંસાના મંત્રો કેરું તેં ગાયું ગાણું,
ફળ્યું તપ તારૂં અને, વાયું અહીં મુક્તિવ્હાણું,
તોયે મચ્યું છે ધીંગાણું, શમવવા એને, જીવજે સવાસો વર્ષ બાપુ.

વિતાવ્યા દિનો સઘળા, ગુલામીનાં તોયે આંસુ,
કર્યાં બે, 'મા'ના ટુકડા, ભાંગી દિલ તારૂં બાપુ,
તોયે ચાલુ છે જોને ત્રાગ, શમવવા એને, જીવજે સવાસો વર્ષ બાપુ.

તાંડવ હિંસાનું અને જુઠાણું જગમાં વ્યાપ્યું,–
જોઇ, તેં તો જન્મદિને, પ્રભુથી મરવાનું માગ્યું,
તારા વિણુ કોણુ છે અમારૂં, ભારતના પ્યારા, જીવજે સવાસો વર્ષ બાપુ.

ભારતનાં ગૌરવ આજે, ચમકંતા જોઈ બાપુ,
પ્રાર્થું પ્રભુને હું તો અંતરથી માગું બાપુ,
સવા સદીનું તારૂં આયુ, ભારતના પ્યારા, જીવજે સવાસો વર્ષ બાપુ.

શ્રી. બાબુભાઇ શાહ

卐

# આત્મદર્પણ

[ શાર્દૂલ ]

અન્ય પ્રોક્ત ગુણો થી પ્રેરિત બની તેને વિકાસ્યે જવું
અન્યોક્ત સ્ખલનોથી લજ્જિત થઇ, ઉરે વિમાસ્યે જવું,
એનાથી શતધા પ્રશસ્ય, નહિ આ—આદર્શ આત્મા તણો !
કે જાતે નિરખી, સદૈવ પરખું ગુણો અને દૂષણો !

શ્રી. 'શશિન્' ઓઝા

# દિવ્યાંગના

( ઊર્મિચિત્ર ) શ્રી. નિરંજન દેસાઇ

એક દિવ્યાંગના અવનીને એક ઓવારે ઊતરી. આજે વર્ષોથી એની રાહ જોવાતી હતી. કોટિ અનિમિષ નેત્રો એના આગમનને આવકારવાને અધીર હતાં. એણે પદચિહ્ન પાડયાં એ પગદંડી પર કે જ્યાં નિરાશાનું સામ્રાજ્ય અસ્ખલિત હતું. ને જે સ્થળે પ્રકાશની એક પણ તેજરેખાનો પડછાયો જે સ્થળે આજે વર્ષોથી ઝીલ્યો ન હતો. જીવનના સાચા સુખનું વર્ચસ્ ત્યાંના માનવકુળને અજ્ઞાત હતું. દુઃખ જીવનમાં એટલું વણાઈ ચુકયું હતું કે, ત્યાંના માનવોએ એ દુઃખને જ સુખ ગણી લીધુ હતું.

પરંતુ એ ઓવારે પણ થોડા માનવો ભિન્ન પંક્તિના હતા. એ હતા સ્વપ્નદ્રષ્ટાઓ અને સાચા સુખની અવિરત ઝંખનાને આરાધતા યોગીઓ. એમણે તપશ્ચર્યા આદરી હતી આ દિવ્યાગંનાને પોતાને દેશ નોતરવાની—એ ખાંએ વર્ષોથી ભગીરથ પ્રયત્ન આદર્યો હતો.

અને તેમાં યે એક હતો મનુજકુળનો મહારથી—વિશ્વવંદનીય તપોનિધિ. એની અવિચળ અને ઉગ્ર તપશ્ચર્યાએ દિવ્યાંગનાના રુસણા મૂકાવ્યા; એના તપે, દિવ્યાંગનાને આવા તિમિરે સીંચેલા ઓવારે પણ ડગ દેવા લોભાવી. અને એક દિવસે એ દિવ્યાંગના અવનીના એ ઓવારે ઊતરી.

એની તેજોમયતાએ વિશ્વ ઝળકી ઊઠયું—અંધારે ઘેરાયેલ આંખોમાં તેજનાં અંજન અંજાયાં. અને તપોનિધિના મુખ પર વર્ષોના દુઃખથી પડેલી ઘેરી રેખાઓમાં સ્મિતની એક સુરખી ફરી,—ફરી ન ફરી—ત્યાં તો એ દિવ્યાંગનાનું અપમાન થયું !

એને આવકારવા સ્વાગતમાં, અનુરૂપ અર્ઘ્ય ન હતો. આશાની ફુલમાળ હતી. પરંતુ ઐક્યનો તેમાં પમરાટ ન હતો. શૌર્યનો સૌરભ હતો પરંતુ રક્તની લાલીમાએ રંગાયેલ, યૌવનની આંધી હતી પરંતુ પોતાનાની પગદંડીને ઉજાડતી.

આમ દિવ્યાંગનાના આગમનને આવકારવા અશુભ સ્વાગત થયું. તપોનિધિએ પોતાના તપની સિદ્ધિને વ્યર્થ થતી જોઇ, એનું હૃદય દ્રવી ઊઠયું. અને એણે એક આદેશ વહેતો મૂકયો. " ઐક્ય અને શાંતિ વડે દિવ્યાંગનાની પગદંડી શણગારો. "

પરંતુ એ આદેશ વાયુના ઝંઝાવાતે દૂર ધકેલાઈ ગયો. અને દિવ્યાંગનાને સત્કારવા રૌદ્ર તાંડવ આરંભ્યું. રક્તની લાલીમાએ વીરત્વને વેગ આપ્યો પરંતુ એ વીરત્વ એવું પ્રગટયું કે જેણે સ્વજનોનો જ ભોગ લીધો. એ નૃત્યનું ડમરું બેસૂરું વાગવા લાગ્યું અને એક સૂર છૂટયો ૐ અને બીજો છૂટયો "આહૂતેક" અને એ સુરોમાં ઘર્ષણ જાગ્યું; આગના તણખા વેરાયા; ધરા ધ્રુજી. શાણા જનોએ માનવોની આ મૂઢતા જોઇ સ્મિત વેર્યાં. અવનીના અંતરનું રુધિર આંસુ બની વહેતું થયું. અને એ તપોનિધિએ અશ્રુ-સિંચેલ આંખે આ રૌદ્ર તાંડવને નિરખ્યું.

" આ શી ઘેલછા ! " તપોનિધિના ઉરે એક અવાજ ઊઠયો. "વર્ષોની તપસિદ્ધિએ પગલાં દીધાં છે એ દિવ્યાંગનાએ, જેના આગમનની રાહ જોતાં થંભ્યા હતા આપણે યુગોસુધી, અને મુજ યુગયુગોની તપસિદ્ધિના તપ શું આવી રક્તની રંગોળીએ શણગારાશે! મારી તપસિદ્ધિનું ફળ શું આ પાશવતાના

પખવાજની ગગનભેદી ગર્જનાઓના નાદના કારણે અફળ થશે ? "

યોગીનું અંતર ધ્રુજી ઊઠયું. વડવાનળની અગ્નિશિખા સમી આ આંધીએ અને અરાજકતાએ માનવોની માનવતા નષ્ટ કરી હતી. માનવ આજે ભાન ભૂલ્યો હતો. સ્વજનો–સ્વજનતા ભૂલી–વિશ્વબંધુત્વ વિશ્વાધારને સોંપી વૈરાગ્નિની જ્વાળાએ અક્ષમ્ય અને અધમતાભર્યો માનવસંહાર કરી રહ્યા હતા.

અને અનેકાનેક માનવગણે નિજ જન્મભૂમિ કે જ્યાં જન્મ્યા, જીવ્યા અને જીવનની રસલ્હાણ માણી હતી, જેને જીવનનો વિશ્રામ અને વિસામો માન્યો હતો એ ધરા છોડી જીવનજુની .સંપત્તિને , આપત્તિમાં વછોડી, કલંકના કાળા ડાઘ સમી એક જોજન લંબાતી વણઝારે શાંતિની શોધમાં યાત્રા આરંભી.

અને એ વણઝાર એટલે યોગીની અશ્રુધાર; એક એ પણ દિવસ હતો જ્યારે તપોનિધિની આણ આ ઓવારે ફરતી હતી. જ્યાં એના વચને હજારો હૈયાં યજ્ઞમાં આહુતિ દેવા તૈયાર રહેતાં, ત્યાં આજે એ તપોનિધિની વિવ્હળતા સમજનાર કોઈ નથી ?

યોગી વિતરાગ નયને નિહાળી રહ્યો–હજુયે એનામાં અચળ શ્રદ્ધા છે. હજીયે દિવ્યાંગના પાછા ડગ ન દે એ માટે એ અવિરામ તપ આદરે છે. એને અંતરમાં વિચાર ઉદ્‌ભવે છે " પળની આ ઘેલછા ઓસરશે ખરી ! એ પ્રભાત ફરીથી તેજના છાંટણા છાંટશે ખરું, કે જ્યારે નિરાશાના અંધારાં એમના અજ્ઞાન ચક્ષુઓ પર જે જડાઈ ચુક્યા છે તે દુર થશે–અને સત્યનો પ્રકાશ એમને એ પગદંડી શણગારવા મદદ કરશે, ને ત્યારે ઐક્યના તોરણે, પશ્ચાત્તાપથી પુનિત જળમાં નિર્મળ થઇ એ મનુજગણ ફરીથી

## રાષ્ટ્રદેવ !

ભારતકેરા પરમ ભાગ્યથી,
તમે અમને મળ્યા રાષ્ટ્રદેવ રે;
રાષ્ટ્રદેવ જીવો ઘણું રે !

શૃંખલા તોડી માહોમની,
થઇ સફળ તમારી દેશસેવ રે;
રાષ્ટ્રદેવ જીવો ઘણું રે !

ગૌરવ સ્વદેશનું વધારિયું,
કર્યું રાષ્ટ્રનું નવવિધાન રે;
રાષ્ટ્રદેવ જીવો ઘણું રે !

કીધો સ્વતંત્ર માતૃદેશને,
એનું ફરકાવ્યું વિશ્વે નિશાન રે;
રાષ્ટ્રદેવ જીવો ઘણું રે !

સૂતા સંસ્કારને જગાડિયા,
કર્યો પ્રાચીન સંસ્કૃતિનો ઉદ્ધાર રે;
રાષ્ટ્રદેવ જીવો ઘણું રે !

' મહાત્મા ' પદને દીપાવિયું,
અમર ઇતિહાસે નામોચ્ચાર રે;
ગાંધીજી જીવો ઘણું રે !

શ્રી. જનાર્દન પ્રભાસ્કર

વિખવાદ, વિસંવાદ અને વિષમતાને વિસારી, આનંદ સંપ ને ઐક્યના એ પમરાતા પરાગનાં પુષ્પોની માળ લઈ દિવ્યાંગનાને આવકારશે ?

શ્રદ્ધા અચળ છે એ તપોનિધિની–એ શ્રદ્ધા સત્ય બને અને દિવ્યાંગનાની દિવ્યતા એ ઓવારે અચળ અને અમર રહે. એ પ્રભાત ઉગશે ને ? નિશ્ચિત.

## મીરાંને ઉપાલંભ

મીરાં ! તમે એક તરંગ પાછળ
ગાંડી મૂકી દોટ, ન સાંભળી તદા
ચીસો ;તમારા પદની નીચે કો
ચુંદાઇ જાતા જન આર્ત કેરી ?

એણે ન માગ્યું તમ પાસ કાંઇ
સિવાય હૈયું તમ સ્નેહભીનું
વરેલ જે પત્થરના પ્રભુને,
આપી શકયાં ના જીવતા મનુજને ?

જવાની ઉતાવળમાં તમે ના
જોઇ શકયાં એ અમ અશ્રુભીનાં !

જેને તમે ભક્તિ કહી પ્રશંસતા
તે સાધવા પ્રિય જનો તણા છુંદી
હૈયાં તણો શું પુલ બાંધવો પડે ?

મળી શકે ના પ્રિયના ચખોમાં
માગી રહ્યાં જે જડ પત્થરો કને !

બુદ્ધે તજી ફૂલ સમી યશોધરા
કરેલી જે ભૂલ ફરી તમે કાં
કરી રહયાં આજ ત્યજી નૃપાળ ?

એને નથી ભેદ તમો પ્રભુમાં
એને તમારા ચખમાં બધુ મળે
તમે જ કાં કો અણદીઠ સ્વપ્નમાં
ખોઇ રહ્યાં જીવનની પ્રભુતા !

હું જાણું છું કે લગની જ લાગતાં
જતો રહ્યો ભેદ, અભેદ સર્વમાં
નિહાળી રહે છે નયનો તમારાં
પરંતુ આ સો ઉર સાથ ખેલ ?

ઘરે વિચારી ફૂલ પેઠ ચાલવું
ના જ્ઞાત કે સત્ય કશુંય રહેતું
ભાંગેલ હૈયા તણી ભેખડો પરે;
આવ્યો તમારી રાહ જીંદગી તણા
વટાવવા દુર્ગમ પ્હાડ જંગલો
ધકકેલી દેતાં પળવારમાં થયું
મીરાં ! નહી અંતર વાકું મ્લાન ?

ગયુ કીહાં અંતર તારૂં નારીનું ?
તંબુર ને મંજરીના અવાજમાં
કો દિન પોતે જ સૂણાય કાનમાં
અવાજ કોના ઉરનો બસૂર ?

તમારી અંગુલીય સ્પર્શ માત્રે
જાગી જશે એનું મધુર ગીત;
ભક્તિ અને પ્રેમ જુદાં હશે શું !

પ્રભુ અને પ્રેમી મહીંય ભેદ !
એ ભેદના જંગલમાં ગુંચાઇને
જડત્વમાં જીવન શોધવા ગયાં.

શ્રી 'સનાતન'



સંયુક્ત પ્રાંતના કામચલાઉ ગવર્નર
સરોજિની નાયડુ



'ભારત નૈયા'ના એક સુકાની
રાજકુમારી અમૃતકોર

# સ્ત્રી-સ્વાતંત્ર્યની ઉષાએ

શ્રી. ધનવન્ત ઓઝા

આ કોઇ કલ્પના-કથા નથી. રજે-રજ જીવનથી ધબકતી એવી આ વાસ્તવ-કથા છે. તોયે કૌતુકપ્રધાન કો' કથાથી એ જરા યે થોડી રોમાંચક નથી.

એકસો અઠ્યાસી વર્ષ પહેલાંના એપ્રિલ મહિનાની સત્તાવીસમી તારીખે એક સામાન્ય અંગ્રેજ પરિવારમાં એક બાળકી અવતરી. એના પિતા હતા અસ્થિરતાની મૂર્તિ. એક સ્થળે સ્થિર રીતે એ રહી જ શકે નહિ. સ્થળાંતર કર્યા કરે ને જીવનની વિટંબણા વધાર્યા કરે. એમાં તેને વ્યવસ્થિત શિક્ષણ ક્યાંથી મળે ? એને તો શિક્ષણ ન મળ્યું પણ નાનાં ભાંડુઓની ચિંતા પણ તેને ઘણી થતી. એમનાં જીવનને સુખી બનાવવાના વિચાર તેને મુંઝવતા. પણ સ્ત્રીને માટે એ જમાનામાં વ્યવસાયો થોડા જ હતા. કાં તો એ કોઇ મહાજન-પત્નીની સાથી બને અથવા કોઇ ઉમરાવનાં બાળકોની વ્યવસ્થાપિકા બને. ને બંનેમાંથી એકેયમાં ગૌરવ ન હતું. સામાન્ય નોકર જેવી જ લગભગ તેની હાલત થાય તો યે યુવતી બનેલી પેલી બાળકીએ એવાં કામ સ્વીકાર્યાં.

આ બધાં કામ દરમિયાન એ અભ્યાસ તો કરતી જ હતી. યુરોપમાં જન્મતા નિત્ય નવા વિચારોના પ્રવાહથી એ સુપરિચિત રહેતી હતી ને થોડું ઘણું લખતી પણ હતી. કલમ હજી તેની કસાઇ ન હતી, પણ મૌલિક વિચારણા શૈલીની ઉણપ પુરી દેતી ને સદ્‌ભાવનાભર્યો એવો પ્રતિભા-પરિક્ષક પ્રકાશક તેને મળ્યો એટલે લેખનવ્યવસાયમાં એ આગળ ને આગળ પગલાં માંડી શકતી હતી.

ઓગણીસ વર્ષની વયે તેણે પહેલી પુસ્તિકા લખી કન્યા-કેળવણી વિષે. એનાં સાહિત્યજીવનનો એ આરંભ. એ કાળે સ્ત્રીઓ લખતી નહિ, ને લખતી તો યે ખૂબ સંકોચ સાથે. પણ આ યુવતી તો સ્ત્રી-સ્વાતંત્ર્યમાં માનતી. તેણે તો ખૂબ ખૂબ લખ્યું, ખૂબ ખૂબ અનુવાદ કર્યાં, ને પુરુષ સમોવડી બનવાના પ્રયત્નો કર્યા. પછી ફ્રેન્ચ ક્રાંતિ આવી ત્યારે એડમંડ બર્કે તેની સામે વિરોધ કરતું પુસ્તક લખ્યું. એ પુસ્તકનો સર્વ પ્રથમ જવાબ આ યુવતીએ આપ્યો હતો. એ પછી તરત જ "માનવીના અધિકાર" નામથી ટોમ પેઇને એ જ પુસ્તકનો અંગારા વર્ષાવતો જવાબ લખ્યો ને પરિણામે યુવતીનો જવાબ વિસારે પડી ગયો. ને જાણે પેઇનનાં અનુકરણમાં "સ્ત્રીઓના અધિકારનું પ્રતિપાદન" નામનું પુસ્તક પછી આ યુવતીએ લખ્યું: આજ પર્યંત એ પુસ્તકને કારણે એની પ્રતિષ્ઠા ઊભી છે. અને એ પુસ્તક સાહિત્ય દૃષ્ટિએ અત્યંત ઉજ્જવળ હોય કે નહિ તો પણ એ તેની લેખિકાનું શ્રેષ્ઠ પુસ્તકનું ઐતિહાસિક મહત્વ ઘણું છે; એટલે જ તેની આટલી મોટી પ્રતિષ્ઠા છે. સ્ત્રીસ્વાતંત્ર્યના ક્ષેત્રે નવમતવાદના શ્રીગણેશ માંડનારું એ પુસ્તક છે. બંડખોર કલમથી લખાએલું એ પુસ્તક ઈંગ્લાંડમાં તો સ્ત્રી-સ્વાતંત્ર્યવાદની ગીતા બની રહ્યું છે. એ પુસ્તકની વિગતોમાં આ કથામાં ઉતરવું નથી. એ પુસ્તકમાં જે વિચારો છે એ તો એ કાળનાં ધોરણોને લક્ષમાં રાખીએ તો એ 'ભયંકર' તો નથી જ. પણ લેખિકાનું પોતાનું જીવન સમાજની દૃષ્ટિએ એ પછી અનીતિપ્રચારક બન્યું હતું ને એ કારણે જ આ પુસ્તકનો ખૂબ વિરોધ થયો છે.

એ પછી ૧૭૯૨ માં ત્રેવીસ વર્ષની એ

## કુમારિકાને

કુમારી સંભાળી રહેજે, પરિણીત સંસારે...

ફરે ઘણુંયે કામી શ્વાનો, જ્યાં ત્યાં ભટકે ભૂલી ભાનો,
એ કૌમાર વીંખવાનો રે, પરિણીત સંસારે...

અટવાએ નહીં તારી કાયા, ન સપડાએ જાળમાં માયા,
બનજે તું હિંમતધાયા રે, પરિણીત સંસારે...

તારું સગું નથી કોઇ સાથી, છતાંય અમર એક સંગાથી,
એ સાથે તું દોરાતી રે, પરિણીત સંસારે...

કરજે પૂરા કોડો તારા, રખે સરકતી સુખે સારા;
તો તને જડશે મારા રે, પરિણીત સંસારે...

નીતારજે તું નિર્મળ નેહ, વિકાર કરે ના ઘર તુજ સ્નેહ,
કૌમાર્ય વરસાવે મેહ રે, પરિણીત સંસારે...

અખંડ કૌમાર્ય તુજ કુમારી; સંગાથી નિર્મળ સહ તારી
બનજે તું સુવ્રતધારી રે, પરિણીત સંસારે...

શ્રી. જયન્ત પરમાર

યુવતી પેરિસ ગઇ. ને ત્યારથી એનાં જીવનની કથા નવલકથાની કોઇ નાયિકા જેવી બની ગઇ છે.

યુવતીને એક સખી હતી. સખીને ત્યાં એ કલાકો ગાળતી. ને ત્યાં આવતો એક આકર્ષક ને સૌન્દર્યભર્યો નવજુવાન. જુવાન હતો નવી દુનિયાનો વતની. નવી દુનિયામાં જે સ્વાતંત્ર્યસંગ્રામ લડાયો હતો એમાં એ કપ્તાન હતો. પેરિસમાં તો એ ધંધો કરવા આવ્યો હતો. ધીમતો તેનો ધંધો ચાલતો હતો. યુવતી ને જુવાન ખૂબ મળતાં. એ મિલનોમાંથી નિકટતા આવી ને નિકટતમાંથી પ્રેમ જન્મ્યો ત્યારે યુવક તો લગ્ન કરવા તૈયાર હતો. પણ યુવતી ન હતી. કૌટુમ્બિક મુશ્કેલીઓ તેને એમ કરતાં અટકાવતી હતી. પણ, બીજાં પણ કારણ તો હતાં જ. યુવતી અંગ્રેજ હતી. ઇંગ્લાંડ ને ફ્રાન્સ વચ્ચેના સંબંધ કડવા બનતા હતા. એ સંજોગોમાં લગ્ન કરવા જતાં પોતે અંગ્રેજ હોવાની જાહેરાત કરવી પડે; જેથી પેરિસવાસીઓનો રોષ વહોરવો પડે. વળી યુવતીને તો પ્રેમ એટલે જ લગ્ન એવી માન્યતા હતી. ને પ્રેમના મૃત્યુ પછી લગ્નનાં બંધનનો અર્થ કંઇ જ નથી એમ એ માનતી હતી. એટલે, ધાર્મિક કે કાનુની એવી કોઇ ક્રિયા વિના જ પેલા કપ્તાન સાથે તેણે પત્ની તરીકે રહેવાનો આરંભ કરી દીધો. કપ્તાનની પત્ની તરીકે રહેવામાં વ્યવહારૂ સગવડ પણ હતી. અમેરિકનો માટે તો ફ્રાન્સમાં ખૂબ માન હતું. ક્રાંતિના જાણે એ જ્યોતિર્ધરો મનાતા. તેની પત્ની તરીકે રહેવાથી સંપૂર્ણ સલામતીની ખાત્રી મળતી હતી.

યુવતી યુવકને મળી ત્યારે પાત્રીસ વર્ષની હતી બે જ વર્ષ સુધી કપ્તાન સાથેનો તેનો સહવાસ ટક્યો. એમને એક પુત્રી પણ થઇ હતી. સમય વીત્યો તેમ કપ્તાનનો અનુરાગ ઓસરવા લાગ્યો. એની કથા જેટલી કરૂણ છે એટલી જ યુવતિનાં પારદર્શક સ્વચ્છ માનસની સાક્ષી પૂરનારી છે

યુવતી યુવક સાથે રહેવા પેરિસ ગઇ. પણ તેમનો સહવાસ અલ્પજીવી નીવડ્યો. કપ્તાન યુવકને વ્યાપારનાં કામે લંડન જવાનું

થયું. દ્રવ્યોપાર્જન તેને યુવતીના પ્રેમ કરતાં વધારે આકર્ષક લાગતું હતું. કપ્તાન લંડન ગયો ત્યારથી જ આ પ્રેમની વધેલી ઉષ્મા ઓછી થતી ચાલી. એ પછી યુવતી જ્યારે તેને મળી ત્યારે પ્રેમનાં ઝરણુ કપ્તાનને પક્ષે તો સાવ સૂકાઇ ગયાં હતાં.

તો યે યુવતીનો અનુરાગ તો જેવો ને તેવો જ હતો. નાની પુત્રીને જોઇ જોઇને એ વારી જતી. એને વિષે કપ્તાનને એ લખ્યા જ કરતી. કપ્તાનની અવગણના એને મુંઝવતી હતી, પણ તેણે આશા ગુમાવી ન હતી. " જેના માટે પ્રેમ છે તેને ક્ષમા આપવામાં અનેરો આનંદ છે." એમ તેણે એક વેળા પોતાના પ્રિયતમને લખ્યું હતું.

પુત્રીને કારણે પણ આ સંબંધ ટકાવી રાખવો જોઇએ એમ તેને લાગતું હતું. મનને મારીને પણ કપ્તાનને પોતાના તરફ વાળવાના એ પ્રયાસ કરતી હતી. અંતે કપ્તાનની ઘણી ઘણી રાહ જોયા પછી તેણે લંડન જવાનો નિર્ણય કર્યો. એ લંડન ગઇ ને કરુણતાનો આરંભ થયો. કપ્તાનનો પ્રેમ સાવ સૂકાઇ ગયો હતો. યુવતીને તેનો પ્રત્યક્ષ અનુભવ થયો ત્યારે એનાં દુઃખનો પાર ન રહ્યો.

આ પછી તે યુવતિ કપ્તાન સાથે રહેવા લાગી. કપ્તાન તેની સાથે રહેતો હતો ત્યારે એ બીજું ઘર નીભાવતો હતો. ત્યાં તેની એક પ્રેયસી રહેતી હતી. કપ્તાને તો તેને વિષે યુવતીને ક્યારે યે કહ્યું ન હતું. પણ નોકરો મારફતે એને વિષે તેને માહિતી મળી હતી. હિંમત એકઠી કરીને કપ્તાનની એ પ્રેયસીને ત્યાં યુવતી ગઇ ને ત્યાં કપ્તાન તેને મળ્યો. યુવતીનું હૈયું ભાંગી ગયું.

ને પછી તો કંઇક પ્રસંગો બની ગયા. આત્મઘાતના વિચારો યુવતીનાં મનમાં જાગી રહ્યા હતા. માત્ર નાની પુત્રીનો ખ્યાલ જ વચ્ચે આવતો હતો. અસહ્ય એવી પરિસ્થિતિ જ્યારે બની ગઇ ત્યારે ટેમ્સ નદીમાં પડીને આત્મઘાત કરવાનો પ્રયત્ન તેણે કર્યો. પણ લોકોએ તેને ઉગારી લીધી. જીવનમાં તેને રસ ન રહ્યો હતો. કપ્તાન સાથે સંબંધ તો હવે તૂટી જ ગયો હતો.

નવી પરિસ્થિતિમાં ફરીને યુવતીએ લેખન-કાર્યમાં મન વાળ્યું. હવે તેની ડાયરીમાં

### હું તો

હું તો ગુંથું ગુંથું ને સરી જાય રે
ફૂલમાળ હૈયા કેરી,
રે ફૂલમાળ હૈયા કેરી.
હું તો પેખું પેખું ને ઊડયાં જાય ઓ!
શમણાં હૈયું ઘેરી
રે શમણાં હૈયું ઘેરી...હું તો.
ધસતાં સ્મરણાં દોડતાં, હરણાં શાં ઉર માંહ્ય
હૈયું હજી હેલે ચઢે, સ્મરણાં ત્યાંજ વીંધાય.
હું તો.
અલી વરસ્યા વિણ દોડતી શું વાદળી?
આમ કાં તું બનતી વેરી?
રે આમ કાં તું બનતી વેરી?
હું તો.
ગુંથી અશ્રુનાં ફૂલની મેં માળ રે,
અગ્નિ ત્યાં ય જાગ્યો ઝેરી,
રે અગ્નિ ત્યાં ય જાગ્યો ઝેરી.
હું તો.

શ્રી. ઉપેન્દ્ર પંડયા

પ્રાણ આવ્યો હતો. તેના વિચારમાં પ્રૌઢતા આવી હતી. તેના અભ્યાસમાં ઊંડાણ આવ્યાં હતાં.

ને તેના જીવનમાં શાંતિ પણ આવી રહી હતી.

ત્યાં તેને એક ચિંતક મળ્યો. એ જમાનાનો એ સર્વોપરિ ચિંતક. નવા ઉગતા મૂડીવાદનો એ ક્રાંતિકારી દાર્શનિક. "રાજકીય ન્યાય"નો એ સુપ્રસિદ્ધ લેખક.

એક સખીને ત્યાં ચિંતક ને યુવતી મળ્યાં. પહેલાં યે એકવાર એ ચિંતકને એ મળી હતી, પણ ત્યારે તો ચિંતક ઉપર વિપરીત છાપ પડી હતી. આ વખતે છાપ જુદી પડી. આ યુવતિની પ્રતિભા હવે મધ્યાહ્ને પહોંચી હતી ને? ચિંતક અને યુવતીનો સંબંધ સાવ નૈસર્ગિક રીતે વધતો હતો. સંબંધની નિકટતામાંથી બેમાંથી કોઇ જાણતું ન હતું તેમ પ્રેમ પ્રગટી ગયો. એ પ્રેમનાં પ્રાકટ્ય વિષે ચિંતકે લખ્યું છેઃ

"એકબીજા માટે તો અમારો પક્ષપાત શુદ્ધ સ્વરૂપના પ્રેમ જેવો હતો. બંનેના મનમાં તેનો વિકાસ સમાન પ્રમાણમાં જ થઇ રહ્યો હતો. સૂક્ષ્મ નિરીક્ષક પણ એમાં આગળપાછળના ભેદ ન બતાવી શકે; કોઇએ એમાં પહેલું પગલું માંડ્યું ન હતું—કોઇએ વધારે પડતો સંકોચ બતાવ્યો ન હતો. ને જ્યારે પ્રેમ-સ્વીકારની ઘડી આવી ત્યારે એ બંને પક્ષની માનસિક સમજણ એવી ને એવી જ હતી. મૈત્રી ત્યારે પ્રેમમાં પરિવર્તિત થઇ હતી."

ચિંતક અને યુવતીના પ્રેમનું પરિણામ લગ્નમાં આવ્યું. લગ્ન થવા પહેલાં જ એમની વચ્ચે સમાગમ-સંબંધ હતો. એ સંબંધનું પરિણામ આવવાનું થયું, એટલે એમણે લગ્ન કરી લીધાં. પણ લગ્ન પછી એ યુવતી અને ચિંતક પોતપોતાનાં મકાનમાં રહેતાં. પોતપોતાની પ્રવૃત્તિ સ્વતંત્ર રીતે ચલાવતાં. મિત્રોને મળવા કે મનરંજનના કાર્યક્રમોમાં જવા પણ તેઓ એકલાં જ જતાં. ક્યારેક તો કોઇ મિત્રને ત્યાં કે થીએટરમાં એ અકસ્માત જ મળી જાય એમ બનતું.

યુવતીનું જીવન હવે સમૃદ્ધ ને ભર્યું ભર્યું બન્યું હતું. ચિંતકનું જીવન પણ હવે સંપૂર્ણ બન્યું હતું. ચિંતકની વિચારણા ઉપર પણ જીવનના સંતોષની ઊંડી અસર પડી હતી.

પણ સુખ લાંબું ન ચાલ્યું. બાળકના જન્મને સમયે યુવતીનું સ્વાસ્થ્ય કથળી ગયું. નવીન જન્મેલી પુત્રી ઇંગ્લાંડના એક પ્રસિદ્ધ કવિની પત્નિ બનવાની હતી. પુત્રીના જન્મના આઠમા દિવસે યુવતિનું અવસાન થયું. અવસાન-કાળે તેનું મન શાંત હતું તેટલું જ સંતુષ્ટ હતું. અવસાન-કાળે તેની વય માત્ર આડત્રીસ વર્ષની હતી.

આ યુવતી તે ઇંગ્લાંડના સ્ત્રી-સ્વાતંત્ર્યવાદનાં આંદોલનની જન્મદાત્રી મેરી વોલ્સ્ટોન ક્રાફ્ટ ગોડવીન; ક્રાન્તિ હતો કેપ્ટન ઇમ્લે; ચિંતક હતો સુપ્રસિદ્ધ વીલીયમ ગોડવીન ને તેની પુત્રી મેરી સાથે લગ્ન કરનાર પ્રસિદ્ધ અંગ્રેજ કવિ હતો પરસી બાયસી શેલી.

---

## મંગલ પ્રભાએ

દેવાધીદેવ જગતણા, મુજ ઇષ્ટ યાચું<br>
વિશ્વંભરાય તુજ થકી, સમીપે હું રાચું.<br>
ભાવિ સદા જીવનનાં, પ્રભુ તું વિદારે<br>
તુર પ્રેમભક્તિ પ્રભુ છે, (તુજ) ચરણે સહારે.

શ્રી. જયન્ત ભટ્ટ

# જગતનો નાગરિક

શ્રી. અનિલ કોઠારી

એ જન્મ્યો હતો અમેરિકામાં. એ રહેતો હતો અમેરિકામાં. એણે રાજ્ય કર્યું અમેરિકામાં, અને કબર નીચે સુતો યે અમેરિકાની ધરતી સાથે. પણ એ હતો જગતનો નાગરિક; એ હતો ગુલામોની મુક્તિનો ઢંઢેરો પીટનાર; એ બન્યો હતો કામદાર વર્ગનો બેટડો. એ હતો લોકશાહીનું પ્રતિક.

એનું નામ હતું અબ્રહામ લિન્કન. એને ' પિતા લિન્કન ' તરીકે ય ઓળખવામાં આવતો. દુનિયા એને ' પ્રમાણિક એબી ' પણ કહેતી, પણ એ કહેતો કે દુનિયાના પરિબળોનો " હું તો નિમિત્ત માત્ર બન્યો છું........"

૧૮૦૯ ની સાલમાં અબ્રહામ લિન્કનનો જન્મ થયો હતો. એનો પિતા સુથારનું કામ કરતો. માતા ખેડૂત હતી. ગરીબી ને મુશ્કેલી વચ્ચે એણે એનું બાળપણ પસાર કર્યું હતું. હજુ તો પાટી પર રેતી નાખવાની શરૂઆત કર્યે એકાદ વર્ષ માંડ થયું હશે. એના દિલમાં જ્ઞાનની ભૂખ જાગી અને એણે સરસ્વતીની આરાધના શરૂ કરી. જે પુસ્તક હાથમાં આવ્યું એ એણે વાંચી નાખ્યું. ફરી ફરીને પોતે ધરાયો ત્યાં સુધી વાંચ્યું.

હજુ તો એણે યુવાનીના ઉંબરે ડગ માંડવા શરૂ કર્યા હતા. એની આંખોએ માનવીઓને માનવીઓનાં વેપાર કરતાં ભાળ્યું. ગુલામીનું લીલામ થતું જોઇ એનું કાળજું કકળી ઊઠ્યું. એણે શપથ લીધાં : ગુલામીને નાબુદ કર્યા વિના જંપવું નહિ. અને એણે એ કાર્ય પાછળ જીવન ખરચી નાખવાનો નિર્ધાર કર્યો.

૨૫ વર્ષની વયે અબ્રહામે રાજકીય ક્ષેત્ર ઝુકાવ્યું. ૧૮૩૪થી ૧૮૪૧ સુધી એણે ઇલ્લીનોઇ રાજ્યની ધારાસભામાં વિગ પક્ષના સભ્ય બની કામ કર્યું. છ વર્ષ પછી એ કોંગ્રેસમાં ચુંટાયો અને ૧૮૫૮માં નવા રચાયેલા રિપબ્લીકન પક્ષની, છાયા હેઠળ ઇલિનોઇસ તરફથી સંયુક્ત રાજ્યોની સેનેટના ઉમેદવાર તરીકે ઊભો રહ્યો. જોકે આ વેળાની ચુંટણીમાં એની હાર થઇ, પણ એ રાષ્ટ્રભરમાં પંકાઇ ચુક્યો હતો. કારણ કે એણે આ બધા વરસો દરમ્યાન, ગુલામીને વધતી અટકાવવા માટે તનતોડ પ્રયાસો કર્યા હતા.

એ કહેતો : " અમેરિકાની ધરતી પરથી ગુલામી ને શોષણ હાંકી કાઢવા જોઇએ, નહિ તો અમેરિકાની આઝાદીનો નાશ થશે. બન્ને એકી વખતે ટકી શકે નહિ. "

૧૮૫૪માં ગુલામી પર લખતાં એણે જાહેર કર્યું હતું કે એ વાત ખરી છે કે, ગુલામીની તરફેણ કરતા ગ્રંથો ને ગ્રંથો લખાયા છે. એમાં, ગુલામી જરૂરી ને હિતકારક છે એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. પણ એમ કદી સાંભળવામાં આવ્યું નથી કે, કોઇ પણ વ્યક્તિએ પોતે ગુલામ બની જઇને એનો લાભ ઊઠાવવાની ઇચ્છા દર્શાવી હોય ! '

રિપબ્લીકન પક્ષના મવાલ નેતાઓ, ગુલામી જાળવી રાખનારા હિતો સાથે સમાધાન કરી લેવાની વલણ દાખવતા ત્યારે લિન્કન નથી ચૂપ રહેવાતું નહિ એ કહેતો કે, " આ સંસ્થાનો ઉદ્દેશ જ ગુલામીની પ્રથાને વિકસતી અને રાષ્ટ્રવ્યાપી બનતી અટકાવવાનો છે એ ભૂલાવું ન જોઇએ. આ ઉદ્દેશ પર જ આ સંસ્થાનો પાયો નંખાયો છે."

ગુલામીની પ્રથાની તરફેણ કરનારાઓને જડબાતોડ જવાબ આપતાં એણે ૧૮૫૫માં, જ્યોર્જ રોબર્ટસનને પત્ર લખતાં જણાવ્યું

## તારાં નૂર

હાં રે નાની નદીઓનાં આવ્યાં પૂર
તારાં લોચનિયાં વરસે છે વાલમ !
ઝીણાં ઝીણાં નૂર........

વેણુના વાંકળાંની વચ્ચે બંધાઇ જેવું
હૈયું થયું'તું ચૂર ચૂર,
કાંઠાના ખેતરોમાં અમરતને ઠાલવી
વહી રે શું જાય ગાંડુ તૂર !....

બાધા ને બંધ બધાં ચરણોએ ચાંપિયાં
મંડાણી મીટ દૂર દૂર,
આખુંયે અંતરીખ ઠેકે અંજાય એવી
વીજળીનાં વાજે નુપૂર....

ભવના વૈશાખમહીં પ્યાસી પપૈયા શું
ઝંખનાએ ઝૂરતું'તું ઉર,
દૃગનો આનંદસિંધુ ઘૂઘવે અખંડ
ઓરો ઓરો આવે છે એનો સૂર...

શ્રી. રાજેન્દ્ર શાહ

હતું કે, " જ્યારે આપણે રાજા જ્યોર્જના રાજકીય રીતે ગુલામો હતા ત્યારે, ' બધા માણસો જન્મથી જ સમાન છે ' એ સૂત્રને સ્વયં પ્રકાશતું સનાતન સત્ય તરીકે ગણાવતા અને હવે જ્યારે, ફરીવાર ગુલામ બનવાની બધી બીક આપણાં માથેથી ટળી ગઇ છે ત્યારે, આપણે માલીકો બનીને એવા સ્વાર્થ-લોલુપ બની ગયા છીએ કે, એ જ સૂત્રને આપણે હડહડતું જૂઠાણું કહીને તરછોડી મૂકીએ છીએ."

૨૬ વર્ષના એના રાજદ્વારી જીવનમાં ૧૮૬૦માં, અબ્રહામે રિપબ્લિકન પક્ષ તરફથી અમેરિકાના પ્રમુખપદ માટે ઉમેદવારી કરી. પ્રજા લોકશાહીના આ પ્રતિકને આમ દગો દે એમ ન હતી. અબ્રહામ લિન્કન અમેરિકાનો પ્રમુખ બન્યો. અમેરિકાની આઝાદીપ્રિય પ્રજાએ રાષ્ટ્રનું સુકાન અબ્રહામના હાથમાં સોંપી દીધું.

૧૮૬૧માં પ્રમુખપદેથી ભાષણ કરતાં એણે કહ્યું હતું : ' આ રાષ્ટ્ર એમાં વસતા વતનીઓનું છે. જ્યારે તેઓ અસ્તિત્વમાં રહેલી સરકારથી થાકી જાય ત્યારે, એ સરકારને બદલવાનો તેમનો બંધારણીય હક્ક તેઓ વાપરી શકે છે. અથવા તો એ સરકાર ઉથલાવી પાડવાનો તેમનો ક્રાંતિકારી હકકનો ઉપયોગ પણ કરી શકે છે. ' અને આ લિન્કનની પ્રમાણિક માન્યતા હતી.

રાષ્ટ્રનું સુકાન સંભાળવા પછી લિન્કનને કપરું કાર્ય કરવાનું તો હજુ બાકી હતું. એણે લીધેલા ગુલામીને નાબૂદ કરવાના શપથ હજુ એ ભૂલ્યો ન હતો એણે પ્રમુખપદે આવ્યા પછી ખુલ્લી રીતે જાહેર કર્યું હતું: ' સરકારની ન્યાયી સત્તા જનતામાંથી જ આવે છે અને એટલે માલિક અને ગુલામોનાં સંબંધો, એ પવિત્ર ભાવનાનું ઉલ્લંઘન કરે છે.'

અને એણે એનું મિશન પુરું કર્યું. એણે લીધેલા શપથ પાળ્યા. ૧૮૬૨ ની સાલના સપ્ટેમ્બર માસની ૨૨ મી તારીખે એણે જાહેર ઢંઢેરો પીટી દક્ષિણ અમેરિકાના ગુલામોને આઝાદ જાહેર કર્યો અને પ્રત્યાઘાતિઓના વિરોધનો સખ્ત સામનો કરવાનો નિર્ણય કર્યો. અંતરવિગ્રહનો પણ એણે સામનો કર્યો પણ પોતાના નિશ્ચયમાં જરાયે એ ડગ્યો નહિ

અમેરિકાની આમ જનતાએ આ ઢંઢેરાને ઉમળકાભેર વધાવી લીધો. ગુલામોના કેદીઓએ આઝાદીની તાજી હવાનો શ્વાસ લીધો, એમના હાથોએ ગુલામીની શૃંખલાને ચૂરેચૂરા થતી

બાળી. દક્ષિણ અમેરિકાએ જાણે ચેતનાનો અનુભવ કર્યો. જાણે સાંકળે બાંધેલી હરણી મુક્ત-ફાળ ભરવા ઉત્સુક બની ઊઠી ! '

ઇંગ્લાંડના કામદારો, જર્મનીના શ્રમજીવીઓ, પેરિસના સ્વાતંત્ર્યભૂખ્યાઓ તેમજ વિશ્વ સમસ્તની ગુલામ જનતાએ આ ઢંઢેરાની જાહેરાત કરનાર લિન્કન પર પ્રશંસાના પુષ્પો વેર્યાં અને લોકશાહીનું પ્રતિક બનાવી પૂજવા લાગ્યા.

ગુલામીને નાબૂદ કરવાના લિન્કનના એક એક પગલાંને બ્રિટનના કામદાર વર્ગે, કાર્લ માર્કસ અને બીજા ટ્રેડ યુનિઅન નેતાઓની દોરવણી હેઠળ ટેકો આપ્યો હતો.

આ ઢંઢેરાની જાહેરાત વિષે કાર્લ માર્કસને જાણ થઇ ત્યારે એણે લંડનના અખબાર 'મોર્નિંગ સ્ટાર'માં લખતાં જણાવ્યું હતું : " એણે (લિન્કને) દ્રઢતાને સફળતા પૂર્વક વળગી રહી દુનિયાને પોતાની જાતનો એવો પરિચય કરાવ્યો છે કે, પોતે ધીમી છતાં દ્રઢ ગતિવાળો આદમી છે કે જે ખૂબ જ સંભાળપૂર્વક આગળ વધે છે, પણ કદી પાછો ફરતો નથી. રાજ્યસંચાલન દરમ્યાનના એના જીવનનું એક એક પગલું સાચી દિશા ભણી મંડાયું છે, અને એ બહાદુરીથી એને વળગી રહ્યો છે. અમુક પ્રદેશમાં ગુલામીની પ્રથાને ન પેસવા દેવાના ઠરાવથી શરૂઆત કરીને, એ સાર્વત્રિક ગુલામીપ્રથા વિરોધી ચળવળના અંતિમ પરિણામ સુધી-યુનિઅનના આખાયે મુલકમાંથી ગુલામોને હાંકી કાઢવાના પરિણામ સુધી એ પહોંચ્યો છે. અને એટલી ઊંચી ટોચે એ ચડી ચૂક્યો છે કે, એનું યુનિઅન એક પણ માણસને ગુલામ બનાવવા માટે હવે જવાબદાર રહ્યું નથી.'

સંયુક્ત રાજ્યોના પ્રમુખ લિન્કને વ્હાઈટ હાઉસના દરવાજા સીદીઓ, કામદારો, ખેડૂતો અને સૈનિકોના પ્રતિનિધિઓને આવકારવા ખુલ્લા મૂકી દીધાં હતા. એ એમની બોલી

### ચાંદલિયો

ચાંદલિયો ચમકન્તો આજે
તેજભર્યો લળકે.
સજની તેજભર્યો લળકે.

ગગનની ગોખે તારા ટમકે
કોર રૂપેરી ચંદ્રની ચમકે
ધન વન અજવાળે.
સજની તેજ ભર્યો લળકે.
ચાંદલિયો૦

નીલા સરવર જલના પટ પર;
ઝૂલે નાજુક પોયણાં મદભર;
ધીમું ધીમું મલકે
સજની તેજભર્યો લળકે.
ચાંદલિયો.

શીતળ કિરણે સાગર સળકે,
અમૃત વરસે શાન્તિ પ્રસરે
ઉર મારું વિલસે
સજની તેજભર્યો લળકે.
ચાંદલિયો,

કુ. શારદા પંડ્યા

બોલતો ને સમજી શકતો. કોઇ વ્યક્તિ એના દરવાજાથી ધુતકારાઇને પાછી ફરી ન હતી.

શ્રમજીવી વર્ગના સવાલો તરફ મમતા ભરી એની વલણથી એણે કામદાર વર્ગનો ટેકો મેળવ્યો હતો. જો કે એ પોતે મધ્યમ વર્ગના સસ્કારની અસર તળે ઉછર્યો હોવાથી એની શ્રમજીવી વર્ગ તરફની દૃષ્ટિ પણ એ પ્રકારની હતી પણ એના દિલમાં શ્રમજીવી વર્ગ પ્રત્યેની હમદર્દી તો હતીજ.

એણે ઘણીવાર કબુલ કર્યું હતું કે, શ્રમજીવી વર્ગના બધા પ્રશ્નોને એ પૂરેપૂરી રીતે સમજી શકતો ન હતો. તો પણ

એની દષ્ટિ લોકશાહીની રસમને જ અનુસરતી. શ્રમજીવી વર્ગના સંગઠનમાં ને હડતાળ પાડવાના એમના હકકમાં એ માનતો હતો. એણે ૧૮૬૦ માં કહ્યું હતું: "મને એ સાંભળીને આનંદ થાય છે કે, નૂતન ઈંગ્લાંડમાં એવી પરિસ્થિતિ અસ્તિત્વ ધરાવે છે કે, જ્યાં કામદારો પોતાની ઇચ્છાપૂર્વક હડતાળ પર ઉતરી શકે છે. જ્યાં તમે પૈસા આપો કે ન આપો પણ એમને કામ કરવાની ફરજ પાડવામાં આવતી નથી. માણસ ઇચ્છે ત્યારે ચાલી જઇ શકે છે એવી પ્રથા મને ગમે છે, અને હું ઇચ્છું છું કે એ સર્વત્ર અસ્તિત્વમાં આવે. હું ગુલામીને ધિક્કારું છું એનું એક કારણ અહીં રહેલું છે."

૧૮૬૪ની સાલ હતી. ગુલામીની પ્રથાની નાબુદી કરતો ધારાને અમલમાં આવે એક વર્ષ થયું હતું. દક્ષિણનાં ગુલામીનું રખોપું કરનારાઓ અને યુનિયન સરકારવચ્ચેનો આંતરવિગ્રહ હજુ ચાલુ જ હતો. એ સમય દરમ્યાન ફરીવાર અમેરિકન સરકારની ચૂંટણીનો દિવસ આવી પુગ્યો. ત્યારે જ, અમેરિકાની જનતાના દિલમાં દઢ બનેલું લિન્કનનું સ્થાન સ્પષ્ટ રીતે પૂરવાર થઇ ગયું. અબ્રહામ લિન્કન ફરીવાર અમેરિકાનો પ્રમુખ બન્યો. જાણે અમેરિકી જનતા એના લાડીલા નેતાનું ઋણ અદા કરી રહી હતી. જનતાએ ફરીવાર રાષ્ટ્રની નાવનું સુકાન એના હાથમાં સોંપ્યું.

ત્યારબાદ, લિન્કનને આંતરવિગ્રહ સમાવવામાં યે સફળતા સાંપડી હતી. પણ શાંતિ લાંબા સમય માટે ભોગવવાનું એનું સદ્ભાગ્ય ન હતું. એના જીવનનું મિશન પૂરું કરવાનું ગૌરવ અનુભવતું એનું મન હજુ જરા વિસામો લેવા થંભ્યું હતું. ત્યાં આઝાદીના કોઇ દુશ્મને એને ગોળીએ માર્યો. માનવતાના કોઇ શત્રુએ લિન્કનને વધારે વખત જીવવા ન દીધો.

એના મૃત્યુના સમાચારથી વિશ્વની જનતાને ભારે આંચકો લાગ્યો. સીસીલીના લોકોએ અમેરિકન જનતાનાં રડતાં દિલને આશ્વાસન આપતો સંદેશો મોકલાવ્યો: "અબ્રહામ લિન્કન માત્ર તમારો જ ન હતો, અમારો પણ હતો. કારણ કે એ એવો સાથીદાર હતો કે જેના મહાન આત્માની અડગ શ્રદ્ધાના પરિણામે જનતા યુનિયનના નેજા હેઠળ આવી હતી અને ગુલામીની પ્રથાને ઊખેડીને ફેંકી દીધી હતી."

દક્ષિણ ઈંગ્લાંડના શ્રમજીવીઓએ એને અંજલિ આપી હતી: "ઇંગ્લાંડના શ્રમજીવી વર્ગમાં અબ્રહામ લિન્કનનું નામ અમર છે; એણે અમારામાં એક તરીકે પોતાની જાતને પૂરવાર કરી છે, બધા મુલકોનાં સ્વાતંત્ર્યની લડત એ લડયો છે."

અને સાચેજ, લિન્કન થોમસ જેફરસનની પેઠે જ માનતો હતો કે, અમેરિકનો માત્ર પોતાના માટે જ જીવતા નથી પણ સારી માનવજાતની આઝાદી કાજે જીવે છે.

મહાન રશિયન નવલકથાકાર ટોલ્સ્ટૉયે લિન્કન વિષે એક વાર કહ્યું હતું: "લિન્કન કેવી મહાન વ્યક્તિ છે એ કોઇને જાણવું હોય તો દુનિયાના બીજા ભાગોમાં એના વિષે પ્રચલિત વાતો એણે સાંભળવી જોઇએ. હું એવા જંગલી લોકોમાં વસ્યો છું કે જ્યાં અમેરિકાનું નામ એવી રીતે બોલવામાં આવે છે કે જાણે એ સ્વર્ગ યા નરક હોવું જોઇએ. પ્રાથમિક અવસ્થામાં જીવતી કેટલીયે જાતીઓમાં નવી દુનિયા વિષે થતી વાતો મેં સાંભળી છે, પણ મેં એ બધી વાતો માત્ર લિન્કનના નામ સાથે સંકળાયેલી જ જોઇ છે. અમેરિકાનો અજોડ વીરલો લિન્કન એશિયાની તદ્દન પ્રાથમિક જીવન જીવતી જનતામાં પણ જાણીતો છે."

૨૨ મી સપ્ટેમ્બરનો દિવસ વિશ્વ સમસ્તની જનતા સદાને માટે યાદ કરશે. એ દિવસે માનવસમાજના શીરે કલંક સમી ગુલામીના વેપારી ચોકઠાંના ભૂકકા બોલાવવામાં આવ્યા હતા. અને તેથી એ અમર યાદમાં સમાયેલી અબ્રહામ લિન્કનની સુવાસ પણ સદાને માટે જીવી જશે.



અંતરમા અભિલાષ ભરીને
ભાથું ભાવક સાથ ધરીને
જાતી ખેતરવાટ.

ગુણસુન્દરી
દીપોત્સવી અંક
૧૯૪૭



ડીઝાઇન આર્ટીસ્ટ ] [ સૌ. ભામિની વિ. મહેતા

રંગોળીનો એક કલાત્મક નમુનો

# મેવાડેશ્વર

શ્રી. મહીપતરામ હી. જોષી

## અંક પહેલો

### પ્રવેશ ૧લો

પાત્રો : રાજપુતકુમારો વિજયસિંહ, કુન્દનસિંહ, ઇશ્વરસિંહ.

વિજયસિંહ : મિત્રો ! આજે આપણે શા માટે એકત્ર થયા છીએ. તે તમે જાણો છો ?

કુન્દનસિંહ : હા ! ભાઇ વિજયસિંહજી ! મેવાડના પુણ્યશ્લોક પ્રતાપી વીર કે જેણે માતૃભૂમિની મુક્તિ કાજે પોતાની અમુલ્ય જીંદગી અર્પણ કરી, જેણે ટેકને ખાતર જીવનપર્યંત પોતાનાં સુખ અને સમૃદ્ધિનો ત્યાગ કર્યો, જેણે રજપૂતાઇની ખાનદાની સાચવવા ખાતર આત્મબલિદાન આપ્યું—એવા " મેવાડેશ્વર " રાણા પ્રતાપસિંહને યાદ કરવા અને તેનાં ગુણગાનથી જગતમાં તેનો કીર્તિધ્વજ ફરકાવવા."

ઇશ્વરસિંહ : હા ! અમર રહો એ વીર મેવાડેશ્વર રાણાજીનો કીર્તિધ્વજ અમર રહો.

(ત્રણે સાથે) બોલો શ્રી રાણા પ્રતાપનો જય,

### પાત્ર પરિચય

| | | |
|---|---|---|
| ૧. | રાણા પ્રતાપસિંહ | : મેવાડેશ્વર પોતે |
| ૨. | શક્તસિંહ | : રાણાજીનો ભાઇ |
| ૩. | અમર | : રાણાજીનો પુત્ર |
| ૪. | વિશારસિંહ | : પ્રતાપના પ્યારા સૈનિકો |
| ૫ | શુભ્રસિંહ | |
| ૬. | પ્રભાવસિંહ | |
| ૭. | જીગતસિંહ | |
| ૮. | દિલીપસિંહ | |
| ૯. | કૃષ્ણસિંહ | |
| ૧૦ | મહોબતસિંહ | |
| ૧૧. | વિજયસિંહ | : રાજકુમારો |
| ૧૨. | કુન્દનસિંહ | |
| ૧૩. | ઇશ્વરસિંહ | |
| ૧૪. | કુળગુરુ | : મેવાડી રાજ્યકુટુમ્બના રાજ્યગુરુ |
| ૧૫. | ભામાશા | : મેવાડનો—પ્રતાપનો વિશ્વાસુ ને વતનભક્ત વજીર |
| ૧૬. | જયમલ | : ઉદેપુરનો વફાદાર પટાવત |
| ૧૭. | અંબરરાજ | : મોગલ તખ્તને નમેલા રજપૂત નરેશો |
| ૧૮. | માલદેવરાય | |
| ૧૯. | જયપૂરપતિ | |
| ૨૦ | માનસિંહજી | |
| ૨૧. | અકબરશાહ | : મોગલ સમ્રાટ |
| ૨૨. | જહાંગીર (સલીમ | : સમ્રાટના પાટવીપુત્ર |
| ૨૩. | મોગલ સમ્રાટનો મુખ્ય પોલીસ | |

મોગલ સૈનિકો, રજપૂત સૈનિકો ભજવનારાઓએ ઇચ્છા મુજબ પાચ પાચ સૈનિકો રાખવા.

### સ્તુતિ

શ્રી ગણનાયક વિઘ્નહર દુઃખહર....(૨)
શંકરતનય જગતસુખદાયક
પાર્વતી–પુત્ર અનાથસહાયક
દ્વિપમુખ દેવ દયાનિધિ સુંદર....શ્રી ૧

આયુધ અંકુશ પરશુ શોભિત
મોદક કરતલ જનમન લોભિત
ધારિત અંગ સુલભ્ય પિતાંબર....શ્રી. ૨

રિદ્ધિ સિદ્ધિ સ્વામિ છો બહુનામી
વંદુ સહર્ષ સદા શીવનામી
જય જય દેવ ગજાનન શુભકર....શ્રી. ૧

પડદો

—

### પ્રવેશ ૨જો

**સ્થળ :** ઉદેપુરની પહાડી ભૂમિ.

**પાત્રો :** મેવાડેશ્વર રાણા પ્રતાપ, શક્તસિંહ અને કુલગુરુ

**શક્તસિંહ :** (શિકાર બતાવી) મોટાભાઇ, જોયું કે મારી સચ્ચોટ તિરંદાજીનું પરિણામ ! શિકાર એક જ તીરે ખતમ !

**પ્રતાપસિંહ :** ( આશ્ચર્ય પામતાં ) ભાઇ શક્ત ! તિરંદાજીનું પરિણામ તો શિકારના લોહી ટપકતા ભાલપ્રદેશમાં પ્રવેશેલું તારું તીર જ વિદિત કરી રહ્યું છે સમજ્યો ? (રાણા તીર બતાવે છે) કે એ તીર કોણે માર્યું છે.

**શક્તસિંહ :** (જરા કડકાઇથી) વડિલબંધુ ! શું એ તીર આપનું છે ? શું આ શક્તને આપ એટલો બધો ભોળો સમજો છો કે મળેલી વિજયમાળ તે રહેલાઇથી જતી કરે !

**પ્રતાપસિંહ :** ( ગૌરવથી ) ભાઇ શક્ત ! હજી હું ઉંઆરું છે ક્ષત્રિયો જો આવા પ્રસંગોની ફત્તેહને વિજયમાળ ગણી પહેરતા થશે તો સમરાંગણની વિજયથી વરતાં કોણ જાણે શું એ કરવું પડશે ! ભાઇ આ કાંઈ મોટી ફત્તેહ ન ગણાય પણ ક્ષત્રિયોની રોજીંદી રમત છે. અને તેમાં જ કાંઇ પારંગત થયે મેવાડી વીરાનું ખમીર દીપતું નથી. તે તો રણાંગણે જ ઝળકી ઊઠે.

**શક્તસિંહ :** (જરા ખીજાઇને) મોટાભાઇ ! આ સ્થાનને આપ જો રણાંગણ બનાવવા માગતા હો, અગર તો આ શક્તની શક્તિનું માપ કાઢવા માગતા હો, કે મેં કરેલો શિકાર કબૂલ ન કરતા હો, તો—આ શક્ત અત્યારે જ તેની તાકાત બતાવવા પોતાની તાતી તલવાર તૈયાર કરે છે. (તલવાર કાઢે છે.) બસ થાવ તૈયાર. બેમાંથી એક વાત કબૂલ કરો. શક્તનો વિજય કાં શક્ત સાથે યુદ્ધ !

**પ્રતાપસિંહ :** (સહેજ ક્રોધમાં) શક્તભાઇ... યાદ રાખ. કે શિખામણ ગ્રહણ કરવાને બદલે ઠોકરે મરાય છે. નિરર્થક આવેશમાં આગળ વધી, પોતાની જાતને અને દેશને અધોગતિની ઊંડી ખીણમાં ધકેલાય છે. સમજ કે વ્યર્થ બડાઇથી સાચા વીરોની ગણતરી કાયરમાં થાય છે.

**શક્તસિંહ :** મોટાભાઈ બસ કરો. આગળ ન વધો. શિખામણ ન આપો. તમારાં શિખામણનાં શાસ્ત્રો તમોને મુબારક ! કાયર કે વીરની પ્રતીતિ આ શક્ત આપને અત્યારે જ કરાવવા માગે છે. ચાલો થાવ તૈયાર. જગત પણ જોશે કે આપણે બેમાંથી કોણ શ્રેષ્ઠ.

[ તલવાર કાઢી આગળ ધસે છે. ]

**પ્રતાપસિંહ :** ( તૈયાર થતાં ) ભલે શક્ત ! હું નાઇલાજે તૈયાર જ છું. હારજીતના હિસાબો સાચા કે ખોટા. તે જગતને નક્કી કરવાનું સોંપી ભાઇ ભાઇનો આ ઝઘડો પતાવીએ.

[ બંને એક બીજા પર ઘા કરવા જાય છે. ત્યાં કુળગુરુ બે હાથ ઊંચા કરી વચ્ચે પડે છે. ઘાયલ થાઇ મરતાં મરતાં... ]

**કુળગુરુ :** શાંત થાવ. મેવાડી વીરો શાંત થાવ. માતૃભૂમિની આશાસમા નરબંધાઓ શાંત થાવ. કોણ જાણે કે ભાવિના ગર્ભમાં શું યે લખાયું હશે ? ભાઇ ભાઇનું યુદ્ધ ! અને તે આવી નમાલી

નમાલી બાબતમાં ? પ્રભુ ! (આકાશ તરફ જોતાં) મેવાડની ભૂમિને આવતા અમંગળમાંથી બચાવ. અને લે આ એના બદલામાં મારો આત્મભોગ. મારા રાજવીઓની ઉન્નતિ માટે, મારા પ્યારા દેશની અખંડ સ્વતંત્રતા માટે.

[ બંને ભાઈઓ ચમકી જાય છે. ]

**પ્રતાપસિંહ** : ઓહ ! આ શું ? પૂજ્યપાદ પંડિતજી ! સરસ્વતિની સૌમ્ય અને પ્રેમાળ મૂર્તિસમા ગુરુદેવ ! અને તે ય પણ અત્યારે અહીં ? ઓહ દયાળુ પ્રભુ ! આ નિરર્થક બ્રહ્મહત્યા !......પ્રતાપ વારંવાર મારી યાચે છે. (થોડું અટકી શક્ત તરફ) ભાઈ શક્ત ! જોયું કે આ તારો હઠાગ્રહ, આ તારો ક્રોધાનલ, આ તારી નિર્દય મૃગયા !

**શક્તસિંહ** : બસ કરો મોટાભાઈ...હવે હું વધારે સાંભળવા ઈચ્છતો નથી. હઠાગ્રહ અને ક્રોધાનલ સાથે નિર્દય મૃગયા, અને તે ય ફક્ત મ્હારાંજ ! ઠીક છે. જોઉં છું કે એ હઠાગ્રહ અને ક્રોધાનલમાં હવે આપનાથી કેમ જીવન વિતાવાય છે.

[ શક્ત એમ કહી ચાલ્યો જાય છે......અકબરશાહની સેનામા એક સેનાપતિ થવાની ઈચ્છાથી. ]

**પ્રતાપસિંહ** : ( " શક્તને જતો જોતાં હિમ્મતથી. " )

ગયો છો શક્ત રિસાઇ
છતાં હિંમત નથી છોડી;
ભલે ભાવી બને અનવું
જીવન બાજી પ્રભુ જોડી.
પડે આફત શિરે જ્યારે
ધીરાઓ ધૈર્યને ધારે
શૂરાઓ શૌર્યથી મરતા,
લડી તલવારની ધારે.

" જય માતૃભૂમિ મેવાડ "

[ જાય છે. ]

## પ્રવેશ ૩ જો

**સ્થળ** : અકબર શાહનો દરબાર

**પાત્રો** : અકબરશાહ, માલદેવ, મારવાડ નરેશ, અંબરરાજ, જયપૂરપતિ, શક્તસિંહ, અને બીજા મોગલો.

**અકબરશાહ** : (મહત્તા બતાવતાં.) મોગલ શહેનશાહને સુદૃઢ કરનારા મારા પ્યારા વીર રાજપૂત રાજાઓ અને મહ મોગલ સૈનિકો ! આજે દિલ્હીના તખ્તની જાહોજલાલી અને સર્વોપરિતા માટે, તેમજ તમારી સંપૂર્ણ વફાદારી અને દિલોજાન દોસ્તી માટે આ શાહ તમોને ધન્યવાદ આપે છે. આજે કાશ્મિર, સિંધ, કાબૂલ, કંદહાર, બંગાલ, આસામ, અને ગુજરાતના તટપ્રદેશોને મોગલ અશ્વના ડાબલાઓ ગજવી રહ્યા છે. તે તમારી બેનમૂન બહાદુરીને જ આભારી છે. આખાય હિંદનો કોઈપણ પ્રદેશ મોગલ ધ્વજ વગરનો સૂનો નથી રહી શકયો. તે તમારૂં મોઘું પ્રાણાર્પણ છે. એથી વધુ આગળ કહું તો તમો રજપૂત વીરોએ (રજપૂત રાજાઓને) મોગલાઈ રાજ્યધૂરા મજબૂત કરવા અને શહેનશાશાહીની સાકળના મજબૂત મકોડાઓ થવા મગપણની સ્નેહગાંઠ બાંધી છે, તે માટે આ મોગલ નરેશ રાજપૂત શેરમર્દોનો અહેશાનમંદ છે. દીલગીરી ફક્ત આજે એટલી જ થાય છે. કે મોગલ છત્રછાયામાં એક જ નથી અને તે મેવાડ. કેમ શક્તસિંહ ? કેમ માલદેવરાય ? કેમ અંબરરાજ ?

**રજપૂત રાજાઓ** : (બધા એક સાથે.) જી, હજૂર ! એક જ બાકી છે.

**માનસીગ**—જહાંપનાહ ! એક જ બાકી છે. પણ ક્યાં સુધી ? સૂર્ય પાસે ઇંઆડીકી અને કેસરી પાસે કંગાલ ચિપાળીઓ

નામદાર ! જ્યાં આપની વિચક્ષણ કાર્યવાહી, જ્યાં આપની તીવ્ર બુદ્ધિ, જ્યાં આપની અસીમ પરાક્રમથી ઉભરાતી સેના અને જ્યાં આપની સર્વત્ર સર્વોપરિતા, ત્યાં ખોબા જેવડા બિચારા મેવાડની શી મહત્તા !

**શક્તસિંહ :** શાહે આલમ ! કંગાલ મેવાડીઓ આપના અખૂટ સામર્થ્ય પાસે શા વિસાતમાં ?

**માલદેવરાય:** જી, હજુર ! બિચારાં મગતરાં જેવાં નાનકડા મેવાડનું શું ગજું ? ઘડી બે ઘડી. આજે નહિ તો કાલે. -જયપુરપતિ, આપનું શું કહેવું છે !

**જયપુરપતિ :** બરાબર છે. શહેનશાહી તખ્તને નમ્યા વગર મેવાડને કદી સુખ શાંતિ મળવાનાં જ નથી.

**અકબરશાહ :** ત્યારે... ! નરવીરો ! એ મેવાડને મહાત કરવાને હવે આપણે આજથી જ આગળ વધવુ જોઇએ હવે જોઇએ કે એ માઇના પુત ગણાતા મેવાડીઓ આ મોગલછત્રથી કેટલે દૂર રહે છે.

**અંબરરાજ :** જહાંપનાહ ! અમે તૈયાર જ છીએ. બોલો મહાન સમ્રાટ શહેનશાહ અકબરશાહનો જય !

**મોગલ સૈનિકો :** જય .. ..અલ્લાહો...... અકબર......

[ બધાં જાય છે. ]

---

## પ્રવેશ ૪ થો

**સ્થળ :** ચિતોડનું મેદાન

**પાત્રો :** મોખરો હરસિંહ, શૂરવીર જયમલ, અને ચિતોડીઓ.

**જયમલ :** (વીરોને) મારા બહાદુર સૈનિકો, શૂરવીર સિસોદીઆઓ, માતૃભૂમિના સાચા સંપૂતો, સૂર્યવંશી હરિશ્ચંદ્રના આત્મજો, હમીર અને કુંભા, સંગ અને સમર જેવા કેસરીના વંશજો તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનું મહાપર્વ આજે આવી મળ્યું છે. માતાને આંગણે મૃત્યુના મંડપો તમારા સ્વાગતે રોપાયા છે. હરસિંહ ચાલ્યા ગયા. પણ આપણે આપણી ઉન્નતિને આવતી અટકાવવી નથી. ( મોગલોની બૂમો થતાં ) ચાલો ત્યારે બિરાદરો ! આનંદના અવસરો નજીકમાં જ આવતાં જાય છે. ( તલવાર ઊંચી કરતાં. )

" દીપાવો માતનાં દૂધડાં
બજાવો શૌર્યની ભેરી,
વધારો વિશ્વમાં કીર્તિ
તમારા પૂર્વજો કેરી.
જીવન જીવવું પરાજીત થઈ,
યશસ્વી યુદ્ધમાં મરવું,
પ્રથમથી છે બીજું સારૂં
સુહાગી સદા આચરવું. "

[ જય ચિતોડ......હર ..હર... મહાદેવ......યુદ્ધ થાય છે અને જયમલ જય માતૃભૂમિ...બોલતાં રણમેદાનમાં મૃત્યુ પામે છે. રજપૂતો નાશભાગ કરે છે. મોગલો ચિતોડ સર કરે છે. ]

---

## પ્રવેશ ૫ મો

**સ્થળ :** અરવલ્લીની ગિરિમાળા.

**પાત્રો :** રાણા પ્રતાપ અને તેના વફાદાર સૈનિકો.

( રાણા પ્રતાપને મેવાડનો મુકુટ ધારણ ધારણ કરાવતાં...બોલો રાણા પ્રતાપસિંહનો જય, માંધાતા મેવાડેશ્વરનો જય. )

**પ્રતાપસિંહ :** ( જરા બે દિલીમાં ) માન-ભંગથી મરણીઆ થઇ મેદાને પડેલા મારા ચુનંદા ચિતોડી સૈનિકો. તમોએ

આ પ્રતાપને મેવાડેશ્વરનો મુકુટ ધરાવ્યો પણ આ પ્રતાપ હજુ મેવાડેશ્વર નથી થયો. બાપુ ગયા અને જનેતાનાં દૂધ દીપાવવાનાં ટાણાં આપણ સૌને આપતાં ગયા. માડીના વ્હાલા પુત્રો માટે આથી બીજી કઇ ધન્ય ક્ષણો હોઇ શકે ! સૈનિકો ! સ્વર્ગથી શ્રેષ્ઠ એવી જન્મભૂમિ મેવાડને યવન પંજામાંથી જો મેવાડીઓ નહિ બચાવે તો કોણ બચાવશે ? જો રજપૂતાઇનું ખમીર સાચવવા અને શોભાવવા ચિતોડી ભડવીરો ભીષ્મપ્રતિજ્ઞા આ સમયે નહિ કરે તો ?

**સૈનિકો** : રાણાજી ! ઉગતા સૂર્યની સાક્ષીએ શપથ લેવા અને જીવન પર્યંત આપની સેવામાં તત્પર રહેવા અમો તૈયાર છીએ, તૈયાર છીએ.

[ રાણા હાથમાં પાણીની અંજલિ લે છે. સૈનિકો એક બીજાને પાણી આપે છે. ]

**પ્રતાપસિંહ** : બહાદુરો ! વીર યોદ્ધાને તો મુક્તિ કાં મૃત્યુ. બેમાંથી એક જ હોય આજથી આ તમારો પ્રતાપ સર્વના સમક્ષ સૂર્યદેવની સાક્ષીએ શપથ લે છે કે, મેવાડની મુક્તિ માટે મેવાડીઓ મોજશોખ છોડી દઇ નગરમાં નહિ રહેતાં વને વન ભટકી જીવન વ્યતિત કરશે. મેવાડની મુક્તિ માટે મેવાડીઓ સોના ચાંદીનાં પાત્રને બદલે પાંદડાંની પત્રાવળીમાં જમશે. મેવાડની મુક્તિ માટે મેવાડીઓ અખંડ બ્રહ્મચર્યનું પાલન કરશે. મેવાડની મુક્તિ માટે મેવાડીઓ પથ્થરો કે ઘાસની શય્યા પર શયન કરશે. અને મેવાડની મુક્તિ માટે મેવાડીઓ દાઢી વધારી લીધેલાં વ્રતના સ્મરણચિહ્ન તરીકે મેવાડ સ્વતંત્ર થતાં સુધી સાચવશે.

**સૈનિકો** :—( બધા એક સાથે ) સાચવશે. સાચવશે. ( અંજલિમાં લીધેલાં જળ નીચે મૂકાય છે. ) બોલો રાણા પ્રતાપસિંહનો જય.

—

## પ્રવેશ ૬ ઠ્ઠો

**સ્થળ** : અકબરશાહનું દિવાનખાનું.

**પાત્રો** : અકબરશાહ, જહાંગીર, રાજા માનસીંગ અને એક મોગલ પોલીસ.

**જહાંગીર** : સરકાર ! રાજ્યના ખૂણેખૂણેથી સેનાધ્યક્ષો એવા ખબર આપી રહ્યા છે કે મેવાડનો રજપૂત રાણો પ્રતાપ. વ્હેપારીઓને, વણઝારાની પોઠોને અને શાહી સવારોને લૂંટી લે છે. અરવલ્લીના પહાડે પહાડે તેણે કાસદો ઊભા રાખ્યા છે. ઘડીમાં અહીં તો ઘડીમાં ક્યાં યે આવી તેની નાસભાગની પ્રણાલિકાએ મોગલદળ તેનો પીછો લેવા છતા તેને પકડી શક્યું નથી. દિલ્હી અને ગુજરાતના ખુશ્કી રસ્તાઓ તેના ત્રાસે ઉજ્જડ વેરાન બન્યા છે, એટલું જ નહિં પણ તેણે દિલ્હી સાથેના યુરોપના દરિયાઇ રસ્તાઓનો વ્યવહાર પણ તોડી નાખ્યો છે. મને લાગે છે કે આ દુશ્મનને વ્હેલી તકે મહાત નહિ કરીએ તો શાહી તખ્ત કદાચ ભયમાં મૂકાશે !

**અકબરશાહ** : ( કડકાઈથી ) શું ? શાહી તખ્ત ભયમાં ? અને તે એક રજપૂતથી ! આહાહા !...(હસે છે) સલીમ...સલીમ...! આ તું શું બોલે છે ? તું જાણતો નથી કે અકબરશાહે એ ઉગતા દુશ્મનને જીવતો પકડવા તેના હાથ લાંબા રાખ્યા છે.

**જહાંગીર** : શાહેઆલમ ! હું એ સારી રીતે જાણું છું, પણ મારી ફરજ છે કે વર્તમાન પરિસ્થિતિથી આપ સમ્રાટને વાકેફ કરવા.

અકબરશાહ : બરાબર હાં !...( જરા વિચાર કરી ) અરે...છે કોઇ હાજર...?

મોગલ પોલીસ : જી હજૂર ! આપનો ! આ ખીજમતદાર હાજર છે. હુકમ...?

અકબરશાહ : અત્યારે જ રજપૂત રાજા માનસિંહને બોલાવ.

મો. પો. : ( કુર્નિશ બજાવતો પાછે પગે ) જી હાં-સરકાર !...

[ થોડીવારે— ]

માનસીંગ : નામદાર ! આપનો હુકમ શિરોમાન્ય કરવા આ શાહી સેવક હાજર થયો છે.

અકબરશાહ : માનસિંહ ! મેવાડના રાણા પ્રતાપે આખાયે મેવાડને ઉશ્કેરી મોગલાઇના કિલ્લાને જમીનદોસ્ત કરવા બહારવટું ખેડવા માંડયું છે; તેને ખબર નથી કે આ મહાન અકબરશાહનાં અપૂર્વ શૌર્ય અને મુત્સદ્દીગીરી પાસે તે ક્યાં સુધી ટકશે ? જાવ, તમે આજે જ તપાસ કરો કે તેની લડાયક તૈયારીઓ શી છે ? તેનાં ગુપ્ત સ્થાનો ક્યાં અને કેવાં છે ? તે જંગલમાં કેવી રીતે જીવન ગુજારે છે ?

માનસિંહ : જી. હા ! જહાંપનાહ ! બીજો કોઇ હુકમ ?

અકબરશાહ : માનસિંહજી ! જો જો હોં ! મોગલ શહેનશાહત તમને તેના નિમકહલાલ સેનાધિપતિ તરીકે અને શાહી તખ્તના સાચા વફાદાર તરીકે આ કામ સુપરત કરે છે.

માનસિંહ : ( કુર્નિશ બજાવતાં ) સરકાર ! આપની એ ભાવનાઓ માટે આ શાહી સેવક સદાનો આપનો તાબેદાર છે.

[ જાય છે. ]

☆

## અંક બીજો

### પ્રવેશ ૧ લો.

સ્થળ : ઉદયસરનો તટપ્રદેશ.

પાત્રો : પ્રતાપસિંહ, અમર અને મેવાડીઓ.

પ્રતાપસિંહ : વ્હાલા અમર ! આજે મને ખબર સાંપડ્યા છે કે, શહેનશાહી તખ્તની ગુલામીમાં જીવન વ્યતીત કરતા આપણા એક જ્ઞાતિભાઇ માનસિંહ આપણને મહેમાન તરીકે મળવા આવે છે. કદાચ આપણી પરિસ્થિતિથી શાહને વાકેફ કરવાનો ઇરાદો રાખી જાસુસવેશે આવતા હોય ?

અમર : પિતાજી ! તેમ હોય તો પણ શું ? તેમને અને શાહને ખબર તો પડે કે મેવાડીઓ રાનમાં પણ રાજશાહી ઠાઠમાઠથી રહી શકે છે. ઉપાધિઓને અળગી કરતા સિસોદીઆઓ જંગલમાં પણ મંગલ કરી શકે છે. આપણી તો એજ ફરજ છે કે રાજપૂત ધર્મ મુજબ તથા રાજવી રીતરસમ પ્રમાણે તેમનું સ્વાગત કરવા તૈયાર રહેવું.

પ્રતાપસિંહ : વાહ-વાહ ! અમર ! આટલી નાની ઉમરમાં તારી આ સમજણ અને ધાર્મિક ભાવનાઓને ધન્ય છે. પણ એ ભાવનાઓને કર્તવ્યમાં મૂકવા આ પ્રતાપ અહીં અત્યારે ઇચ્છતો નથી. તેમનું સ્વાગત કરવા આ પ્રતિજ્ઞાબદ્ધ પ્રતાપ કદાપિ તૈયાર નથી. શું આ અટંકી પ્રતાપ એ-ભ્રષ્ટ, વિધર્મી કુલાંગાર સાથે બેસે ? શું તેની સાથે ભોજન લે ? નહિં નહિં ! અમર ! એમ આ દેહે કદી નહિ બને. પણ હાં ! જુઓ, ઉદયસરને તીરે તબૂમાં તેમને ઉતારો આપી ભોજન વગેરેની યોગ્ય ગોઠવણ દ્વારા એવી સુંદર મહેમાનગતિ કરજો.

કે તેને જરા યે ઓછું ન આવે. ધારું છું કે આ કાર્ય તમે બધા સંપૂર્ણ સફળતાપૂર્વક પાર ઉતારશો.

**મેવાડી વીરો** : રાણાજી ! આપની આજ્ઞાનું પાલન એ જ અમારૂં જીવનસાફલ્ય છે.

[ રાણા જાય છે-માનસિંહ આવી પહોંચે છે. સાથે બે અંગરક્ષકો છે. બધાં ઊભા થઇ રાજવી ઢબે માન આપે છે, અને પછી અમર સ્વાગત માટે તંબૂમાં લઇ જાય છે. ]

---

## પ્રવેશ ૨ જો

**સ્થળ** : ઉદયસરને કાંઠે ભોજનાલયમાં.

**પાત્રો** : માનસિંહ. ( બે અંગરક્ષકો સાથે ) અમર અને મેવાડીઓ.

[ બધાં બેસે છે. પત્રાવળીઓ પિરસાય છે. માનસિંહને સુવર્ણથાળ આપેલો છે. ]

**માનસિંહ** : (આસપાસ જોઇને) અમર ! કેમ પ્રતાપસિંહ નથી દેખાતા ? પ્રભુ-કૃપાથી શારીરિક ઉપાધિ તો નથી ને ! બની શકે તો તેઓને કોઇ દૂત દ્વારા બોલાવી લ્યો. હું આજે આ માનસિંહ રાણા સાથે ભોજનનો આનંદ લઇ કૃતકૃત્ય થાઉં. ( પત્રાવળીઓ જોતાં ) અરે ! આ શું અમર ! તમે બધા પત્રાવળીઓ લ્યો, અને મને સુવર્ણ થાળ !

**અમર** : વડિલ માનસિંહજી ! ઇશ્વરની કૃપાથી મેવાડેશ્વર રાણાજી સંપૂર્ણ તંદુરસ્ત અને ખુશખુશાલ છે. તેઓએ જાણી બુઝીને જ આપનાં સ્વાગતનું કાર્ય અમોને સુપ્રત કર્યું છે. હવે આપ સુખેથી ભોજન લ્યો. અને અમોને આભારી કરો.

**માનસિંહ** : ( જરા કડકાઇથી ) ત્યારે શું તમારા મેવાડેશ્વર મારી સાથે ભોજન લેવા નહિ આવે ? જો એમ જ હોય તો મારે મન અન્ન આજે લેવું હરામ છે.

[ થાળી ઉપરથી ઊઠવા જાય છે. પડદા પાછળથી રાણાજી પધારે છે. ]

**પ્રતાપસિંહ** : રજપૂતાઇનું ધાર્મિક લીલામ કરનાર મારા માનસિંહજી ! આ પ્રતાપની આ દેદે ભીષ્મપ્રતિજ્ઞા છે કે, જેણે પોતાની બેટીઓને યવનો સાથે પરણાવી, એવા વિધર્મીઓ સાથે-ભ્રષ્ટ રજપૂતો સાથે-કદી પણ ભોજન ન લેવું. પ્રભુ એ પ્રતિજ્ઞા પૂર્ણ કરાવે.

**માનસિંહ** : તો રાણા પ્રતાપસિંહ, ઠીક છે. ઓ રાજકુલદીપક રાણાજી, ઠીક છે. મેવાડના આંધાતા, યાદ રાખો કે આ અપમાનનો બદલો આ માનસિંહ થોડા જ વખતમાં લેશે.

**પ્રતાપસિંહ** : રાહ ભૂલેલા મારા લાલચુ માનસિંહજી ! તમારી એ ખોટી ધમકીની ફીકર આ અડગ પ્રતાપને જરાયે નથી. જેવા પડશે તેવા દેવાશે.

**માનસિંહ** : ઠીક છે ! ઓ મદોન્મત્ત રાણા ઠીક છે ! જોઇ લેવાશે (અંગરક્ષકોને) ચાલો મારા નિમકહલાલ અંગરક્ષકો ચાલો.

---

## પ્રવેશ ૩ જો

( હલદીઘાટના યુદ્ધ થઇ ગયા પછીનો સમય છે. )

**પાત્રો** : રાણાપ્રતાપ અને શક્ત.

[ હલદીઘાટના યુદ્ધમાંથી ચેતક ઉપર રાણા નાસી છૂટે છે. રસ્તામાં એક નદી ઓળંગતા જીવનનું વફાદારીનું છેલ્લું કાર્ય પુરૂં કરી ચેતક ફસડાઇ પડે છે. અને તેનો જીવન દીપ બુઝાતો જોતાં પ્રતાપ દિલગીર થાય છે. ]

**પ્રતાપસિંહ** : ( અશ્વને ) ચેત...અ...ક ! સ્વામિભક્ત ચેતક ! તારા વિના સ્વામિભક્તિના પવિત્ર પાઠો મેવાડની ભૂમિને કોણ શીખવશે ? ચૈતન્યના અખૂટ ઝરા સમા ઓ વ્હાલા ચેતક ! તારા વિના એકલા પ્રતાપને દેવનાં દર્શન

કરવાનું હવે કયાં રહેશે ? હલદીઘાટના દુશ્મનો સામેના યુદ્ધમાં, તારાં ચાંચલ્ય, પ્રેમ અને નિમકહલાલી જોતાં અત્યારનો કંગાલ પ્રતાપ તને લાખોવાર આત્માનાં અભિનંદન અર્પે છે. પ્રભુ ! ચેતક ગયો પણ પ્રતાપનું હૃદય લેતો ગયોઃ પ્રતાપના આરામ અને આનંદ ઝૂંટવી ગયો ચેતક ! તારી સેવાનાં મૂલ્ય તને આ પ્રતાપ અત્યારે તો આંસુના અભિષેક દ્વારા અર્પે છે. પ્રતાપનું આજે એક નેત્ર મિંચાય છે. વિધિ ! આજે આ પ્રતાપનો જમણો હાથ કપાય છે. હૃદય ચૂરા થઈ જાય છે ચેતક જતાં પ્રતાપ નિશ્ચેતન થાય છે. પ્રભુ......કહેતાં.......

[ પ્રતાપનું હૃદય ભરાઈ આવે છે. ]

[ થોડીવારે ]

પ્રભુ ! તારી આ શી માયા ! પ્રતાપને માટે તારા ઉદાર દીલમાં જરાયે દયા નથી ? શું એકેય મુરાદ આ પ્રતાપની આજે બર નહિં આવે ? શું તે પોતાની જનની સમી વ્હાલી જન્મભૂમિને જુલ્મીઓની જંજિરમાંથી મુક્તિ નહિ અપાવે ? શું પ્રતાપ સદાયે પરતંત્રતામાં રહી તેના સહચરોને પણ પરતંત્ર જ રાખશે ? તું એટલું યે આત્મબળ નહિ આપે ? તારી અપાર શક્તિઓમાંથી બિંદુએ આ પ્રતાપને નહિ આપે ! ( જરા દુર . નજર પડતાં ) દોડયા આવતા ઘોડેસ્વારને જોતાં......

પ્રતાપસિંહ— ( ચમકીને ) અરે ! આ શું ? હું આ શું જોઉં છું ? સ્વપ્ન કે સત્ય ! મિત્ર કે લોહીતરસ્યો શત્રુ !

[ સવાર નજીક આવી પોતાનાં હથિયારો ફેંકી દે છે. અને રાણાને સાષ્ટાંગ વંદન કરે છે. રાણા તેને ઊભો કરતાં ]

અરે ! કોણ ભાઈ શક્ત ? મારો વ્હાલો માડીજાયો ભાઈ શક્ત !

શક્તસિંહ : ( ઊભો થઈ ) હા. મોટાભાઈ ! એ જ તમારો સદાનો નિમકહરામ ખેવફા ભાઈ શક્ત. એ જ તમારો ઉચ્છૃંખલ નાનો ભાઈ શક્ત ! એ જ તમારો આદર્શ ભ્રાતૃપ્રેમ ઠોકરે મારી સ્વતંત્ર થવા ફાંફાં. મારતો શક્ત ! મોટાભાઈ, આજે આ શક્ત, કરેલી ભૂલોના પસ્તાવાનાં વિમલ વારિથી સ્નાન કરતાં પવિત્ર થઈ આપની સેવા માગે છે. હલદીઘાટમાંની આપની ગગનભેદી ગર્જનાઓ અને માતૃસેવાની ભાવનાઓને નજરે જોતાં આ શક્તને યવન વિષયોઓની સમૃદ્ધિ તુચ્છ જણાઈ છે. આ સેવક આપનાં અપૂર્વ શૌર્ય અને ધૈર્યને તનમનથી વફાદાર રહેવા આજે યાચના કરે છે. અને સદાને માટે ઓ દયાનિધિ રાણાજી, આ શક્ત આપનું દાસત્વ સ્વીકારે છે. તો દયા કરી તેને સ્વીકારો.

પ્રતાપસિંહ : ભાઈ ! શક્ત ! તારો આ હૃદયપલટો જોતાં મને સંપૂર્ણ સંતોષ થાય છે. ખરેખર હૃદયની પવિત્રતા એ તો આત્માની ઉન્નતિનું પ્રથમ પગથિયું છે. આવ ભાઈ આવ. એ હૃદયમિલનથી આ પ્રતાપનાં શુષ્ક હૃદયમાં જરા પ્રેમની જ્યોતિ પ્રકટાવ.

[ એમ કહેતાં બંને ભેટે છે. ]

શક્તસિંહ : મોટાભાઈ ! સાગરસમ વિશાળ અંતઃકરણવાળા મોટાભાઈ ! ભૂતકાળની ભૂલો માટે આ શક્ત ક્ષમા યાચે છે. ( પાછળ જોતાં ) જુઓ જુઓ કોઈ મોગલ સૈનિક આપની પાછળ દોડતો આવે છે. હું તેની સામો જઈ તેને મારી નાખી તેનો અશ્વ લઈ શાહને છેલ્લી સલામ કરી, પાછો આવી પહોંચું

છું. તે દરમ્યાન આપ મારો આ પાણીપંથો અશ્વ સજ્જ જાઓ. ઝટ તૈયાર થાઓ. મેવાડની આશાઓને પૂર્ણ કરવા વધુ વિચાર ન કરતાં આ આસમાની ઘોડા સાથે પંથે પડો. ચાલો ઝટ કરો. દુશ્મન નજીક આવતો જાય છે.

પ્રતાપસિંહ : ભાઈ, તારી વિમલ વાંછનાઓ વિશ્વેશ્વર પૂરી પાડો.

[ એમ કહી શકતે આપેલા આસમાની શાહી ઘોડા પર રાણા સવાર થઈ વાયુવેગે ઊડે છે ]

—

## પ્રવેશ ૪થો

સ્થળ : ઉદેપુરની પહાડ ભૂમિમાં આવેલું રાણાજીનું ગુપ્ત નિવાસસ્થાન.

પાત્રો : પ્રતાપસિંહ, વિશાલસિંહ અને ભીલ સરદારો.

[ બધાં ભોજન લે છે. ]

પ્રતાપસિંહ : ( સરદારોને ) મારા સશક્ત શૂરા સામંતો ! મોગલાઈ સાણસાઓ હલદીઘાટના જંગ પછી આપણને પરાસ્ત કરવા દિનપ્રતિદિન લાંબાને લાંબા વધ્યે જ જાય છે. શાહના જાસૂસો, અને મોગલાઈ સૈનિકો આપણને જીવતા પકડવા રાતદિવસ રખડપાટ કરી રહ્યા છે. પણ એથી જરા પણ ન ડરતાં કેસરીઆ કરવાનાં અને માતાની કૂખ દીપાવવાનાં ટાણાં હવે નજીકમાંજ આવતાં જાય છે. પ્રભુ તે પળ વહેલી આપે.

વિશાલસિંહ : રાણાજી ! અમારી પણ એક જ આશા છે કે આપને માથે મેવાડનું દેદિપ્યમાન ભવ્ય રાજછત્ર અને માતાની મુક્તિ. ક્યારે એ દૃશ્ય જોવા અમારાં આ નેત્રો ભાગ્યશાળી થશે ?

" સદા મેવાડની મુક્તિ
અમારી એક છે ઇચ્છા;
સદા રાણા તણી ભક્તિ
અમારી એક શુભેચ્છા;
વિઘાતક વિઘ્નના પડદા
અમારા પંથમાં આવે,
વિદારી સર્વ શક્તિથી
વિજયશ્રી વીર સૌ લાવે "

[ ત્યાં તો પડદા પાછળથી શાહી સવારોના અશ્વના ડાબલાઓ ખખડે છે. અવાજ સાંભળતા પ્રતાપની જયના બુલંદ અવાજે બધાંએ જમતાં જમતાં પત્રાવળીઓ પરથી ઊઠી છૂટાછવાયા નાસ્યા જાય છે. ]

—

## પ્રવેશ ૫મો

સ્થળ : મેવાડની છેલ્લી હદ.

પાત્રો : પ્રતાપ અને ભામાશા.

[ પ્રતાપ પોતાની જન્મભૂમિને છેલ્લા વંદન કરી ચાલી નીકળે છે. પાછળથી બૂમો પાડી ભામાશા પ્રતાપને અટકાવે છે. ]

ભામાશા : ( બૂમો પાડતા ) ઊભા રહો ઊભા રહો. આસમાની ઘોડાના શૂરવીર સવાર મેવાડેશ્વર રાણાજી ! ઊભા રહો,

પ્રતાપ : (પાછું જોઈ ઘોડાને ઊભો રાખતાં) અરે ! કોઈ મને જ ઊભો રહેવા સૂચન કરે છે. હા ! જોઉં તો ખરો કે અત્યારે મેવાડના રંક પ્રતાપને મેવાડેશ્વર કહેનાર એ કોણ છે ? જોઉં તો ખરો કે માનભંગથી અપમાનિત થયેલા મેવાડના રંક પ્રતાપને સંમ્માનિત કરનાર એ વ્યક્તિ કોણ છે ! પ્રતાપનો મિત્ર કે શત્રુ ?

ભામાશા : ( નજીક આવી ) મા જાઓ, મેવાડના માંધાતા ! આમ મા જાઓ.

લાખોના તારણહાર. રાણાજી ! મેવાડની જીવનનૌકા આમ મધ્ય દરિયે ન ડૂબાવો; મેવાડની આશા સમા રવિરાજ ! મેવાડને આમ અંધકારની ઊંડી ખીણમાં ન હડસેલો. મેવાડી સંતાનોના પ્રિય પિતા તમારાં બાળકોને આમ નબાપા કરી નિરાધાર દશામાં મૂકી મા જાઓ માતૃભૂમિની નંદનવન સમી વાડી આમ પરદેશીઓને હાથે છિન્ન-વિછિન્ન ન થવા દો. આ વૃદ્ધ ભામાશાની કાકલુદી ભરી માગણીને આમ ઠોકર ન મારો, અને અહીં જ થોભો.

**પ્રતાપ** : અનુભવો અને સુવિચારોની મૂર્તિ સમા સુજ્ઞ પ્રધાનજી ! આ પ્રતાપને હવે મેવાડેશ્વર અને માંધાતાનાં નામે ન સંબોધો. આ તમારો પ્રતાપ હવે ભટકતો ભિખારી છે તેની પાસે તેના આત્મબળ સિવાય બીજું કંઈ રહ્યું નથી. તેના બાળકો માટે વિધાતાએ બટકુ રોટલો પણ રાખ્યો નથી. તેની પાસે તેના સૈનિકો નથી, શસ્ત્રો નથી, લશ્કર નથી, દારૂગોળો નથી, ભામાશા ! હવે આ પ્રતાપ કેવળ નિરાધાર છે. એને ઊંચે આભ અને નીચે ધરતી સિવાય કોઈ સગું નથી. તે આમ આવી દશામાં તમોને શું આપી શકે ? માતૃભૂમિને તે શી રીતે સ્વતંત્ર કરી શકે ! ભામાશા ! જરા વિચાર તો કરો કે એકલો પ્રતાપ જન્મભૂમિનો ત્યાગ ન કરે તો બીજું શું કરે ? હવે તો પ્રતાપને મુક્તિ કાં મૃત્યુ બેમાંથી એક જ જોઇએ છે. (હૈયું ભરાઇ આવતાં આંખો ભીંજાય છે)

**ભામાશા** : રણઘેલા મારા પ્યારા રાણાજી ! લ્યો આ ભામાશાની એક નાની ભેટ; તેનો સાનંદ સ્વીકાર કરી આપની લીધેલી પ્રતિજ્ઞાઓ પૂર્ણ કરો. ( એમ કહેતાં નાણાંની થેલીઓ ભામાશા પ્રતાપને ચરણે ધરે છે ). આ રકમથી આપ ફરી લશ્કર તૈયાર કરી મેવાડની ગયેલી કીર્તિને પાછી મેળવો. વિધર્મના છવાયેલાં વાદળાંઓ આપ સત્વરે આપની અગાધ શક્તિથી વિખેરી નાંખો. આઝાદીનાં રણસિંગા ફુંકી જનનીને વિદેશીઓનાં ત્રાસમાંથી બચાવો, પણ રજપૂતોના ધાવણ ધાવી મોટા થયેલા ઓ વીર કેસરી ! મેવાડને આમ ન-ધણિયાતે મૂકી મા જાઓ.

**પ્રતાપસિંહ** : ( ભામાશાને ઊભા કરતાં. ) ભારતભૂષણ સુજ્ઞ ભામાશા ! તમારી આ ત્યાગવૃત્તિને મારા અનેકાનેક અભિનંદનો છે. પણ આ રખડતા પ્રતાપને આટલી બધી દોલત કે જે તમારા પૂર્વજોએ પાઇએ પાઇએ ભેગી કરી છે તે આપીને કાં આમ વ્યર્થ વેડફી નાંખો છો ? કોણ જાણે ભામાશા આવતી કાલ કેવી હશે ? ભાવીના ગર્ભમાં શું છૂપાયું હશે !

**ભામાશા** : રાજપૂતકુલદીપક રાણાજી ! એ દ્રવ્ય મારૂં છે અને શું આપનું નથી ? મેવાડની રૈયતનું છે અને મેવાડના ધણિનું નથી ? અમોને રાજ્યે સુસેવાના બદલામાં કદરરૂપે જ આ ધન આપેલું, એટલે તે મેવાડની જ ભૂમિમાંથી પ્રાપ્ત થયું છે. તેનો ઉપયોગ તે જ ભૂમિની આઝાદીમાં અને તેનાં જ સંતાનોની ગુલામીની શૃંખલાઓ વિદારવામાં થાય, તેથી બીજી ધન્ય ક્ષણો આ હતભાગી ભામાશા માટે કઇ હોઇ શકે ? દૈવયોગે આજે મહાપર્વ પ્રાપ્ત થયું છે તો તેને સફળ કરવા આજથી જ આપ ઉન્નતિનાં ગણેશ માંડો.

**પ્રતાપસિંહ** : ભામાશા ! આપની એ

ભાવનાઓને કર્તવ્યમાં મૂકવા આ પ્રતાપ ફરીથી તૈયાર થાય છે. પ્રભુ તેમાં યશ અપાવે.

[ રણશીંગાં ફુંકાય છે, અને પ્રતાપ ભામાશાની મદદથી નવું સૈન્ય ઊભું કરે છે. ]

★

## અંક ત્રીજો

### પ્રવેશ ૧ લો

**સ્થળ :** હરેપુરનો રાજમહેલ.

**પાત્રો :** પ્રતાપસિંહ અને તેના સૈનિકો–શુભ્રસિંહ, પ્રભાવસિંહ.

**પ્રતાપસિંહ :** ( આનંદ અને શૌર્યથી ) બહાદુરો ! તમારી શ્રેષ્ઠ સ્વામિભક્તિથી અને ઇશ્વરની સંપૂર્ણ કૃપાથી આપણે *ગુમાવેલી તક પાછી મેળવતા જઇએ* છીએ. દેવીરનો સંગ્રામ અને શાહબાઝખાન જેવા મદોન્મત્ત યવનનું મૃત્યુ, આપણી ઉન્નતિનાં પગથિયાં બન્યાં છે. ૨૫-૨૫ વર્ષના આપણા રખડપાટ પછી, ભડવીર ભામાશા જેવા વીર સંતાનોની બેનમૂન રાજ્યભક્તિએ મેવાડનું ભાવી ઉજ્જવળ કર્યું છે. ચોપાટનાં સોગટાંની માફક એક પછી એક ૨૩ કિલ્લાઓ આપણે મેળવ્યાં. પણ ન મળ્યાં ચિતોડ અને અજમેર. મનુષ્યો ધારે કંઇ, ઇશ્વર કરે કંઇ !

**શુભ્રસિંહ**—રાણાજી ! આપના અપૂર્વ ત્યાગ અને અથાગ શ્રમ આગળ ચિતોડ અને અજમેર લેવાનું પણ સહેલ થઇ પડશે. આપની એ ઇચ્છાઓને બ્હાલી આપતા અમો જીંદગીના છેલ્લા શ્વાસો સુધી મરી ફીટશું.

**પ્રતાપસિંહ :** (શૌર્યથી) બિરાદરો ! તમારી આ કર્તવ્યપરાયણતાથી મારી છાતી ગજગજ ફૂલાય છે. એક વખતનો નિર્બળ અને નિરાધાર પ્રતાપ આજે અખૂટ શકિત અને સહકાર સાથે સહાનુભૂતિ મેળવી સાધાર થયો છે. તેને ફરીથી જોમ અને જુસ્સો સાંપડયા છે. તેની રગેરગમાં હવે શ્રદ્ધા અને શૌર્યના રકત વહેવા માંડયાં છે. અને પ્રતીતિ થાય છે કે, મારી અંતરની આશાઓ ભાવીનાં ગર્ભમાં પ્રગટ થઇ ચૂકી છે. કયારે અજમેર પર સિસોદીઆઓની આણ વર્તે ? કયારે ચિતોડગઢના કાંગરે કાંગરે રજપૂતાઇનો વિજયધ્વજ ફરકે ! કયારે આ મેવાડની લીલી ધરતી પર આ હીણભાગી પ્રતાપ પગલાં માંડી સદ્દભાગી નિવડે ?

**પ્રભાવસિંહ :** રાણાજી ! પ્રભુ આપની પવિત્ર નીતિને લક્ષમાં લઈ, આપને જરૂર શાંતિ સાથે વિજય અપાવશે જ, અને મેવાડનો સ્વાતંત્ર્ય-મુકુટ ભાગ્યવિધાતા આપને શિરે ધરાવશે.

**પ્રતાપસિંહ :** સૈનિકો ! પ્રતાપને મન શાંતિ એ તો નરી કંગાલિયત અને કાયરતા છે; ક્રાંતિમાં જ શાંતિ દેખાય છે. જીવનભર તેણે શાંતિની શોધનાં વ્યર્થ વલખાં માર્યાં જ નથી. શાંતિ તો પ્રતાપને તેની લીધેલી ટેકના પાલનમાં છે. પ્રભુ તે ટેક પૂર્ણ કરાવે...

[ બધાં જાય છે. ]

---

### પ્રવેશ ૨ જો

**સ્થળ :** મોગલ દરબાર.

**પાત્રો :** અકબરશાહ અને તેના વફાદાર સૈનિકો.

**અકબરશાહ :** મારા વફાદાર રાજ્યસેવકો ! જાસુસોદ્વારા મળેલી હકીકત પરથી

જણાય છે કે, પ્રતાપને આટઆટલી પરેશાનિયત કરવા છતાં યે, ટેકની ખાતર તે મરી ફીટવાની વાતો કરે છે. તેનાં હિમ્મત અને ધૈર્ય જગતમાં અજોડ છે. પ્રતાપ સાચો મર્દ છે; તેનાં પરાક્રમોથી હું પણ ખુશ થાઉં છું એટલું તો ખરૂં જ કે રજપૂતાઇનું ખમીર અને પૂર્વજોની ખાનદાની તેની નસેનસમાં વહ્યાં કરે છે. માતૃભૂમિને જો સંતાનો હો, તો આવાં જ હજો. કે જે તેની કુખોને દીપાવે તેના રખડપાટના જીવન-વૃત્તાંતે મને તેના તરફ માન અને પ્રેમ ઉપજાવ્યાં છે. તે કંગાળ થઇ ગયો છે. પણ તેનું હૃદય ઉદારતાની મૂર્તિ છે. તેનો રાની ઠાઠમાઠ રાજવી ઠાઠમાઠને પણ ઉદારતા અને સુંદરતામાં શરમાવે છે. તેનાં સિંહાસનો ડુંગરાની ધારો છે, પણ નર્યાં શૌર્ય અને સુંદરતાથી ભરેલાં રાજ્યતખ્ત સમાં છે. જ્યારે તે વીરાસન પર પ્રતાપ બિરાજે છે, દરબાર ભરે છે ત્યારે રત્નને બદલે પ્રેમથી ભરેલા ફળ-ફૂલના પડીઆઓ તે પોતાના સૈનિકોને નવાજેશ કરે છે. અને સુદામાના તાંદુલની જેમ શ્રી કૃષ્ણના ભાવપૂર્વક સૈનિકો તેને સ્વીકારે છે. એ દૃશ્ય જોતાં મારી મોગલ તખ્તની રત્નોની ભેરો પણ તેની પાસે ઝાંખી પડે છે. ધન્ય છે આવા સ્વામિને અને તેના સાચા સેવકોને. અહા ! આપત્તિઓમાં અને ઉત્પાતમાં અડગ રહેનાર પ્રતાપને, આ અકબરશાહ હવેથી વધારે પરેશાન કરવાનું છોડી દે છે.

**સૈનિકો** : નામદાર ! આપનાં ઉદાર દિલની એ પ્રતીતિ છે. આપ સરખા સમર્થ વીરને એ જ શોભે.—ક્ષમા એ તો વીરનું ભૂષણ.

—

## પ્રવેશ ૩ જો

**સ્થળ** : ઉદેપુરનો મહેલ.

**પાત્રો** : મરણશય્યા પર પ્રતાપસિંહ અને સૈનિકો.

**જગતસિંહ** : યુદ્ધના સતત પરિશ્રમે, દેશ અને કુટુંબના ભવિષ્યના વિચારે તથા ચિતોડને સર કરવાની ગંભીર ચિંતાએ રાણાજીના શરીર પર વધારે અસર પહોંચાડી છે.

**દિલીપસિંહ** : હા ! ચિતોડગઢની ચિંતામાં અને અજમેરની ઉપાધિમાં જ તેઓએ પોતાનાં દેવાનાં હીર નીચોવી નાખ્યાં છે.

**કૃષ્ણસિંહ** : મને પણ એમ ખાત્રી થઇ છે કે, પ્રાણસમા ચિતોડ અને અજમેર માટે પોતાના દેહ મંદિરને રાણાજીએ ક્ષીણ કર્યું છે. એ બે જ એમની ચિંતાનાં મુખ્ય કારણ રૂપે છે.

**મહોબતસિંહ** : ભાઇઓ ! ચિંતા કોને ન હોય ? જેણે જન્મભૂમિને સ્વર્ગથી અધિક ગણીને રાજશાહી ઠાઠમાઠો અને રંગરાગો ઠોકરે માર્યા; માતાની મુક્તિ માટેના રણયજ્ઞમાં પોતાનું એકેએક રક્તબિંદુ છેવટ સુધી હોમ્યું, અને એથી યે આગળ વધતાં પોતાના પ્રાણનું પણ બલિદાન આપવું પડે તો તે ભાવનાઓને કર્તવ્યમાં મૂકી, સિસોદીઆ કુળને અજવાળ્યું. વળી મુઠ્ઠીભર મેવાડીઓથી શાહી સત્તાને ફરજવી નબળી પાડી. એવા શ્રી મેવાડેશ્વર ચિંતામગ્ન ન હોય તો કેમ ચાલે !

[ રાણા ઉધરસ આવતાં ખાટલામાં બેઠા થાય છે. બધાં તેમને પકડી રાખે છે. રાણા બોલે છે ].

**પ્રતાપસિંહ** : મેવાડની માતાના મોંઘેરા વીરપુત્રો ! અને મારા પ્રાણ સમા વ્હાલા સૈનિકો ! પ્રભુને પથે વિચરતો તમારો

આ પ્રતાપ માતૃભૂમિનું સુકાન હવે તમારા સર્વના જ હાથમાં સુપ્રત કરે છે. માડીના રણશૂરા વીરો ! તેનાં દૂધને દીપાવજો. તમારા પૂર્વજોની કીર્તિને ઉજાળજો. પ્રતાપને તમારામા પૂર્ણ વિશ્વાસ છે, પૂર્ણ સંતોષ છે અને તેથી જ તે પોતાનું કુટુંબ અને દેશ તમોને સોંપે છે. પ્રતાપને ખાત્રી છે કે, તેણે લીધેલી પ્રતિજ્ઞા તમે જરૂર પાર પાડશો. શાશ્વત શાંતિને પંથે વિચરતો પ્રતાપ તમારી પાસે તેની હૃદયરૂપી ઝોળીમાં આટલી ભિક્ષા માગે છે અને તે ચિતોડગઢની મુ......( હૈયું ભરાઇ જાય છે. પથારીમાં સઇ જાય છે. )

**મહોબતસિંહ :** રાણાજી ! જ્યા સુધી અમારા દેહમાં પ્રાણ છે, જ્યા સુધી અમારી નાડીઓમાં લોહી વહે છે, ત્યાં સુધી દેશની દુર્દશા નહિ જ થવા દઇએ. આપની આખરી ઇચ્છા ચિતોડ અને અજમેર જરૂર મેળવીશું, અને એમાં જ અમારું જીવનસાર્થક્ય સમજીશું.

**શક્ત અને બીજાં :** ( રાણાજીની શય્યાને હાથ અડકાડી ) આપના આ ભવોભવના નમ્ર સેવકો આજથી સોગંદ લે છે કે, **અમારા દેશની મુક્તિ એ જ અમારી અમર આશા અને દેશની આબાદી એ જ અમારી એક તમન્ના હો.** રાણાજી ! આપ સુખેથી આપના પવિત્ર આત્માને શાંતિ આપો.

[ રાણાજીનો જીવનદીપક બુઝાય છે બધા ઉદ્વિગ્ન મને બેઠા છે. ]

જય હિન્દ......
જય માતૃભૂમિ......
જય મેવાડ......
જય મેવાડેશ્વર પ્રતાપ......

# વાયરાને



ઓલા વાયરા રે, મારું શમણું ઊડી જાય છે
ઓ ભાઇલા રે, શમણે આવ્યો વ્હાલમાં
એ તો આવેલ પાછો જાય છે
એ તો બારણેથી પાછો જાય છે.—ઓલા૦

ઓલા વાયરા રે, મારી નિંદરુ ઊડી જાય છે,
ઓ ભાઇલા રે, હું તો માંડું છું બારી ને બારણાં
તો મારું મનડું મુંઝાઇ જાય છે.—ઓલા૦

ઓલા વાયરા રે, મારો નહિ તું ભાઇ છે!
ઓ ભાઇલા રે, શાને લ્હેરાતો તું આવડો?
એ તો અમથો ય ક્યાં રિસાય છે.—ઓલા૦

ઓલા વાયરા રે, મારા મનમાં કંઇ કંઇ થાય છે!
ઓ ભાઇલા રે, આવાં અતિથિનાં મનડાં
એ તો વાતવાતમાં દુભાય છે.—ઓલા૦

ઓલા વાયરા રે, તારા મનમાં તો મશ્કરી થાય છે
ઓ ભાઇલા રે, અમે વરસ વરસનાં વેગળાં
તેના મનની કંઇ સમજાય છે!
અહીં અમારો જીવડો જાય છે.—ઓલા૦

ઓલા વાયરા રે, મારે જોને અસૂરું થાય છે,
ઓ ભાઇલા રે, રાત થોડી તે યે વહી જાય છે.
તારી સંગાથ ઝાઝું બોલાય છે?
ઓલા વાયરા રે, મારું શમણું ઊડી જાય છે.

શ્રી ઉશનસ્

# દિવાળી !

"બીજાં સઉએ તો છોને કહેતાં,"
હું તે દિવાળી કોને કહું !
"જગનો આ ખેલ જોઇ રહેતાં,"
હું તો દિવાળી અધુરી લહું !

ચારે પાસે સળગ્યો દાવાનલ, હું તે દિવાળી કોને કહું !
પ્રાર્થું - પીઓ પ્રભુ ! વૃડવાનલ, હું તો દિવાળી અધુરી લહું !
ઘર ઘરમાં હોળી સળગે જ્યારે, હું તે દિવાળી કોને કહું !
માયા તુફાન મચવે ભારે, હું તો દિવાળી અધુરી લહું !

સાચી જીવનની શાંતિ નાઠી, હું તે દિવાળી કોને કહું !
ઇશ્વરની વાગે ભૂંગી લાઠી, હું તો દિવાળી અધુરી લહું !

ભાગલાએ ભારત ભાગે, હું તે દિવાળી કોને કહું !
સંસ્કૃતિ સંયમને ત્યાગે, હું તો દિવાળી અધુરી લહું !

ઉગે વ્હાણું ને વર્ષો વીતે, હું તે દિવાળી કોને કહું !
ગાઉં દિવાળી કયા ગીતે, હું તો દિવાળી અધુરી લહું !

આનંદબોધ કયાંથી ઊઠે, હું તે દિવાળી કોને કહું !
ભયાનક ભય દોડે જ્યાં પૂંઠે, હું તો દિવાળી અધુરી લહું !

પ્રેમસાગરમાં શું નવાયે, હું તે દિવાળી કોને કહું !
ગાગર સાગરમય જો ના થાયે, હું તો દિવાળી અધુરી લહું !

દૃશ્યચિંતનનાં વળગે જાળાં, હું તે દિવાળી કોને કહું !
જ્ઞાનકિરણોનાં ક્યાં અજવાળાં, હું તો દિવાળી અધુરી લહું !

'હું તું તે તારૂં' જો રહી જાયે, હું તે દિવાળી કોને કહું !
ધ્યાતા શું ધ્યેય–સ્વરૂપ ના થાયે, હું તો દિવાળી અધુરી લહું !

પ્રકટે જ્યાં આત્મજ્ઞાન દિવાળી,
હું તો દિવાળી સાચી કહું.
બનતી જો જીંદગી હરિયાળી,
તો તો દિવાળી મધુરી લહું.

શ્રી. 'દેવ'

# વિધિને પડકાર

[ પૃથ્વી ]

કદીક મુજ ઊઠતો સ્મરી સ્થિતિ અવિ કારમી,
હશે જગતબંધનો અતૂટ, તોય આ માનવી
યથેચ્છ વિહરી શકે સ્વપનમાં અહીં ના કદી ?
વહે ઝરણ જંગલોમહીં રૂંધાઇ શિલાતલે,
સરિત, તટ લેખડાથકી સદાય બંધાઇને;
યુગો શત યુગો ધરી ધીરજ, શું લઘુઓતનો
વિશાળતર આભલા સમ વિકાસ ઉરે ચહે;
પુકાર, પડઘાથકી, જલનિધિ લઇ અંકમાં
વસાવી, સરિતા અને ઝરણકોડ પૂરા કરે.

સદૈવ ઘનકાલિમા હૃદયનાં મધુચિત્રને,
અને સબલ શૃંખલા, જકડતી મહા ઓઘને.
પ્રવાહ ઉદધિ પ્રતિ કયમ કરી વહે માનવી ?
કદાચ ચહતો હશે, પણ મળે કહીં ઉદધિ
નિમંત્રી નિજ અંકમાં, ઉરની ભવ્યતા અર્પતો ?

ભલે હૃદયહીન ઓ વિધિ ! પૂરી ગયો કોટડી
મહીં, પદ પ્રચંડ, આ ભુજની સાંકળો ગૂંથતો;
ભલે નયન ડાબલા રચી રહે, અહીં ઘાણીએ
ગણી જન શું આખલા, તીણી પરોણી ભોંકી, અને
રૂધિર અમ રેલતાં, તુજ તવાઇ તેલે ભરે;
તવાઇ અવધિ વિના ધખધખાવી, એ તેલમાં
ઉછાળી અમ દેહને જલી જતો ભરી કંદને.

છતાંય તુજ વિશ્વથી, મહદ વિશ્વ કલ્પી અમે
મહાન અવકાશથી પણ મહાન આત્મા અમે.

શ્રી. સોમાભાઇ વાલંદ

# દિવાળી! ડાકણ!

શ્રી. "સારંગ"

જગત જ્યારે દીપોત્સવીનો પ્રકાશ ઝીલી રહ્યું હતું ત્યારે, એ એક અંધારકૂપ જેવી ઝુંપડીમાં તૂટેલી ખાટલીમાં પડેલા એક અતિકૃષ દેહ સામે આંસુભરી આંખે અમી દૃષ્ટિથી નિહાળી રહી હતી. પાસેની પથારીમાં એનાં ત્રણ બાળકો નિદ્રાવશ અર્ધનગ્ન અવસ્થામાં પડેલાં હતાં. ચોથું બાળક એની છાતીમાંથી એનું યૌવન ચૂસી રહ્યું હતું. ખાટલીમાં પડેલો કૃષ દેહ એના પતિનો હતો. ખૂણામાં એક કોડિયું ટમટમી રહ્યું હતું. એ દીપોત્સવીનો ચિરાગ હતો, કે એના પતિની જીવનજ્યોત એ એનાથી સમજાતું ન હતું. થોડી થોડી વારે ખૂણામાં નજર કરી જાણે એ પેલી જ્યોતને અખંડ રહેવા વિનવી રહી હતી.

ચુંથાઇ ગએલી જુવાનીના પ્રતિક સમો એનો દેહ, મ્લાન વદન, અસ્તવ્યસ્ત કેશ, ફાટેલાં કપડાં અને જોખમાઈ રહેલા સૌભાગ્યના કારણે શોકમાં ડુબેલાં નયનો, જાણે આજના આનંદપર્વ ઉપર વિષાદની ચાદર બીછાવી રહ્યાં હતાં.

એનું નામ હતું દિવાળી, દિવાળીના દિવસે એ જન્મી હતી. ગરીબાઇની ગોઝારી જીંદગીના ત્રણ દાયકા એ વિતાવી ચૂકી હતી. આ ત્રણ દાયકાના જીવનમાં એણે ઘણું મેળવ્યુ હતું, પણ અત્યારે તો જીવન-તપનાં ફળ સ્વરૂપ ચાર બાળકો અને પતિ જ એની પાસે હતાં. વધારામાં પતિની ઝુંપડી, એક ખાટલી, બે ચાર વેલા થઈ ગએલી ગોદડીઓ, થોડાંક હાંલ્લાં અને લાજ છુપાવવાનો વ્યર્થ પ્રયત્ન કરતાં થોડાંક કપડાં.

દિવાળી સાસરે આવી ત્યારે એ નાનકડા ગામમાં ઉત્સવનું વાતાવરણ જામ્યું હતું. ગામમાં સૌથી પ્રતિષ્ઠિત અને સુખી ગણાતા ઘર સાથે એના માબાપે એનું ભાગ્ય જોડયું હતું. પણ દિવાળીના આવ્યા પછી એ ઘર ઘસાતુ ચાલ્યું. ઢોરઢાંખર, જમીન જર બધું ય જાણે દિવાળીની છાયાથી અભડાતું હોય તેમ એના પતિથી અલગ થવા માંડયું અને દિવાળી છપ્પરપગી ગણાઇ. લગ્નજીવનના ચાર છ માસ જ એ સુખ ભોગવી શકી. ત્યારપછી તો જેમ જેમ ઘરની પડતી થતી આવી તેમ તેમ દિવાળી પર અપશુકનીઆળનું આળ ઘેરૂં ને ઘેરૂં થતું ગયું; અને જ્યારે એના સાસુ સસરો તથા દીયર થોડા થોડા મહિનાઓને અંતરે કોલેરાથી મરણ પામ્યાં ત્યારે એની ગણત્રી ડાકણમાં થઇ ગઇ. એ ઉપદ્રવમાં ગામનાં જેટલાં માણસો મર્યાં તે બધાંનો ભોગ દિવાળીએ જ લીધો એવી માન્યતા લોકોમાં ઘર કરી બેઠી. ગામની કોઇ પણ સ્ત્રી પોતાનું બાળક દિવાળીના ઘર પાસેથી પસાર થવા દેવામાં સલામતી નહોતી સમજતી. આખું ગામ એની તરફ ઘૃણાની નજરે જોતું. ગામે નિશ્ચય કરી એ આખા કુટુંબને ગામ બહાર હાંકી કાઢયું. દિવાળીનો પતિ બિચારો ભાગ્યને દોષ દેતો ગામથી એકાદ ગાઉ ઉપર ખેતરમાં એક ઝુંપડી બાંધી કુટુંબકબીલા સાથે ત્યાં જ રહેવા લાગ્યો. જગતમાંથી જાણે એ કુટુંબને દેશવટો મળ્યો!

દિવાળી અસહાયતા અને બદનામીની અગ્નિમાં કાયાને શેકતી જીવન વ્યતિત કરી રહી હતી. પાંચ વીઘાની એ બાપુકી જમીનમાંથી એમને કોઇ કાઢી શકે તેમ ન હતું. ગામનું ચાલત તો એ પણ કરત. બધેથી ધિક્કારાયેલી દિવાળીને ફૂંક હતી માત્ર

એના પતિની. એનો પતિ અભણ હતો, ગામડીઓ હતો, છતાં પણ એણે દિવાળીને અળગી કરવાનો ખ્યાલ સુદ્ધાં કદી કર્યો ન્હોતો. દિવાળીને આ વાતનું ગુમાન હતું.

પોતાના કારણે ઊભી થએલી મુશ્કેલીનો ખ્યાલ કરતી દિવાળી એના પતિ સામે ટગર ટગર જોઈ રહી હતી. એનો પતિ બેભાન અવસ્થામાં દુઃખનાં ડૂસકાં ભરતો મૃત્યુની રાહ જોતો, અચેતન જેવો પડયો હતો. ખુણામાંનો પેલો દીપક ક્ષીણ થતો જતો હતો. ઓરડામાંથી જાણે એ પોતાના પ્રકાશને સમેટી રહ્યો હતો. ધાવતા બાળકને ગોદડીમાં ફેંકી દિવાળી ઊઠી. દીપકની વાટ સંકોરી ખુંટીએ લટકતા સીસામાંથી રહ્યું સહ્યું દીવેલ એણે કોડિયામાં રેડયું. એના પતિના જીવનનાં કટાઈ ગએલાં ચક્રોમાં ગતિ આણવા જાણે એ ઊંજણ પુરી રહી હતી!

મધ્યરાત્રિની કાલઘડી વીતી ચુકી અને દિવાળીનો ભય ઓછો થયો. ઘરઘરમાં પ્રકાશ પાથરતી દીપોત્સવીની રોશની જાણે દૂરદૂરથી એના પતિના દેહમાં જીવન રેડી રહી હોય એમ એને લાગ્યું, આ શાન્ત મધુરતાથી એનું હૃદય જરાક હળવું થયું. પતિએ પાસું બદલ્યું, પાણી માગ્યું. દિવાળીનો આત્મા બોલી ઊઠયો. " ધન્ય ભગવાન ! "

પણ ભગવાનને ધન્ય થવાની પડી નહોતી. જેમ જેમ રાત ગળતી ગઇ તેમ તેમ દિવાળીનો પતિ મૃત્યુના દ્વાર તરફ ધસડાતો ગયો. નવા વર્ષનો સુરજ જાણે સોનેરી કિરણોની કટારી બનાવી એ તીક્ષ્ણ કટારીની અણી વડે એને યમદ્વાર તરફ હડસેલી રહ્યો હતો! દેહ અને જીવ વચ્ચે ચારેક કલાકની ખેંચતાણ પૂછી દિવાળીના પતિનું નિર્જીવ શરીર આખા ય વાતાવરણને નિર્જીવ બનાવતું પડયું હતું. નવા વર્ષનો કુકડો બોલ્યો ત્યારે દિવાળીના સૌભાગ્યનો કુકડો હમેશને માટે વાચા બંધ કરી ચિર નિદ્રાની ચાદર ઓઢી ગયો હતો!

ડાકણ ! ડાકણ ! ! ડાકણ ! ! !

દિશાઓ જાણે બોલી રહી હતી, ઝુંપડીની દિવાલો જાણે એને ડરાવી રહી હતી, કે ચારે દિવાલો હમણાં જ જાણે ભેગી થઈ જશે અને એનાં બાળકો સહિત જાણે કચરી નાંખશે. આ ભયંકર દુર્ઘટનાથી બચવા મુઠીઓ વાળીને બની શકે એટલી ત્વરાથી અથડાતી, ટીચાતી, પડતી, આખડતી, એ દોડી ગઈ......

નવા વર્ષની પ્રભા ખીલી ત્યારે દિવાળીનો કયાં ય પત્તો નહોતો.

---

## જવાહીર

( શાર્દૂલ. )

ખોટું ને નકલી જ, કોડી પણ ના, ના મૂલ્ય એનું થશે,
જેને ગૌરવથી ધર્યું, શિર ચઢ્યું, સૌ તે પરે થૂંકશે;
એવી હોત ઠંઇય ભાળ મળી જો તારા જવાહીરની,
તો ના આમ થવા ખુવાર ક્હિ યે ના દેત હું જીંદગી !

શ્રી. ' શશિન્ ' ઓઝા

# કલ્પનાનાં નર્તન

૦

હું તો રૂમઝુમ રૂમઝુમ નાચું રે !
અખિલ વિશ્વને નૃત્યે નચાવું રે !

ઝુમ્ છનનનનન્ પાયલ રણુકે, સાંભળીને પ્રકૃતિ નર્તે,
ધીટ કીટ્ ધીટ કીટ્ ધા, મૃદંગે – સાગર ચેરા નાચે સંગે—
સૂર કોકિલા શા પંચમ આલાપું રે !
હું તો રૂમઝુમ રૂમઝુમ નાચું રે ! ૧

ઘડીમાં પ્રલય આમંત્રું, તાંડવના નૃત્ય આરંભું,
ઘનન્ ઘનન્ ગિરિ–મેઘલ ગર્જે, ઝબૂક્ વિજલડી અવનિ સ્પર્શે—
હું તો પ્રકૃતિ પ્રલયે શણુગારું રે !
હું તો રૂમઝુમ રૂમઝુમ નાચું રે ! ૨

જ્યોત્સ્ના શી શીતળતા કલ્પું, ધ્યાનગમ્ય તપસ્વી નિરખું,
ઝરમર મેઘલ વરસે, જંપે–શીતળ સૌરભ હિલડે રણુકે—
હું તો શાન્તિના સાદ સુણાવું રે !
હું તો રૂમઝુમ રૂમઝુમ નાચું રે ! ૩

ઘડીમાં સૃષ્ટિ પલટતી, આર્દ્રતાનાં ગુંજન કરતી,
જળવાદલડી રડતી–ગરતી, વર્ષા દેખી વિરહિણી ડરતી—
આમ આર્દ્રતાનાં નર્તન સુણાવું રે !
હું તો રૂમઝુમ રૂમઝુમ નાચું રે ! ૪

માનવ કેરી હૈયા–કલ્પના, મારાં નર્તન સઘળે મળતાં,
પ્રલય આર્દ્રતા શાન્તિ સઘળે, રસ શૃંગાર ભર્યાં મમ ડગલે,
નિત અવનવી અવનિને રંગુ રે !
હું તો રૂમઝુમ રૂમઝુમ નાચું રે !

સૌ. અનિલા ગજેન્દ્રરાય મહેતા

# નવલાં ગીત



નવલાં ગીત ગજાવો
બ્હેનો ! નવલાં ગીત ગજાવો.

જુઓ કોકિલા ટહૂકે મેના મધુર નાદથી બોલે,
કોયલડીના મીઠા સ્વરથી દીલડાં સૌનાં ડોલે;
"જયહિંદ" સૂર સુણાવો
બંધુ, નવલાં ગીત ગજાવો.

જુનવાણીની જીર્ણ દિવાલો દ્યો નવરંગે રંગી,
ગઇ ગુલામી આજ બન્યા છો સ્વતંત્રતાના સંગી;
નવચેતન પ્રસરાવો
બંધુ ! નવલાં ગીત ગજાવો.

ભારતની ફૂલવાડી ફૂવારે 'શેડા નવલી, છુટી,
સ્વાધીનતાના ફૂલડાં આજે સહુએ ચુંટી,
હૈયાંને હરખાવો
બંધુ, નવલાં ગીત ગજાવો.

ન્યાય નીતિના ગુણ ગરવા સૌ ધરીએ,
આઝાદ થયા, આબાદ થઇને ફરીએ.
એ શબ્દ સહુ ઉચ્ચારો
સઘળાં નવલાં ગીત ગજાવો.

અજ્ઞાન કુકર્મો છેક વિદારી નિર્મળ જીવન બનાવો,
નવલા વર્ષે, જ્ઞાન સુધા પીઓ, પીવરાવો;
નૂતન જ્યોત જગાવો
આજે, નવલાં ગીત ગજાવો.

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

# અમારો સંસાર

શ્રી. લક્ષ્મીકાન્ત ભા. વ્યાસ

"અરે પ્રફુલ્લરાણી–પ્રફુલ્લરાણી..."

"બૂમો કેમ પાડો છો, હજુ બહેરી તો નથી થઈને ?"

"હું એમ કહું છું કે આજે ફરવા જઈશું ને ?"

નીચેથી જ ઉમંગમાં ધડબડ દોડતા તે બૂમો પાડી જાહેરાત કરી રહ્યા હતા તેથી મને ગુસ્સો આવી ગયો. ગુસ્સો કેમ ના આવે ? આ રેશનીંગનું અનાજ માંડ ચોકખુ કરી બેસવા જઉં છું ત્યાં બે–ચાર સાહેલીઓ આવી, તે ચાહ–પાણી ઢોકવા પડયાં વળી વાસણ આમ ખસેડયાં ને નળ આવ્યો એટલે પાણી ભરી લેવાનું ચાલ્યું. 'હાશ' કરીને બેસવા વારો જ આવતો નહોતો ત્યાં એમને ફરવાના ચરકાં થાય છે. જવાબ આપ્યા વિના પાણી ભરવાનું મેં ચાલુ રાખ્યું, ત્યારે તે સરકાર કોટ કાઢી આમ-તેમ આંટા મારવા લાગ્યા. મારાથી રહેવાયું નહીં ને બોલી ઊઠીઃ "તમારે જવું હોય તો ખુશીથી જઈ શકો છો! આમ વચ્ચે ડખલ કરશો નહીં."

"તમે ફરવા નહિ આવો, રાણી ?"

"ત્યારે કામ કયો કાઢો આવી ફરવાનો છે ?"

"કલાક પછી થશે. થોડીવાર ફરીને આવી જઈશું."

"તમારી સાથે ફરવામાં પણ શું સુખ છે! સાથે જરા સારૂં લુગડું પહેરી આવીએ છીએ તે પણ તમારાથી કયાં સહેવાય છે ! જરા માથું ઉઘાડું રાખ્યું, કંઇક સાડીની કે એરીંગ–પાટલા ખરીદવાની વાત કરી કે મ્હોં કટાણું બનાવી ઉપદેશ આપવા બેસો છો. આમ દૈહું બાળવા કરતાં અહીં પડી રહેવું શું ખોટું ? લડયા વિના કદી સુખ શાંતિમાં ઘેર પાછા ફર્યા છે ! "

તે બોલ્યા વિના ખભે કોટ ભરવી દાદર ઉતરી ગયા અને મ્હેં બબડયા જ કર્યું: "એ તો મને ખબર હતી કે એમને તો કોઈની પડી નથી–માત્ર સવાસલાં છે..."

એમનો સ્વભાવ તમે ના જાણો એટલે વખાણવા મંડી જાવ. પણ એ શિક્ષિત, સારો ચર્ચા કરનારા અને નવયુવાન હોવા છતાં, *પ્રત્યક્ષ વ્યવહારમા એવા સંકુચિત હતા કે* સાડીના પાલવને ઉડનો ગેલી ગરત રૂપ-ગર્વિતાઓને લાલિત્યભરી છટાથી, સુસવાટા મારતા મોંઘા જેવી મેદની વીંધી ચાલી જતી જોઈ તે ભડકોને અવાક્ બની ખસી જતા. કંઈક ખરીદવાની વાત થઈ શકતી જ નહીં. પણ ફરસાણ માટે આગળ કોઈ ખાદ્યપદાર્થ ખરીદવા નરમાશથી કહીએ તો નાનું એવું પ્રવચન આપતા કે ઊર્મિઓ હિજરાઈને મારી જતી. હું ઉદ્યોગશાળામાં જતી ત્યાં બીજી છોકરીઓ દરરોજ કેવી નવીન સાડીઓ *અને બ્લાઉઝમાં આવતી. સ્નો પાવડર તો* હું છાનાંમાનાં વાપરી લેતી પણ તેમના આગળ માંગવાની હિંમત જ ચાલતી નહીં. અરે, કોઈ દહાડો વેણી સરખી જેને હાથે ના ચડે તો પ્રેમની–લુખ્ખા પ્રેમની વાત કરે એ કેમ ગમે ? પણ તેમના બડબડાટને હું ગણતી જ નહીં. તેમની પાસેથી હાથ ધરી માગવા જેવું મારે નહોતું અને પિતા સદ્ધર હતા; એટલે કેટલીકવાર એમને નાખુશ કરી મારે મારા મોભા પ્રમાણે રહેવું પડતું.

એમને ઘણા મિત્રો હતા. તે પણ ખરૂં કે લગભગ બધા આદર અને હેતથી તેમની

સાથે વર્તતા. પરંતુ તે સર્વ સુંદર કોટ-પાટલુનમાં કે રેશમી ઝભ્ભામાં સુસજ્જ થઇ નીકળ્યા હોય ત્યારે પણ તે તો ફાવે તેવો ઝભ્ભો કે કોટ ચઢાવી તેમની સાથે નીકળતા અને હું શરમાઇ મરતી. શું હું કંઇ ભણેલી નથી કે મારા પતિ સારા ભણેલાગણેલા કે સહૃદયી સજ્જન નહોતા કે સારા સમાજમાં અમારે ગમે . તેમ ફરવું ? " તમે સાવ ચીંગુસ છો" એમ કહી હમીને ટકોરતી ત્યારે સરળ ભાવે હસીને એ કહેતા:

" પ્રફુલ્લ, માત્ર વસ્ત્રો કે બહારની ટાપટીપ માણસને સુખ નથી આપતા: સુખનો આધાર તો માનવના મન ઉપર છે અને જેણે એશઆરામ અને મોજશોખ આપનાર વસ્તુઓની અપેક્ષા વિના મસ્ત રહેવાનું-સુખ માણવાનું જાણ્યું છે એની દયા ખાવી, હમદર્દી બતાવવી મિથ્યા છે. "

અને એમના તરંગી સ્વભાવ અને લાગણીપણાથી હું વધુ ચીઢાએલી રહેતી. એ કલ્પનાશીલતા જેટલુ જ ભૂલકણાપણું તેમનામાં હતું અને જ્યારે તે ભૂલ કરી બેસતા ત્યારે સોંસરા ટાણા સાથે હસીને હું તેમને સારી પેઠે ઉડાવતી. છતાં એમનું ઔદાર્ય અજબ હતું-જેને હૈયે કોઇનો દોષ, કોઇની ઘૃણા કોઇનો અપરાધ વસતો જ નહોતો. જેને મ્હોંએ કદી ફરિયાદનો ઉહકાર સરખો નીકળ્યો નહોતો અને છતા કેટલેક પ્રસંગે એમના સુકુમાર સુંદર મ્હોં પર એવા દયામણા ભાવ પથરાઇ જતા કે હું એમને ચીઢવવાનું કે ઉતારી પાડવાનું મુકી બે હથેલીમાં મ્હોં દાબી દઇ સ્મિત કરતી અને પાછા તે હસી પડતા.

શરૂશરૂમાં સાહિત્યની, આધ્યાત્મીકતાની ઘણી વાતો ઉત્સાહભેર કહેતા ત્યારે અધવચ્ચ અટકાવી હું જ્ઞાતિની કુંવારી અને પરણવા યોગ્ય સારી-નઠારી છોકરીઓ અને એમની ખાસીઅતો પર ચર્ચાને દોરી જતી, કે અધવચ્ચ અટકાવી કહી દેતી: " તમે નવરા છો તે લખ્યા કરો, મારે ઘણું કામ છે. "

લગ્ન થયાને છ-સાત માસ મારી પાસે ગવડાવવા ઘણો પ્રયત્ન તેમણે કર્યો. પણ ઊંચા સ્વરે ગાવાનો મને મહાવરો જ નહોતો એટલે મ્હેં વારંવાર એમના પ્રયત્નો ટાળવા જ માંડયા. હું ગાતી થાઉં માટે વિવિધ ગીતો, ગરબાનાં પુસ્તકો લાવીને તે ખડકી દેતા અને જાતે વિવિધ રાગો ગાઇ બતાવતા ત્યારે મ્હોં બગાડી એમને હું હસતી: " સ્વામી: ઇશ્વરની પણ એક ભુલ થઇ છે ! "

ભોળાભાવે સાશ્ચર્ય તે પૂછતા: " કઇ ? "

" કે તમને છોકરી બનાવવાને બદલે છોકરા બનાવી દીધા, નહીં તો કોંકની જીંદગી વગર દીવે ઉજળી જાત. " અને પછી હતાશા સાથે નીરવ બની તે સાંભળી રહેતા. પજવતા પણ નહીં કે ન આગ્રહ કરતા. મ્હેં માન્યું હવે ઠેકાણે આવવા માંડયા છે !

સાવિત્રી ને હું બચપણથી સાથે રમેલાં અને સાથે ભણેલાં. એ માંદી હતી તેથી મોડા સુધી તેને ત્યાં વાતો કરી સંધ્યાકાળે ઘેર આવી. પાણી ભરવાનું રહી ગયું અને ખાવાનું મોડું થશે એ ખ્યાલમાં ઉતાવળમાં તો હતી જ તેમાં દૂધ શીકે ઢાંકતા ઢોળાઇ ગયું એટલે મારો ગુસ્સો બહાર પડયો: " આજે ફરવા નથી ગયા, આખો દિવસ લમણું ઝાલી બેસી રહો છો. તેના કરતાં શાકપાન લાવવાનું સુઝતું હોય-દૂધ જરા ઢાંકી દીધુ હોય તો ઓછા નહીં થઇ જવાય !"

તે શુન્યમનસ્કપણે માથું એક બાજુ ઢાળી આરામખુરશીમાં પડયા હતા. મારા શબ્દબાણો સાંભળતાં જ ચમકીને મારા તરફ મ્હોં ફેરવ્યું, પણ કશું બોલ્યા નહિ.

અને થયું કે હમણાં પૂછડી પટપટાવતા

"પ્રફુલ્લ–રાણી" કરતાકને મનાવવા આવશે અને હું ખીજવી તેમની નજીક જઈ એક-માત્ર એક...પણ કશું બન્યું નહીં.

ત્યારે એવી લાગણીવિવશતાને હું પણ ક્યાં મણકારું તેવી હતી ? ચુલો સળગાવી મેં રસોઈ તૈયાર કરવા માંડી. રસોઈ થઈ ગઈ અને હું ચોકામાંથી બહાર આવી તો પણ દરરોજની જેમ મીઠો ટહુકો કરી તે જમવા આવ્યા નહીં. મનમાં ચણચણ થવા માંડયું; આત્મ–ગ્લાનિથી ખીજાઈને મેં બુમ મારી "હવે જમવા બેસવું છે કે ઢાંકી દઉં ?"

"ઢાંકી દો," તે બોલ્યા. તો હું સાશ્ચર્ય જોઈ રહી. "આજે શનિવાર છે, માટે તમે જમી લ્યો."

મારી સર્વ મહેનત નિરર્થક નીવડેલી જોઈ સંતાપ અને રોષથી ગર્જીને હું બોલી ઊઠી : "પહેલેથી કહેતાં શું થતું હતું ? ફોગટની મહેનત કરાવી મારી ને ! દરરોજ તોબરો ચઢાવી બેસો છો તે કોઈને ખ્યાલ તો કરી નાંખતા નથી ને ! એ પૈસા આપતા હોય તો ના આપશો..."

સામો ઉત્તર દીધા વિનાજ તે મેડે ચઢી ગયા અને હાથે ખાટલો પાથરી સૂતા. મ્હેં એ ભાખરી ખાવા પ્રયત્ન કર્યો પણ કોળીઆ જાણે ગળેથી જ ઉતરતા નહોતા. મને ખાત્રી હતી કે તેમને ચોક્કસ ખોટું લાગ્યું છે, પણ એમ પગે પડી મનાવવા જવું અને એ બધું નાટક કરવાનું મને ગમ્યું નહીં. ખોટું ન લાગ્યું હોય તો ! જાતે પથારી કરી તે સુવે જ નહિ એની ગને ખબર હતી. બે ત્રણ કોળીઆ જેમતેમ ગળે ઉતારી હાથ ધોઈ હું ઊઠી પણ મારા ક્ષુલ્લકપણાંનું પ્રદર્શન કરતાં મારો જીવ ચાલ્યો નહિ. તમે જ કહોને એક શિક્ષિત નારી એવો સ્વમાન-ભંગ સહેશે ? તેમની તબીઅત સારી નહોતી તો મ્હોં પર કહેતાં શું થતું હતું ! હું જાણે ગુલામડી ન હોઊં તેમ બધું વેતરું કરું અને પાછું ઘડીએ ઘડીએ મનાવા જઉં ? અમને એ ના પાલવે ! પુરૂષોની એવી અહંતા, સ્વામીત્વપણું કોઈ કાળે હવે અમે સહન કરવાનાં નથી. લાગણીની ખોટી દુર્બળતા દાખવી શા માટે તણાઈ મરવું ! હું પણ ખાટલા પાસે જુદી પથારી કરી દીવો હોલવી સૂતી અને મોડી રાત સુધી આમતેમ પાસાં-બદલતી રહી.

મધરાતે હું જોવા ઊઠી તો બારીએ ખુલ્લી મૂકી ઓઢયા વિના તે સૂતા હતા. ધીરેથી ઊઠી બારીએ વાસી-વાસતાં પહેલાં એકવાર પરસેવાના ટીપાં બાઝેલા તેમના લંબગોળ ચંદ્રમુખને ઝુકીને જોઈ લીધું પણ સ્પર્શીને તેમને જગાડી શકી નહીં. તમને ખબર નથી સ્ત્રીઓ મરી જાય એ સારું પણ ખુલ્લા મ્હોએ પોતાનો પરાજય કબુલવા જાય અગર આક્રમણ કરે એવી આશા રાખવી મિથ્યા છે–જો કે સામાને આક્રમણ માટે પ્રેરવા તે સર્વ શક્ય પ્રયત્નો કરી છુટવાની. બામની શીશી બે–વાર ઉઘાડી અને પાછી વાસી મૂકી દીધી. અંતે પાસવથી તેમના રૂપાળા મ્હોંનો પરસેવો લૂછી કપાળે બામ લગાડવા માંડયો ત્યારે તે સળવળ્યા. શરીર પ્રસ્વેદથી પલળીને ઠંડુ હિમ જેવું લાગતું હતું. મારો હાથ દાબી તેમના કપાળેથી તે છાતી પર લઈ ગયા. વળી અર્ધી રાતનું જાગરણ અને એમની ઉપેક્ષા મને યાદ આવી અને તેમનો હાથ તરછોડી હું બોલી : "રહેવા દો–મિજાજ તો ઘણો ગમો છો !"

તેમણે ફરી અને અડકવા પ્રયત્ન સુદ્ધાં કર્યો નહીં. તે પાસું ફેરવી સૂઈ ગયા. મને મનમાં થયું કે સ્વામી અભણ પુરુષની જેમ અને બે ધોલ મારી પાસે ખેંચી લે તો પણ હવે બોલું ના ! છાતી ધક્ ધક્ ધડકતી હતી

શરીરના લોહીની ગતિ અતિ વેગબેર વધી હતી. રાતીચોળ-તલસ્નાટભરી નજરે, કાન સરવા રાખી મ્હેં જોયા કર્યું પણ તે જાગ્યા પણ નહીં કે ન તો પજવવા લેશ માત્ર પ્રયત્ન કર્યો ! રાત્રીના અંધકારમાં, બારીઓ વાસ્યા પછી એમના મ્હોં પરના ભાવ હું જોઇ શકી નહીં, છતાં એમનો ઊંડો નિઃશ્વાસ તો મ્હે સાંભળ્યો હતો અને એણે મારી નિદ્રા હરી લીધી.

પથારીમાં આમ તેમ પાસાં ફેરવી, તડપતી રાત્રી મ્હે જેમ તેમ વીતાવી. સવારમાં મોડાં આંખ ઉઘડી ત્યારે તે ઊઠીને દાતણ કરી બહાર ગયા હતા. નવેક વાગે મારા મોટાભાઇ અને તે બન્ને સાથે ઘરમા પેઠા. મારા ભાઇ મને તેડવા આવ્યા હતા એટલે ઘેર જવાના ઉમંગમાં હું રસોઇ કરવા પેઠી. મોટાભાઇ જમીને બહાર ગયા એટલે મ્હેં પૂછ્યું: " કેમ મોકલો છો ને ? "

" પ્રફુલ્લ, હમણાં તું ન જાય તો ન ચાલે ? " સાંભળીને હું ઉકળી ગઇઃ

" તમારું નૈતરું જીંદગીભર કર્યાં કરુ ત્યારે તમને સારું લાગે, કેમ ? મારી બાને ત્યાં કેટલી અડચણ પડે છે ! "

" તારી બા તો તારી ભાભીને પણ તેડાવી શકશે મારે કોઇ આજુબાજુ નથી કે જે અંતરના માણસની ખોટ પૂરે !"

" એમ જ કહોને કે તમારાથી એક મહિનો પણ મને છોડાતી નથી ' એમ વારંવાર હું તમારી બંધાયેલી રહેવાની નથી. હું જઇશ જ અને મારા ભાઇ આવે ત્યારે " ના " કહી વૃથા તમારું ગૌરવ ગુમાવશો નહીં. એમ હતું તો કોઇ ગમારને પકડી લાવવી હતીને કે તમારા પગ ઝાલી બેસી રહેત અને તમારું રૂપાળું મ્હોં જોઇ ખુશી થઇ જાત. "

" સારું " કહી તે ચુપ બની બેઠા. પરંતુ મ્હોં પર દુઃખની સ્પષ્ટ છાયા આવી અને સદૈવ કલ્લોલી ઊઠતું મ્હોં જરા ઝાંખું પડી ગયું. મ્હેં નરમ થઇ કહ્યું:

" એક-બે મહિના એકલા રહેવાની ટેવ પાડવી જોઇએ. તમે કેવા સારા છો ?-પહેલાં કહેતા હતા કે લગ્ન પછી પણ સંયમ ખુબ આવશ્યક છે અને આવી વિહ્વળતા શા કામની ! ને જુઓ-ત્યાં મોકલ્યા પછી કાગળપત્ર લખશો નહીં. તમે જાણો છો કે મારી બાને એવું ગમતું નથી ને મારે પણ શરમાઇ જવું પડે છે. "

તેમને જાણે જવાબ દેવા જેવું કંઇ રહ્યું જ નહોતું-ન હોય તેમ મૌન ધારણ કરી તે બેઠા.

છેવટે હું પીએર ગઇ. દસ બાર દિવસ એમ લાગ્યું કે ના આવી હોત તો સારું, પણ કઠણ કાળજું રાખી મ્હેં ચિત્તને અન્ય પ્રવૃત્તિઓમાં રોકી લીધું. મારાં કાકી અઠવાડીયા પછી ઘેર આવ્યાં ત્યારે કહેવા લાગ્યાં કે એમને ( મારા પતિને ) તાવ આવે છે અને ખાવાની પણ તકલીફ પડે છે. પણ મ્હેં ગણકાર્યું નહિ. ફરીવાર બે ચાર જણ મારા પિતાને મળવા આવ્યા હશે. તેમને વાતો કરતાં મ્હેં સાંભળ્યા કે તે ખૂબ સુકાઇ ગયા છે. ત્યારે મારું હૃદય હાથમાં રહ્યું નહિ અને દિલમાં ચણચણાટ થવા માંડયો. હું ગમગીન થઇ નિરવ બેઠી અને બપોરે એક પત્ર લખી નાખ્યોઃ

" આવી તબીઅત રહેતી હોય તો જણાવજો. પાછા માંદા ના પડશો-શરીર સાચવી કામકાજ કરશો. " પરંતુ મારા પત્રનો કશો જવાબ આવ્યો નહિ એટલે ફરી મ્હેં લખ્યું નહિ.

એકાદ મહિનો રહેવાનો વિચાર હતો પણ મારા નજીકના સગાનું એકાએક મૃત્યુ થવાથી અને મોટીબ્હેનની સુવાવડ આવી પહોંચવાથી પીએરમાં જ મારે વધુ રોકાવાનું થયું. ઘરમાં માણસની ખોટ હતી છતાં ધાર્યું

હોત તો જઇ શકત. પણ જવાની વાત હું ઉચ્ચારી શકી નહિ.

કોઇકની સાથે એમણે કહેવડાવ્યું કે 'તબીઅત સારી રહેતી નથી માટે પ્રફુલ્લને મૂકી જાવ તો સારું.' પણ એમની પાસે જવા મ્હેં જરાય હિલચાલ પ્રત્યક્ષપણે દર્શાવી નહીં, ન તો એવો ભાવ પણ વ્યક્ત થવા દીધો. થોડા દિવસ રહી મ્હેં જ એક પત્ર લખી નાખ્યોઃ " આમ વિહ્વળતા સેવે ચાલે નહિ. માનવી માત્રે સંયમ કેળવવો જોઇએ. "

આ વાતને પંદરેક દિવસ વીત્યા હશે તેવામાં મારા મોટાભાઇ ઘરમાં આવીને કહેવા લાગ્યાઃ " બા, પ્રફુલ્લને અહીં રાખી છે પણ...કાન્તના ત્યાં શા હાલ છે એ ખબર છે ? "

" કેમ શું થયું છે ? કાગળપત્ર તો છે નહીંને ? "

" અરે એ તો ખુબ માંદા થયા છે અને હાલ હોસ્પીટલમાં છે. કાલે પ્રફુલ્લને તેડી જવી પડશે. એનું દિલ પણ કોણ જાણે શાનું ઘડયું છે તે આટઆટલું થતાં સુધી એની આંખ જ ઉઘડતી નથી ! "

મ્હારી બાએ મારો પક્ષ લઇ કહ્યુંઃ " એ તો ઘડી ઘડી માંદા થઇ જાય છે તે આપણે કેમ કરી જાણી બેસીએ ? " હું ઓશીઆળી બની રડી પડી. મારી બાએ મારે માથે હાથ ફેરવતાં કહ્યુંઃ

" તું કાલે જા અને દવા કરજે–આજે હવે ટાઇમ રહ્યો નથી. જ્યારે બે મહિના દીલ દારવા આવે છે ત્યારે જ એમને ત્યાં આવું થાય છે. પણ પાછા માંદા ! કેમ કરીએ, બેન એમ જ ચાલે. "

બીજે દિવસે અગીઆર વાગે ટ્રેઇનમાંથી ઉતરી અમે ઘેર ગયાં ને તાળું ઉઘાડી હું અંદર પેઠી, ત્યારે ઘરની અવ્યવસ્થા જોઇ આભી બની ગઇ. જાણે કેટલાય દિવસોથી અવડ–અવાવરું ન પડી રહેલું હોય ! તરત ઉતાવળે સાફસુફ કરી નાહિ ધોઇ મોટાભાઇ સાથે હું હોસ્પીટલમાં ગઇ.

ખાટલામાં પડેલી એમની ક્ષીણ કાયા જોઇ મારી આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. અપરાધીની જેમ એમના પગ આગળ મુંદમુંદ જેવી હું બેઠી.

મોટાભાઇએ થોડીવાર શાંતમુખે તેમના તરફ તાકી રહ્યા પછી પૂછ્યુંઃ

" ...કાન્ત, આટલા બધા માંદા થયા તો પણ એકે કાગળ ન લખ્યો ? આવી નિષ્કાળજી રખાય ? " તેમણે મંદ અવાજે કહ્યુંઃ

" આપની બહેને જ પત્ર લખવાની ના પાડી હતી. તેમને શરમ આવે–જેનો અણગમો હોય એવું કરી શા સારૂં સંતાપ આપવો ? "

મારી આંખમાંથી ચાર આંસુ દડી પડયાં. એ મહેણું નહોતું, સત્ય હકીકત હતી; અને તે હકીકતને નિર્વ્યાજપણે પોતાની વ્યથા દબાવી તે હોઠે લાવ્યા હતા. કપાળ ઉપરથી પરસેવો લુછતાં તે બોલ્યાઃ

" પ્રફુલ, તારા પર મને જરાય રોષ નથી. તને જવાની હું ના પાડતો હતો એમાં વિહ્વળતા નહોતી. તું ગઇ તેની આગલી રાતથી હું અસ્વસ્થ હતો. પણ શાંતિથી મારી વાત સાંભળવા તેં તકલીફ લીધી નહિ અને મ્હેં મૌન રાખ્યું. તું ચાલી જ ગઇ. સ્વામીત્વ દાખવી હું તને અટકાવી શકયો હોત પરન્તુ એમ બળાત્કારે લાગણી જન્માવવાનો શો હેતુ હોય ! "

" પણ મને તો કહેવું હતું તો હું તેને તેડી જ ન જાત, " મોટાભાઇએ કહ્યું.

" કઈ નહીં, " તેમણે ઊંડા દુઃખથી કહ્યુંઃ " કદાચ આમ જ હું મરી ગયો હોત તો એને ખાત્રી થાત કે મારામાં વિહ્વળતા નહોતી પણ સાચી વ્યથા જ ભરી હતી. જ્યારે કોઇ અંગત અંતરની વ્યક્તિના સાન્નિધ્યની મારે આવશ્યકતા હતી, અને એ

વ્યથા વાસનાકામુકતાથી બીજ હતી છતાં તેના ગયા પછી પણ મન વાળ્યા છતાં તે વળીવળીને તેને ઝંખ્યા જ કરતું. અને તલસતું આ દિલ કશું કહ્યા વિના જ ચુપચાપ ધબકતું બંધ થાત તો કદાચ વાસના રહી જાત કે મ્હેં કહ્યું નહીં. પણ મારી લાગણીની સચ્ચાઇ પારખવાનું પુરૂં માપ નીકળે-કંઇ અઘટિત બને તે પહેલાં તે આવી ગઇ છે એ જાણી મને શાંતિ અને આશ્વાસન રહે છે, માત્ર દુ.ખ એટલું જ રહે છે કે હજુ મારા સ્નેહ માટે કદાચ વિહ્વળતા જેવું જ લાગ્યા કરતું હશે. ''

એમના ક્ષીણ પગોને વળગી હું રડી પડીઃ

" ઓ સ્વામી ! મારી અહંતામાં તમારી લાગણીઓના આઘાત-પ્રત્યાઘાત હું ભૂલી ગઇ. સામાજિક પ્રતિષ્ઠા, શિક્ષણનો દંભ, નારીગર્વ અને કાલ્પનિક માન્યતા-ઓમાં મને સૂઝયું નહિ કે વાણી ને વ્યવહાર આમ ડગલે ને પગલે તમારાં શાંતિ અને સુખને હરી લે છે. ઓહ ! તમે મને રોકી કેમ નહીં ? કેમ મને આ બધું પહેલાં સમજાયું નહીં ? "

ગુસ્સામાં, દુઃખમાં રહેજ ચીઢ સાથે મોટાભાઇએ મને હડસેલી બાજુએ કાઢી અને બોલ્યાઃ

" ચાલ હવે, ડોહડહાપણ જવા દે. એમને દવા અને મોસંબી આપ-આજે જ ઘેર લઇ જવા પડશે. " કહી તે ગાડી બોલાવી મંગાવવા ઊઠયા.

મારી આંખો સમક્ષ સારી સૃષ્ટિ જાણે ચક્કર લેતી હતી. આવડા મોટા સંસારમાં, સગાસંબંધીઓમાં આટલો જ મારો સહારો અને પ્રકાશ હતો, જેના લીધે માનથી હું જીવતી હતી અને ઉજળું મ્હોં રાખી ફરતી અને-અને...તે જ હોલવાઇ જાય તો-?

એ કલ્પના જ અસહ્ય હતી. દુઃખના આવેગથી ફરી મને ડુસકું આવી ગયું.

---

વિકાસક્રમની સીડીના જુદાં જુદાં પગથીઆં ઉપર ઊભેલા જીવાત્માઓ માટે ધર્મ ભાવનાની પણ જુદી જુદી ભૂમિકાઓ છે.

( ૧ ) બાળ સ્થિતિના આત્માઓ માટે શ્રદ્ધાયુકત કર્મકાંડ,
( ૨ ) યુવાન સ્થિતિના આત્મા માટે જ્ઞાનકાંડ,
( ૩ ) પ્રૌઢ સ્થિતિના આત્મા માટે ઉપાસના અને ભક્તિકાંડ, તથા
( ૪ ) પાકટ અને અનુભવી સ્થિતિના જીવાત્મા માટે સાક્ષાત્કાર વાળો અધ્યાત્મ કાંડ છે.

( ડૉ. એની બેસન્ટના સાહિત્યમાંથી. )

# સમયને ઓળખો !

શ્રી. મફતલાલ સંઘવી

આંખ અને અંતર સદા રહે લીન હરિવરમાં, એવું જીવન જીવવાના મને કોડ છે !

મુજ હૃદય-પદ્મ સદા વિકસ્વર થતું રહે; હરિવરના ચરણે સમર્પિત થવા-એજ મારી શાશ્વત ઝંખના છે.

લાંબી-ટૂંકી વ્યાખ્યાઓ અને દલીલો મને આવડતી નથી. હું તો એટલું જ જાણું કે, માનવી માનવીમાં ઇશ્વર છે, અને જીવન દ્વારા તેનો સાક્ષાત્કાર કરવો તે જ માનવીનો ધર્મ. તે સિવાયના ધર્મમાં હું સમજતો નથી. જે માર્ગે આત્માના પરમ શિખરે પહોંચાય, તે સિવાય બીજા માર્ગની મને માહિતી પણ નથી, અને મારે તેની જરૂર પણ નથી.

ભોળા લોકો ભલે, સોના-ચાંદી ને ઝવેરાતના તેજમાં અંજાતા હોય, મને તો પ્રભુમય જીવન જ પ્યારું છે. જેનું જીવન એવું નથી, તે સૌને જીવનદ્રોહી કહું તો પણ અતિશયોક્તિ જેવું ન ગણાય.

જેના વિચાર, વાણી ને વર્તનનું જોમ, ભિન્ન ભિન્ન દિશાઓમાં વહતું હોય, એને એટલું જ કહેવાનું કે, એમ કરવાથી જીવનની સરિતાનાં જળ છીછરાં બનતાં જશે, અને એક દિવસે તે સૂકાઇ પણ જશે !

પ્રપંચી, આત્મા વડે આત્માને હાંકે છે; ટૂંકાણમાં તે પોતાનો જ વૈરી છે.

સત્યનાં તેજ જ્યાં ન હોય, ત્યાં પ્રભુનાં આશિર્વચનો ન પહોંચી શકે. ત્યાં જ ઇશ્વર વસે છે, જ્યાં ઇશ્વરી અંશો ઝળહળતા હોય છે.

અંગત સ્વાર્થમાં ગળાડૂબ થયા તો એમ પણ બોલી નાખે છે કે, 'હાલ તો ચાલવા દો, પછી જોયું જશે, આવી તક વાર-વાર નહિ આવે.' પણ એમને એ ખબર નથી હોતી કે, તેમને મળેલી અને મળતી સઘળી તકોમાં મોટામાં મોટી તક તે જ તેમનું અમૂલ્ય માનવજીવન છે; જેને તેઓ પોતાને જ હાથે-નાની નાની તકોમાં હાસલ કરવાની ક્ષુદ્ર સંકુચિત ભાવનાના પ્રવાહમાં તણાઇને-એળે ગાળી રહ્યા છે.

લાખેણું માનવજીવન મળ્યું છે......ને મળશે ? તેને બને તેટલું દિશા-કાજ પર બનાવવું તે ફરજ માનવીની છે.

સારા-માઠા સર્વ પ્રસંગો ફરી ફરીને આવશે, પણ પળે પળમાં ડૂબતું જીવન પાછું હાથ નહિ જ આવે; પળે-પળે તે તરતું થાય-તેને નામે વિશ્વમાં જમે નોંધાય એવા જ સત્પ્રયાસોમાં જીવન ગાળવું એ જ માનવ જીવનનું પવિત્ર કર્તવ્ય છે !

નિજ કર્તવ્યનું સાચું ભાન-માનવીને-ધર્મ કરાવે. દરેકને વારસામાં ધર્મ તો મળે જ છે. તે ધર્મરૂપી મૂડીમાં વધારો કરે તેજ સપૂત ગણાય. સ્વધર્મમાં જેને શ્રદ્ધા ન બેસે તેની દશા ત્રિશંકુ જેવી થાય. જેને ઘરના રોટલાની કોર મીઠી લાગે, તે જ ભવિષ્યમાં મહાભાર નીવડે. નવરા બેઠાં નખરા સૂઝતા હોય તેવા માણસોથી સેકેલો પાપડ પણ ન જ ભાગે

જગત આજે દિલોજે ચઢયું છે, છડેચોક માનવતાનાં લીલામ થઇ રહ્યાં છે. તે લીલામ કરનાર અને બોલનાર પણ માનવો જ છે. તો પછી તે લીલામનો હેતુ શો ? હેતુ એ જ કે પ્રત્યેક મોટી સંખ્યાના માનવો આજે પાશવી બળોના આશ્રયે જગતમાં શાશ્વતપણે ઝગઝગતાં દૈવી તત્ત્વોને નાબુદ કરવાનો પ્રયાસ કરે છે અને તેના પરિણામે માનવ-

તાની મહામૂલી પ્રતિમા પર આછા-પાતળા ડાઘ પડી રહ્યા છે.

એક સમય એવો પણ હતો કે જ્યારે, આર્યાવર્તને આંગણે આવવા સ્વર્ગના દેવો પણ લલચાતા. પુનરપિ તે સમય પાછો આવવો જોઇએ. સમય જરૂર ભૂતનો સ્વાંગ ધારે, જો માનવોનાં હૈયાં મોકળાં અને મલરહિત બને. સ્ત્રીઓનાં જીવન દેવીઓ સમાન પવિત્ર અને પ્રફુલ્લિત બને.

જે જીવન જીવી જાણતો હોય તેને કશાની તૃષ્ણા ન જ રહે જેને જીવતાં આવડતું ન હોય, તેજ માનવ અનેકવિધ તર્કવિતર્કોના ઘોડા દોડાવતો શ્રમિત બને છે. પણ જેનો જીવનરથ નક્કી કરેલા ધ્યેયની દિશામાં પૂરપાટ ... હોય, તેને તો માર્ગમાં આવતા સર્વ ... તરફ કેવળ સમદૃષ્ટિ જ ફેંકવાની ... તેના સતત ગતિમય જીવનમાં તૃષ્ણા ...નું તત્ત્વ જ ન ટકી શકે.

પણ મૂળ વાત એ છે કે ગમે તે એક વિષય માટે લગની તો લાગવીજ જોઇએ. લગની લાગે ને તેજ પ્રમાણે વર્તન હોય, તો જરૂર ધારેલી ધારણા ફળીભૂત થાય.

પુનમનો ચન્દ્રમા સાગરને હિલોળે ચઢાવે તેમ, દરેક પુરુષે સાગર સમા બની પોતાના જીવનસાગરે હિલોળા જન્માવતી, અને પોતાને સંપૂર્ણ પૂર્ણિમા સમ ભાસતી એક, એક સન્નારીને નિજ હૃદયેશ્વરી તરીકે સ્થાપવી જોઇએ. અને અન્યત્ર ખેંચાતી નિજની દૃષ્ટિ-કમાનને એ રીતે કબજે કરી શકાય.

જગતના ફલક પર ભલભલા મહાનુભાવો આવ્યા, ને પોતાનો પાઠ પૂરો થતાં ચાલતા થયા. છતાં તેમાના કેટલાકનાં જીવન આજે ય આપણને તે મુજબ વર્તવાને લલચાવે છે. જ્યારે કેટલાકના નામસ્મરણે જગત કંપારી અનુભવે છે. તેનું કારણ ? તો એજ કે જેનું જીવન જગતની પ્રજાઓની નૈતિક અને આધ્યાત્મિક જવાબદારીના ખ્યાલ સાથે પાંગર્યું હોય તેને જગતની પવિત્ર ભાવનાઓમાં મિશ્ર થવાનો સુયોગ સાંપડે ને તે સદૈવ જીવંત રહે; જ્યારે કેવળ દાનવી પ્રવૃતિઓના પ્રણેતાઓને જગતપ્રવાહમાં ટકવાનું બળ. હાથ ન જ લાગે ને તેઓનાં નામ જીવતી પ્રજાઓના હૃદયમાં ન ટકી શકે.

તેજ-છાયાની રમત જેવું છે જગત. જ્યાં જેની વધુમતિ હશે, ત્યાં તે વિજયમાળા વરશે. પરંતુ અંતે તેજના પાસા પોબાર પડશે. અને આજ સુધીનો જગત ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે. જ્યાં જ્યાં તિમિરના ગઢ ઊભા થશે, ત્યાં ત્યાં કુદરતી બળો એટલા બધા બળપૂર્વક કામ કરશે કે તે સઘળા ગઢો જમીનદોસ્ત બનશે. ને તેને સ્થાને પુનઃ કલ્યાણના જ્યોતિર્વંતા કિલ્લાઓ રચાશે !

સાચો માનવ તે કે જે સમયને ઓળખી શકે; ઓળખીને તે મુજબ વર્તી શકે.

અજવાળીઆના પક્ષકાર આર્યો માટે આજનો સમય કપરો જણાય છે. જીવનમાં અજવાળા ભરી, પ્રત્યેક આર્યબાલ સમયના સળગતા પ્રશ્નોને યોગ્ય ન્યાય આપે. એજ વાંછ્છા.

---

## નોકરી

(શાર્દૂલ)

થૈ ગ્યા મેટ્રીકને બી. એ. થઇ ગયા એલ; એલ. બી. યે વળી,
પૂછ્યું:'શું કરશો હવે?' વદી ઊઠયા; 'એમ. એ;' ય 'પી. એચ. ડી;'
''ઓહો ! સુંદર, ભાગ્ય ધન્ય ! પાછી શું વિચાર રાખ્યો ઘડી?''
મૂંઝાયા, સ્મરી ડીગ્રી ના કંઇ વદ્યા લાચારીથી " નોકરી ! "

શ્રી 'શશિન' ઓઝા

# જવાબદાર કોણ ?

શ્રી જયંતિલાલ પંડ્યા

પિનાકીને મેજ પરનું પુસ્તક મ્હારા હાથમાં મૂકતાં પુછ્યું:

" આ લેખિકાને તું ઓળખે છે ? "

તે સુશ્રીબ્હેનનું " અંતરની આગ " પુસ્તક જોતાં જ મ્હેં કહ્યું.

" હા, તેં વાંચ્યું ? "

" અરે દોસ્ત ! મ્હને તો લેખિકાની તસ્વીર જ વધારે ગમી. " તે હસી પડયો અને બોલ્યો; "સુશ્રી ખરેખર ફોટામાં જણાય છે તેટલી જ સુંદર અને અદ્ભુત છે ?"

" ના, આ ફોટાથી પંચોતેર ટકા ઓછી, " પુસ્તકને મેજ પર મૂકી હું બોલ્યો !

" સ્હમજાતું નથી, કે લેખિકાએ પુસ્તક સાથે પોતાની તસ્વીર શા માટે પ્રસિદ્ધ કરી છે ? અને જો પ્રસિદ્ધ કરી તો વધારે સુંદર દેખાવાની કોશિષ શા માટે કરી ? આની પાછળ કયું માનસ કામ કરી રહેલ છે ? હું તો માનું છું કે લેખિકા વાચકવર્ગના પુરૂષતત્ત્વને આમંત્રે છે. "

મ્હારા આ મિત્રને આવી રીતે કોઇના પણ ચારિત્ર્ય માટે શંકા કરવાનો હક નહોતો. દરેક વ્યક્તિ પોતાને ખુબસૂરત દેખાડવાની કોશિષ કરે જ છે, એટલે કોઇ ભદ્ર સ્ત્રી માટે આવો મત વ્યક્ત કરવો એ વાસ્તવિક ન ગણાય. પણ સાથે સાથે હું એમ પણ જાણું છું કે સભ્ય સમાજ જ આવી ક્રૂર મશ્કરી કરી શકે છે !

અને આ ઉચ્ચ હોદ્દો ભોગવતો મ્હારો મિત્ર કે જે દિલ બહેલાવવા શરાબ પણ પી શકે છે, ને જેના વિચારો પણ સાવ ઉચ્છૃંખલ છે તેને કાંઇ શિખામણ આપવી એમાં સાર નથી એમ સ્હમજી મ્હેં કહ્યું:

" ત્હારો વિચાર હોય તો ઓળખાણ કરાવી દઉં. "

" ના ભાઇ ! દુનિયામાં કાંઇ દેવીઓની ખોટ નથી; માત્ર પૈસા જોઇએ. " કહેતાં ત્હેણે ગ્લાસ ખાલી કર્યો. થોડીવાર મૌન રહી તેણે કહ્યું:

" દોસ્ત, જરા પાછળ તો નજર કર. "

મ્હેં જોયું કે તેના બાગમાં એક વીસેક વર્ષની એક યુવતિ આમતેમ ફરી રહી હતી. તેની સાથે પિનાકીનનાં બાળકો કિલ્લોલ કરી રહ્યાં હતાં. તેણી વારંવાર છુપી રીતે અમારા તરફ જોઇ રહી હતી. પિનાકીન બોલ્યો:

" સુંદર છે ને ? "

" હા, સ્વરૂપવતી છે. "

" ભણેલી પણ છે. મારે ત્યાં બાળકોને ભણાવવા માગે છે, અને સાથે સાથે મને પણ ભણાવવા માગે છે ! "

" એટલે ? "

" એટલે થોડાક રૂપીઆમાં તેને મેળવી શકાય છે. જેણે ભલામણ કરી છે તેણે સ્પષ્ટ કહ્યું છે કે છોકરાંઓ સાથે મને પણ ભણાવશે ! "

" તમે તેને ભણાવવા રાખી લીધી ? "

" ના, ભાઈ ના. આવી પતિત સ્ત્રીઓને આપણાં બાળકો માટે ભણાવવા શી રીતે રાખી શકાય ? "

પિનાકીનના મોંઢા પર ઘૃણાના ભાવો તરી આવ્યા હતા. આવા જ સમાજના ખેરખાંઓ ગરીબ સ્ત્રીઓની હલકટ મશ્કરી કરી શકે છે; છતાં તેમને પોતાનાં છોકરાંઓના ચારિત્ર્યની દરકાર રાખવી છે ! તેણે ફરીથી કહ્યું:

" અશોક ! ચાંદીના થોડાક ટુકડાઓ ખાતર સ્ત્રી પોતાનું સ્ત્રીત્વ વેચે એ ભાવના જ મારે માટે અસહ્ય છે. સ્ત્રીનું મોટામાં મોટું ધન તેની ઇજ્જત છે. કે જેને પોતાની

હથેળીમાં રાખીને આવી સ્ત્રીઓ આપણને આકર્ષવાના પ્રયત્નો કરે છે. આપણા સમાજનો આ જબ્બર અભિશાપ છે; સમજ્યો ! "

જરા વાર રહીને તે બોલ્યોઃ

" હા, પણ ખુબસુરત જરૂર છે... પણ "

અને તે ખડખડાટ હસી પડયો.

( ૨ )

મને ઘેર આવતાં હજારો વિચાર આવી ગયા.

સ્ત્રીના પતન તરફ મનુષ્યની સોલાદ કેટલી ઘાતકતાથી જુએ છે ? કોઈ વિચારક એટલો ખ્યાલ પણ નથી કરી શકતો કે સ્ત્રી કયા કારણોથી પતિત થાય છે ? અગર તો ખ્યાલ હોય છે તો મનુષ્ય તરીકે તેના તરફ સંવેદના બતાવ્યા સિવાય, પરવા કર્યા સિવાય તે પશુતાભરી વર્તણુક ચલાવવા તૈયાર થઇ જાય છે. પિનાકીનના બાગમાં જોઇ હતી તે સ્ત્રીનું કેટલું પતન થયું હતું ! દયા, ત્યાગ અને પવિત્રતાની મૂર્તિ સમાન નારી, શા માટે સમાજની ધૃણા વ્હોરી રહી છે ?

મ્હેં તેના મોંઢા પરના ભાવો જોયા હતા, તેમાં દયા અને કરુણતા હતી, પણ બીજું ય કંઈક હતું ખરું કદાચ નિઃસહાયતા હોય, સંજોગોથી આવેલી પરવશતા પણ હોય.

આવા વિચારો કરું છું તેવામાં જ તે સ્ત્રી ત્યાંથી–રસ્તામાં મ્હારી બાજુમાંથી નિકળી. સંજોગવશાત્ સ્હામે મ્હારો મિત્ર આવ્યો, અને તે તેને ઓળખતો હશે એટલે અમે ત્રણે ય ઊભાં રહ્યાં. મ્હને ઓળખાણ કરાવતાં વિશેષ બોલ્યો,

" આ મ્હારા પ્રગતિવાદી લેખક મિત્ર અશોકભાઇ; આ...ના શિક્ષિકા નલિનીબ્હેન."

તેણે મ્હને ધ્યાનપૂર્વક જોયો અને બોલીઃ

" આપની ખ્યાતિ તો ઘણી સાંભળી છે. આજે દર્શનનો લાભ મળ્યો; આપ પિનાકીન સાહેબને ત્યાં હતા, નહીં ? "

મ્હેં કહ્યું " હાજી, હું પણ આપની ઓળખાણથી કૃતાર્થ થયો. "

મારા મિત્રે કહ્યું.

" અહીં ઊભા ઊભા શું વાત કરો છો ? ચાલો મારે ત્યાં. " અને તે ગાડી ઠરાવવા ગયો. તે ગયો એટલે નલિનીએ મ્હને કહ્યુંઃ

" મારે આપને એક વાત કહેવી છે. કાલે સ્હેજનો અવકાશ મળશે ? "

" હા, કાલે ચાર વાગે આપ મળી શકો છો. "

( ૩ )

બીજે દિવસે બરાબર ચાર વાગે તે મ્હારે ત્યાં આવી. તેનું મોઢું પડી ગયું હતું, અને જણાતું હતું કે તે કાંઇક ચિંતામાં ઘેરાયેલી છે. એક ખુરસી પર બેસતાં તે બોલીઃ

" આપને તસ્દી આપી રહેલ છું તે બદલ ક્ષમા કરજો. લાચાર છું કે આપને મળ્યા સિવાય મારો છુટકો જ નથી. " આમ કહી હસવાનો તેણે એક નિષ્ફળ પ્રયત્ન કર્યો.

તેનો ક્ષોભ દૂર કરતાં મ્હેં કહ્યુંઃ

" જરા પણ ગભરાયા સિવાય જે કહેવું હોય તે કહો. "

" ભાઇ ! વાત એમ છે કે મ્હને ટ્યુશનની ઘણી જ જરૂર છે. મારું પોષણ કરવા માટે પગાર પૂરતો નથી. જ્યારે પિનાકીનભાઇને ત્યાં શિક્ષિકાની જરૂર છે. તેઓ આપના મિત્ર હોવાથી આપ કંઇ કરી શકો તેમ છો. "

મ્હારી પાસે જ બેઠેલ તે સ્ત્રીને મ્હેં બરાબર જોઇ. જોઉં તેણે સાડી પહેરી હતી, પણ તે ઘણી જ જૂની હતી, ક્યાંક ક્યાંક જીર્ણ

પણ જણાતી હતી. તે અલબત્ત સ્વરુપવાન જણાતી હતી; પણ આંખોમાં નૂર ક્યાં હતું ? હોઠો પર લાલી ક્યાં હતી ? સાઇકોલોજીનો અભ્યાસી એમ જ કહે કે ગરીબાઇમાં તેનું યૌવન થીજી ગયું છે અને સમાજમાં માત્ર તમાચો મારીને મોઢું લાલ રાખવા મથતી આ શિક્ષિકા સાવ ગરીબ છે !

તેણે કહ્યું:

" તમે વિચાર કરતા હશો કે નોકરી કરવા છતાં ટયુશન શા માટે શોધી રહી છું, પણ મારા સંજોગો ઘણા જ ખરાબ છે. ઘેર એક વિધવા સાસુ અને ન્હાની નણંદ છે; દિયર છે તે નિશાળમાં ભણે છે; બધાંનું પૂરું ચાળીશ રૂપીઆમાં ક્યાંથી થાય? ઉપરાંત પતિદેવ દેવું મૂકતા ગયા છે, જેના હફતા ભરતાં ભરતાં પ્રાણ સુકાઈ જાય છે. "

મ્હેં પુછ્યું:

" તમારા પતિ ક્યાં છે ? "

આકાશ તરફ આંગળી ચિંધી તે બોલી:

" ત્યાં. આપણી માતૃભૂમિનું ઋણ ચૂકવવા સરઘસમાં ભાગ લીધેલો; કલેકટર સાહેબ આ સરઘસને રોકવા જાતે પોલીસો સાથે આવેલા; સ્વયંસેવકો ન રોકાયા અને *લાઠીચાર્જ* થયો. એક લાઠી મારા પતિના માથામાં વાગતાં તેઓ ઘાયલ થઈ ગયા પણ બળવાન હતા એટલે હિંમતથી તેમણે કહ્યું:

" સરકારી ટૂકડા પર નભતા ગુલામોએ જાણવું જોઇએ કે તે ટૂકડા હમારા તરફથી મળે છે. "

આથી કલેકટર ચિડાઈ ગયા. સિપાઇઓએ તેમને ખુશ કરવા ખાતર મારા પતિને અસહ્ય માર માર્યો. અંતે તેઓ મૂઢ મારમાં જ મરણ પામ્યા.

વાત કરતાં કરતાં તેની આંખો ભીની થઈ ગઈ હતી. તેણે તે લુછી નાંખીને કહ્યું:

" એક ગુજરાતી અમલદારે જ ગુજરાતી પર આટલી સિતમ ઝડી વરસાવી, પણ ભાઈ ! હું તેમનો દોષ કાઢતી નથી. તેઓ પોતાની ફરજ પર હતા. મારા પતિએ પણ તેમ બોલવું જોઇતું નહોતું. મારા પતિને પણ દોષ આપી શકતી નથી. કારણ કે તેઓ આમ ન બોલ્યા હોત તો તેઓ નિર્જીવ ગણાત. મ્હારા ભાગ્યનો જ દોષ ! "

હું ઘણો ઉદ્વિગ્ન બની ગયો. એકવાર અભિમાનપૂર્વક મ્હેં તેના મોંઢા સામું જોયું. તેમાં અહિંસા, વિવશતા અને સમજણનું મિશ્રણ છવાયલું હતું. " દોષ મ્હારા ભાગ્યનો. " આ શબ્દોમાં ઘણુંઘણું ભર્યું હતું. તેણે કહ્યું:

" અશોકભાઈ ! આપને એટલી પ્રાર્થના કરું છું કે પિનાકીનભાઇને મારે માટે સિફારસ કરીને મ્હને ટયુશન અપાવશો તો હું આપની ઋણી રહીશ. "

મ્હેં ભારે હૈયે કહ્યું:

" બ્હેન, મ્હને ઘણું જ દુઃખ થાય છે, કે આપને મદદ કરવાનું સામર્થ્ય મારામાં નથી. કારણ કે આપના જેવાને દગો કરવો તે ઠીક નથી. તેઓ પોતાનાં બાળકો માટે આપને રાખવા માંગતા નથી. "

" કેમ ? "

" કારણ ન પૂછશો. તમે જાણીને દુઃખી થશો. " હું લુખ્ખું હસીને બોલ્યો.

" મારા દુઃખની આપ ચિંતા ન કરશો. હું ખૂબ રીઢી થઈ ગઈ છું. "

" તેને તમારા ચારિત્ર્ય માટે શંકા છે. તેનું કહેવું છે કે તમારી પાસે બાળકોને શિક્ષણ અપાવવું ઠીક નથી. "

તે ચોંકી ઊઠીને બોલી.

" શું કહ્યું ? " મોઢું પીળું પડી ગએલી આ સ્ત્રી થોડીવાર રહીને બોલી: " ત્યાં સુધી વાત પહોંચી ગઈ ?...ઠીક, અશોકભાઈ ! આપને એક વાત કહું: જે કીચડમાં હું ફસાઈ ગઈ છું તેમાંથી નિકળવા માટે જ હું ધંધો શોધી રહી છું. પણ એક વખત પડયા પછી ઊઠવું મુશ્કેલ

છે. કદાચ આપ મને પતિત સમજતા હશો; આપ જ શા માટે, હું પણ મારી જાતને પતિત માનું છું. પણ આ પતનમાં મ્હારો શો વાંક છે ? મ્હારી પરિસ્થિતિ આપ જુઓ, હું માત્ર મ્હારે જ ખાતર તો કાંઈ કરતી નથી ! બીજી વ્યક્તિઓને પણ મારે જીવાડવાની છે. "

આટલું કહીને તેણે ચાલવા માંડ્યું.

( ૪ )

ગરમી ખૂબ પડી રહી હતી પિનાકીન હવા ખાવા માટે માથેરાન જતો હતો. મ્હારે પણ મુંબઈ જવું હતું. એટલે અમે સાથે જ સ્ટેશન પર પહોંચ્યા. ટ્રેનને વાર હતી અને પ્લેટફોર્મ પર અમે આંટા મારતા હતા. અચાનક પિનાકીન બોલ્યો:

" જો અશોક! પેલી સ્ત્રીને ઓળખે છે?"

" કઈ ! " કહેતાં તેણે ચિંધેલી આંગળીને ઈશારે મેં જોયું કે તે નલિની હતી. એક યુવકનો હાથ ઝાલીને રેસ્ટોરામાંથી બહાર નિકળી રહી હતી. હસીહસીને સાથીદારની સાથે વાત કરતી હતી. તે યુવક પૈસાદાર જણાતો હતો. હમારી પાસેથી જ તેઓ પસાર થયાં અને નલિનીની નજર અમારા તરફ પડી. તુરત તેનો ચહેરો ફિક્કો પડી ગયો. છતાં નમસ્કાર કરીને તેણે ચાલવા માંડ્યું.

પિનાકીન બોલ્યો.

" જોયું ? મ્હેં શું કહ્યું હતું ! યાદ છે ને ? "

આગળ તે શું બોલ્યો તેની ખબર નથી. મને એક જ ખ્યાલ આવી ગયો કે સંજોગોથી હાડમારીથી, દરિદ્રતાથી થયેલી નલિનીના પતનને માટે જવાબદાર કોણ ?

તેણે પોતાનું શરીર વેચ્યું, આત્માને અપવિત્ર કર્યો તે શા માટે ? શા કારણથી !

# એની બેસન્ટ (નાટિકા)

શ્રી. ગોકુલદાસ દ્વારકાંદાસ રાયચુરા

[ ગયા અંકથી સંપૂર્ણ ]

## પ્રવેશ ૫ મો

**સ્થળ :** કાશીમાં પંડિતનું ઘર.

**પાત્રો :** પંડિત અને પંડિતાણી.

[ મિસિસ બેસન્ટે કાશીમાં 'સેંટ્રલ હિંદુ કૉલેજ' સ્થાપી. એ વખતે કાશીના જૂનાવિચારના પંડિતોનાં દિલમાં વિવિધ વિચારોનાં તોફાનો ઊઠયાં. 'આ પરદેશી બાઇ હિંદુધર્મની સાચી સેવા બજાવવા માગે છે ? કે આની પાછળ અંગ્રેજ સરકારનો કંઇ રાજદ્વારી હેતુ છે ?' એ વિષે એ વખતે તર્કવિતર્કોના મોજાં માનવ-હૃદયમાં ઊછળતાં હતાં. કાશીના એક પંડિતની સ્ત્રી બેસન્ટની ભક્ત બની હતી. એનો પંડિત પતિ એથી વિરુદ્ધ મત ધરાવતો હતો. ]

[ પડદો ઉઘડે છે. ]

**પંડિતાણી :** ( ઊભી ઊભી એક માસિકમાં આવેલું કાવ્ય ગોખે છે. )

જય બેસન્ટ, જય બેસન્ટ માત હમારી,
વિશ્વ વંદે સન્ત સન્ત માત હમારી.
દૈવી વાણી તેં પિછાણી,
સત્ય જ્ઞાનકેન્દ્ર જાણી,
શાંતિ સ્નેહ તાર તાણી—માત
હમારી—જય બેસન્ટ.

[ પંડિત ઉંહી એ કડીઓ સંતાઇને આશ્ચર્યસહિત સાંભળે છે. ]

**પંડિત :** એમાં મારો મતભેદ છે.

[ બોલતો બોલતો હાંફવા મંડે છે. ]

**પંડિતાણી :** આ હાથી હાંફે એમ હાંફો છો કેમ ?

**પંડિત :** પણ પંડિતાણી, મારી પાછળ પડયો'તો એ હાથી હતો કે પાડો ? એમાં મારો મતભેદ છે પણ તમે આ શું ગોખો છો ?

**પંડિતાણી :** એ બેસન્ટગીત છે. આ માસિકમાં આવેલું છે; અને હું તમારું ધ્યાન ખેંચું છું કે વસંતબાગમાં હમણા બેસન્ટનું રામચંદ્ર ઉપર ભાષણ છે એ તમે સાંભળવા જાઓ. વખત થઇ ગયો છે. જાઓ...જાઓ—હમણાં જ જાઓ.

**પંડિત :** ( મોઢું ફેરવી ) નહિ જાઉં.

**પંડિતાણી :** (જોરથી) કેમ નહિ જાઓ ?

**પંડિત :** ' यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ' એ મનુ ભગવાનનું સૂત્ર મેં જીવનમાં ઉતાર્યું છે એટલે તું આવો રોફ મારે છે—કેમ ?

**પંડિતાણી :** વક્તૃત્વથી ભર્યું સરસ, સુંદર અને જ્ઞાનથી ભર્યું બેસન્ટનું ભાષણ સાંભળવા જવા હું કહું છું. એમાં રોફની વાત જ કયાં છે ?

**પંડિત :** ગૃહિણીજી, મનુ ભગવાનની આજ્ઞા મુજબ હું તમને હાથ જોડીને નમસ્કાર કરું છું અને કહું છું કે ગૃહમાં હું તમારું પૂજન કરીશ, કહેશો એમ કરીશ, તમારો શિષ્ય થઈ રહીશ-પણ ઘરની બહાર શું કરવું, કયાં જવું, કયાં આવવું એ અધિકાર તો મારો છે. બતાવો, બતાવો ! મનુસ્મૃતિમાં એવું કયાંય લખ્યું છે કે બાયડીએ બાપડી કહે ત્યાં ભાષણ સાંભળવા જવું ?

**પંડિતાણી :** ( હસીને ) પંડિતજી, તમે તો હંમેશના પંડિત જ રહ્યા !

**પંડિત :** કેમ ? મારા શાસ્ત્રાર્થમાં કંઇ ખોટું છે ?

**પંડિતાણી :** શાસ્ત્રાર્થ શાસ્ત્રીઓ પાસે હોય

ગૃહિણી પાસે નહિ. દલીલો પંડિતોની સભામાં હોય, ઘરમાં નહીં.

**પંડિત** : એમાં મારો મતભેદ છે.

**પંડિતાણી** : એ મતભેદની વાતો ગંગાજીમાં પધરાવો અને હું કહું તેમ કરો.

**પંડિત** : ન કરું તો ?

**પંડિતાણી** : એ કેમ બને ? તમારા જેવો શાસ્ત્રોની આજ્ઞા માનનાર પંડિત સ્ત્રીનું આમ અપમાન કરે તો તો ઘોર કળિયુગ...

**પંડિત** : કળિયુગ ! ! ! કળિયુગ ! મારા ઘરમાં કળિયુગ ? પંડિતાણી, શું સમજો છો ? એક શ્લોકથી કળિયુગને બાળીને મણિકર્ણિકાના ઘાટ ઉપર ભસ્મ કરી દઉં—એક અંજલિથી કળિયુગને કાશીને સીમાડેથી ધકેલી કનકપુર મોકલી દઉં—એક મંત્રની ફૂંકથી કળિયુગને ફેરફુદડી ફેરવી ગંગાજીમાં ડુબાડી દઉં—શું સમજો છો ?

( હાંફે છે. )

**પંડિતાણી** : આવી તમારી રોજની ટેવ મુજબની વાતોમાં વખત ન કાઢતાં જાઓ અને વાસંતી મૈયાનું વ્યાખ્યાન સાંભળો તો ઘણું ઘણું જાણવાનું, ઘણું ઘણું શીખવાનું અને ઘણું ઘણું સમજવાનું મળશે.

**પંડિત** : ઘણું ઘણું ! ઘણું ઘણું એટલે ? મારી પાસે શું ઓછું જ્ઞાન છે ? ચોટલી બાંધી રાતોની રાતો સિદ્ધાન્તકૌમુદીના શ્લોકો ગોખે ગણ્યા છે ! અમરકોષનાં પાનાઓમાં અનેક વખત ડોકિયાં કર્યાં છે, શ્રુતિ અને સ્મૃતિ, પુરાણ અને ભાગવત......

**પંડિતાણી** : બસ, બસ, તમારું એ ભાગવત ન સંભળાવતાં હવે તમે વ્યાખ્યાન સાંભળવા પધારો, એવી મારી વિનંતી છે.

**પંડિત** : ઓહોહો ! શો તમારો વિનય ! ! ! ખરેખરી આર્ય સ્ત્રી આમ હાથ જોડીને જ વાત કરે ! વાહ ! ભગવાન ! વાહ ! તારો કેટલો આભાર માનું કે આવી પદ્મણી સ્ત્રી મને તેં આપી છે !

જેણે લોળો ભજીયો, પુલાં છાબ ભરે,
પીળું સોનું પહેરવા, પદ્મણી નાર ઘરે.

**પંડિતાણી** : પંડિતજી, હવે કૃપા કરો. હાથ જોડીને કહું છું કે બેસન્ટનું એક પણ વ્યાખ્યાન ખોવું એના જેવી મૂર્ખાઈ એકે નથી.

**પંડિત** : અને હું પદ્મણી વિષે વ્યાખ્યાન આપું છું એ તમને ગમતું નથી, ખરું ને ? સાંભળો. પહેલાં હું કહું તે તમારે સાંભળવું જ પડશે. સાંભળો ! સાંભળો ! !

પદ્મણી પ્રણમતી, નણદલ નમતી,
સાસુ ગમતી, ગુણવંતી,
શ્યામા સોહન્તી, મુખ મોહન્તી,
આવ્યા આદર હેત ઇસી,
જેણે એક મને પૂજ્યા પરમેશ્વર,
તે નર પામ્યા નાર ઇસી.

સાંભળો ! સાંભળો ! !

રસોઇ બનાવે, પીરસન આવે,
વળી વળી પૂંછે શું ભાવે,
તે વીણ છમકાવે વેગે આવે,
પ્રેમ વચન કહી બોલાવે,
વિંઝણ ઢોળાવે, નયન હસાવે,
પરખંત આપ પૂતળી જસી,
જેણે એક મને પૂજ્યા પરમેશ્વર,
તે નર પામ્યા નાર ઇસી.

**પંડિતાણી** : અરે હું તો તમારાથી થાકી. જ્યારે કંઇ સારી સૂચના કરું, ત્યારે આવાં પીંજણ કર્યાં જ કરો છો.

**પંડિત** : હં હં પંડિતાણી, આમ ગુસ્સે થાઓ મા, નિરાશ થાઓ મા, તમે

કહો તો ખરાં કે આ મારી કવિતા આગળ કાલિદાસ અને ગંગ, ભવભૂતિ અને ભાસ પાણી ભરે કે નહિ ?

**પંડિતાણી** : તમારે એ સૌથી મોટા થવું હોય તો ઘેર આવેલ ગંગાજી સમા વાસંતી મૈયાને સાંભળો, એની પાસે જઈને વસો, એના ઉપદેશ જીવનમાં ઉતારો.

**પંડિત** : એમાં મારો મતભેદ છે.

**પંડિતાણી** : હું કહું છું તેમ કરો અને મતભેદની મહોકાણ મૂકી દો.

**પંડિત** : જો પંડિતાણી, એ બેસન્ટ પર મને શંકા આવે છે.

**પંડિતાણી** : શંકા ? શાની શંકા ?

**પંડિત** : એ બાઈ અંગ્રેજોની જાસુસ લાગે છે.

**પંડિતાણી** : જાસૂસ ? જાસૂસ એટલે ?

**પંડિત** : ન સમજી ? એ અહીં આવી સારું સારું બોલે અને અંગ્રેજોનું રાજ્ય '**यावत् चंद्रदिवाकरौ**' ભારતવર્ષ પર તપે એવું પ્રચારકાર્ય ન કરે એની શી ખાતરી !

**પંડિતાણી** : આવું આવું ગંધારું તમને કોણે કહ્યું ?

**પંડિત** : પંડિતાણી, આ વીરભદ્ર શાસ્ત્રી, આ મૈથિલીચરણ બાબુ, આ કનૈયાલાલ કાકો, આ માખણલાલ મામો સહુ કહે છે.

**પંડિતાણી** : એવું પાપ ન કરો. મિસિસ બેસન્ટ તો ભારતવર્ષનાં બાંકુઓને એનાં ધર્મનું સાચું જ્ઞાન આપવા આવ્યાં છે. આપણાં શાસ્ત્રો આપણે ભૂલી ગયા છીએ. એનું આપણને સાચું ભાન કરાવવા એ મહામૈયાએ ભેખ ધર્યો છે.

**પંડિત** : એમાં મારો મતભેદ છે.

**પંડિતાણી** : તમારા એ મતભેદથી જ તમે હિંદીઓ માર્યા જવાના છો. કોઈનું સાંભળવું નહિ, અને વાતવાતમાં મતભેદ મતભેદ જ લાવ્યા કરશો તો જગતમાં ક્યાંઈ તમારું સ્થાન નહિ રહે.

**પંડિત** : ત્યારે તું એમ કહે છે કે એ મિસિસ બેસન્ટ ભારતભક્ત છે ?

**પંડિતાણી** : હું નહિ પણ આખુંય કાશી કહે છે કે વાસંતી મૈયા એટલે ભારતની પરમ સેવિકા.

**પંડિત** : એમાં મારો મતભેદ છે.

**પંડિતાણી** : મતભેદ હોય તો આવો મારી સાથે અને સાંભળો આજનું ભાષણ.

**પંડિત** : *એ વાત મને કબૂલ–સાડા સાત વાર કબૂલ. તું આવે તો હું જરૂર સાંભળવા આવું.*

**પંડિતાણી** : તો વખત ન ખુઓ.

**પંડિત** : એમ કોઈ પણ વાતમાં ઉતાવળ કરવામાં મારો મતભેદ છે. મને તો બધું શાંતિથી જોઈએ.

**પંડિતાણી** : એ આડીઅવળી વાતો છોડીને ચાલો આપણે હવે સત્તર પહોંચવું જોઈએ જુઓ સૂરજ માં'રાજ માથે આવ્યા.

**પંડિત** : નહિ ચાલું !

**પંડિતાણી** : ચાલો એ કે નહિ ? (પંડિતનો બેસ પકડે છે. )

[ બેસ પકડી પંડિતાણી પંડિતને લઇ જાય છે ]

☆

## અંક ૨ જો

### પ્રવેશ ૧ લો

**સ્થળ** : મિસિસ બેસન્ટનું નિવાસસ્થાન.

**પાત્રો** : એની બેસન્ટ અને સિસ્ટર નિવેદિતા.

[ જે વખતે મિસિસ બેસન્ટ, પંડિતનગરી કાશીને આંગણે પોતે હિન્દુધર્મસંસ્થા સ્થાપીને, છોકરા અને છોકરીઓને નીતિધર્મના શિક્ષણ સાથે ભારતની પ્રાચીન સભ્યતા શીખવે છે, એ વખતે બંગાળામાં મિસ માર્ગારેટ નોબલ નામની

અંગ્રેજ યુવતી સમાજસેવાનું સુંદર કાર્ય કરી રહેલ છે. એ પરદેશી બાઇને સિસ્ટર નિવેદિતાના મીઠા નામથી બંગાળમાં હરકોઇ બોલાવે છે. સિસ્ટર નિવેદિતા દયાની દેવી તરીકે બંગાળને ગામડે ગામડે મશહૂર બને છે. બેસન્ટ ભારતવર્ષમાં આવ્યા પછી સિસ્ટર નિવેદિતાની, ઇંગ્લેંડની ધરતી પર પોતાના અજોડ વક્તૃત્વથી, સમર્થ લેખિનીથી અને અગાધ જ્ઞાનથી નામના કાઢનાર એ મહાન વ્યક્તિના દર્શને આવવાની ઇચ્છા થઇ અને એ રીતે એ સમાજસેવિકા મિસિસ બેસન્ટને આજે મળવા આવેલ છે. ]

નિ : પ્રણામ હો, મૈયા.

એ : કોણ ? માર્ગારેટ નોબલ ?

નિ : મૈયા, મને એ નામ કરતાં મારું હિંદી નામ નિવેદિતા વધારે ગમે છે.

એ : ઠીક, ઠીક, મને પણ એ નામ ગમે છે. કહે, નિવેદિતા, મેં મોકલેલું થિયોસોફીકલ સોસાયટીનું સાહિત્ય વાંચ્યું ?

નિ : હા મૈયા. સોસાયટીના ઉદ્દેશ અને બહુ ગમ્યા. જાત, ભાત અને ધર્મના ભેદ તજી વિશ્વબંધુત્વ સ્થાપવું, આર્ય સંસ્કાર તથા તત્ત્વો સાથે મનુષ્યમાં રહેલ ઉમદા શક્તિની શોધ કરવી, એ ઉદ્દેશ તો મનુષ્યને સાચે સ્વરૂપે જીવવાની સુંદર ભાવના રજુ કરે છે.

એ : નિવેદિતા, જડ માર્ગમાં એક વખત વિહરનારી મારા જેવીને...

નિ : આપની શક્તિ તો અગાધ છે. આપ પયગંબરોની માટીમાંથી બન્યાં છો. પયગંબરોના જેવી જ પ્રભા આપે પ્રગટાવી છે. પયગંબરોના જેવી જ વાણી આપને વરી છે. એટલું જ નહિ પણ એ જ મુજબ આપની જોરદાર વિચાર શક્તિ, આપની અતૂટ શ્રદ્ધા, આપનો અદ્ભુત આત્મબોધ...

એ : નિવેદિતા, એક હયાત માનવી ... કરવી......

નિ : નહિ, નહિ, મૈયા, હું આપનાં ગુણગાન કરતી નથી. સર્વ માનવી માટે એક વાત વિચારવા જેવી છે કે આત્મભાનની ન્યૂનતા એ જ ઉત્કર્ષને બાધક છે.

એ : (વાત ફેરવે છે) એ બધું ઠીક; પણ કહે, તારી સેવાનો થોડો હેવાલ જાણવા હું આતુર છું.

નિ : શું કહું ? મારી સેવા બહુ સાદી છે. અને હું જે કાંઇ કરું એ તો એને નામે– પ્રભુને નામે જ કરું છું.

એ : પ્રભુને નામે થતી અને પ્રભુને અર્પણ કરેલી જ સેવા શોભે છે.

નિ : મૈયા ! બંગાળને ગામડે ગામડે ભટકું છું. જ્યાં જ્યાં અજ્ઞાનનાં અંધારાં હોય હોય ત્યાં ત્યાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવવા પ્રયત્ન કરું છું; જ્યાં જ્યાં દુઃખના નિસાસા ભર્યા હોય ત્યાં ત્યાં સાંત્વન આપી દુઃખીઓનાં આંસુ લૂછું છું; વૈધવ્ય પ્રાપ્ત થતાં રૂઢિઓના જુલ્મથી પીડાતી વિધવા બહિનીઓને આશ્વાસન આપી સેવાને માર્ગે એમને ચડાવું છું; જ્યાં જ્યાં ભાઇ ભાઇ વચ્ચે, જાત જાત જાત વચ્ચે, ધર્મ ધર્મ વચ્ચે, કુસંપ હોય ત્યાં ત્યાં સંપનું વાતાવરણ જમાવવા અહોરાત્ર જાગૃત રહું છું; જ્યાં જ્યાં સ્ત્રીજાતિને સમાજના ઘા પડયા હોય ત્યાં ત્યાં મલમપટા કરી સ્ત્રીશક્તિને તેનું સાચું ભાન કરાવું છું. એ રીતે રાત અને દિન, શિયાળો અને ઉનાળો, તડકો અને છાંયો, ગમે તે સ્થિતિ હોય એ સ્થિતિમાં ઘેર ઘેર પહોંચું છું, માંદાની માવજત કરું છું, સૂતેલાને જગાડું છું. અશક્તને સહાય કરું છું. મા, મૈયા. આશીર્વાદ આપો. આજે તો આપના આશીર્વાદ જ યાચવા આવી છું.

એ : નિવેદિતા, મારા ગુરુ મેડમ બ્લેવટ્સ્કીએ કહ્યું છે કે, જગતમાં એવા ઘણા માનવીઓ છે કે જેનાં નામ થિયોસોફીકલ સોસાયટીના દફતરે નહિ ચઢયાં હોય છતાં એ થિયોસોફીસ્ટ છે. તે હિસાબે, નિવેદિતા, તું એક વંદનિય થિયોસોફીસ્ટ છે.

નિ : (વાત ફેરવવા આજુબાજુ જોઇ) મૈયા, મારી એક માગણી છે. આપ સ્વીકારશો?

એ : આજે તો તું મારી મહેમાન છે. તારી માગણી મારે સ્વીકારવી જ જોઇએ.

નિ : તો મૈયા, આપની વિદ્યાર્થિનીઓમાંની ગુજરાતની વિદ્યાર્થિનીઓનું એમના પ્રાંતીય ઢાળમાં લખેલું ગીત સાંભળવા ઇચ્છું છું. બંગાળમાં મેં ગુજરાતણોનાં ગીત સાંભળ્યા છે ત્યારથી મારું એ માનીતું ગીત બન્યું છે.

એ : જરૂર, મને પણ એમનાં ઢાળ અને લય ગમે છે.

કન્યકાઓ :—

અમે યાચીએ મળીને સૌ બાળ
ગુરુદેવ, આવોને !
અમ જીવનજ્યોત ઉજમાળ
ગુરુદેવ, આવોને !—અમે....
શોક મોહના તોફાની દરિયે,
જીવનનાવડું ડૂબે રે,
ડૂબે ડૂબે તરવાની આશા,
નાથ નાવિક મનસૂબે,
હો ! ગુરુદેવ, આવોને !—અમે...
સંસારવાડીમાં ક્લેશ કચરો,
ક્રોધ ભર્યો ભરાયો રે,
માળી બનીને નાથ વાડી શોભાવો,
ચેતન અનેરું આણો,
હો ! ગુરુદેવ, આવોને !—અમે...
ઊભાં બાલુડાં ભક્તિ ખંતને,
માયાળુ તેજના તારે રે,
ઊભાં ઊભાં વાટડી જુએ,
પૂર્વ દિશાને આરે,
હો ! ગુરુદેવ, આવોને !—અમે....
આત્માએ આત્મનની ઓળખ અનેરી,
જ્યોતિ જગ આંગણે જગાવે રે,
માનવી માનવી યુગયુગ સંબંધી,
પૃથ્વી પર સ્વર્ગ રચાવે !
હો ! ગુરુદેવ, આવોને !—અમે....
પ્રગટે છે પૂર્ણિમા પુણ્યના પ્રદેશમાં,
યુગે યુગે પૂર્વ આરે રે,
પુનિત પગલે પધારી પયગંબરો,
માનવ કુળને ઉદ્ધારે,
હો ! ગુરુદેવ, આવોને !—અમે....

જણાય ત્યાં ત્યાં મારો મતભેદ જાહેર કરવો જોઇએ

**પંડિતાણી :** તે એમાં તમારો મતભેદ શો છે તે તો જણાવો

**પંડિત :** તે જુઓ, ગીતમાં એમ ગવાયું કે

'સેવા ધર્મ ઉપાસી રે,
બેસન્ટને હું નિત્ય ભજું'

ત્યાં સુધી આપણા રામને કાંઇ વાંધો નથી.

**પંડિતાણી :** ત્યારે ?

**પંડિત :** પણ 'સઘળા ધર્મની પ્યાસી રે,' એમાં આપણો થોડો મતભેદ છે.

**પંડિતાણી :** શો મતભેદ છે ?

**પંડિત :** આ સઘળા ધર્મ અને વિશ્વબંધુત્વની વાત મારે ગળે ઉતરતી નથી.

**પંડિતાણી :** કેમ ?

**પંડિત :** કેમ શું ? આપણને કોઇ બીજા ધર્મવાળો ગાળ દે તો આપણે સામી ઢોઠી ચોપડવી; આપણી સામે કોઇ હાથ ઉગામે ( બાંય ચઢાવી ) તો એની સામે તુરત જ ઠોંસો ઉગામવો; આપણને કોઇ મારે તો તુરત આપણે સામે જૂતાં લઇ કૂદી પડવું.

[ પંડિતાણીના વાસામાં જૂતો લગાવવા જાય છે. ]

**પંડિતાણી :** અરે, અરે આ શું કરો છો ? સ્ત્રીજાતિનું અપમાન એ તો હિંદુ શાસ્ત્રોનું અપમાન.

**પંડિત :** હા, હા, ભૂલ થઇ. શાંતં પાપમ્ ! શાંતં પાપમ્ ! પંડિતાણી, માફ કરો. સ્ત્રીઓની તો પૂજા કરવાની મનુ મહારાજની આજ્ઞા છે. આજે મારાથી ભૂલ થઇ ,ગઇ. હે ! મહાશક્તિ, હે ! દેવી, હે ! જગતજનની, હે ! જોગમાયા, હે ! મહાદેવી......

**પંડિતાણી :** બસ કરો તમારું એ વેદિયાપણું.

**પંડિત :** જુઓ પંડિતાણી, એમ ગુસ્સે ન થાઓ, પંડિત એટલે જ વેદિયો, ઉછાંછળો, કોઇનું ન માનનારો, પોતે ડાહ્યો છે એવી રાઇ રાખનારો, પોતાનું ધાર્યું કરનારો, લેખનથી લડવું હોય તો લેખનથી લડનારો, હાથથી લડવું હોય તો હાથથી લડનારો !

(બાંય ચઢાવી પંડિતાણીની ગરદન પકડે છે.)

**પંડિતાણી :** અરે, અરે, આ બધું ગાંડપણ આજે ક્યાંથી ઉછળી આવ્યું ?

**પંડિત :** ભૂલ્યો, પંડિતાણી, ભૂલ્યો. મારું મગજ જરા ચસકેલ છે અને હું ચસકેલ છું.

**પંડિતાણી :** આ બાબતમાં મારો મતભેદ છે.

**પંડિત :** અરે તમારું ભલું થાય, તમનેય હવે મતભેદનું ગાળખું લાગું પડયું કે ? આટલાં વરસ મિસિસ બેસન્ટનો ઉપદેશ સાંભળ્યા પછી હું તો એવો ને એવો ધોયેલ મૂળા જેવો જ રહ્યો પણ તમે કસ્તુરી શાં મહેકતાં થયાં છતાં.........

**પંડિતાણી :** હવે એ બધું પીંજણ કરવાને બદલે આજે મિસિસ બેસન્ટનો જન્મદિવસ છે એની ખુશાલીમાં ગીત ગવાય છે તે શાંત ચિત્તે સાંભળો.

**પંડિત :** તમે એમ સમજતાં નહિ કે તમે જ મિસિસ બેસન્ટનાં ભક્ત છો. જુઓ, હું તમારા કરતાં મિસિસ બેસન્ટનો સવાયો ભક્ત છું. એ વાસંતી મૈયાએ ભગવદ્ ગીતાનું ભાષાંતર કર્યું ત્યારથી હું એમને જ ભજું છું. શું સરસ અંગ્રેજીમાં ભાષાંતર છે ! જગતમાં કોઇએ કર્યું નથી ! ( હાથમાં ગીતાજી લઇ બતાવે છે ) અને એ વાસંતી મૈયાએ રામાયણમહાભારતનાં ભાષાંતર કરી આપણા પર બહુ મોટો ઉપકાર કર્યો છે, અરે, કર્મ અને પુનર્જન્મના

ક્યાંદા આપણને સાચે સ્વરૂપે સમજાવી આપણું કલ્યાણ કર્યું છે, અને સ્વરાજ્યની લડત ચલાવી નજરકેદ થઇ, એ મૈયાએ હિમાલયથી કન્યાકુમારી સુધી ભારતનો રાષ્ટ્રીય આત્મા જાગ્રત કરી દીધો છે; એ કેમ ભૂલાય? આપણે એમનો ઉપકાર કેમ ભૂલીએ ? પંડિતાણી! મને આ બધું સમજવાની, શીખવાની, જોવાની, અનુભવવાની તક આપનાર તમારો પણ આભાર હું કયા શબ્દોમાં માનું ?

[ નેપથ્યમાં ગવાય છે એની સાથે પંડિત અને પંડિતાણી ગાય છે. ]

સેવાધર્મ ઉપાસી રે,
 બેસન્ટને હું નિત્ય ભજું,
સઘળા ધર્મની પ્યાસી રે,
 બેસન્ટને હું નિત્ય ભજું.
માતા, જ્ઞાનની સરિતા રે,
 સદા તુજ ખોળે વહે,
દિવ્ય પાણી એ પીતાં રે,
 બાલુડાં આનંદ લહે.
તારી ભારતીસેવાથી,
 અમારાં દુઃખડાં ગયાં,
પૂર્વ ગૌરવ સમણાં રે,
 અમોને તાજાં થયાં.
અમે ભૂલ્યાં હમારું રે,
 શોધી તેં સત્ય કર્યું,
જડ પડદા તોડીને રે,
 ચૈતન્યજ્ઞાન ભર્યું.
દિવ્ય જ્ઞાન શી દૃષ્ટિની,
 બેસન્ટને હું નિત્ય ભજું,
સાચી સેવિકા સૃષ્ટિની,
 બેસન્ટને હું નિત્ય ભજું.

## પ્રવેશ ૩ જો

**સ્થળ :** મિસિસ બેસન્ટનું કાશીનું કાર્યાલય.

**પાત્રો :** એની બેસન્ટ અને એરૂન્ડેલ.

[ મિસિસ બેસન્ટે મેડમ બ્લેવટ્સ્કીના આદેશ મુજબ ૧૮૯૩થી ૧૯૧૫ સુધી ભારતવર્ષમાં સનાતન ધર્મની ભાવના હજારો સ્ત્રીપુરુષોમાં જગાવી દીધી. સત્યથી મોટો કોઇ ધર્મ નથી, એ ભારતવાસીઓને સમજાવવા ચારે તરફ ભ્રમણ કરી, આ કર્મયોગિનીએ ભારતમાં ધર્મ અને નીતિની જ્યોત જગાવી. હવે ભારતની પ્રજા એક પ્રજા તરીકે સ્વરાજ્ય મેળવી, એક સ્વતંત્ર પ્રજા તરીકે જગતમાં ઊંચું સ્થાન પ્રાપ્ત કરે એ અર્થે હોમરૂલ લીગ નામની સંસ્થા સ્થાપી, ' ન્યુ ઇંડિયા ' નામનું દૈનિક શરૂ કર્યું, અને ચારે તરફ દેશપ્રેમની ભાવના પ્રગટાવી દીધી. એના આ કાર્યના સાથીદારોમાં બનારસ સેંટ્રલ હિંદુ કોલેજમાં શિક્ષણના આદર્શોથી હજારો વિદ્યાર્થીઓને રંજનાર જ્યોર્જ એરૂન્ડેલ મિસિસ બેસન્ટના પટ્ટશિષ્યની માફક સેવા કરે છે. ]

**એની :** એરૂન્ડેલ, લોકમાન્ય તિલક ખરેખર ભારે ભવ્ય પુરુષ છે. ભારતના એ રાજકીય ગુરુ છે. સ્વરાજ્યનો મહામંત્ર ભારતને તેમણે આપ્યો છે.

**એરૂન્ડેલ :** ખરી વાત છે, મૈયા ! રાજકારણને અંગે કોઇએ પહેલી જેલ વેઠીને પ્રજાને ઊંઘમાંથી જગાડી હોય તો એ બાલ ગંગાધર તિલક.

**એની :** અને એરૂન્ડેલ, મને ગોખલેનું રચનાત્મક કાર્ય પણ બહુ ગમે છે.

**એરૂન્ડેલ :** ગોખલેની સેવાભાવનાનું તો ભારતના એકેએક યુવાને અનુકરણ કરવું જોઇએ.

**એની :** આપણે ગોખલે અને તિલક મહારાજને આ હોમરૂલ લીગના કાર્યમાં સાથે લઇએ તો આપણે ભવિષ્યમાં

કરવા ધારે કોમનવેલ્થ બીલ
પાર્લામેન્ટ પસાર કરે

**એરૂન્ડેલ :** મૈયા, તમારો કોમનવેલ્થ બીલનો વિચાર મને બહુ ગમે છે. ડુમિનિયન સ્ટેટસ પ્રાપ્ત કરી, સ્વતંત્ર પ્રજા તરીકે પુરાણું ભારત ફરી અમરસ્થાને આવે એ જોવાના મારા પણ વર્ષોથી અભિલાષ છે.

**એની :** એરૂન્ડેલ, તારા અભિલાષ સ્તુત્ય છે. અવનીમાં ભારતમાતા અદ્ભુત અને અદ્વિતીય છે. પૃથ્વીની એ પુરાણી પુત્રી મારે માટે તો પૂજ્ય છે. મારી જનમભોમકા આયર્લેંડ ભલે હો, પણ મારી કાર્યક્ષેત્રની માતા તો ભારત માતા જ છે. હું મારા છેલ્લા શ્વાસ પણ ભારતને આમણે જ લઇશ; અને એરૂન્ડેલ, પંચમહાભૂતના આ દેહનો હિંદુ વિધિથી જ ભારતભૂમિમાં જ અગ્નિસંસ્કાર થાય એ મારો સંકલ્પ છે.

**એરૂન્ડેલ :** મૈયા, આપનો સંકલ્પ પૂર્ણ થશે. ચારે ખંડમા જયનાદ કરતો જાપાનદેશ, કળાકૌશલ્યતાનું કેન્દ્રસ્થાન શો ઔદ્યોગિક અમેરીકા, આર્યોના વર્તમાન મુગટમણિ સમું ઇંગ્લેંડ, સ્વદેશની શ્રેષ્ઠતા સાબિત કરતું મહાન જર્મની, એ સહુથી ભારતના ગઢ ન્યારા છે. ભારત એ તો એશિયાની પ્રથમ પુત્રી. એશિયા એ તો પયગંબરોની ભૂમિ જેણે જગતને રામ અને કૃષ્ણ આપ્યા, મહાવીર અને બુદ્ધ આપ્યા, ક્રાઇસ્ટ અને જરથોસ્ત આપ્યા, મહમદ અને મોઝીઝ આપ્યા, એ એશિયાની લાડીલી પુત્રી ભારત માતા મને ઘણી જ પ્યારી છે, અને હું પણ આપની માફક મારા જીવનના સર્વ શ્વાસ એ પવિત્ર ભૂમિને ચરણે અર્પણ કરી ચૂકયો છું.

**એની :** એરૂન્ડેલ, આપણે તો હજુ ઘણાં કાર્યો કરવાનાં છે; અને એ બધાં કાર્યોમાં એરૂન્ડેલ, તું મારી સાથે જ હોઇશ.

**એરૂન્ડેલ :** માતા, હું તો આપનો શિષ્ય છું. આપે યોગિની મૈયા બ્લેવટ્સ્કીની જે દિક્ષા લીધી છે એ દિક્ષાનું રહસ્ય આપને ચરણે બેસીને જીવનમાં ઉતરવા હું પ્રયત્ન કરું છું.

**એની :** એરૂન્ડેલ, જોયું ? આ ટપાલમાં વિવિધ પ્રકારના કાગળો આવે છે. કોઇ હોમરૂલ લીગની પ્રવૃત્તિને વધાવે છે અને કોઇ એની સામે કાદવ ઉડાડે છે આ એકમે પત્ર વાંચવા જેવા છે.

[ એરૂન્ડેલ પહેલો પત્ર વાચે છે. ]

' હોમરૂલ લીગ સ્થાપી તમે એક કર્મ યોગિની તરીકે હિંદને અજબ રીતે જગાડયો છે. બંગાલ-પાર્ટીશન પછી દેશમાં જે દેશભક્તિનો નાદ જાગ્યો છે એમાં તમારી આ હોમરૂલ લીગની પ્રવૃત્તિએ પ્રાણ પૂર્યા છે. પ્રભુ કરે અને તમે તૈયાર કરવા ધારેલુ કોમનવેલ્થ બીલ પસાર થાય અને હિંદ ડુમિનિયન સ્ટેટસ પ્રાપ્ત કરે. '

**એની :** આ કાગળ પણ વાચવા જેવો છે.

[ એરૂન્ડેલ બીજો પત્ર વાચે છે. ]

' થિયોસોફીના પ્રચારકાર્યથી ઢોંગ આદરી હવે દેશભક્ત થવાના તમારા ઢોંગ પાછળ કયો હેતુ છે તે હિંદીઓ સમજી ગયા. તમારું ન્યુ ઇંડિયા દેશને શાપ રૂપ છે, તમારી હોમરૂલ લીગની પ્રવૃત્તિ લોકોને ઊંધે રસ્તે દોરવનારી છે, તમારી પાછળ ગાંડા થયેલા હોમરૂલ

લીગના સભ્યો અને તમે દેશને મોટું નુકસાન કરી રહ્યાં છો અને...અને...

**એરૂન્ડેલ :** માતા, આ કાગળનો હવેનો ભાગ હું નથી વાંચી શકતો.

**એની :** એરૂન્ડેલ! આપણે આપણાં વખાણ જેટલા રસથી વાંચીએ–સાંભળીએ, એટલા રસથી ગાળો સાંભળવાની જેને ટેવ હોય એ જ માણસ આગળ વધી શકે છે. જેમ સુખદુઃખમાં સાધુઓ સમાનવૃત્તિ રાખે છે એમ પ્રશંસા અને નિંદામાં સમાનવૃત્તિ કેળવનાર માણસ જ જગતની સાચી સેવા કરી જાય છે.

**એરૂન્ડેલ :** પણ મૈયા......

**એની :** એરૂન્ડેલ, લોકો આપણાં વખાણ કરે કે ગાળો દે એ બન્ને સ્થિતિથી આપણે દૂર રહીએ. મારે તો મારા ગુરુદેવની આજ્ઞા મુજબ ભારતવર્ષની સેવા કરવી છે; અને જે દિવસે ભારતવર્ષ સ્વતંત્ર થશે તે દિવસે હું જ્યાં હોઇશ ત્યાં સંતોષના શ્વાસ લઇશ અને પ્રભુને પ્રાર્થના કરીશ કે ભારતવર્ષ ફરી પાછું જગત આખાને તત્ત્વજ્ઞાનને માર્ગે દોરી પ્રભુને સાચે પંથે લઇ જાય છે.

**એરૂન્ડેલ :** મૈયા, એ દિવસ ક્યારે આવશે?

**એની :** આવશે! આવશે! જરૂર આવશે! જો સાંભળ.

[ નેપથ્યમાં. ]

ભારતભૂમિનાં ભોળાં ભાડું,
ભેળા હળશે મળશે,
ત્યારે પ્રભુતા સંચરશે,
સ્વર્ગ સમ સુંદર હિંદ થશે!*

[ પડદો પડે છે. ]

* એની બેસન્ટ શતાબ્દિના ઉત્સવ નિમિત્તે આ નાટિકા વડોદરામાં તા ૩-૧૦-૪૭ ની રાત્રે ભજવાઈ હતી.



## ભાઈ બીજ

( ઢાળ : લાખ લાખ દીવડાની આરતી ઉતારજો. )

વાટલડી જોતી હું વીરાની વાટમાં
હૈયું મુજ હેતે ઉ....ભ....રા....ય....
વીરલો આવે આંગણિયે.

આવે આવે વર્ષ દિન એક આજ એ,
ભાઇબીજ પ્રેમે ઉ....જ....વા....ય....
વીરલો આવે આંગણિયે.

આંગણું સમારી હું તો સાથીઆ પૂરાવતી,
મઘમઘતાં ફુલડાંની માળા ગૂંથાવતી,
પહેરાવું વીરાને આજ (૨) પ્રીતે
વીરલો આવે આંગણિયે.

બત્રીસ ભોજન ઘડી એકમાં પકાવતી,
તેત્રીસ શાક એક પલમાં બનાવતી,
પીરસાવું વીરાને કાજ. (૨) પ્રીતે
વીરલો આવે આંગણિયે.

વીરા કને હું ધન–દોલત ના માગતી,
માડીજાયો વીર કુશળ ક્ષેમ જોઇ રાચતી,
હૈયામાં બીજી ના આશ, (૨) મારે
વીરલો આવે આંગણિયે.

ફુલે ફાલે કુળ – વાટિકાનો વેલડો,
જુગ જુગ ઝગે મુજ વીર કૂળ–દીવડો,
અંતરના એ છે અભિલાષ (૨) હાંરે
વીરલો આવે આંગણિયે.

શ્રી. રતિલાલ ચાંપાનેરી

# હૃદયમંથન

શ્રી. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

સાગર ઝૂરે ચંખને
એવી વેદનાને આઘાત
ખારા આંસુડાં નેન કિનારે
છલકતાં દિન રાત.

કંઈ આરા ઉરની વ્યથા
હવે કોણ હરશી વ્યથા

—" પ્રસન્ન "

જગુભાઈને ઘેર આવ્યે સુસ્મિતાને આજે છ માસ વીતી ગયા છે. ' દુઃખનું ઓસડ દહાડા ' એ કહેવત અનુભવીઓના મુખે જગત ઉપર ચાલુ થઈ છે, સુસ્મિતાને ઘા રૂઝાય એવો નહોતો. પાંખ કપાઈ જતાં પંખી ગતિ ગુમાવે છે તેમ નિરંજનનો વિયોગ સુસ્મિતાને અતિશય આકરો થઈ પડયો. ન્હાના પ્રકાશની સામે જોઈને આશ્વાસન લેતી સુસ્મિતા માતાપિતાના આશરે દિવસ પર દિવસ વિતાવે છે.

શ્રીકાંત ચાર છ દિવસે જગુભાઈને ત્યાં આવે છે. ન્હાના પ્રકાશ માટે અનેક જાતના રમકડાં, કપડાં અને મેવા મીઠાઈ, લાવે છે, નિરંજનના અવસાન પછી દર મહીને સો રૂપિયા જગુભાઈના હાથમાં મુકે છે. પહેલાં તો જગુભાઈએ લેવા ના કહી પણ શ્રીકાંત અને જયમનના આગ્રહને માન આપી હા કહેલ. જયમનબેન પણ અવાર નવાર મોટરમાં આવી સુસ્મિતાને પોતાના બંગલે તેડી જાય છે, એના દુઃખને ઓછું કરવા તલસે છે. જયમન બહેનના હૈયામાં ઊંડે ઊંડે એક વાત ઘુંટાય છે કે શ્રીકાંતની ચાહના સુસ્મિતા પ્રત્યે વધતી જાય છે—એ વાત વાતમાં સુસ્મિતાને યાદ કરે છે, એ પ્રેમ કે પ્રબળ વાસના જે હોય તે પણ આ પતિ-પ્રેમી સ્ત્રી પોતાના પતિના સુખ માટે ઝંખના સેવે છે

સુસ્મિતા પણ શ્રીકાંતનો સહવાસ વધારવા ચાહતી નથી તેમ તેમ વધતો જ જાય છે. આ પરિચયમાંથી પ્રેમ ઉદ્ભવે છે. એ પ્રેમ પાછળ ત્યાગની ભાવના છે. એટલી જ તીવ્ર વાસના પણ પ્રબલ છે. જગતમાં યૌવન અલબેલું હોય છે ત્યારે એને જાળવવું મુશ્કેલ હોય છે. જયમનને એક. તરફ રાખી શ્રીકાંત એની બાજી ગોઠવી રહ્યો હોય છે.

જાસુદબેન અને જગુભાઈ સુસ્મિતાને કોઈ બાલમંદિરમાં દાખલ કરાવી આદર્શ શિક્ષિકા બનાવવા ચાહે છે, ત્યારે શ્રીકાંત સુસ્મિતાના સુખ માટે શું કરવું જોઈએ તેનો ઉકેલ શોધવા તરફડિયા મારે છે.

શ્રીકાંત સુસ્મિતાના રસીલા નયનો નિહાળે છે અને તેનું હૃદય ધડકી ઊઠે છે—ઉરના ભાવ ઉરમાં સમાવી દેવા પડે છે—વેદના અનુભવે છે—બન્નેનાં અંતરમાં એક વાત ઘુંટાય છે કે આ પ્રેમનાં ફુલબગિચા પાછળ કાંટાનું બિછાનું તો નથી ને ?

સુસ્મિતા નિરંજનને યાદ કરા રડે છે—બધા વિચારને અંતે એના હૈયામાથી અરેરે ! શબ્દ સરી પડે છે—દેહનો મોહ ક્ષણિક છે છતાં તેમાં સુખરૂપ જણાય છે ! જે દેહ મૃત્યુ બાદ કાષ્ટમાં સળગાવી નાખવાની છે, તે દેહસુખ માટે માનવી શા માટે તરફડિયા મારતો હશે ? આ સવાલ એના હૈયે ઊઠે છે,

એનો જવાબ અદશ્ય જ રહે છે. તે વિચારે છે. ક્ષણિક જિંદગીનો મોહ પણ મૃગજળ સમો છે–આ પ્રેમ, આ રૂદન, આ દુઃખ, આ દર્દ અને આ હાસ્ય, એ બધાં પાછળ કર્તવ્ય-ભ્રષ્ટ થવાની ભાવના જ માનવિને રાક્ષસ બનાવે છે ને ?

ટુંકી જિંદગીમાં માનવીએ આવા દુઃખના ભારે બોજા શાને ઉપાડવા પડે છે ? ધડકતાં હૈયાએ દિલની વેદના સમાવી સુસ્મિતા ઘણી વખત રડતી અને અનેક વિધ્નો કલ્પી દુઃખો થતી. શું જેને વિયોગનો અંધાર અડી જતો હશે તેને આમ બળ્યાં કરવાનું જ નસીબમાં હોતું હશે ? અનલ ભડકે દાઝતા દિલે એક દિવસ સુસ્મિતાને નળરાજા યાદ આવ્યો. " રાત્રે ઉંધમાં દમયંતીને સુતી મૂકીને છેહ દેતો નળરાજા નાસી જાય છે–છતાં પોતાના પતિનું સ્મરણ એક પળ ન ભુલનાર દમયંતી કેટલી પ્રેમાળ પત્નિ ! નળરાજ કેવો દગાખોર ધણી ! " માલિકીની ભાવના જ આ બધા તત્ત્વોની શું જનની હશે ? માલીકીની ભાવનામાંથી જ નીતિ, ગુન્હા, કાનુન અને ઈર્ષ્યા શું જન્મી હશે ? સુસ્મિતા વિચારી રહી, કે આ માલિકીની ભાવનાનો જન્મ લગ્નમાંથી જ થયો છે.

આજના લગ્નની જાળનાનું મૂળ ક્યાં જાય છે ? એ વિચારી રહી–શું લગ્ન એ જ સ્વાર્થની શયતાન બાજી છે ? આજે લગ્નના મંત્રો ભૂતના ભણકાર શા–મૃત્યુના દૂત સમા આત્માની હાંસી કરનારા નિવડે છે–અને વરમાળાની ફાંસીએ લટકતા અનેક યુગલોએ તો સૌભાગ્યના સ્મશાનમાં જળવાનું જ અને વિષભર્યા વિલાસમાં બળવાનું જ માત્ર રહે છે.

સૌભાગ્યની પ્રતિમા છાયા સમું વૈધવ્ય ! હાય રે ! જીવનભર સળગતી વિધવા એ લગ્ન ઉપર હજારો અભિશાપની આગ વરસાવતી લગ્નજીવનની જ્વાળા આખા સમાજને, રીવાજને અને બંધનોને ભરખી જવા ચાહે છે. ચાર દિવસની ચાંદની સમું સુખ સ્વપ્નવત્ બને છે, અને પછી ગૃહજીવનના ભડકા સ્ત્રીને વધુને વધુ દઝાડે છે !

સુસ્મિતા આજે ક્રાંતિના વિચારે ચડી ગઈ છે; છ છ માસથી વેદના સહન કરતી સ્ત્રીના હૈયામાં અનેક વિચારો ઉભરાય છે. સ્ત્રીસન્માનની વાતો કરનાર પુરુષ ! સ્ત્રીને કાષ્ટની પુતળી કે હવસનું માત્ર સાધન માની, એની પાસેથી ગૃહકાર્યને પોતાની સેવા ગુલામી એ સિવાય સ્ત્રીને મોક્ષ માટે બીજું સાધન જ નથી એમ સમજાવી રહે છે. આ લગ્નભાવના જન્મી કયારે ? સુસ્મિતાના હૃદયમંથને પ્રશ્ન સ્ફુર્યો.

સુસ્મિતાનું સંસ્કારી હૃદય પ્રશ્ન કરી ઊઠયું અને જવાબ પોતાના સંતપ્ત દિલે આપ્યો. રાજ્યો, સમાજ, ધર્મ, કલા, કીર્તિ, વ્યાપાર, સંસ્કાર, કે સંસ્કૃતિ જ્યારે નહોતાં, ત્યારે માલિકીની ભાવનામાંથી લગ્નનો ઉદ્દ્ભવ થયો. સુખ અને સત્તા, પુણ્ય અને પાપ અભિમાન અને અપમાન, મોહ અને તૃષ્ણા આ બધા ઝાળાંઓને ભેગાં કરીને એક સુંદર ઝાળ ગુંથીને પુરુષે લગ્નની ભાવના સર્જી અને " સ્વામિત્વ " એવો શબ્દ હસ્તીમાં આવ્યો. લગ્નની યોજનાની પાછળ પુરુષોનો આશય તો ' સ્વાર્થ ' સિવાય અન્ય કશો જ નહોતો

પ્રલોભન અને કપટમય માધુર્યથી આકર્ષણ જન્માવી સ્ત્રીને વશ કરી, " સ્વામિની, " " ગૃહલક્ષ્મી " અને " હૃદયેશ્વરી " ઇત્યાદિ મોહક નામો સ્ત્રીને ભેટ ધર્યાં. ' બિચારી સ્ત્રી ' પ્રબળા મટી અબલા થઇ, અને વશ વર્તી રહી પછી તો લગ્નની સપ્તપદીઓ સ્વાર્થ–પ્રતિજ્ઞાઓ પ્રકાશિત થઈ–અને એ વિષમ વ્યુહ–રચનામાં સ્ત્રીને એની તો ઝપડાવી

મારી કે એ દેવી મટીને દાસી બની ગઇ! એ લગ્નનો ત્યાગ ન કરી શકે તે માટે તેત્રીશ કોટિ દેવની સાક્ષિએ અપાઇ. અને, એ મજબૂત સાંકળને ભાંગવા કે તોડવા ઇચ્છે તો પણ દેવોના શાપ ઉતરે એવો વહેમ દઢ થયો અને પુરુષની આ લગ્નભાવના રચવાની યુક્તિ-પ્રયુક્તિઓ પાછળ સ્ત્રી પુરુષની માલિકી સ્વીકારી—આધીન બની—અને પુરુષે વધુને વધુ ઘસડી અને ' લગ્ન ' એવું નામ આપી જીવનભરનું " ગુલામી ખત " લખાવી લીધું.

પુરુષે ગૃહસ્થાશ્રમનો વ્યુહ રચીને " સૌભાગ્ય " સમર્પી એમાંથી વૈધવ્યની ઉત્પત્તિ કરી; પુરુષે તો સ્વાર્થમાં અન્ધ બની નારીને ત્યાં સુધી જકડી કે પુરુષ મરે તો સ્ત્રીએ વિધવાધર્મ પાળવો—અને કાં તેની પાછળ બળી મરવું—અને આવી સહચરીને સ્વર્ગ મળે એ સતી કહેવાય, એવાં એવાં પ્રલોભનો આપ્યાં ! આપણા સમાજની આ પવિત્ર લગ્ન-ભાવના આવા " દેવ દુર્લભ " " દિવ્ય " " ભવ્ય " " પુણ્યદાતા " અને " નિર્મળ " એવા નામો આપી ઉત્સવો શરૂ કર્યો !

પતિ અંધ હોય, રોગી હોય કે વૃદ્ધ હોય ! છતાં સ્ત્રીએ તેને પ્રભુ તરીકે પૂજીને ગૃહિણીધર્મ બજાવવો જોઇએ. આ જીવન-પંથ ઉપર લગ્નની પાળ બાંધીને જ પુરુષ ઝંપ્યો નથી—એણે તો એમાંએ અંધાર પાથર્યાં છે-એણે તો સ્ત્રીના સ્વતંત્ર આત્માને જકડીને લગ્નની લોહ-શૃંખલા એવી સજ્જડ અને સ્વેચ્છાએ સ્વીકૃત સુવર્ણ-પિંજરના અલંકારોથી વિભૂષિત કરી છે કે એને કોઇ તોડી શકે નહીં ! છોડી પણ શકે નહીં ! પણ જીવનભરની કેદી બની ગુલામ રહીને હડધુત થઇને જીવ્યા કરે.

જો લગ્ન નહોત, તો આજના દાંડક ક્યાં નહોત-વિધવા સ્ત્રી નહોત—આ લગ્ન-ભાવનામાંથી જ પુરુષ સ્ત્રીને કચડતાં શિખ્યો-સંતાપતા શિખ્યો—અને વિધવાઓને ઠગતા પણ શિખ્યો—અનેક જાતના દંભ આચરતા શિખ્યો. વિધવા પાસે આવી પુરુષ ' પ્રેમનો ભીખારી છું. ' એટલી હદ સુધી લાચારીના શબ્દો ઉચ્ચારીને સ્ત્રીને પોતાની જાળમાં સપડાવતા પણ શિખ્યો.

સુસ્મિતાને નિરંજનના અવસાન પછી કોઇ કોઇ વખત શ્રીકાંત તરફના પ્રલોભનો થતાં, તેની વાતચીત અને વર્તન પણ ખુશામત લાગી; આ બધી રમત પાછળ હવસ સંતોષવા સિવાય બીજું શું હોઇ શકે ? પણ વિધવા સ્ત્રી જાય ક્યાં ? એની અંધારી દુનિયામાં ગુંગળાઇને અકળાઇ રહેલી વિધવા પ્રકાશ શોધવાનાં ફાંફાં મારે છે; સુસ્મિતા એના વેદના ભર્યાં હૈયે અનેક વિચારોની ધૂનમાં ઊંડા કુવામાં ન પડી જવાય એની સાવચેતી રાખવા લાગી.

એની સમક્ષ જગતના સ્વાર્થી પુરુષોના ચિત્રવિચિત્ર ચિત્રો ખડા થવા લાગ્યા. 'ત્હારા ચરણે આજીવન કુરબાન છે ' એવી ઊંડી આહ પુકારતો પુરુષ—વહાલ ભર્યાં પત્રો પાઠવતો પુરુષ—' ત્હારા ખાતર સ્વર્ગ પણ તુચ્છ છે ' એવું કહીને ઊંડી વફાદારી વ્યક્ત કરતો અને સોગંદ લેતો પુરુષ-જાત જાતના નાટકી અભિનય કરતો-રડવાનો દંભ કરતો-અને સ્ત્રી પાછળ પાગલ બનતો પુરુષ ફક્ત સ્વાર્થની બાજી ખેલી રહ્યો છે, તેમ સુસ્મિતાને લાગ્યું.

છેલ્લા છ માસમાં શ્રીકાંત સાથેના સંસર્ગમાં સુસ્મિતાને ડગલે ને પગલે ભય લાગતો. બાળપણમાં જેની સાથે ખેલ્યાં હોય, કિશોરવયમાં જેની સાથે વાદવિવાદના લ્હાવ લીધા હોય અને યૌવનમાં એની સાથે ડગલેને પગલે ભયભીત બની વર્તવું એ પણ બહુ જ

કપરું કાર્ય છે. પોતાના પતિની માંદગી વેળા શ્રીકાંતે લીધેલી છૂટ અને તે જોઈ જતો ધણી–એ દૃશ્ય તેની નજર સામેથી એક પળ પણ ખસતું નથી. આવા શ્રીકાંતનો સહવાસ પતનને માર્ગે ઘસડી જાય તો? અને...શ્રીકાંતના પ્રેમ પાછળ દંભ હોય તો! આવાં અનેક વિચારો પણ કર્યાં જ કરતી.

સુસ્મિતા આત્મ-બંધનમાંથી કંઈ માર્ગ શોધવાના ફાંફાં મારતી આજે લગ્ન જીવન અને ભાવનાના આદર્શો અને સંસ્કારની પાછળ પુરુષના સ્વાર્થની પ્રબળ વાસના કેટલી હદ સુધી સ્ત્રીને કચરે છે તે વિચારી રહી; તેનું હૈયું ક્રાન્તિ ક્રાન્તિ પુકારી રહ્યું; પણ ક્રાન્તિ કરવી કેવી રીતે! પોતાના માતાપિતા, ન્હાનો બાળક પ્રકાશ અને પોતાનું વૈધવ્ય જીવન–આ ઉપરાંત સમાજના રૂઢીબંધનમાંથી મુક્તિ મેળવવી તેને કપરી લાગી અને છતાંય ક્રાન્તિ કરી નાખી તો પછી મૃગજળ સમી માયાથી સ્ત્રીને કેટલું કેટલું સંભાળવાનું રહે છે, તે વિચાર સુસ્મિતાને આવ્યો. ઝૂરતી–આઘાત અનુભવતી–રાત દિવસ રડતી–સુસ્મિતાના ઉરની ઊંડી વ્યથા કોઈ કળી શકે તેમ ન્હોતું.

હરપળે એ વિચારતી કે કોઈ કાયા ઘડાના મોહમાં જીવનનું રક્ત નિચોવી દીધું તો! સાવચેતી, મક્કમતા અને ધૈર્યથી પગલું ભરવું એ જ ડહાપણ ગણાય તેમ તેના અંતરમાં લાગ્યું. પણ તેનું અલબેલું યૌવન ઊંડે ઊંડે વાસનાના વહેણમાં તણાયે જતું હતું એમ લાગ્યા સિવાય તેને રહ્યું નહીં.

સમસ્ત સ્વાર્થી પુરુષ જાતિના પડછાયે ઊભતાં પણ વિચારવાનું રહે છે. કારણ કે મીઠી મીઠી વાતો કરીને સ્ત્રીને પાયમાલ કરી મુકતા અનેક પુરુષોના દાખલા તેણે વાંચ્યા હતાં–જાણ્યા હતાં–અને જોયાં હતાં–પુરુષની વાસના સ્ત્રીના પગના તળીયા ચાટવાની હદ સુધી તેને મૂકી દે છે!

"મ્હારા જીવનની નૈયા" કહેતો પુરુષ કોણ જાણે ક્યારે ફરી બેસે કે, "મ્હારા હૈયાની હોળી"–પ્રેમના પાસા બહુ સફળ પડયા એણે જાણ્યા નહોતા.

પ્રકૃતિના ઘડયાં માનવ–પુતળાં આકાશના રંગ શા! વાદળ માફક અતિ ફરી વિખરાઈ જાય છે, તેમ સુસ્મિતાના હૈયેથી વિચારો વિખરાવા લાગ્યા, એનું લાગણીશીલ હૈયું કંઈ નિર્ણય ન કરી શક્યું.

ન્હાનો પ્રકાશ આવીને જ્યારે એની કુંકમાં ભરાયો અને "બા, બા, લસતામાં એક મોટલ ગાડીયે એક ડોસીને કચલી નાખી." એવા કાલાઘેલા શબ્દોમાં રસ્તામાં થયેલ એક અકસ્માતની વાત કરી. ન્હાના પ્રકાશની કાલી બોલીએ સુસ્મિતાને એના વિચારમંથનમાંથી જગાડી.

પ્રકાશના શબ્દો તેણે સાંભળ્યા, પણ તેનું તે તરફ ધ્યાન નહોતું. કોઈને કચરી નાખ્યું, એમ પ્રકાશ કહે છે એટલું યાદ રહ્યું.

રસ્તામાં એક મોટર ડ્રાઈવરની બેદરકારીથી એ વૃદ્ધા કચરાઈ ગઈ એ અકસ્માતની વાતો ચારે તરફ એ પોળમાં થવા લાગી. બરાબર એ સમયે જ શ્રીકાંતનો અવાજ સંભળાયો. "કેમ પ્રકાશ!"

અને ન્હાનો પ્રકાશ શ્રીકાંતના બે હાથમાં સમાઈ ગયો–તેને છાતીએ લગાવી શ્રીકાંતે પ્રેમ દર્શાવ્યો–સુસ્મિતા એ દૃશ્ય નિહાળી રહી.

"કાકા, કાકા! એક ડોસી કચલાઈ ગઈ, તમાલી મોટલ કોઈને કચલે કે કાકા!" નિર્દોષ પ્રકાશે એની કાલી ભાષામાં પ્રશ્ન કર્યો.

"ના પ્રકાશ, મારી મોટર કદિ કોઈને ન કચરે!" શ્રીકાંતે પ્રકાશને કહ્યું અને તેડી લીધો.

જગુભાઈ તથા જમુનાબેન પણ દિવાન-

ખંડમાં આવ્યાં અને ઘડીભર તો ચેન અકસ્માતની વિધવિધ કલ્પનાઓ રજુ થઇ. સુસ્મિતા વિચારી રહી હતી, જીવન પણ એક અકસ્માત'નથી શું !

" કાકા મને તમારી મોટરમાં ફરવા લેતી જાસો ? " પ્રકાશે શ્રીકાંતને લાડ કરતાં કહ્યું.

જગુભાઇ અને જાસુદબેન આ શ્રીમંત યુવાનની પોતાના પ્રત્યેની વફાદારી તથા ઉદારતા માટે આભાર ભરી નજરે નિહાળી રહ્યાં !

" બાય આવે હેં કાકા ? " વળી પ્રકાશે પ્રશ્ન કર્યો.

" ના પ્રકાશ, આપણે બે જણા જ રાજા ચાલ બેટા " કહી પ્રકાશને તેડી શ્રીકાંત બહાર જવા લાગ્યો. અનિમેષ નયને સુસ્મિતા એને જતાં નિહાળી રહી. *

* લેખકની છપાઇ રહેલ નવલકથા 'સુસ્મિતા'નું એક પ્રકરણ.

---

## જનેતાનો લાડકવાયો

રાચન્તી માત, એના મલકન્તા મુખડે
વિલસે ઉલ્લાસ કેરી ફોર
હિંચે છે બાલુડો ચકોર.

આશભર્યાં હૈયાના મોંઘા હુલામણે
લહેરાતી પારણાની દોર
હિંચે છે બાલુડો ચકોર.

ટહૂકે મયૂર, ઢેલ નાચન્તી બારણે
મીઠેરા પંખી-કલશોર
હિંચે છે બાલુડો ચકોર.

ગુંથે, પ્રભાકર ઉગતા પ્રભાતમાં
નાજુક કિરણ-દોર
હિંચે છે બાલુડો ચકોર.

ગગનવિહારી દેવ દુન્દુભિ બજાવે
મચવે એ દિવ્ય ગાન-શોર
હિંચે છે બાલુડો ચકોર.

ઊભરે આનન્દ-ઓઘ બાલુડો હિંચતાં
જનનીનો માતો ના તોર
હિંચે છે બાલુડો ચકોર.

શ્રી. 'ચન્દ્રિક'

આર્ય-ભાવનાને મૂર્તિમંત કરતી સર્વાંગ રસિકકથા

# લતા-અજય

લેખક : શ્રી. "ધ્રુવકુમાર"

મનોરંજનની મસ્તી, હાસ્ય, શૃંગાર અને ગીતોએ મઢી, એક આદર્શ પતિ-પત્નીના સર્વાંગ નિર્મળ અને શુદ્ધ પ્રેમની અતિ સુંદર સ્મરણીય પટકથા હબની અનોખીજ સામાજિક વાસ્તવદર્શી કથા

[ ઑગસ્ટ અંકથી ચાલુ ]

## પ્રકરણ ૬ ઠું

### સ્નેહલતાનું આગમન (ચાલુ)

નોકર ચા નાસ્તાની ટ્રે લઇ આવ્યો.

જ્યોતિએ ઉઠી દરેકની પાસે પ્યાલા મૂકયા. ખાલી ટ્રે લઇ નોકર લઇ પાછો જતો હતો ત્યાં અજયે તેને બોલાવ્યો :

" એ જગુ ! બહાર ડ્રાઇવર હશે તે એને અંદર બોલાવી નાસ્તા ——? "

" ભાઇ, મોટરતો કયારની યે ગઇ ! " અધવચ્ચે જ્યોતિ બોલી ઉઠી.

" કયારે ગઇ ? "

" હું જાતે બહાર જઇ કહી આવીતી કે લતાબ્હેન આજે અહીં જમવાના છે તે મોડેથી મોટર લાવે । "

" શા...બા...શ...! બહુ સારુ કયું !"

જગુ હસતો હસતો ચાલ્યો ગયો.

" પણ તમને કોણે કહ્યુ કે હું અહીં જમવાની છું ? " સ્નેહલતાએ વિરોધ ઉઠાવ્યો.

" ભાઇએ કહ્યુંતું ! "

કૃત્રિમ રોષ ભરી નજરે સ્નેહલતાએ અજય સામું જોયું. અજય ઓશિયાળું મો કરી બોલ્યો :

" કેમ કાલે તમે હા ન્હોતી પાડી ? "

" વાહ, ઠીક વાત કહી !...આવું જુઠુ બોલતાં કયાંથી શીખ્યા ? "

અજય હસ્યો :

" તમારી પાસેથી ! ".

"મારે નિશાળનું મોડું નહિ થાય કાં?"

" જરાય નહીં, બરાબર વખતસર તમને અહીંથી જરા દેવામા આવશે પછી કાંઇ ? "

" લતા બ્હેન ! આપણે અહીંથી સાથે જ નિશાળે જઇશું. અને તમે કે'શો તો હું તમારા બેનને આવીને કહી જઇશ કે અમારે ત્યાં જમવાનું હતું તે મોડું થયું છે...પછી ચાલશે ને ? "

" હો તા'રે બેન પણ તમારી જોડે આવશે. "

કાંઈ બ્હાનું નહીં મળતાં સ્નેહલતા બોલી:

" તમો ભાઈબ્હેન ભારે પાકાં છો. જ્યોતિબેન તમને તો આજે મારે ઘેર જ ધસરી

જાઉં. આખો દિ' મારે ત્યાં ગોંધી રાખીશ. યાદ રાખો !"

જ્યોતિએ સ્નેહલતાની પ્લેટમાં મેસુર સરકાવી બોલીઃ

"સારું, સારું, બન્ને એમ કરજો. તમે અમને વાતે ચઢાવી મૂકી ખાતા કેમ નથી ? પહેલાં બધું ખાઇ જાવ પછી નિરાંતે વાતો કરજો."

"વાહ, જ્યોતિબેન તમે ય ઠીક છો હો!"

"વખાણ પછી કરજો. ' બે પેંડા મૂકતાં જ્યોતિ બોલીઃ ' પહેલાં બધું ઝાપટવા માંડો જોઇ !"

"પણ મારાથી આટલું બધું નહીં ખવાય....."

"ભાઇ, તું તો કે' છે ને લતાબ્હેન તારું કહ્યું બધું માને છે. તો કહે આ બધું ખાઇ જાય !"

સ્નેહલતા બોલવા ગઇ કે જ્યોતિએ એના મોંમાં મેસુરનો કટકો મૂકી દીધો.

જ્યોતિના રમતિયાળ સ્વભાવે સ્નેહલતાને જીતી લીધી હતી.

ગમ્મત વિનોદ કરતાં ત્રિપુટીએ નાસ્તા–પાણી પતાવ્યાં.

"હું હમણાં આવું છું" કહેતી જ્યોતિ કુદતી નાચતી કાંઇ કામ માટે નીચે ચાલી ગઇ.

અજય અને સ્નેહલતા એકલાં પડયાં. બન્નેની દૃષ્ટિ મળતાં તે શરમાઇ ગઇ.

"મારા ઉપર રોષે તો નથી ભરાયાં ને ?"

"હા. શા માટે મને પૂછયા–ગાછયા વિના જમવાનું નકકી કરાવી લીધું ?"

"વાહ, એટલો પણ મને અધિકાર નહીં ?"

"ના !" પછી રહેજ હસીને બોલીઃ "તમારા બ્હેન પણ કેવાં લુચ્ચાં છે કે છાનાંમાનાં જઇ ડ્રાઇવરને જ રવાના કરી દીધો !"

"તે માટે આપને ખોટું તો નથી લાગ્યું ને...?"

"ના રે, ઉલટી ખુશી થઇ છું...અત્યંત મૃદુ સ્વરે સલજ્જ ભાવે સ્નેહલતા બોલી... મને આમ કહીને ન બોલાવશો ?"

"કેમ ?"

"હવે, આપણે..." સ્નેહલતા સંકોચાઇ.

"સમજ્યો ! પણ હજુ આપણાં લગ્ન કયાં થયાં છે ?"

"આત્મલગ્ન તો થયા ગણાય ને ?"

"સારું ! તમારો આગ્રહ છે, તો એમ બોલાવીશ...પણ બીજાઓની હાજરીમાં તો ' તમે ' કહીને જ બોલાવીશ."

"ભલે !"

થોડીવારે મૌન છવાયું. ઘડીવાર ઉભય એક બીજાને ટગર ટગર જોઇ રહ્યાં. વધુ ટક્કર નહીં ઝીલતાં સ્નેહલતાએ શરમથી આંખો ઢાળી દીધી. પછી બોલીઃ

"મારે ત્યાં કયારે આવશો ?"

"તમે કહો ત્યારે ? ...અરે, ભૂલ્યો તું કહે ત્યારે ?"

"તમને કયારે ઠીક પડશે ?"

અજયે થોડી ક્ષણ વિચાર કરી જવાબ દીધોઃ

"આ રવિવારે !"

"કયારે ?"

"બપોરના."

"વાહ, સરસ ! મારા પિતાજી પણ ત્યારે ઘેર હશે, ને તમને મળી શકશે."

"મને તો ઓળખે છે. પછી મળવાની કઇ જરૂર ?"

"તો ય ફરી મળવા ખાસ બોલાવ્યા છે તમને !"

"એમ !...ત્યારે, હવે તમારે એક

શરત પાળવી પડશે. બોલો, હા, પાડશો તો જ હું તમારે ઘેર આવીશ ?"

"શું ?"

"પહેલાં હા પાડો !"

"પણ જાણ્યા પહેલાં જ ?"

"તમને અમે એવી જ શરત છે. બોલો કબુલ કરો છો ને ?"

"આમ જણાવ્યા વગર શરતથી બાંધી લ્યો એ કંઇ ચાલે ?"

"તો તારી મરજી !"

"સારૂં, બોલો ! પણ અશકય હશે તો નહીં પાળુ હોં ?"

"ભલે, કબુલ કરે છે ને ?"

"હા,"

"પછી, ફરી નહીં જાને ?"

"ના."

"તું નૃત્ય કરશે ?"

સ્નેહલતાએ નીચું જોયું. પછી કાંઇ વિચાર કરી બોલી :

"અહીં નહીં."

"ત્યારે ?"

"મારે ઘેર આવો, ત્યાં તમારી સમક્ષ નૃત્ય કરીશ !"

સ્નેહલતા આમ તરત કબૂલી દેશે એવું અજયે ધાર્યું ન હતું.

"ભલે એમ કર. પણ જોજે પાછળથી ફરી ન જાતી ?"

"મારા બોલ છે તો પણ ભરોશો નથી આવતો ?"

"છે, સંપૂર્ણ લતાદેવી !" હસીને અજયે જણાવ્યું.

"તો હાઉં !"

બન્ને ચુપ રહ્યાં.

બારી બહાર નજર રાખી સ્નેહલતા એકી ટશે કાંઇ જોઇ રહી હતી. અજયે તેની આંખ સાથે આંખ પરોવી સ્નેહલતા જે તરફ જોતી હતી તે તરફ જોયું : કોઇ મકાનના છાપરા ઉપર બેઠેલાં બે કબુતરો–નર માદા–સામસામી ચાંચમાં ચાંચ પરોવી ગેલ કરી રહ્યાં હતાં......

"વાહ, કેવું સુખી જોડુ છે !"

સ્નેહલતાએ ચમકી અજય સામું જોયું.

અજયે આંગળી વતી ગોષ્ટી કરતાં કબુતર બતાવ્યાં. સ્નેહલતા શરમથી લાલ લાલ થઇ ગઇ : સંધ્યા જેવી.

અજય સ્નેહલતા સામું જોઇ રહ્યો. શરમથી એનું રૂપ વિશેષ મોહક લાગતું હતું......

ઉભયને કલજે ન કહેવાય, ન કળાય ને ન સહેવાય એવું કંઇ કંઇ થવા લાગ્યું. ઉભય એક બિજાથી પોતાના મનોભાવ દબાવવા, પરાણે સ્વસ્થતા ધરી રહ્યાં.

થોડી પળો વીત્યા પછી સ્નેહલતા બોલી :

" હજુ, જ્યોતિબેન કાં ન આવ્યા ? "

" બા ને રસોઇમાં તે મદદ કરવા ગઇ છે ! "

" ચાલો, ત્યારે હું પણ બાને મદદ કરું ! " સ્નેહલતા ઉઠી

" ત્યાં ગયે કાંઇ અર્થ નથી. "

" કેમ ? "

" કોઇ તમને કામ કરવા નહીં દે. "

" પાછું ' તમે ' કહ્યું ? "

" ઓહ ! ભૂલ થઇ...તું અને ઘડી તને કહેવું ફાવતું નથી. એટલે હું તો હવે તને કહીને જ બોલાવીશ. "

" તો નૃત્ય નહીં કરું હં અ ? "

" તો હું તમારે ત્યાં નહીં આવું ! "

" સારું ! સારું ! તમે કહીને બોલાવજો. બસ, હવે તો ખુશ થયા ને !' સ્નેહલતા લાડ કરતી બોલી :...ચાલો હવે નીચે જઇશુ ? "

બંન્ને મેડી તરફ આવ્યાં ને સાથે દાદર ઉતરવા લાગ્યાં.

ઓસરીના રસોડાના ઉમરા પાસે બા પ્રાયમસ ઉપર પુરીઓ તળી રહ્યા હતાં. તેની નજીકમાં જ્યોતિ પુરીઓ વણી રહી હતી. એનું ધ્યાન અજય-સ્નેહલતા તરફ ખેંચાયું.

બાનો ખભો હલાવી બોલી ઉઠી ;

" બા, બા, જુઓ તો સામે ! આજે આ બંન્નેનું સાથે આવતું યુગલ કેટલું દીપી ઉઠે છે ? "

ઉભયે આ સાભળ્યું છતાં ન સાંભળ્યું કરી નજીક આવી ઉભાં.

અજયે બાને વાત કરી મૂકી હતી કે પોતે સ્નેહલતા સાથે સ્નેહલગ્નથી જોડાવા ઇચ્છે છે. સ્નેહલતાની આપેલી વીંટી પણ બાને દેખાડી હતી. અને એ બાબત બાએ અજયના પિતા પાસે આ વાત કરી અર્ધ સંમતિ પણ આપી હતી. બા, બાપુજી અજયની પસંદગીથી ખુશ થયાં : કારણ એમને ખબર હતી કે પોતાનો પુત્ર અજય કદી અવિચારી પગલું ભરે લેવો નથી. અને બીજું કારણ પોતાના જ એક જુના મિત્રની કન્યા પોતાની પુત્રવધુ બનશે તો જુનો સંબંધ મજબૂતા ધારણ કરી શકશે. આથી વસંતરાય સંમત હોય તો પોતાને કાંઇ વાંધો નથી. એમ અર્ધ સંમતિ પણ આપી ચૂકયા હતા.

દરેક ઝીણી-મોટી વાતો અજય ખુલ્લા દિલે માતપિતા સમક્ષ જાહેર કરતો : અને એમાં એમની સલાહ સૂચન મેળવતો. આવી ચર્ચાઓમાં જ્યોતિ પણ ઉમંગે ભળતી. અને વચમાં સાચી ખોટી દલીલો કરી પોતે પણ કાંઇક છે તે પુરવાર કરાવતી. આમ દરેક હકિકતોની સારી-નરસી બાજુઓ ધ્યાનમાં રાખી અજય નિર્ણય બાંધતો. અયોગ્ય લાગે તો એ સ્વીકારવા હઠાગ્રહ કરતો નહીં. તેમ કોઇ વાતથી માત-પિતાને મન દુઃખ જણાય એવું એક પણ આચરણ કરતો નહિં.

જ્યોતિને જાણ થઇ હતી કે સ્નેહલતા થોડા વખતમાં પોતાની ' ભાભી ' થઇ આવવાની છે. એટલે એના સત્કારમાં ખામી આવે નહિ એ જોવાની પોતાની જ ફરજ છે એમ માનતી. ન માને એને પણ મનાવતી.

" આવો ! બેટા ! " બાએ આવકારી

સ્નેહલતા જ્યોતિના પાટલા ઉપર જગ્યા કરી બેસી ગઇ જ્યોતિ બીજો પાટલો લાવવા ઉભી થઇ તેને સ્નેહલતાએ હાથ ઝાલી બેસાડી દીધી, અને તેના હાથમાંનું વેલણ લઇ લઇને, પુરી વણવવા તૈયાર થઇ.

" નહીં, નહીં, લતાબેન અહીં તમને કામ કરાવવા નથી બોલાવ્યા......લાવો, મારું વેલણ ! "

"હવે તમે થોડો આરામ લ્યો, હું વણાવું !"

પુરીના ગોમણવાળી થાળી દૂર ધકેલી દેતી જ્યોતિ બોલીઃ

"નહીં, લાવો......મહેમાન પાસે કામ કરાવાય નહીં."

"કરીશ તો કૈં ઘસાઇ નહીં જાઉં હોં !"

"તો, પહેલાં ભાઇની રજા લઇ આવો. એ હા પાડે તો આપું !"

"એમને ત્યારે તમારે મને નથી વણાવા દેવું ને ?......કાંઇ નહીં, બા આપશે. ' સ્નેહલતા ઉઠી. ' લાવો બા, હું પુરી તળું છું. તમે જરા આરામ લ્યો."

"નહીં, નહીં, બેટા...!"

"ઘ્યો, બા, એટલો ય અધિકાર મને નહીં ?"

સ્નેહલતાએ બા પાસેથી ઝારો લઇ લીધો.

બાના પાટલા ઉપર બાની સોડમાં જ ભરાઇ જઇ પુરીઓ તળાવા લાગી. બા એને તેમ કરતાં અટકાવી શક્યાં નહિં.

મનમાં બોલ્યાંઃ ' ભારે મીઠી છે ! નક્કી, મારા ઘરમાં વહુ થઇને આવશે ત્યારે એક કામ પણ મને જાતે કરવા નહીં દે, એવી તો હઠીલી લાગે છે. એને તે કેવી રીતે પહોંચાશે ?...ખરેખર, ઘરને અજવાળે એવી દીકરી છે. ' બાએ વ્હાલથી સ્નેહલતાને સોડમાં દાબી, બચ્ચી ભરી. સ્નેહલતાએ જ્યોતિ તરફ વિજયી દૃષ્ટિ ફેંકી સ્મિત કર્યું.

જ્યોતિએ એ તરફ જોયું ન જોયું કરી હસીને અજયને કહ્યુંઃ

"ભાઇ. ભાભી તો સારી ગોતી લાવ્યા છો હોં !"

કંઇ મીઠા રોષથી ઠપકાભરી આંખે સ્નેહલતાએ જ્યોતિ સામું જોયું.

અજય અનિમેષ નયને સ્નેહલતાને જોઇ રહ્યો.

કામ કરતા બધા વાર્તાલાપ કરવા લાગ્યા થોડીવાર બેસી અજય ઉપર ચાલ્યો ગયો. જમવાનો વખત થતાં ત્રણે જ્યોતિ અજય ને સ્નેહલતા સાથે જમવા બેઠા. વાર્તાવિનોદ કરતાં ત્રણે જમી પરવાર્યાં મુખવાસ કર્યો.

તે દરમ્યાન મોટર તેડવા આવી ગઇ હતી. સ્નેહલતા ને જ્યોતિ એમાં બેસી સાથે નિશાળે જવા રવાના થયા. (ચાલુ)

# ઋગ્વેદની ઉપમાઓ

શ્રી. હરિશ્ચંદ્ર વૈદ્ય

( સપ્ટેંબરના અંકથી પૂર્ણ )

ટૂંકીઆઇ જીવનપ્રતિ આર્યોનો ઉપમાઓ દ્વારા આછો ખ્યાલ આપ્યા પછી માનવસ્વભાવ સ્પર્શતી અને પ્રાણીભાવ દર્શાવતી ઉપમાઓના નમુના જોઇએ, કે જેથી તે દ્વારા કલાની પરિસ્થિતિનો ખ્યાલ પણ સાથે સાથે આવી શકશે.

गावो न यवसेष्वा (૮-૯૨-૧૨)

જેમ યવસેષુ અર્થાત્ ઘાસમાં ગાયો આનંદ પામે છે તેમના સોમરસ તારામાં અમને આનંદ લેવા દે. ઉપરોક્ત ઉપમામાં સામાન્ય સ્વભાવ સાથે ગ્રામજીવનનો અનુભવ પણ ઉતર્યો છે. ચરતી ગાયોનો અને તેમાંથી તેને મળતા આનંદની સરખામણી થયેલી છે.

રણન્ गावो न यवसे આ દાખલો પણ ઉપરોક્ત દાખલા સાથે સરખાવી શકાશે. અને તેમાંથી ગોપાલન અને પશુધન એ સામાજીક ધારો હતો એમ નિષ્પન્ન થાય છે, કારણ કે આ ઉપમા વારંવાર અનેક સુક્તોમાં આવેલી છે.

વાત્સલ્ય અને માતૃભાવના પ્રેમના પડઘાને ગાય અને વાછરડા સાથે સરખાવી પ્રચલિત દ્રષ્ટાંત ઋષિ જ આપણી કવિ આપણી પાસે રજુ કરે છે. વળી દેવને તેઓના ઉત્કટ પ્રેમથી આવાહન કરે છે તેની પ્રતીતિ થાય છે.

નીચેના જુદાં જુદાં મંડળોમાં સુક્તો દ્વારા ઉપરોક્ત કથન સાબિત થશે અને માતૃપ્રેમ ગાય વાછરડાના પ્રેમ સાથે કેવી કુદરતી રીતે બંધબેસતો કર્યો છે તે સહજ જણાશે. આ ક્ષણે આપણા ગુજરાતમાં પ્રચલિત કહેવત યાદ આવે છે કે કોઇ કોઇની પાછળ ને પાછળ રહેતો હોય ત્યારે આપણે "ગાય પાછળ વાછરડું" કહીએ છીએ. એ ગાય પાછળ વાછરડાને આર્યકવિએ જે સ્વરૂપે જોયું છે અને સમજવા પ્રયત્ન કર્યો છે અને આપણને કરાવ્યો છે તે આ રીતે છે:—

(૧) वत्सं गावो न धेनवः મં. ૬

(૨) वत्सं जातं न धेनवः મં. ૯

( ગાયને વાછરડું જન્મે છે તેમ )

(૩) गावो वत्सं न मातरः ।
समी वत्सं न मातृभिः મં. ૯

(૪) सं वत्सं इव मातृभिः મં. ૮

(૫) अभ्रे वत्सं न सवसरेषु धेनवः મં. ૨

(૬) इन्द्रं वत्सं न मातरः મં. ૬-૮

ઉપરોક્ત ઉપમાઓથી જુદા જુદા મંડળોના દેવોને જેમ વાછરડી ગાયને, દિકરો માતાને તેમ ઋષિ તેમને આવાહન કરે છે.

પ્રેમનો મનુષ્ય જીવનનો મહત્ત્વનો પાસો તે પતિ પત્ની પ્રેમ. તેમાં કુદરતી તત્ત્વોને જ ઉપરોક્ત ભાવોથી નવાજીને આકર્ષતરી રીતે પતિપત્નીની ફરજો સમજાવવા દ્રષ્ટાઓએ પ્રયત્ન કર્યા છે. સૂર્ય ઉષા, યમ અને યમીના યુગ્મવાળાં સુક્તોમાં પત્નીપ્રેમ ઉપમાઓ દ્વારા ટોવ્યો છે તે આપણે જોઇએ.

(૧) मधुयुद इव योषणाम् ।
કન્યાઓઓઓની જેમ અમેપણ...વિગેરે.

(૨) इन्दुः सिषक्त्ये उषसं न सूर्ये
ઇન્દુ "સોમ"

(૩) जायेव पत्य उशति सुवासा
મં. ૧૦.

ઉપરોક્ત ઉપમા નં. ૩ કંઇક સમજ માંગી છે મં. ૧૦માં જ્ઞાન પર સુક્ત લખના કવિ જ્ઞાન અને જ્ઞાનીને પતિપત્ની

તરીકે કલ્પીને કહે છે કે જેમ પત્ની "સુવાસા" એટલે સારાં સારાં કપડાં પહેરીને પતિને આનંદિત, તુષિત કરે છે એમ. જ્ઞાન પોતાનાં નરવાં રૂપ જ્ઞાનીને બતાવી ખુશ કરે છે. અત્રે સારાં કપડાં પહેરવાનો સ્ત્રીઓનો ઉદ્દેશ ઋષિ બતાવી દે છે. કપડાં જરૂરીયાત પુરતાં જ નહિં પરંતુ સૌન્દર્યને વધારવા ખાતર અને તે દ્વારા પોતાના પતિને ખુશ કરવા માટે જ હતાં. આ ઉપમા અક્ષરસઃ ૧–૪ અને ૧૦ માં મંડળોના અનેક સુક્તોમાં નજરે પડે છે. જેની મુખ્ય ભાવના તો સુરી જ છે.

હવે પ્રાણી સ્વભાવ Animal nature ઉપર ઋષિઓની ઉપમાઓની હથોટી જોઇએ. પ્રથમતઃ અગ્નિને હવિભક્ષણ કરતો જોતાં પશુધન રાખતા આર્યોને તરત જ ખ્યાલ આવે છે કે,

**अग्ने पशुर न यवसे ।** અગ્નિ પશુની માફક બધું જ ખાય છે. આમ અગ્નિના ખાઉધરાપણા માટે કવિ ટિકા કરે છે.

અશ્વ સ્તુતિમાં ઘોડાની હરોળો જોઇને કવિના માનસમાંથી નીચેની ઉપમા સરકે છે.

**हन्सा इव श्रोणिशो यतन्ते ।** હરોળમાં ઉભેલા ઘોડાઓની માફક તેઓ એક સરખો વ્યવસ્થિત પ્રયત્ન કરે છે. તેમણે સ્વાસ્થ્ય અને વ્યવસ્થા, ઘોડાની હરોળો અને તેને લગતી રમત ગમતની ઘણી ઉપમાઓ આપી છે. ઘોડાઓની અને રથની રોમની ઓલેમ્પીક રમતો અને શરતો જેવી અહિંયા પણ વેદકાળમાં હશે તેનો આવી અનેકાનેક ઉપમાઓથી ખ્યાલ બાંધી શકાય છે. જે માટે આપણે આગળ ઉપમાઓ જોઇશું—

વળી પ્રખર સત્તા બતાવવા માટે તેમને ઉપમાન આઘું લેવા જવું પડે તેમ નથી.

**मृगो न भीमः कुसरो गिरिष्ठ ।**

ઇન્દ્રને ગુસ્સામાં આવતો જોઇ તેની ભયંકરતાને પર્વતની ગુફામાં રહેતા સામા ધસતા વિકરાળ બલવંત જનાવર સાથે સરખાવે છે. વળી તેની સત્તાને અને તેની વિશાળતાને બતાવવા કવિ એક સુંદર ઉપમા રજુ કરે છે.

**द्यौर् न प्रथीना शवः** મં. ૧

જેનુ બળ આકાશ જેટલું વ્યાપી છે. જંગલના ગાઢ અનુભવિ કવિઓ કોઇને એકદમ ધનિક થતો જુએ. અથવા તો સહેલાઇથી લક્ષ્મી મેળવતો જુએ ત્યારે

**यया इवाम्यु रोहते**

તેની પાસે લક્ષ્મી "ઝાડની ડાળીયોની જેમ" વધે છે. તેમ ઉચ્ચારે છે. ઝાડની ડાળીયો વધવી જેટલી સ્હેલી અને કુદરતી છે તેટલી જ તેને લક્ષ્મી મેળવવી સહેલી છે. અત્યારે આપણે માનવ અવયવ વિકાસને જોઇએ છીએ એટલે એમ પણ કહેવાય કે જેમ આળસુ માણસના 'નખ' વધે છે તેમ તેની લક્ષ્મી વધે છે.

**Romangames**

આઠમા અને નવમા મંડળમાં પુષ્કળ પ્રમાણમાં શરતના ઘોડાની અને રથની ઉપમાઓ મળી આવે છે. આ મંડળની રચનાના વખતમાં દરીયો ઘુમતા પણિઓએ કદાચ આ સંસ્કૃતિને આયાત કરી હોય તો નવાઇ નહિ, કારણ કે Antiguity જાળવવા માટે ચોથા મંડળ સિવાય બીજે કયાંયે આવી ઉપમા જોવા મળતી નથી. લડાઇની જીતને ઇન્દ્ર મેળવે છે તેને કવિ શરતજીતના રથની માફક સરખાવતાં કહે છે કે,

**वाजयन्तो रथा इव** મં. ૮–૯

જ્યારે

**वाजयन्तो अश्वा रथं** અને
**त अरयन्त न सामसिम**
" જીતાયેલા શરતી ઘોડાની માફક "

આ બે ઉપમાઓ ચોથા મંડળમાં અને આઠમા મંડળમાં આવેલી છે. ઉપરોક્ત ઉપમાઓથી રોમનગેમ્સ જેવી રમતો આપણે ત્યા પણ હશે-મોડી મોડી પણ રમાતી હશે-તે નિઃશંક છે.

સામાન્ય નિરિક્ષણની પણી અસામાન્ય ઉપમાઓ પણ આપણને જોવા મળે છે. વેદીમાં રહેલા અગ્નિને જોતાં કવિ કલ્પનાએ ચઢે છે અને ઉપમાઓ આપે છે.

सीदन् श्येनो न योनिम् આ મં. ૯

પોતાના માળામાં બેઠેલા બાજપક્ષીની જેમ વેદીમાંનો વગેરે......આવી જાતની ઉપમા કુંડામાં રહેલા સોમ રસ માટે પણ વપરાયેલી છે.

योनिम् घृतवन्तं आ सरम् મં. ૯

વળી કુંડામાં પડતી સોમની અવિરત ધારાને શ્રુતના ઘોડા સાથે સરખાવે છે.

मिळहे सप्तिर् न वाजयु : મં. ૯

દેવ આખાયે બ્રહ્માંડ ને કેવી રીતે ગ્રહે છે, અને શાસન કરે છે. તેને માટે તેઓ પોતાના હંમેશના જીવન ક્રમમાંથી જ ઉપમાઓ આપે છે. જેમકે

आरान् न नेमिह परिता बभूव

જેમ પૈંડા ને આરાઓ ( Spokes ) ચારે તરફ મધ્ય બિન્દુથી લાગેલા હોય સુરક્ષિત રાખે છે તેમ. કવિ વળી પોતાના સૂક્તને બર્યાબાદથી રથ સાથે સરખાવી આત્મ સંતોષ લેતા આપણી નજરે પડે છે.

रथं न धीरह् स्वपा अतक्षम

મં. ૧-મં. ૫

**સામાજિક**

પ્રાણી વિભાગ, મનુષ્ય ભાવના, પ્રેમ, વગેરે વિભાગોની તથા દરીઆઈ ઉપમાઓ જોયા પછી આપણે વેદના એક અગત્યના ઉપમાઓના ભાગ તરફ નજર કરીશું. વેદ જાણનારાઓ તેમજ સાહિત્યના પરમ ઉપાસકો જેને માટે વાહવાહ પોકારે છે તેવા ઉષાનાં સુક્તોમાંની સામાજિક રીવાજો ઉપર અસર કરતી ઉપમાઓ આપણે જોઈશું. ખાસ કરીને મં. ૧ ના ઉષા સુક્તો ઘણાં જ આકર્ષક અને કવિત્વ ભર્યાં છે. ઉષા સ્ત્રી વાચક કુદરતી તત્ત્વ હોવાથી કવિએ તેને કન્યા, અને પત્નીના સામાજીક ભાવોથી નવાજી છે. અને તેથીજ એક વિદ્વાન અંગ્રેજે લખ્યું છે કે, Their chief Value lies not in fancy but in facts, social and religious. તેમની કિંમત કલ્પનામાં નથી. પરંતુ સામાજીક અને ધાર્મિક વાસ્તવિકતામાં છે. આ સુક્તોની ઉપમાઓ જીવન્ત અને દિલચસ્પ છે; તથા તે વખતની સાંસ્કૃતિક અને સામાજીક વસ્તુસ્થિતિનો સાચો ખ્યાલ આપે છે.

પ્રથમ લઈશું સ્ત્રી અને લગ્ન જીવનઃ— લગ્ન એ સ્ત્રીને મન જીંદગી છે જ્યારે પુરૂષને મન એક મહત્વની ઘટના છે. જો કે બન્નેના જીવનોમાં મહત્વના ફેરફારો તો અલબત્ત થાય જ છે. કવિઓએ ઉષાને ' હેલન 'ની જેમ પોતાની નાયિકા કલ્પી છે.

પ્રથમ ઉષાને એક Mistress ઘરરખ્ખુ ગૃહીણી અને તેય પ્રભાવશાળી એવી મહત્વની વ્યક્તિ તરીકે આલેખી છે.

आघा सुलुर्युषा याति प्रभूजती
जरयंती वृजनं पद्वदयत् उत्पायति पक्षिणः

તેના આગમનથી જેમ ઘરમાં ગૃહીણીના ટહુકાથી બધું જ ચેતનવંત થઈ જાય છે તેમ પક્ષીઓ જાગ્યાં છે-આમ ઉચ્ચ ગૃહીણી ભાવનો વ્યકત કરતી આ એક સુંદર ઉપમા છે.

રૂપગર્વિતા કન્યાને કવિ જુવે છે અને ઉષાને તેની સાથે સરખાવે છે.

कन्येव तन्वा शाशदानाँ एषि देवि:
देवम् इयक्ष माणम्-

જેમ એક રૂપગર્વિતા કન્યા સુસજ્જ બની પોતાના કામુકને અભિસારિકાની જેમ મળવા જાય છે તેમ ઉષા કે જેને પોતાને સ્વાંગની પુરેપુરી ખબર છે તે પોતાના ઝંખતા દેવમ અર્થાત્ સૂર્યની પાસે જાય છે અને હસતાં હસતાં પોતાનાં વક્ષસ ખુલ્લાં કરે છે. "

કવિએ આમાં નારીભાવના આલેખનમાં સહેજે મણા રાખી નથી. જાણે પોતાના સીધા અનુભવો ઉચ્ચારતા હોય તેમજ જણાય છે.

પ્રભાતમાં સ્રી પોતાનાં નિર્ણિત કાર્યો કરતાં ગીત ગાય છે. હજી આ રીવાજ અદ્યાપિ પણ ગામડાંમાં જોવા મળે છે. વેદ જની આ રીત આપણને નીચેના દષ્ટાંતથી મળી રહે છે.

अर्चन्ति नारी रपसो न विष्टिभिः ।

ઉષા જેમ સ્રીઓ પોતાને કામે જાય છે ને ગાય છે તેમ ગાતી ગાતી આવે છે. " તેમનો સમાજ એટલેથી અટકતો નથી, તેઓ Fine Arts જેવી કે નૃત્ય, વગેરેને પણ અપનાવતા. આ સ્વભાવ ઘરાનીઓમાં વધુ પ્રમાણમાં જોવામાં આવે છે. તદુપરાંત અમુક અંગભંગની વિશિષ્ટતાઓથી તેઓ જ્ઞાત હતા જે આપણે નીચેના દષ્ટાંતથી ઉપમા દ્વારા જોઇશું.

अधि पेशांसि वपते नृतुरि वापोर्णुते
वक्ष उस्रेव बर्हजम् । १-९२-४

" જેમ એક નર્તકી પોતાનાં વક્ષસને દર્શાવે છે તેમ તેણી પોતાના ગાયનાં આંચળ શાં વક્ષસ બનાવે છે. " અહિં Complex Simile નો દાખલો મળી આવે છે. એક ઉષાને નર્તકી અને ગાયની સાથે વક્ષસ દર્શાવવાની ક્રીયા કરતી બતાવવામાં આવી છે. વક્ષસ બતાવવાના Poses આપણા અત્યારના શિષ્ટ સમાજમાંના નૃત્યમાં અત્યારે પ્રચલિત નથી છતાં Socia Morality ના સિદ્ધાન્ત કાળ ને સ્થળની સીમા હોઇ તે વખતમાં કુદરતી હવામાં રહેતા આર્યોને આવાં નાતિક અંગદર્શનો વિકાર ઉત્પન્ન ન પણ કરતાં હોય ! અને તે રીતે મનુષ્યની અત્યારની છે તેના કરતાં નિર્દોષતા વધુ પણ હોય તે સહજ સાબિત થઇ શકે છે.

એક અર્વાચીન રીતરીવાજ ઉપર ઉપમા મળી આવે છે અને તે કન્યા શણગાર. જ્યારે કોઇ કન્યાનો વિવાહ કરવાનો હોય ત્યારે જોવા આવનારને પોતાની કન્યા પસંદ પડે એ સારુ માતા તેને શણગારે છે. આ રીવાજ ઉપર અને નારી સહજ લાગણી ઉપર વેધક પ્રકાશ નાંખતી ઉપમા ખરેખર ધ્યાન ખેંચે છે.

सुसंकाशा मातृमृष्टेव योषा
१-१२३-११

ઉષા પોતાનું, જેમ સુરૂપ કન્યાને તેની માતા શણગારી પ્રદર્શન કરે છે તેમ તે પ્રદર્શન કરે છે.

જ્યારે એક બ્હેન સાસરે જાય ત્યારે બીજી બ્હેનની જે દર્દભરી નજર હોય છે તે પણ કવિના ખ્યાલ બહાર નથી. એ ભાવને પણ કવિ ઉપમા દ્વારા વ્યવસ્થિત રીતે રજુ કરે છે.

" स्वसा स्वस्रे ज्यायस्यै योनि
मारैगपत्यस्य प्रतिचक्ष्येव

" બ્હેન બ્હેન પાસેથી જતાં છેવટ સુધી એક લાંબી નિરાશ નજરે જુએ છે તેમ ઉષા સંધ્યા તરફ જુએ છે. "

સાથે સાથે ભાઇ વિહોણી બ્હેનની પણ પરિસ્થિતિ રજુ કરવામાં આવેલી છે.

अभ्रातेव पुंस एति प्रतीची

ઉષા ભાઇ વગરની બ્હેનની માફક પુરુષો શોધે છે.

લગ્નજીવન

સામાજીક વિધવિધ સંબંધોનું અનુપમ્ય ઉપમાઓદ્વારા આલેખન જોયા પછી હવે આપણે લગ્નજીવનના માનવજીવનના અગત્યના સંબંધ તરફ નજર કરીયે. આદર્શ દંપતિની વાત કરતાં કવિ એમ ધારી લે છે કે સ્ત્રીઓ જે સુસજ્જ થાય છે તે તેમના પતિઓને ખુશ કરવા અને તેમ કરવામાં આર્યસ્ત્રીઓ કૃતકૃત્ય માને છે એમ તેમનુ માનવું છે.

जयायेव पत्य उशती सुवासा उषा हस्रेव निरिणीते अप्सः

" જેમ સ્નેહાળ પત્ની સુવસ્ત્રો ધારણ કરી પોતાના પતિ આગળ તેને આનંદ આપવા ખડી થાય છે તેમ ઉષા પોતાના સૌન્દર્યો સહીત (સૂર્ય) પાસે ખડી થાય છે."

ત્યારે બીજી બાજુ કજોડાં માટે પણ સુંદર ઉપમા આપણી આગળ મુકાઇ છે.

महाँ इव युवजानि । હે ઈન્દ્ર તું અમારા ઉપર ગુસ્સે થઇશ નહિ. પરંતુ એ ગુસ્સો કેવો ? જેમ વૃદ્ધ ધણી તેની યુવાન પત્ની પર કરે તેવો. કેટલો સુંદર કટાક્ષ ! સ્ત્રીજીવનના આ અદ્યાપિ ગણાતા અગત્યના પ્રશ્નની પણ છણવટ અને તે વિશેનો ફ્યવાદ વેદ પ્રણિત છે.

તેમ સિદ્ધ થાય છે. ઉપરોક્ત ઉપમામાં પુરૂષનું અને તેમાં યે વૃદ્ધ પુરૂષનું યુવાન પત્ની તરફ જે અવિશ્વાસભર્યું વલણ હોય છે ને વલણ અને વૃત્તિને કટાક્ષોપમાં દ્વારા મુકવા માટે દૃષ્ટા ખરેખર અભિનંદનીય છે. ત્યારપછીના કે સમકાલિન જમાનામાં જ્યારે પાશ્ચાત્ય દેશમાં માનવ પ્રાણીઓ સ્ત્રીઓને પશુઓ જેમ લીલામ કરવાની અને જેમ પશુઓના શરીર તપાસાઇ ખરીદાય તેમ શરીરો તપાસાઇ ખરીદવાની પ્રથા મશહૂર હતી તે વખતે ઉન્નત લગ્નજીવનની આડે આવતા આવા કુટ પ્રશ્નોનો પણ વેદ સામનો કરતો. વેદનો જમાનો નારીજીવનની ઉન્નત અને પવિત્ર કક્ષા માટે જે સાખ પૂરે છે તે ખરેખર તેની સંસ્કૃતિને ફાળે જાય છે. સમાજનો લગ્નજીવનથી શરૂ થતી જમાઇની પ્રણાલિકા માટેનો ઉકળાટ પણ વેદની એક નાનીશી ઉપમા રજુ કરે છે.

अक्षोरिव जामाता ॥ ગરીબ જમાતા જેમ તુંડમિજાજી હોય છે તેવો. સામાજીક અને કૌટુંબિક જીવનને સ્પર્શતી ઉપરોક્ત ઉપમાઓ આપણે જોઇ. હવેની ઉષાના સૂક્તોની બે સુંદર અને વિરોધી રસ મિશ્રણ હોવા છતાં પણ રસ ઉત્પન્ન કરતી ઉપમાઓની ઝાંખી કરીશું. વેદકાળના ઉત્સવો કે જે ઉત્સવો પ્રાચીન કાળમાં સંસ્કૃતના ભવ્ય નાટ્ય સાહિત્યના પોષક હતા, તેમાં નૃત્યને પણ સ્થાન હતું. તે માટે એક સુંદર ઉપમા આપણી આગળ પ્રાપ્ત થાય છે.

व्युच्छन्ती रश्मिभिः सूर्यस्य अंज्यंक्ते
समनगा इव व्रा ।

જેમ મેળામાં પોતાની સુરૂપ તેજસ્વીતાથી અને ગીતોથી કીન્નર કંઠીઓ આનંદ આપે છે તેમ ઉષા પણ આનંદ આપે છે, પરંતુ વધારે સુંદર તો ઉષાની ઉપમા ત્યારે જ લાગે છે જ્યારે તે સુંદર ભાવ મિશ્રણ ઉત્પન્ન કરે છે. સ્ત્રી વાચક ઉષા જેવા કોમળ પ્રકૃતિ તત્ત્વમાં લડાઇમાંનાં શસ્ત્રોના અલંકારનાં ઉપમેયોનું દર્શન થાય ત્યારે ખરેખર અહોભાવ થયા સિવાય ન જ રહે.

" एताउत्या उषस केतुमक्रता पूर्वे
अर्धे रजसो भानुमञ्जते
निष्कृण्वाना आयुधानीव धृष्णवः प्रति
गावोऽरुषीर्यन्ति मातरः

" ઉષા કે જે તેમના ( યોદ્ધાઓના ) વિજય પતાકાને પૂર્વમાં ફરકાવે છે ત્યારે

તેનું તેજ યોદ્ધાઓના હાથે ઘસાતાં હથિયારોના ચળકાટ જેવું જણાય છે. "

આ રીતે સરવાળે જોતાં વૈદિક આર્ય જીવનના લગભગ ઘણાખરા કાર્યક્રમોની તુલનાવાળી ઉપમાઓ રહેજસ્ટજ ફેરફારના રૂપમાં આખાયે વેદમાં પથરાયેલી નજરે પડે છે. ઉપમા વાપરનારાઓ અને તેના ઉત્પાદકોથી જ આપણી સંસ્કૃતિનું સાચું માપ કાઢી શકીયે. વાપરવામાં આવેલી જુદા જુદાં જીવનનાં પાસાંઓ અને ક્રમોથી ભરેલી ઉપમાઓથી અત્યારની સંસ્કૃતિ અનિર્મળ નથી, પરંતુ દેશાન્તરમાં મુસાફરી કરી આર્યોએ કરેલી આપ-લેનું જ પરિણામ છે તે રહેજ સમજાશે. જો કે ઋગ્વેદના જન્મ-સ્થાન માટે વિદ્વાનોમાં ભિન્ન મત છે. છતા ઉપમાઓ અને તે દ્વારા વ્યક્ત થતા જીવનના અવનવા પ્રસંગો પરના મંતવ્યોથી જ નિષ્પન્ન થઇ શકે છે. આર્યોની સંસ્કૃતિ મૌલિક હોવા છતાં યે મિશ્ર છે ને ચોક્કસ છે, પછી ભલે તે કદાચ તેઓનું જુદા જુદા દેશોમાંના પરિભ્રમણને લીધે હોય. અથવા જુદા જુદા દેશોમાં ઋગ્વેદનાં જુદાં જુદાં મંડળોની ઉત્પત્તિ હોય; કે પછી સપ્તસિન્ધુમાં રહી 'મીશનરી' માફક ધર્મપ્રચાર માટે નિકળેલા ઋષિઓની આપલે હોય ગમે તેમ હોય છતાં પણ વૈદિક સંસ્કૃતિ એકરંગી કે તદ્દન Barpario જંગલી પ્રાર્થનાઓ કરે તેવી નથી, પરંતુ જો સમયને ઉકેલી શકાય તો કદાચ આપણી ભવિષ્યની સદીમાં જ્યાને બેસે તેવી છે. વેદની એ નવોધા સમી ઉપમાઓ આ સઘળું પુરવાર કરવા બળ પ્રેરે છે.

વેદની એ ચિરંતન ચિંતનાત્મક અને ચમત્કારિક ઉપમાઓને, અને તેને [illegible]માં દર્શન કરાવનાર ઋષિઓને શતધા વંદન હો!

( સંપૂર્ણ )

---

## તારી મરજી

શ્રી. નૂતન દેસાઈ

પ્રભો !

તારી મરજી ન હશે તો મારા વિકાસમાં એક નાનું તરણું યે મને અંતરાય રૂપ લાગશે.

પણ મારી મરજી તો અંતરાય રૂપ પહાડોને ય વટાવી જઇ વિકાસ પામવાની છે.

હું તો વહેતા પાણીના પ્રવાહ જેવો છું.

માર્ગમાં આવતા ખડકોને ભેદવાની શક્તિ મારામાં ભલે નથી

પણ સ્વભાવ પ્રમાણે જળરેલાની માફક અનુકૂળ દિશામાં વહી જઇ અલોપ થઇ જવાનું મને ગમતું નથી.

માર્ગરોધક ખડકોને અથડાઇ જળરેલો દિશા બદલીને ય મહાસાગરમાં ભળી શકતો હોય તો તે સામે મારી કોઇ ફરીઆદ નથી. એ ખડકોને તો હું માર્ગદર્શક સાધન ગણું.

પણ પ્રવાહ બદલી કોઇ સુકા રણમાં સોસાઇ જતા વહેળાની કમનસીબી વેઠવા મારૂં દિલ તૈયાર નથી

---

# સ્ત્રી–ચરિત્રનો વિદ્યાર્થી

શ્રી. પંડિત લાલચંદ ભગવાન ગાંધી

પ્રાચીન વિદ્વાનોએ એ સ્વીકાર કર્યો છે કે સ્ત્રી-ચરિત્ર ખૂબ ગહન હોય છે, તે સમજવું મુશ્કેલ હોય છે, ભલભલા ચતુર વિચક્ષણ પુરુષોથી પણ તે સમજી શકાયું નથી–સમજી શકાતું નથી સ્ત્રીઓનાં ચરિત્રને દેવો પણ જાણી શકતા નથી, તો મનુષ્યો તો ક્યાંથી જાણી શકે ? બુદ્ધિમાન મનુષ્યો પાણીમાં ફરનારાં માછલાંઓના પગને જાણી શકે, આકાશમાં ઊડનારા પક્ષીઓના પગની પંક્તિને જાણી શકે; પરંતુ તેવા બુદ્ધિમંતો પણ સ્ત્રી–ચરિત્રને જાણી શકતા નથી. સ્ત્રીઓની અસાધારણ અદ્ભુત શક્તિએ પુરુષ-શક્તિ પર [illegible]રીતે વિજય મેળવ્યો–એમ કહી શકાય એથી [illegible]નારી–ચરિત્રને નરોએ દૂરથી નમન કર્યું છે. રાજાઓ, અસાધારણ ફળ પ્રાપ્ત કરાવનારા બળો વડે જે સર્જી શકતા નથી, વિજ્ઞો, જગતને જાણનારી વિદ્યા વડે જે સર્જી શકતા નથી, ધનાઢ્યો અકૃત્ય કરનારા ધન વડે જે સર્જી શકતા નથી, તે, ચતુર લલનાઓ લીલામાત્રમાં સર્જી શકે છે. નરોનાં હૃદયમાં પ્રવેશ કરી નારીઓ નરોને સંમોહ પમાડે છે, મદ કરાવે છે, નિર્ભર્ત્સના કરે છે, રમાડે છે અને વિષાદ પણ પમાડે છે, નારીઓ શું આચરણ આચરી શકતી નથી ? શ્વે. જૈનગુરુ પ્રાચીન કવિ વિમલે સં. પ્રશ્નોત્તર-રત્નમાલામાં ઉચ્ચાર્યું છે કે–' किं गहनम् ?, स्त्रीचरितम् ' ' અર્થાત્ 'જગતમાં ગહન શું છે ?' એવા શિષ્યના પ્રશ્નના ઉત્તરમાં 'સ્ત્રી–ચરિત્ર' જણાવ્યું છે; તથા એ પછી પૂછવામાં આવ્યું છે કે–'ચતુર કોણ ?' તેના પ્રત્યુત્તરમાં જણાવ્યું છે કે–' તે (સ્ત્રી–ચરિત્ર)-થી જે ખંડિત ન થયો હોય તે ' ' कश्चतुरो ?, यो न खण्डितस्तेन ' ।

સુપ્રસિદ્ધ આચાર્ય શ્રીહેમચંદ્રે ગૂર્જરેશ્વર પરમાર્હત કુમારપાલ ભૂપાલની પ્રાર્થનાથી રચેલા વિવરણવાળા સ્વોપજ્ઞ યોગશાસ્ત્રમાં, સ્વદાર–સંતોષ અને પરસ્ત્રી-ગમન-વિરમણ નામના અણુવ્રતનો ઉપદેશ આપતાં એ સંબંધમાં સૂચવ્યું છે કે–" પાર વગરના પારાવર ( મહાસાગર )નો પાર પામી શકાય, પરંતુ પ્રકૃતિથી વક્ર–સ્વભાવથી કુટિલ એવી સ્ત્રીઓનાં દુશ્ચરિત–દુરાચરણનો પાર પામી શકાતો નથી. ! ૧"

—આચાર્યશ્રીનું ઉપર્યુક્ત કથન, સુશીલ, સચ્ચરિત્ર સદાચારી મહિલાઓના સંબંધમાં નથી; પરંતુ સ્ત્રી-જાતિને કલંકિત કરતી તેવી સ્ત્રીઓને ઉદ્દેશીને છે. સંસ્કૃત સાહિત્યમાં બીજા પણ અનેક વિદ્વાનોએ–કવિઓએ એ એ સંબંધમાં અનેક સ્થળે પોતાના હૃદયોદ્ગાર પ્રકાશિત કર્યો છે, તેનાં દૃષ્ટાંતો પણ દર્શાવ્યાં છે.

એવી રીતે પ્રાકૃત સાહિત્યમાં તપાસીએ તો તેમાં પણ તેવા પુષ્કળ ઉલ્લેખો પ્રાપ્ત થાય છે. પ્રાકૃત સાહિત્ય તો ખરી રીતે લોક-સાહિત્ય ગણાય. લોક–સ્વરૂપ જાણીને સાધારણ લોકોને ઉદ્દેશી એની રચના છે. એમાંના ઉપદેશો લોકોને સચોટ અસર કરે તેવા ભાવવાહી છે, તેમાંની રસિક બોધક કથાઓ લોક–કથાઓ કહી શકાય; વર્તમાનમાં પ્રચલિત અનેક કથાઓ, કહેવતો–કહાણીઓનાં મૂળ એમાં જોવા–જાણવા મળે છે, પરંતુ વર્તમાન યુગના સાક્ષરોનું લક્ષ્ય જોઈએ તેવું તે તરફ હજુ સુધી ખેંચાયું નથી–એથી એ જોઈએ પ્રકાશ–પ્રચાર–પઠન–પાઠનાદિમાં આવ્યું નથી

૧ " प्राप्तुं पारमपारस्य पारावारस्य पार्यते ।
स्त्रीणां प्रकृतिवक्राणां दुश्चरित्रस्य नो पुनः ॥"
—યોગશાસ્ત્ર ( પ્રકાશ ૨, શ્લો. ૮૫ )

એ દુર્ભાગ્ય છે. પ્રાચીન કાલની એ નવ્ય-કથાઓ અને નવલિકાઓમા અનેક તાત્ત્વિક બુદ્ધિપ્રદ ઉપદેશો ગુંથાયેલા છે, એને સમજનારા જોઇએ.

પ્રસ્તુત વિષય સાથે સંબંધ ધરાવતી એક રસિક બોધક સંક્ષિપ્ત કથા તે પ્રાકૃત સાહિત્યમાંથી અહિં અનુવાદરૂપે રજુ કરૂં છું. એ ગદ્ય-પદ્ય પ્રાકૃતકથાવાળા ગ્રંથનું નામ ધર્મોપદેશમાલા છે, તેનુ વિવરણ આજથી એક હજાર વર્ષો પૂર્વે-સં. ૯૧૫ માં ભોજદેવ ( પ્રતીહાર ) મહારાજાના રાજ્યમાં નાગપુર (નાગોર)માં, જિનાયતનમાં રચાયેલ છે. તેની રચના કરનાર જૈનાચાર્ય જયસિંહસૂરિ મહાન ધર્મોપદેશક વિચક્ષણ પ્રતિભાશાલી વિદ્વાન જણાય છે. આચાર્ય શ્રીજિનવિજય-જીની પ્રેરણાથી સિંઘી-જૈનગ્રંથમાલામાં હાલમાં પ્રકાશિત થઇ રહેલા એ ગ્રંથમાંથી અહિં એ કથા દર્શાવાય છે. પ્રાચીન તાડપત્રો અને કાગળો પર લખાયેલી ૫ પોથીઓના આધારે એ ગ્રંથનું સંપાદન-કાર્ય કરતાં તેમાંથી ગૂજરાતી વાચકો આગળ આ વાનગી ધરૂં છું.

ઉપર્યુક્ત ગ્રંથની પ૭મી ગાથામાં પ્રાસંગિક ઉપદેશ આપતાં જણાવ્યું છે કે, " રમણી-જનથી પ્રતારણ કરાયેલા-ફસાવાયેલા વિદગ્ધ (વિદ્વાન-ચતુર) પુરુષો પણ હસવા યોગ્ય બને છે; જેમ યુવતિ(સ્ત્રી)ઓનાં **ચરિત્રોને શીખતો શ્રેષ્ઠ બ્રાહ્મણનો પુત્ર હસવા યોગ્ય બન્યો હતો.** " એ ગાથાની વ્યાખ્યામાં જે લોક-કથા જણાવી છે, તેનો સંબંધ લાટ-ગૂજરાત સાથે છે.

" લાટદેશનું ચૂડામણિ જેવું ભરુયચ્છ ( ભરૂચ ) નામનું મહાનગર છે, જે ત્રિવર્ગ( ધર્મ, અર્થ અને કામ )ને પ્રાપ્ત કરનારા મહાજનોથી સારી રીતે વસવાટવાળુ હતું. ત્યાં જ્વલનપ્રભ નામનો એક મુખ્ય શ્રેષ્ઠ બ્રાહ્મણ રહેતો હતો, તે પોતાનાં ધર્મ-કર્મ અનુષ્ઠાનોમાં પરાયણ હતો. તેને સોમપ્રભ નામનો પુત્ર હતો, તેણે પોતાના પિતા પાસેથી વેદાદિ-શાસ્ત્ર ગ્રહણ કર્યા પછી વિચાર્યું કે-' પુરુષે વિદ્યાઓમાં અસંતુષ્ટ રહેવું જોઇએ ' એમ વિચાર કરતાં તે પાટલિપુત્ર ( પટણા ) ગયો, ત્યાં સમસ્ત શાસ્ત્રોનું સર્વથા અધ્યયન કર્યું, તે ચૌદ વિદ્યાસ્થાનોનો પારંગત થયો. ત્યારપછી એક દિવસે તેણે વિચાર કર્યો કે—

" સુંદર એવી પણ તે જ્ઞાન-લક્ષ્મી વડે અન્યદેશમાં શું ?, જોવા લાયક એવું જેણે જોઇ લીધું છે-એવી જે જ્ઞાન-લક્ષ્મીને પોતાના દેશના વિદ્વાનોએ જાણી નથી. "[1]

ત્યારપછી તે પાટલિપુત્રથી ભરુયચ્છ ( ભરૂચ ) ગયો, એના આગમનથી નગરના લોકો આનંદિત થયા, બધુંઓ પરિતુષ્ટ થયા; સોમપ્રભે વિવિધ પ્રકારનાં શાસ્ત્રોનું વ્યાખ્યાન શરૂ કર્યું. લક્ષણ ગ્રહણ કરેલાં શાસ્ત્રોનાં વ્યાખ્યાનનાં કૌતુકથી, અને કઇક બીજાઓના આગ્રહને વશ થવાના સ્વભાવથી વિષયો તરફ નિસ્પૃહ-ખેદકાર રહેતા પોતાના ભર્તારને જાણી તેની ભાર્યાએ વિચાર કર્યો કે-" આ ઘણા ખેદની વાત છે કે-સમસ્ત શાસ્ત્રો શીખતાં આણે, પુણ્યથી પામી શકાય એવા પોતાના અને મ્હારા વિષય-સુખમા અંતરાય કર્યો !, તો હવે કોઇક ઉપાય વડે એને પરદેશમા-બીજે સ્થળે મોકલીને બીજા પુરુષને સેવું. " ત્યારપછી તેણીએ એક દિવસે તેને કહ્યું કે-' આર્યપુત્ર ! યુવતિ( સ્ત્રી )-ચરિતનુ મ્હારી પાસે વ્યાખ્યાન કરો. '

સોમપ્રભે કહ્યું-' મેં આ શાસ્ત્રનું નામ પણ સાંભળ્યું નથી. ' ઓએ કહ્યું-' તેના વિના, બીજાં શાસ્ત્રોથી શું ? ' સોમપ્રભે વિચાર કર્યો કે-' હા ! યુવતિ-ચરિત જાણીને એના મનોરથો પૂર્ણ કરૂં. ' એમ વિચાર કરતાં તે પાટલિપુત્ર ( પટણા ) તરફ ચાલ્યો.

મથુરાપુરીના બહારના ઉદ્યાનમાં આવી પહોંચ્યો, ત્યાં વિજયા નામની ભદ્ર-પત્નીએ તેને એવું બોલતો સાંભળ્યો કે-' યુવતિ-ચરિત શીખવા માટે હું પાટલિપુત્ર ( પટણા ) જઇશ. ' ' હું જ આને યુવતિ-ચરિતની ગંભીરતા દર્શાવું ' એમ વિચાર કરીને વિજયાએ એક ચતુર દાસીને મોકલી કે-' આ બ્રાહ્મણ-પુત્રનો માત-પિતાદિ વૃત્તાન્ત વિગતવાર જાણીને તું મને જલ્દી કહે. ' દાસીએ તે પ્રમાણે કર્યું.

ભિક્ષા માટે ભમતો સોમપ્રભ વિજયાને ઘરે પહોંચ્યો, ત્યારે તે સ્ત્રી તેને કંઠે વળગીને તેના દેશ, નગર, માત-પિતા, ભાઇ-બ્હેન તથા સ્વજનાદિનાં નામ લઇને કરુણ સ્વરે રોવા લાગી. મ્હોં ધોયા પછી વિજયાને પરિજન-વર્ગે પૂછ્યું કે-' આ કોણ છે ? ' વિજયાએ કહ્યું કે-' આ મ્હારો કાકાનો દીકરો ભાઇ છે, બાલપણમાં મ્હેં જોયો હતો. ' ત્યાર પછી તેને સુગંધિ તેલ વડે મર્દન કરાવ્યું, આડંબર-પૂર્વક સ્નાન કરાવ્યું. મહાપુરુષોને યોગ્ય એવા મોંઘાં-મૂલાં બે વસ્ત્રો પહેરાવ્યાં. વિવિધ પ્રકારના વિચિત્ર-સરસ આહાર વડે તેને જમાડયો. ચંદન-રસથી તેને વિલેપન કર્યું. તાંબૂલ આપ્યું.

ત્યાર પછી કામી જનોનાં મનને હરણ કરતો સંધ્યા-સમય થતાં સંધ્યા-વિધિ કરી લીધી. રાત્રિનો પ્રારંભ થયો, ત્યારે વિજયાએ ભર્તારને કહ્યું કે-' આજે મ્હારે ભાઇ પાસેથી માત-પિતાદિની વાતચિત્ત જાણવી છે, તેથી વાસઘરમાં તમે એકલા જ રહેજો.' એવી રીતે ભર્તારને સારી રીતે સ્થાપન કરી વિજયાએ સોમપ્રભ સાથે બીજા વાસ-ઘરમાં પ્રવેશ કર્યો. જૂદા જૂદા બે પલંગો બીછાવીને સજ્જ કર્યા, તેના પર રહીને પૂર્વે થઇ ગયેલા ઋષિયોની કથાની શરૂઆત કરી. કથા કહેતાં કહેતાં જ બ્રાહ્મણ-પુત્ર સોમપ્રભ નિદ્રાથી ઘેરાયો. પછી વિજયાએ તેને ઉઠાડીને કહ્યું-' નિશ્ચિંત થઇ સૂઇ ગયો છે ?, મ્હારી વેદનાને જાણતો નથી ? '

સોમ૦-' તમને શી વેદના છે ? '

વિજયા-' કામ-વેદના. '

' અરે ! આ નિદ્રા-મોહથી-ઉંઘમાં વ્યાકુલ હોવાથી એવી રીતે પ્રલાપ કરે છે. ' એવી શંકાથી ફરીથી પૂછ્યું, ત્યારે પણ તેણીએ કામ-વેદના જ કહી.

સોમ૦-ભદ્રે ! મ્હારી આગળ એવી રીતે બોલવું એ યુક્ત ન ગણાય. '

વિજયા-' ત્હારી આગળ કહું છું, કે જેથી તું દૂર કરે. '

સોમ૦-'ખેદ થાય છે, આ લોક અને પરલોકમાં વિરુદ્ધ એવું વચન તું ન બોલ.'

વિજયા-' એમાં વિરોધ નથી, કારણ કે-એ માર્ગ હરિ( વિષ્ણુ ), હર (મહાદેવ), પરમેષ્ઠી (બ્રહ્મા), ઇંદ્ર વગેરે મહાપુરુષોએ દર્શાવ્યો છે. '

સોમ૦-એવી રીતે ન બોલ, એઓએ બહેનોની કામ-ચાહના કરી નથી.

વિજયા-હું ત્હારી બહેન થતી નથી.

સોમ૦-વાચાથી તેવી રીતે સ્વીકારી છે; તેથી બંને લોકમાં વિરુદ્ધ એવું ન કર.

વિજયા-જો તું લોકથી અત્યંત ભીરુ હો, તો મ્હારી સાથે રમી-કામક્રીડા કરીને મને બ્રાહ્મણીને તું જીવાડ

સોમ૦-આ સંબંધમાં બહુ કહેવાથી શું ? જીવતાં હું આવું અકર્તવ્ય ન કરૂં.

વિજયા—મરી શકીશ નહિ, જો તું જીવતાં કરીશ; અને આમાં અકર્તવ્ય શું છે ? કારણ કે લાટદેશના લોકોને મામાની દીકરી ગમ્ય-ગમન કરવા યોગ્ય હોય છે, ઔદિચ્યોને-ઉત્તરના લોકોને ઓરમાન મા, બીજાઓને ભાઈની મહિલા, કેટલાકને વળી સગી બ્હેન ગમ્ય હોય છે; અહિં તો હું કાકાની દીકરી છું; તો તું સાંસારિક વિષય-સુખમાં વિઘ્ન ન કર.

સોમ.-આ વિષયમાં વારંવાર કહેવાથી શું ?, સાચા વચનથી તું મ્હારી બ્હેન છે.

વિજયા—જ્યાં સુધી વગોવાયલ નહિ-નિંદા-પાત્ર નહિ થા, ત્યાં સુધી તું મ્હારું વચન નહિ કરે.

ત્યાર પછી તેણીએ મોટા શબ્દથી બૂમ પાડી, એટલે લોકો આવી પહોંચ્યા. બપોરે જમેલા ભોજનનું ચરાવ(માટીનું પાત્ર) પહેલેથી રાખેલું હતું, તેને પલંગની નીચે મૂકીને લોકોને કહ્યું, ' વિષૂચિકા (અજીર્ણ-અકળામણ) થઇ ગઇ હતી, તેથી આને વમન થયું, ઊનું પાણી પાયું, અગ્નિથી શેક કર્યો, થોડી વારે સ્વસ્થ થયો. ' એમ કહીને સર્વ લોકોને રજા આપી મોકલી દીધા.

ત્યાર પછી વિજયાએ વાસ-ઘરનાં કમાડ બંધ કરીને ફરી તેને કહ્યું-' જો પ્રત્યય જોયો-ખાતરી થઇ હોય, અને જીવવાનું કાર્ય-પ્રયોજન હોય; તો હમણાં પણ અત્યંત અનુરક્ત-પ્રેમવાળી એવી મને તું સ્વીકાર. '

સોમપ્રભે કહ્યું:—' મ્હારું સર્વ જીવિત ત્હારે આધીન છે, પરંતુ વિષય સંબંધી ઇચ્છા ઉત્પન્ન થતી નથી; એમ હોવાથી તું જે કહે, તે હું સંશય અને વિકલ્પ કર્યા વિના કરું.

' અનુરાગ-પ્રેમ વગરના માણસ સાથે ગમન (સંસાર-સંબંધ) કરવાથી શું ! ' એમ માનતી-વિચાર કરતી વિજયાએ તેને કહ્યું-' તેં કહ્યું હતું કે-' હું સ્ત્રી-ચરિત શીખું છું ' તેથી તને બોધ આપવા માટે મેં આ પ્રપંચ રચ્યો હતો; તો હવે આ પ્રયત્નથી તું અટક; કારણ કે દેવોથી પણ તે જાણી શકાતું નથી. કહ્યું છે કે—" ભૂત, રાક્ષસ, વ્યંતરો અને ડાકણો મંત્ર-તંત્રોથી ગ્રહણ કરી શકાય છે, તથા વિષધરો(સર્પો) અને અગ્નિઓ પણ વશ કરી શકાય છે, શ્રેષ્ઠ ઘોડાઓ અને હાથીઓ બલવડે ગ્રહણ કરી શકાય છે, દેવો અને ગુરુઓ ભક્તિથી, માત-પિતા વગેરે વડીલો વિનયથી, તથા મિત્રો સદ્ભાવથી ગ્રહણ કરી શકાય છે, સ્નેહીઓ, સેવકો દાન વડે અનુકૂલ કરી શકાય છે, રાજાઓના હૃદયનો આશય દૂર હોય તો પણ *ઇંગિત વગેરેથી ગ્રહણ* કરી શકાય છે અને વિષમ-દુર્બોધ કઠણ શાસ્ત્રોનો પરમાર્થ પણ બુદ્ધિથી ગ્રહણ કરી શકાય છે; પરંતુ માયામય, કામના દોષોથી દુષ્ટ વિલાસમય ફસાવનારું સ્ત્રીઓનું ચરિત્ર તો એમાંના એક પણ ઉપાય વડે દેવો કે દાનવો વડે પણ ગ્રહણ કરી શકાતું નથી. "

ત્યાર પછી યુગલ ( જોડ ) ગ્રહણ કરીને [ અર્ધે માર્ગે સ્ત્રી-ચરિત્રના શિક્ષણના સૂચક પ્રમાણપત્ર તરીકે ] અર્ધ કાલો (લોઢાની મેખો) આપીને તેને પોતાના ઘર તરફ મોકલ્યો.

આ કથનનો સાર એ છે કે—'સ્ત્રીઓનો વિશ્વાસ ન કરવો જોઇએ. ' કહ્યું છે કે—

" સારી રીતે જીતાયેલી (વશ) હોય, સારી રીતે પ્રિય હોય, અને સારી રીતે પ્રસર (ફેલાવો) પામેલી હોય-આગળ વધેલી હોય, તેની પણ અટવીઓનો અને મહિલાઓનો વિશ્વાસ ન જ કરવો જોઇએ. સ્ત્રીઓ બીજાઓને રંજિત કરે છે, પણ પોતે રંજિત થતી નથી; બીજાઓનાં હૃદયોને ગ્રહણ કરે છે, પરંતુ પોતાનાં હૃદયો બીજાઓને આપતી નથી. ચતુર-ચાલાક-બુદ્ધિઓ અને યુવતિઓ એ બંને સરખી હોય છે; તેથી નિર્વાણ (મોક્ષ)ના અભિલાષી મનુષ્યે સ્ત્રીઓને પરિહરવી જોઇએ-એ ધર્મોપદેશ છે. "

# સૌરભ

શ્રી. 'મ'

વિક્રમ સં. ૨૦૦૩માં ભારતદેશની પરતંત્રતાની બેડીઓ તૂટી છે, અને અનેકવિધ મર્યાદાઓ સ્વીકારતાંય, જગતના સ્વતંત્ર રાષ્ટ્રોમાં હિંદનું નામ ઉમેરાયું છે, એ અપૂર્વ હર્ષની વાત છે. પણ સાથે સાથે કોમી રમખાણોના-બીજવૃક્ષન્યાયે-પિતા અને પુત્ર સમ ભારતના ભાગલા, તદ્દન યંત્રિક હિજરતીઓની હેરફેર, નિરાશ્રિતોની છાવણીઓ, કુસંપ અવિશ્વાસ વગેરે વિવિધ કૂટ પ્રશ્નોની વિચિત્ર જાળમાં પણ આપણે ફસાયા હોઈએ એવું આપણને સૌને લાગ્યા વિના રહેતું નથી. અન્નસંકટ, દુકાળ, કાળા બજાર વગેરે હાઉ તો હજુ ભૂતાવળની પેઠે . ી આસપાસ ભમતાં જ રહેવાની ન દર પળે ઉપજાવ્યા કરે છે...એવા ા કાળમા પણ આઝાદીની ઉષાને આવકારતી દિવાળીની નૂતન પગલીને આપણે જરૂર સત્કારીએ, પૂજીએ, તથા સં. ૨૦૦૪ના નૂતન વર્ષના પ્રભાતે તે પગલીની પ્રતિષ્ઠા કરવાનું પણ લઈએ. અને એ પ્રભુના પરિપાલન માટે નિઃસ્વાર્થ પ્રેમ, ઐક્ય, પરાક્રમ, નિર્ભયતા અને કર્તવ્યપરાયણતાના ધર્મનું-માનવસહજ આત્મીય રાષ્ટ્રધર્મનું-આહ્વાન કરીએ. જયઘોષ ગજવીએ કે આઝાદ હિંદ અખંડ અને આબાદ બની રહો!

ઉપરોક્ત આદર્શ આપણી દૃષ્ટિ સમક્ષ રહી શકે તે હેતુસર આપણો રાષ્ટ્રધ્વજ નિયત થયો છે. એ રાષ્ટ્રધ્વજનું રહસ્ય જુદા જુદા નેતાઓએ જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી સમજાવ્યું છે. પણ તા ૨૫-૯-૪૭ ના રોજ વડોદરામાં વર્તમાન વિશ્વના પ્રખર તત્ત્વવેત્તા સર ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણના પ્રવચનમા જે મીમાંસા કરવામાં આવી હતી તે અપૂર્વ અને સર્વોત્કૃષ્ટ હતી. તેનો ટૂંક સાર અત્રે આપવામાં આવે તો તે યોગ્ય જ ગણાશેઃ

વિજ્ઞાનની પ્રગતિ તથા બાહ્ય સુખ માટે તેની ઉપાસના પણ આવશ્યક છે છતાં હિંદનું માનસ શાશ્વત સુખ ઉપર ભાર મૂકે છે. જગતનું નિત્ય અને શાશ્વત (eternal) મૂલ્યાંકન એજ જીવનનું સાચું મૂલ્યાંકન છે. અનાદિ, અનંત અને સનાતન એવા વિશ્વનું એક એક કાર્ય બીજા કાર્યનું કારણ બને છે અને એમ ઘટમાળની પેઠે જગત નિરંતર ચાલ્યા જ કરે છે. પરમાત્મા નિત્ય અને અનંત હોઈ, દ્વૈતાદ્વૈત ( duel and not duel )થી પર છે. તેની પાર્શ્વભૂમિકા ( Gackground ) પર જગતનું કાર્ય ચાલે છે.

આ પાર્શ્વભૂમિકા તે આપણા રાષ્ટ્રધ્વજનો સફેદ રંગ છે. તે શાશ્વત સૌન્દર્ય અને પવિત્રતાનું પ્રતિક છે. ત્વમેવ પ્રત્યક્ષ બ્રહ્માસિ । સૂર્ય ભગવાન બ્રહ્મના બાહ્ય, પ્રતિરૂપ હોઈ તે પ્રત્યક્ષ બ્રહ્મ મનાયા છે. નટરાજન્ ( ચિંદબરમ્ )ના મંદિરમાં પશ્ચાદભૂ તરીકે સૂર્યના દર્શન કરાવવામાં આવે છે. સૂર્યનો પ્રકાશ પવિત્ર હોઈ, અખિલ જગતને જીવન અર્પી અશુદ્ધિનો નાશ કરે છે. આપણા ધ્વજમાના ચક્રની પાર્શ્વભૂમિનો શ્વેતરંગ સફેદ સૂર્યપ્રકાશનું શુદ્ધ શાશ્વત સૌન્દર્ય છે. તેની ઉપર અખંડ મંગલાકારમ્ અનંત ચક્રરૂપે છે, તે અનંત શાશ્વત બ્રહ્મની મતિમાન પ્રતિમા છે; તે ચેતન જગતનું પ્રતિક ભવચક્ર રૂપે છે બ્રહ્મ અથવા આત્માની (Being) પાર્શ્વભૂમિ ઉપર ચક્ર વિશ્વવિકાસના પથે ચાલે છે Being-માંથી Becoming એટલે જીવમાંથી શિવ અથવા નરમાંથી નારાયણ થવાનું તે સૂચન કરે છે.

તે ધર્મચક્ર પણ હોય, વિશ્વનો ગતિ–વિકાસનો ક્રમ નિયમબદ્ધ જ્ઞાનમય પૂર્વયોજના પ્રમાણે નિરંતર થયા કરે છે. **धर्मचक्र प्रवर्तते** એ આધારે જગતની પ્રત્યેક પ્રવૃત્તિ ધર્મમૂલક અને નિયમાનુસાર હોય આ ચક્ર Cosmic hroose cosmic Evolution & cosmic Law વિશ્વવિકાસ તથા વિશ્વક્રિયાના કર્મ–ચેતનનું ચિહ્ન રૂપ છે..ચક્રની માફક આ સંસારમાં સઘળું પરિવર્તનશીલ છે, દેશકાળ પ્રમાણે સંસ્કૃતિના સ્વરૂપમાં પણ પરિવર્તન થયા કરે છે પણ તે પરિવર્તનની પાછળ અનંત અને અવિચલ એવું બળ છે તે **ब्रह्म** सत्यम्‌ના સનાતન સિદ્ધાંતનું છે. ઉપનિષદ, ભગવદ્‌ગીતા કે બૌદ્ધ મતના ઉપદેશમાં પણ આપણાં અસ્તિત્વ, સ્થિતિ અને વિકાસ તે ધર્મચક્રને અધીન હોવાનું જ સમજાવેલું છે. અને આ ધમની પ્રાપ્તિનું સ્વરૂપ ઉપનિષદે ત્રણ દકારથી સ્પષ્ટ કર્યું છે. **दम, दान** અને **दया.** મતલબ કે જગતમાં પ્રગતિ અને સુલેહશાંતિ આધુનિક વિજ્ઞાનની વિપુલ સામગ્રીથી નહિ સાધી શકાય; માનવસમાજની ઉન્નતિ રાજદ્વારી ક્રાન્તિ પલટાથી પણ નહિ લાવી શકાય, એ તો આજસુધીના યુદ્ધોના અનુભવે સાબીત કરેલું છે, પરંતુ ધર્મ-સૂચિત ચક્રથી આધ્યાત્મિક શક્તિના વિકાસ વડે તથા પ્રભુમય જીવનના પંથે લઇ જનારા નિઃસ્વાર્થ ત્યાગ, પ્રેમ, દયા, શાંતિ, ક્ષમતા, ઐક્ય આદિ ઉચ્ચ માનવતાના ગુણોથી સમૃદ્ધ જીવન વડે જ જ્ઞાનવિજ્ઞાનની અને માનવ માત્રની ઉન્નતિ શક્ય છે. આપણા રાષ્ટ્રધ્વજના ત્રણે રંગો અને ચક્ર એ ઉદ્‌બોધન કરે છે

ચક્રનો ઘેરો વાદળી નીલવર્ણ શ્રીકૃષ્ણ શામળિયાનો છે એટલે ચક્ર સ્વયંસંચાલિત નથી પણ ચલાવનાર કોઇ શકિત છે. ધર્મની પાછળ ધર્મનો પ્રવર્તક પ્રભુ છે. **विश्वस्य कर्ता भुवनस्य गोप्ता** Law and Law giverની કલ્પના ઉપનિષદની છે.

ભારતીય સંસ્કૃતિ સત્યશોધન ( Quest of the Truth )ને પરમ પુરુષાર્થ ગણે છે. તેથી તે અર્થમાં, શાશ્વત-ધર્મનું હાર્દ સંયમ ત્યાગ અને તપ ઉપર ( Self-control, sacrifice and pennance ) નિર્ભર છે. તપ વિના નવસર્જન અશક્ય છે. તપનું આંતરિક યુદ્ધ એટલે કુરુક્ષેત્ર અને તેજ ધર્મક્ષેત્ર. જીવન-કલહમાં અર્જુન જેવા ઇન્દ્રિયજીત યોદ્ધા બની, આંતરિક સન્યાસથી જીવન કાર્યક્ષમ અને સફળ બનાવવું એ જ કેસરીઆ રંગનો ભાવ છે સૂર્ય ભગવાનના સફેદ રંગની પાર્શ્વભૂમિકા ઉપરના નીલવર્ણના ધર્મચક્ર સાથે ત્યાગ–તપ–વૈરાગ્ય વડે અલૌકિક શુદ્ધિનો આદર્શ દર્શાવતો **કેસરી** રંગ છે.

ત્યાર પછી, સદાસર્વદા પ્રસન્ન–પ્રફુલ્લ, ઉત્સાહી, યુવાન સર્જક રહેવાનું સૂચવતો **લીલો** રંગ જીવન સાફલ્યનો છે. **मधुवाता ऋतायते मधु क्षरंति सिंधवः** : જે વસંતમાં નવપલ્લવી નવોઢા પ્રકૃતિ પ્રફુલ્લ-મધુર બની રહે છે, તે મધુ માસનો સમસ્ત જીવન મધુમય બનાવવાનો આદેશ અર્પતો, પ્રકૃતિનો નિરંતર તાજગી ને નાવિન્ય (fairness and freshness) આપનારો આ લીલો રંગ છે. જીવન સત્ય છે, અનિવાર્ય અને આનંદમય છે. તે ઉત્સાહ અને પૌરુષથી જીવવા માટ લીલો પ્રવૃત્તિનો રંગ છે સફેદ ચક્રાંકિત તથા કેસરી રંગના આંતરિક સિદ્ધાન્તોને બહિર જીવનમાં આવિષ્કૃત કરવા માટે, અને બહિરંતર એકતાને સૂચવતો આ લીલાલહેરનો લીલો રંગ છે.

સ્વરૂપમાં, આર્યસંસ્કૃતિનું હાર્દ સમગ્ર માનવતાના વિકાસમાં છે. માનવજાતિમાં રહેલ પાશવી વૃત્તિનું તથા આસુરી પ્રકૃતિનું નિષ્કામ અને દૈવી વૃત્તિ કે પ્રવૃત્તિમાં પરિવર્તન કરવામાં આર્યસંસ્કૃતિનું નિર્વાણ-

પ્રાપ્તિનું પ્રયોજન છે. અણુબોંબથી ય અનેકધણો શક્તિવિકાસ કરનારું વૈજ્ઞાનિક બાહ્યકરણ જગતમાં શાંતિ સ્થાપી શકશે નહિ. શાંતિ, સ્વાસ્થ્ય, નિઃશ્રેયસ અને અભ્યુદયની સ્થાપના માટે આંતરિક–અંતઃકરણના–વિકાસની પરમ આવશ્યકતા છે. અને નૂતન હિંદે જગતને આજ સંદેશો આપવાનો છે, બીજો નહિ. આર્યસંસ્કૃતિના પ્રતિક સમો આપણો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ, સમસ્ત વિશ્વ પ્રતિ હિંદે પાઠવવાનો શાશ્વત સત્ય અને સનાતન માર્ગનો જ સંદેશ પાઠવે છે.

એ દિવસ જલદી ઊગે કે જ્યારે ઉપરોક્ત આદર્શ કેવલ સિદ્ધાન્ત સ્વરૂપમાં જ ન રહેતાં, માનવજીવનના અણુઅણુમાં વાસ્તવિક વ્યવહારરૂપે ઓતપ્રોત થયો હોય! ☙

# નોંધ

## દિવાળી અંક :

'ગુણસુન્દરી'ના દીપોત્સવી અંકમાં પોતાની કલમ–પ્રસાદી આપીને જે લેખકોએ અમને સહકાર આપ્યો છે તે સર્વનો અમે હાર્દિક આભાર માનીએ છીએ.

આઝાદી યુગનું વિ સં. ૨૦૦૪નું વર્ષ સર્વને સર્વથા ઉન્નતિસાધક નિવડો, અને દરેકના જીવનનો પ્રત્યેક દિવસ ભારતને સમૃદ્ધ અને સંસ્કાર–સુરક્ષિત બનાવવામાં સફળ નિવડો, એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. આ નવેંબર–ડીસેંબરનો સંયુક્ત દિવાળી અંક થયો હોવાથી, હવે પછીનો અંક જાન્યુઆરી ૧૯૪૮ની પહેલી તારીખે પ્રસિદ્ધ થશે, તેની ગ્રાહકો તથા વાચકો નોંધ લેશે.

## શ્રી. ચુનીલાલ વ. શાહ :

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહનો 'ષષ્ઠિપૂર્તિ' ઉત્સવ ઉજવાય છે એ આનંદની વાત છે. પદ્યના સાહિત્યક્ષેત્રમાં પગરણ માંડનાર, ગદ્યના સ્વામી બનવાના માર્ગે જઇ રહેલા શ્રી. ચુનીલાલ શાહને, ચાક્ષર વર્ગ કરતાં સામાન્ય વાચકવર્ગ વધારે સારી રીતે જાણે છે. તેનું કારણ તેમની સામાજિક, ઐતિહાસિક અને કલાત્મક નવલકથાઓએ કરેલું કામણ છે તેમની કલ્પનારંગી કથાઓ ઇતિહાસના પાત્રોને સર્જે છે, ભૂતકાળના વાતાવરણને ઘડે છે, છતાં વાસ્તવિકતાની દૃષ્ટિએ તે તેટલી જ વર્તમાન પ્રાણથી ધબકાર મારતી અનુભવાય છે.

'પ્રજાબંધુ'એ તેમના પત્રકારિત્વને પ્રકાશમાં આણ્યું, તે કરતાં અધિક તેમનામાં રહેલી સૂક્ષ્મ વેધક દૃષ્ટિવાળી સત્યશોધક વિવેચનવૃત્તિને જાહેર કરી. અનુભવ્યું છે અને અનેકવાર સાંભળ્યું છે કે, 'પ્રજાબંધુ'ના વિવેચકના મતનિદર્શનમાં ન પૂર્વગ્રહ કે ન પક્ષપાત; તેમાં તો નર્યું તટસ્થ મૂલ્યાંકન જ હોય.

શ્રી. ચુનીલાલ શાહના વિપુલ સાહિત્યનું મર્મગ્રાહી વિસ્તૃત વિવેચન, વિવેચક વર્ગ કરશે જ. આપણે તેમના ૬૦ વર્ષના જન્મોત્સવે, પ્રભુ પાસે એટલું જ પ્રાર્થીએ કે તેઓ નિરામય સુખી દીર્ઘાયુષ્ય ભોગવે અને ગુર્જરીની વિશેષ અને વિશેષ સેવા કરવા ભાગ્યશાળી બને.

## સ્વ. પ્રભાવતી ન. ઠક્કરના સ્મરણાર્થે :

ફક્ત બાવીસ બ્હેનોને, 'ગુણસુન્દરી'ના વાર્ષિક ગ્રાહક તરીકે માત્ર ત્રણ જ રૂપીઆના લવાજમથી નોંધવામાં આવશે. બાવીસ નામો આવી ગયા બાદ, આ લાભ મળી શકશે નહિ. તો તે સંબંધી લાભ લેવા ઇચ્છનાર બ્હેનોએ વેળાસર ' 'ગુણસુન્દરી' કાર્યાલય, લુહાણાપ્રેસ, વડોદરા ' એ સિરનામે લખી મોકલવું.

## સ્વ. નાગરદાસ ઇ. વર્મા

'ગુણસુન્દરી'ના આદ્ય તંત્રી અને સ્થાપક સ્વ. જયકૃષ્ણ વર્માના પિતાશ્રી નાગરદાસ ઇ. વર્મા તા. ૧–૧૧–૪૭ ના રોજ સુરત મુકામે સ્વર્ગવાસી થયા છે તેની સખેદ નોંધ લઇએ છીએ. પ્રભુ સ્વર્ગસ્થ આત્માને શાંતિ અર્પે એજ પ્રાર્થના.

**બળવાન બનો** **બળવાન બનો**

સ્વતંત્ર હિન્દની આર્થિક સદ્ધરતા ગામડાઓમાં વસતાં ખેડુત તથા મજુર આદિમ પ્રજાજનોની આર્થિક ઉન્નતિ ઉપર અવલંબન રાખે છે.

માટે

તેમને કરકસરથી બચત કરવા પ્રેરવા, સમજાવવા એ આગળ પડતા પ્રજાજનોની પવિત્ર ફરજ છે. માનવ જાતિના વિકાસ માટે વ્યક્તિગત રોકડ બચતની ખાસ જરૂર છે.

માટે

બચત કરો ! બીજાને બચત કરવા દોરો !

અને

કરેલી બચત લાભદાયી નિવડે તે માટે નાની બચત યોજનાનો આશરો લો. નેશનલ બચત ટિકિટો તથા બચત પત્રો ખરીદો-ખરીદાવો અને એકના દોઢા બનાવો.

ગામે ગામ બચત મંડળો સ્થાપો.

વધુ વિગત માટે રૂબરૂ મળો યા લખો:—

(૧) જે તે સ્થળના પોસ્ટ માસ્તરને
(૨) સ્થાનિક સરકારી અમલદારને
(૩) પ્રકાશન અમલદાર વડોદરાને

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે પોતાને માટે છાપ્યું અને રેજ દેશલિપી પ્રસિદ્ધ કર્યું. તા ૧૦-૧૧-૪૭

પ્રાપ્તિનું પ્રયોજન છે. અણુબોંબથી ય અનેકધણો શક્તિવિકાસ કરનારું વૈજ્ઞાનિક બાલાકરણ જગતમાં શાંતિ સ્થાપી શકશે નહિ. શાંતિ, સ્વાસ્થ્ય, નિ શ્રેયસ અને અભ્યુદયની સ્થાપના માટે આંતરિક–અંતકરણના–વિકાસની પરમ આવશ્યકતા છે. અને નૂતન હિંદે જગતને આજ સદેશો આપવાનો છે, બીજો નહિ. આર્યસંસ્કૃતિના પ્રતિક સમો આપણો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ, સમસ્ત વિશ્વ પ્રતિ હિંદ પાઠવવાનો શાશ્વત સત્ય અને સનાતન માર્ગનો જ સંદેશ પાઠવે છે.

એ દિવસ જલદી ઊગે કે જ્યારે ઉપરોક્ત આદર્શ કેવલ સિદ્ધાન્ત સ્વરૂપમાં જ રહેતાં, માનવજીવનના અણુઅણુમાં વાસ્તવિ વ્યવહારરૂપે ઓતપ્રોત થયો હોય !

# નોંધ

**દિવાળી અંક :**

'ગુણસુન્દરી'ના દીપોત્સવી અંકમા પોતાની કલમ-પ્રસાદી આપીને જે લેખકોએ અમને સહકાર આપ્યો છે તે સર્વનો અમે હાર્દિક આભાર માનીએ છીએ.

આઝાદી યુગનું વિ સં. ૨૦૦૪નું વર્ષ સર્વને સર્વધા ઉન્નતિસાધક નિવડો, અને દરેકના જીવનનો પ્રત્યેક દિવસ ભારતને સમૃદ્ધ અને સંસ્કાર-સુરક્ષિત બનાવવામાં સફળ નિવડો, એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. આ નવેંબર–ડીસેમ્બરનો સંયુક્ત દિવાળી અંક પ્રસિદ્ધ થયો હોવાથી, હવે પછીનો અંક જાન્યુઆરી ૧૯૪૮ની પહેલી તારીખે પ્રસિદ્ધ થશે, તેની ગ્રાહકો તથા વાચકો નોંધ લેશે.

**શ્રી. ચુનીલાલ વ. શાહ :**

શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહનો ષષ્ઠિપૂર્તિ ઉત્સવ ઉજવાય છે એ આનંદની વાત છે. પદ્યના સાહિત્યક્ષેત્રમાં પગરણ માંડનાર, ગદ્યના સ્વામી બનવાના માર્ગે જઈ રહેલા શ્રી. ચુનીલાલ શાહને, સાક્ષર વર્ગ કરતાં સામાન્ય વાચકવર્ગ વધારે સારી પેઠે જાણે છે. તેનું કારણ તેમની સામાજિક, ઐતિહાસિક અને કલાત્મક નવલકથાઓએ કરેલું કામણ છે તેમની કલ્પનાર ગી કથાઓ ઇતિહાસના પાત્રોને સર્જે છે, ભૂતકાળના વાતાવરણને ઘડે છે, છતાં વાસ્તવિકતાની દૃષ્ટિએ તે તેટલી જ વર્તમાન પ્રાણથી ધબકાર મારતી અનુભવાય છે.

'પ્રજાબંધુ 'એ તેમના પત્રકારિત્વને પ્રકાશમાં આણ્યું, તે કરતાં અધિક તેમનામાં રહેલી સૂક્ષ્મ વેધક દૃષ્ટિવાળી સત્યશોધક વિવેચનવૃત્તિને જાહેર કરી. અનુભવ્યું છે અને અનેકવાર સાંભળ્યું છે કે, 'પ્રજાબંધુ' ના વિવેચકના મતનિદર્શનમાં ન પૂર્વગ્રહ કે ન પક્ષપાત; તેમાં તો નર્યું તટસ્થ મૂલ્યાંકન જ હોય.

શ્રી. ચુનીલાલ શાહના વિપુલ સાહિત્યનું મર્મગ્રાહી વિસ્તૃત વિવેચન, વિવેચક વર્ગ કરશે જ. આપણે તેમના ૬૦ વર્ષના જન્મોત્સવે, પ્રભુ પાસે એટલું જ પ્રાર્થીએ કે તેઓ નિરામય સુખી દીર્ઘાયુષ્ય ભોગવે અને ગુર્જરીની વિશેષ અને વિશેષ સેવા કરવા ભાગ્યશાળી બને.

**સ્વ. પ્રભાવતી ન. ઠક્કરના સ્મરણાર્થે :**

ફક્ત બાવીસ બ્હેનોને, 'ગુણસુન્દરી'ના વાર્ષિક ગ્રાહક તરીકે માત્ર ત્રણ જ રૂપીઆના લવાજમથી નોંધવામા આવશે. બાવીસ નામો આવી ગયા બાદ, આ લાભ મળી શકશે નહિ. તો તે સંબંધી લાભ લેવા ઇચ્છનાર બ્હેનોએ વેળાસર 'ગુણસુન્દરી' કાર્યાલય, લુહાણાપ્રેસ, વડોદરા ' એ સિરનામે લખી મોકલવું.

**સ્વ. નાગરદાસ ઇ. વર્મા**

'ગુણસુન્દરી 'ના આદ્ય તંત્રી અને સ્થાપક સ્વ. જયકૃષ્ણ વર્માના પિતાશ્રી નાગરદાસ ઇ. વર્મા તા. ૧–૧૧–૪૭ ના રોજ સુરત મુકામે સ્વર્ગવાસી થયા છે તેની સખેદ નોંધ લઇએ છીએ. પ્રભુ સ્વર્ગસ્થ આત્માને શાંતિ અર્પે એજ પ્રાર્થના

